# પુણ્ય યોગ

શ્રીસંઘના કરકમળમાં ભેટ ધરતાં અમે અસીમ હર્ષ, ગૌરવ અને સંતોષની લાગણીનો અનુભવ કરીએ છીએ; અને આવો અપૂર્વ પુણ્યયોગ અમને સાંપડયો તથા આવું મોટું કાર્ય સાંગોપાંગ પાર પડયું એ માટે અમે પરમાત્માનો ઉપકાર માનીએ છીએ.

પણ માત્ર વિચાર કરવાથી કે કેવળ યોજના કરવાથી પાર પડી શકે એવું આ કામ ન હતું—કોઈ પણ મહત્ત્વનું કામ એ રીતે પૂરું ન જ થઈ શકે. અમારાં ટાંચાં સાધનો અને અમારી મર્યાદિત શક્તિની દૃષ્ટિએ તો અમારા માટે આ કામ ગજા ઉપરાંતનું કહી શકાય એવું જ હતું—અરે, એને હાથ ધરવાનો વિચાર પણ મોટું સાહસ કે જોખમ ખેડવા જેવું લાગે એવી સ્થિતિ હતી! અને છતાં, કુદરતે અમને એ કાર્યનો ભાર સ્વીકારવાની જે હિંમત આપી તેમ જ એને પૂરું કરવાની જે અનુકૂળતા કરી આપી એનો વિચાર કરતાં અમારું અંતર આભારની લાગણીથી ખૂબ ગદ્‌ગદ બની જાય છે. કેટકેટલા પૂજ્ય પુરુષો, કેટકેટલા આગેવાનો અને કેટકેટલા કાર્યકરો, સાથીઓ અને મિત્રોનો નિષ્ઠાભર્યો સહકાર અમે મેળવી શકયા છીએ.

આપણા સંઘના વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને ચારિત્રવૃદ્ધ પરમ પૂજ્ય આચાર્યપ્રવર શ્રી વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજના પરમ પ્રભાવક પટ્ટધર, યુગદિવાકર પૂજ્યપાદ આચાર્યદેવ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજને જ્યારે અમે અમારા આ વિચારની જાણ કરી ત્યારે તેઓએ કેવળ એ વિચારને ઉત્સાહપૂર્વક વધાવી લીધો એટલું જ નહીં, એ વિચારને મૂર્ત કરવામાં, પોતાના સાધુધર્મની મર્યાદામાં રહીને, દરેક પ્રકારનો સાથ આપવા–અપાવવાનો વિશ્વાસ આપ્યો. આચાર્ય મહારાજે દર્શાવેલી આ આત્મીયતા અને ઉદારતા અમારા માટે મોટી હુંફરૂપ અને ઉત્સાહવર્ધક બની ગઈ. આ વિશેષાંક પ્રગટ કરવાનો અમારો પ્રાથમિક વિચાર દૃઢ બની ગયો.

આપણા સંઘના એક સમર્થસુકાની, સમયજ્ઞ અને વિચક્ષણ સંઘનાયક પરમપૂજ્ય સ્વ૦ આચાર્યમહારાજ શ્રી વિજયનન્દનસૂરીશ્વરજી મહારાજને અમે આવો વિશેષાંક પ્રગટ કરવાની અમારી ભાવના નિવેદિત કરી તો એમણે એને હર્ષપૂર્વક વધાવી લીધી અને પોતાના અંતરના આશીર્વાદ પણ આપ્યા. એ જ રીતે પરમપૂજ્ય શાંતિમૂર્તિ આચાર્યમહારાજ શ્રી વિજયસમુદ્રસૂરીશ્વરજી મહારાજ તેમ જ તીર્થપ્રભાવક, પરમપૂજ્ય આચાર્યમહારાજશ્રી વિજયવિક્રમસૂરીશ્વરજી મ૦ના પણ આશીર્વાદ અમે મેળવી શકયા છીએ.

વળી, જૈન સાહિત્ય અને કળાના અભ્યાસી, કેન્દ્ર સરકારે રચેલ નિર્વાણ મહોત્સવ સમિતિના એક અતિથિવિશેષ, સાહિત્ય–કલારત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજનો પણ અમને આ સાહસમાં સાથ મળ્યો છે. ઉપરાંત, પરમપૂજ્ય મુનિરાજ શ્રી સૂર્યોદયવિજયજી વગેરે અન્ય મુનિરાજોએ પણ અમને સાથ આપવાની તત્પરતા દેખાડી છે. આને લીધે અમારો ઉત્સાહ ઔર વધી ગયો; અને આ કાર્ય બને તેટલા સારારૂપમાં અને બને તેટલું વહેલું પૂરું થાય એ રીતે અમે એમાં પરોવાઈ ગયા. આ બધા શ્રમણભગવંતોનો અમે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

આ કાર્ય સારા રૂપમાં અને સમયસર પૂરું કરવું હોય તો સૌથી પહેલાં બે વાતની ગોઠવણ થવી જરૂરી હતી: (૧) એક ખંતીલું અને વગદાર સંપાદક-મંડળ રચવું, અને (૨) મુંબઈમાં રહીને આ કાર્ય માટેની જરૂરી પૂર્વતૈયારી તથા તૈયારી નિરાંતે કરી શકાય એવું મોકાસરનું સ્થાન શોધી કાઢવું, કારણ કે મુંબઈ સિવાય અન્ય કોઈ સ્થાન

આ કાર્ય માટે અનુકૂળ થઈ શકે એમ નથી એમ અમને સ્પષ્ટ લાગતું હતું.

અમને કહેતાં આનંદ થાય છે કે આ બન્ને મુશ્કેલીઓનો, સદ્‌ભાગ્યે, અંત આવી ગયો. આ વિશેષાંક તૈયાર કરવાની વાત સંપાદક મહાનુભાવો શ્રીયુત રતિભાઈ દીપચંદ દેસાઈ, શ્રીયુત કાન્તિલાલ ડી. કોરા, શ્રી ધીરેન્દ્રભાઈ દોશી અને શ્રી ગુણવંતભાઈ અમૃતલાલ શાહને કાને નાખીને એમની સહાયની માગણી કરતાં, કોઈ પણ જાતની આનાકાની વગર તરત જ આ કામને તેઓએ પોતાનું બનાવી દીધું છે, અને એને સફળ કરવામાં પોતાની બધી શક્તિઓ કામે લગાવી દીધી. આ સંપાદક મિત્રોનો અમે અંતઃકરણથી ખૂબ ખૂબ આભાર માનીએ છીએ.

મુંબઈમાં અમે શાંતિ અને નિશ્ચિતતાપૂર્વક અમારું કામ કરી શકીએ એવું સગવડભર્યું સ્થાન મેળવવાનું કામ તો અતિ અતિ દુષ્કર હતું. પણ આપણી શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કોન્ફરન્સના પ્રમુખ સખીદિલ શેઠશ્રી દીપચંદભાઈ સવરાજ ગાર્ડી તથા એમના પદાધિકારી સાથીઓ શ્રી જયંતભાઈ એમ. શાહ, શ્રી રસિકભાઈ સી. શાહ (કોલસાવાળા) આદિએ અમારા આ કાર્યનું મહત્ત્વ સમજીને અમને કોન્ફરન્સના કાર્યાલયનો ઉપયોગ કરવાની અનુમતિ આપવાની જે ઉદારતા દાખવી છે તે અસાધારણ કહી શકાય એવી છે. એમના આ સક્રિય સહકારે અમને અત્યંત આભારી બનાવ્યા છે.

આ વિશેષાંકના ખર્ચને પહોંચી વળવાની આર્થિક જવાબદારી પણ જંગી હતી. પણ પરમપૂજ્ય શ્રમણભગવંતોની પ્રેરણાથી અમારા તરફ મમતાની ભરી લાગણી ધરાવતા જૈન સમાજના અગ્રણીઓ તથા કાર્યકરોના પ્રયાસથી તેમ જ અમારા શુભેચ્છકોના સહકારથી અમને જાહેરખબરો ઠીક પ્રમાણમાં મળી શકી છે. અને તેથી જ અમે આ ભાર વહન કરી શક્યા છીએ. આ કાર્યમાં અમને સહકાર આપનારા તેમ જ વિશેષે જાહેરખબરો આપવાની ઉદારતા દાખવનારા તરફ અમે કૃતજ્ઞતાની ઊંડી લાગણી દર્શાવીએ છીએ.

શ્રીમતિ ઇન્દિરાબહેન શાહે [તંત્રી : ત્રિશલા] કાર્યાલયના વહિવટી તંત્રને ખંતપૂર્વક સંભાળવા બદલ તેમ જ શ્રી કાંતિભાઈ મોદી, શ્રી રાકેશભાઈ શાહ, શ્રી નગીનદાસ જે. શાહ, કુ. કોકિલાબેન શાહ આદિએ જાહેરખબરો મેળવવા અને વ્યવસ્થાતંત્રમાં સહભાગી બનવા જે પરિશ્રમ લીધો તે બદલ—એ સૌનો અમો ખૂબ આભાર માનીએ છીએ.

આ વિશેષાંકનું મોટાભાગનું મુદ્રણકાર્ય સોનગઢના સરયૂ પ્રિન્ટરીના માલિક શ્રી કિશોરભાઈ જાની અને શ્રી જુગલદાસ મહેતાએ ઘણી કાળજી અને ખંતથી કરી આપ્યું છે. મુંબઈના જાણીતા ચિત્રકાર શ્રી બલિ અને શ્રી બંસીભાઈ 'ચકોર'એ આ વિશેષાંકને વધુ સુશોભિત બનાવ્યો છે. શ્રી જૈન ચિત્રકલા નિદેશન સમિતિના સૌજન્યથી 'તીર્થંકર ભગવાન શ્રી મહાવીર ચિત્રસંપૂટ' આધારિત બ્લોકો બનાવી પ્રગટ કર્યા છે. મેસર્સ ચીમનલાલ પેપર કંપની [મુંબઈ]ના માલિકો શેઠશ્રી ચીમનભાઈ અને શ્રી અરવિંદભાઈ સી. શાહે વિશેષાંક માટે આત્મીયભાવે મોટી સંખ્યામાં કાગળો મેળવી આપ્યા છે. આ રીતે અનેક વ્યક્તિઓના સાથ-સહકારથી આ કામ પૂરું થઈ શક્યું છે. એ બધા નામી-અનામી ભાઈઓનો અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ.

ભગવાન મહાવીરદેવના પચીસસોમા નિર્વાણ મહોત્સવની ઉલ્લાસભરી ઉજવણીની સ્મૃતિને સાચવી રાખવામાં તેમ જ આપણી ભાવી પેઢીને એની દિવ્યતાની ઝલકનું દર્શન કરાવવામાં આ વિશેષાંક યત્કિંચિત્ પણ ઉપયોગી બની રહેશે, તો અમે અમારા શ્રમને સાર્થક થયેલો લેખીશું.

ભાવનગર-૧, તા. ૨૬-૫-૧૯૭૬. —ગુલાબચંદ દેવચંદ શેઠ

# મીઠી મૂંઝવણનો

# એક અનોખો અવસર

## [ સંપાદકોની વાત ]

'ભગવાન મહાવીરના ૨૪૦૦મા નિર્વાણ-વર્ષમાં આપણે અહીં હતા નહીં અને ૨૬૦૦મા નિર્વાણ-વર્ષમાં આપણે અહીં નહીં હોઈએ. એટલે આપણે માટે તો ૨૫૦૦મું વર્ષ અને ૨૫૦૦મા વર્ષની ઉજવણી એ જ બરાબર છે; અને ભાગ્યમાં હોય તો જ તેનો લાભ મળી શકે છે'

—સ્વ૦ આ૦ મ૦ શ્રી વિજયનન્દનસૂરીશ્વરજી
(અમદાવાદમાં મહાવીર જન્મ-કલ્યાણક પ્રસંગે આપેલ પ્રવચનમાંથી વિક્રમ સંવત ૨૦૩૦.)

આપણાં ધર્મશાસ્ત્રોએ ભગવાન મહાવીર માટે જગતના નાથ, જગતના ગુરુ, જગતના બંધુ વગેરે અનેક વિશેષણોનો પ્રયોગ કરીને એમના અપાર મહિમાને પામવાનો અને વર્ણવવાનો પ્રયાસ કર્યો છે. આ બધું જોઈને સહજપણે સવાલ થાય છે કે પ્રભુ મહાવીરના આ મહિમાનો લાભ જગત-ભરના જીવો સુધી પહોંચી શકે અને ભગવાન માટે વાપરવામાં આવેલા આવાં આવાં અનેક વિશેષણો યથાર્થ સાબિત થઈ શકે એ રીતે આપણે પ્રભુના ધર્મશાસનને ઉદાર, સતત વહેતું અને વિસ્તરતું રહેવા દીધું છે ખરું? અને જો એવું નથી રહેવા દીધું તો પ્રભુને માટે ઉપયોગમાં લેવામાં આવેલાં આ વિશેષણો સાર્થક નહીં પણ કેવળ અતિશયોક્તિરૂપ જ છે, એવા દોષારોહણનો ઈનકાર આપણે કેવી રીતે કરી શકવાના છીએ?

જે પરમાત્માએ સમભાવની અને વીતરાગપણાની અનિવાર્યતા અને ઉપયોગિતાને બરાબર પિછાનીને, એનો સાક્ષાત્કાર કરવાના ઉદ્દેશથી, વિશ્વભરના બધા જીવો સાથે પૂર્ણ મૈત્રીભાવ કેળવવા માટે અને કોઈ પણ જીવ તરફના વેરભાવથી સર્વથા મુક્ત થવા માટે, ઉત્કટ અને અખંડ આત્મ-સાધના કરી હોય, એમાં પૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરી હોય અને પોતાને લાધેલ સાધનાના અમૃતની લહાણી કરવા માટે વ્યાપક ધર્મતીર્થનું પ્રવર્તન કર્યું હોય, એ પરમાત્મા વિશ્વના સમગ્ર જીવો માટે નાથ, ગુરુ કે બંધુ તરીકેના યથાર્થ ગૌરવને પામે એમાં શી નવાઈ? ભગવાન મહાવીર સાચા અર્થમાં જગતના નાથ, જગતના ગુરુ, જગતના બંધુ, જગતના મિત્ર અને જગતના માર્ગદર્શક છે એમાં લેશ પણ શંકા નથી. એમના આવા સર્વમંગલકારી જીવનનો અને ધર્મતીર્થનો લાભ વિશાળ જગતને મળતો બંધ થયો તે આપણા પોતાના દોષને કારણે. જેમ પોતાના ગાલ ઉપરના ડાઘને પામર-અબૂઝ માનવી કાચનો ડાઘ માની લેવાની નાદાની કરી બેસે છે તેમ, પ્રભુના ધર્મશાસનના રક્ષણહાર અને પાલન કરનારાના કાષાયિક ભાવો અને મનની સંકુચિત તથા વિકૃત વૃત્તિઓની છાયા ધર્મતીર્થને સ્પર્શી ગઈ અને પ્રભુનું ધર્મતીર્થ જીવમાત્રનું ઉદ્ધારક હતું તે અમુક જ વર્ગની ઇજારાની વસ્તુ જેવું સંકુચિત બની ગયું? આમાં ભગવાનનો કે એમના ધર્મતીર્થનો શો દોષ?

સોળે કળાએ પ્રકાશી રહેલ સૂર્યની આડે એકાદ નાનુંસરખું પણ વાદળ આવી જાય છે ત્યારે આપણે એના જળહળતા પ્રકાશથી વંચિત થઈ જઈએ છીએ. વિશાળ ઓરડાને પ્રકાશમાન કરતા વીજળીના હજાર કેન્ડલ પાવરના ગોળા ઉપર એકાદ આવરણ ચડાવી દઈએ અને આખા ઓરડામાં અંધકાર પ્રસરી જાય છે. આમાં ન તો સૂર્યનું તેજ ઓછું થઈ જાય છે કે ન તો વીજળીના ગોળાનો પ્રકાશ ઘટી જવા પામે છે. આમાં જે કંઈ ગેરલાભ થાય છે તે આપણે એ પ્રકાશ કે તેજના લાભથી વંચિત થઈ જઈએ છીએ એ જ છે. અને આ ગેરલાભ તો એવો મોટો હોય છે કે એથી છેવટે આપણા પોતાનો વિકાસ જ રુંધાઈ જાય છે.

ભગવાનના સર્વકલ્યાણકારી જીવન અને ધર્મતીર્થની સ્થિતિ પણ, આપણે આપણી પોતાની સંકુચિતતાને કારણે, આવી જ શોચનીય કરી મૂકી છે. આથી જગતને મહાન ધર્માશ્રય મળતો બંધ થયો છે એની સાથે સાથે આપણો પોતાનો આત્મવિકાસ પણ ઠીંગરાઈ અને રુંધાઈ ગયો છે. આ કંઈ જેવું તેવું નુકસાન નથી. મહામુસીબતે મળેલ માનવભવના સારને, જાણી જોઈને, હારી બેસવા જેવું જ આ અકાર્ય છે. આવા અકાર્યથી ઊગરવાનો એકમાત્ર ઉપાય પ્રભુના ધર્મશાસનનો લાભ જે કોઈને લેવો હોય તે સુખેથી લઈ શકે એવી ઉદાર દૃષ્ટિ કેળવવી અને જેઓને પ્રભુના શાસનની ઉપકારકતાનો ખ્યાલ ન હોય એમને એ વાતની સારી રીતે જાણ થાય એવી પરગજુ ધર્મદૃષ્ટિ દાખવવી એ જ છે. આમ કરવાથી પોતાનું તેમ જ દુનિયાના જીવોનું—એમ બન્નેનું કલ્યાણ થાય છે અને પ્રભુનો મહિમા વર્ણવવા માટે રચવામાં આવેલી પ્રશસ્તિઓ યથાર્થ કથનરૂપે હમેશને માટે મનમાં વસી જાય છે.

આવા અપૂર્વ અને અદ્ભુત મહિમાવંતા હતા ભગવાન મહાવીરસ્વામી! એમના આ મહિમાને જગતમાં ફેલાવવો એ આપણું ધર્મકર્તવ્ય છે, અને કોઈ ઉત્તમ અને પ્રેરક નિમિત્ત મળતાં એ માટે તન-મન-ધનથી, પ્રયાસ, કરવો એ આપણું વિશિષ્ટ ધર્મકર્તવ્ય છે. ખરે અવસરે આવું ધર્મકર્તવ્ય બજાવવામાં પાછળ રહીએ, આળસ કરીએ કે ઉપેક્ષા સેવીએ તો તે આપણે ખુદ ધર્મને જ જાકારો આપવા જેવી મોટી ભૂલ કરી ગણાય.

o o o

ભગવાન મહાવીરના મહાનિર્વાણના પચીસસોમા વર્ષનો અવસર આવો જ ધર્મની વ્યાપક પ્રભાવના કરવાના વિશિષ્ટ ધર્મકર્તવ્યનું પાલન કરી બતાવીને પોતાના જીવન અને ધર્માનુરાગને કૃતાર્થ બનાવવાનો અતિ વિરલ અને પ્રબળ પુણ્યોદયે જ પ્રાપ્ત થઈ શકે એવો સોનેરી અવસર હતો. અને એ અવસરની ઉજવણી પણ એની મહત્તા અને અપૂર્વતાને અનુરૂપ જ થઈ એ જોઈને હૃદય ખૂબ પુલકિત અને રાજી થઈ જાય છે.

આ ઉજવણીની હકીકતો ઉપરથી સ્પષ્ટ રૂપે જાણી શકાય છે કે આ નિર્વાણ મહોત્સવ રાષ્ટ્રીય ધોરણે, બધા જૈન ફિરકાના સંયુક્ત ધોરણે, પ્રત્યેક જૈન ફિરકાના પોતાના ધોરણે, અમુક પ્રમાણમાં પ્રજાકીય ધોરણે તેમ જ કેટલાક પ્રમાણમાં આંતરરાષ્ટ્રીય ધોરણે—એમ પાંચે ધોરણે ખૂબ વિશાળ પાયા ઉપર ઊજવવામાં આવ્યો હતો. એમ કહી શકાય કે કાશ્મીરથી લઈને છેક કન્યાકુમારી સુધી અને દૂરપૂર્વની આસામની ધરતીથી શરૂ કરીને તે છેક ભારતના પશ્ચિમ કિનારા સુધીના સીમાડા ભગવાન મહાવીર અને અહિંસાપ્રધાન જૈન સંસ્કૃતિના જયનાદોથી ગુંજી ઊઠ્યા હતા. અને આ જયનાદને ગાજતો કરવામાં ભિન્ન ભિન્ન ધર્મ અને કોમના ધર્મપુરુષો, રાજપુરુષો અને સામાન્ય પ્રજાજનોએ એક સરખા ઉલ્લાસથી ફાળો આપ્યો હતો, એ આ ઉજવણીની વિરલ વિશેષતા હતી.

વળી, આ ઉજવણીના કાર્યક્રમોમાં પણ કેટલી બધી વિવિધતા અને વિશાળતા હતી! ધર્મ અને જ્ઞાતિના ભેદભાવ વગર, આબાલવૃદ્ધ બહેનો તથા ભાઈઓએ કેવા ઉમંગથી એમાં ભાગ લીધો હતો! આ બધું જોઈને તો જાણે એમ જ લાગતું હતું કે ભગવાન તીર્થંકરની સમભાવની, વીતરાગપણાની, અહિંસાની, વિશ્વમૈત્રીની તેમ જ સમવસરણની ભાવના સજીવન થઈ રહી છે! આ ઉજવણીના ધર્મના દ્વારે ન કોઈની કશી રોક-ટોક કે ઉપેક્ષા થતી હતી કે ન કોઈને જાકારો કે તિરસ્કાર મળતો હતો. તેથી જ તો ભ૦ મહાવીરના ધર્મતીર્થનો સર્વત્ર જયનાદ થતો સંભળાયો હતો.

આ ઉજવણીના કાર્યક્રમોના આકાર-પ્રકારની વિવિધતા તો ખરેખર, હેરત પમાડે એવી હતી. આ રહી એની થોડીક વિગતો—

- ☐ ઠેર ઠેર સભાઓ, સરઘસો, પ્રભાતફેરીઓ, ધર્મયાત્રાઓ [વરઘોડા], સ્નાત્ર મહોત્સવો, વિવિધ જાતનાં મહાપૂજનો, પૂજાઓ અને ભાવનાઓ યોજવામાં આવ્યાં હતાં.
- ☐ વક્તૃત્વ, નિબંધલેખન, ચિત્રકલા અને સંગીતની જુદી જુદી કક્ષાની ઈનામી હરીફાઈઓ ગોઠવવામાં આવી હતી. આમાં દિલ્હીની મહાસમિતિ તરફથી જે નિબંધલેખન-સ્પર્ધા યોજવામાં આવી હતી તે બધી સ્પર્ધાઓમાં શિરમોર સમી, ઘણી મોટી અને મહત્ત્વની હતી, અને એમાં આઠ હજાર રૂપિયાના રોકડ ઈનામો આપવામાં આવ્યાં હતાં.
- ☐ અનેક સ્થાનોમાં જૈન સંસ્કૃતિ, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, શિલ્પ-સ્થાપત્ય જેવા વિષયોની વિદ્વાનોની જ્ઞાનગોષ્ઠિઓ (પરિસંવાદો), કવિસમ્મેલનો રંગોળી પ્રદર્શનો તથા પ્રદર્શનોનું આયોજન કરવામાં આવ્યું હતું.
- ☐ શિકારબંધી તથા કતલખાનાંબંધીની ઘોષણાથી અમારિ (અહિંસા)નું પ્રવર્તન કરવામાં આવ્યું હતું. તથા ભગવાન મહાવીરની કરુણાદૃષ્ટિથી પ્રેરાઈને ક્યાંક ક્યાંક કેદીઓની સજા ઘટાડવામાં આવી હતી, કેટલાક કેદીઓને છોડી મૂકવામાં આવ્યા હતા, અને ફાંસીની સજા પામેલ કેદીઓની ફાંસીની સજા રદ કરીને એમને બીજા કેદીઓ જેવા ગણવામાં આવ્યા હતા. ગરીબોને તથા અશક્તોને ભોજન, મીઠાઈ તથા નાસ્તાના પડીકાં અને ઇસ્પિતાલોમાં દર્દીઓને ફળો વહેંચવામાં આવ્યાં હતાં.
- ☐ નિર્વાણ મહોત્સવની યાદમાં જુદી જુદી જાતના ચાંદીના સિક્કા બહાર પાડવામાં આવ્યા હતા તથા ભગવાનની નિર્વાણભૂમિ પાવાપુરી તીર્થના જળમંદિરની છાપવાળી ખાસ ટપાલની ટિકિટ પ્રગટ કરવામાં આવી હતી.

☐ પ્રાથમિક, માધ્યમિક તથા ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓની તેમ જ જરૂરવાળાં સ્થાનોમાં વિદ્યાર્થીઓ તથા કન્યાઓ માટે છાત્રાલયોની સ્થાપના કરવાનું નક્કી કરવામાં આવ્યું હતું.

☐ ઉચ્ચ અધ્યયન-સંશોધનનાં કેન્દ્રો તથા કેટલાંક વિશ્વવિદ્યાલયોમાં જૈનચેરની સ્થાપના કરવાના નિર્ણયો લેવામાં આવ્યા હતા.

☐ નવાં પુસ્તકાલયો તથા સંગ્રહાલયો સ્થાપવાનો તથા કેટલાંક વિદ્યમાન પુસ્તકાલયો તથા સંગ્રહાલયોમાં જૈન વિભાગો શરૂ કરવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો.

☐ નાનાં-મોટાં, જુદા જુદા વિષયને લગતાં અને જુદી જુદી ભાષામાં લખાયેલાં સેંકડો પુસ્તકો, ઉચ્ચ કોટીના ચિત્રસંગ્રહો, અનેકાનેક સામયિકોના સમૃદ્ધ અને સચિત્ર વિશેષાંકો તેમ જ જુદા જુદા પ્રદેશોના દૈનિકોમાં પૂર્તિઓ બહોળા પ્રમાણમાં પ્રગટ કરવામાં આવ્યાં હતાં.

☐ નૃત્ય-નાટિકાઓનું આયોજન, જૈન તીર્થો સંબંધી દસ્તાવેજી ફિલ્મનું નિર્માણ અને આકાશવાણીના દિલ્હી તેમ જ બધાં રાજ્યોનાં કેન્દ્રો ઉપરથી જૈન ભજનો તેમ જ જૈન ધર્મના જુદા જુદા વિષયને લગતા વાર્તાલાપોનું પ્રસારણ—આ બધાંને લીધે આ ઉજવણી ખૂબ આકર્ષક અને રસદાયક બની હતી.

☐ ઉજવણી દરમ્યાન ધર્મચક્રોનું પરિભ્રમણ દેશભરમાં થયું હતું અને તપ, જપ, ધ્યાન, અનુષ્ઠાન જેવી ધર્મક્રિયાઓ પણ મોટા પ્રમાણમાં ઠેર ઠેર થઈ હતી.

—આ બધા ઉપરથી એમ જ લાગે છે કે છેલ્લા સવા-દોઢ વર્ષ દરમ્યાન ગણ્યા ગણાય નહીં એટલા બધા કાર્યક્રમો ખૂબ આનંદ-ઉલ્લાસથી ઊજવાયા હતા અને એને લીધે ભગવાન મહાવીરના પચીસસોમા નિર્વાણ કલ્યાણકની ઉજવણીની ભાવના અને ઉજ્જવળતા સર્વત્ર વિસ્તરી રહી હતી. ખરેખર દેવોનેય દુર્લભ કહી શકાય એવી દિવ્ય આ ઉજવણી હતી.

ધર્મની પ્રભાવના માટે રાજ્યાશ્રય કેટલો ઉપયોગી અને લાભકારક બની શકે છે, તે આ પ્રસંગે પણ જોઈ શકાયું હતું હતું.

અને ઉજવણી જેવી જ હેરત અને આહ્લાદ પમાડે એવી હતી આ ઉજવણી નિમિત્તે જૈન સંઘના બધા ફિરકાઓ વચ્ચે સધાયેલ ભાઈચારાની અને સહકારની ભાવના. જૈનપરંપરાના અત્યાર સુધીના સુદીર્ઘ સમયમાં પહેલી જ વાર બધા ફિરકાના જૈન સંઘોને માન્ય એવાં એક જ જૈન પ્રતીક અને જૈન ધ્વજ નક્કી કરવામાં આવ્યાં હતાં તથા "સમણસુત્તં" નામે જૈન ધર્મના સારરૂપ એક સંગ્રહગ્રંથ તૈયાર કરવામાં આવ્યો હતો. આને પણ આ ઉજવણીની એક મહત્ત્વની સિદ્ધિ જ લેખવી જોઈએ અને એ કાયમને માટે સચવાઈ રહે અને વૃદ્ધિ પામે એવી જાગૃતિ રાખવી જોઈએ.

આવા અપૂર્વ અવસરની ઉજવણી ભગવાન મહાવીરના આદર્શ તથા ભવ્ય જીવન તથા જૈન સંસ્કૃતિના ગૌરવને છાજે એવી સુંદર રીતે થઈ શકે એ માટે કેન્દ્ર સરકારના ધોરણે તથા ૨૧ પ્રાદેશિક સરકારોના ધોરણે સમિતિઓની રચના કરીને સરકારી રાહે વ્યવસ્થાતંત્રની જે ફૂલગૂંથણી કરવામાં આવી હતી તે દાખલારૂપ બની રહે એવી હતી. આ ફૂલગૂંથણીનો છેક જિલ્લા તથા તાલુકા ધોરણે પણ વિસ્તાર કરવામાં આવ્યો હતો. ઉપરાંત કેન્દ્ર સરકારે રચેલ સમિતિમાંના બધા જૈન ફિરકાઓના સભ્યોની એક વગદાર મહાસમિતિની દિલ્હીમાં રચના કરવામાં આવી હતી. અને આ ઉજવણી માટે ઘણા વખત પહેલાં મુંબઈમાં બનેલ ચારે ફિરકાની સમિતિએ તો આ મહાસમિતિના પૂરક અંગરૂપે મહત્ત્વની કામગીરી બજાવવાની સાથે સાથે સ્વતંત્ર રીતે વિશિષ્ટ પ્રકારની કાર્યવાહી કરીને ઉજવણીને અનુરૂપ વાતાવરણ પણ સારા પ્રમાણમાં તૈયાર કર્યું હતું. વળી એણે સાહિત્ય પ્રકાશનની દિશામાં પણ પ્રશંસનીય કામગીરી કરી હતી.

આ મહોત્સવની ઉજવણીરૂપે જે કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા એમાં કેટલાક તાત્કાલિક ઉપયોગિતા ધરાવતા હતા, તો કેટલાક રચનાત્મક કાર્યો કે સેવા-પ્રવૃત્તિઓની જેમ સ્થાયી એટલે

કે કાયમી મૂલ્ય ધરાવતા હતા, શિક્ષણ સંસ્થાઓ, ઉચ્ચ અધ્યાયન-સંશોધનનાં કેન્દ્રો, જૈનચેર, હોસ્પિટાલો, પુસ્તકાલયો, સંગ્રહાલયો વગેરેની સ્થાપના એ ઉજવણીના કાયમી સંભારણારૂપ બની રહેવાની. સ્થાનકમાર્ગી ફિરકાના સંત ઉપાધ્યાયશ્રી અમરમુનિજી મહારાજની પ્રેરણાથી બિહારમાં રાજગૃહીમાં સ્થપાયેલ "વીરાયતન", તેરાપંથના આચાર્ય શ્રી તુલસીજી મહારાજના માર્ગદર્શનથી રાજસ્થાનમાં લાડનૂંમાં સ્થપાયેલ "જૈન વિશ્વભારતી", પંજાબમાં લુધિયાનામાં રચવામાં આવેલ "મહાવીર ફાઉન્ડેશન" અને આસામમાં બનેલ "અહિંસા સમાજ" કાયમી મહત્ત્વ ધરાવતી સંસ્થાઓ તરીકે લાંબા સમય સુધી પોતાની સેવાઓ આપતી રહેશે. આ રીતે તાત્કાલિક અને કાયમી મહત્ત્વવાળા કાર્યક્રમોને લીધે, એક વર્ષ કરતાં પણ વધુ સમય સુધી ચાલેલી આ ઉજવણી જંગી કે વિરાટ કહી શકાય એવી બની હતી. અને એને સફળ બનાવવા માટે કેન્દ્ર સરકારે તથા રાજ્યસરકારોએ લાખો રૂપિયાનો અને બધા ફિરકાના જૈન સંઘોએ પણ ખૂબ ઉદારતાથી પોતાના ધનનો સદ્વ્યય કર્યો હતો.

O O O

જે ધર્મપ્રસંગની ઉજવણી આવા વિરાટ અને ભવ્ય રૂપમાં થઈ હોય એની સ્મૃતિ લાંબા સમય સુધી ટકી રહે અને આપણી ભવિષ્યની પ્રજાને પણ એનું દર્શન કરવાની તક મળે એટલા માટે એની માહિતીનો સંગ્રહ કરી લેવાની ભાવના કોઈના અંતરમાં જાગે તો તે ખૂબ આવકારદાયક અને ઉપયોગી લેખાય.

"જૈન" સાપ્તાહિકના તંત્રી ભાઈશ્રી ગુલાબચંદ દેવચંદ શેઠને તથા એમના ત્રણે સુપુત્રો નવિનભાઈ, વિનોદભાઈ અને મહેન્દ્રભાઈને આવો ઉત્તમ વિચાર આવ્યો અને એને અમલી બનાવવાનો એમણે સંકલ્પ કર્યો અને એ કાર્યને પૂરું કરવાની જવાબદારી એમણે અમને સોંપી, એને લીધે જ આ "ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ માહિતી-વિશેષાંક"નું પ્રકાશન શક્ય બન્યું છે. આ કાર્ય નિમિત્તે, ઉજવણીની સ્મૃતિને ટકાવી રાખવાના અદના પ્રયાસરૂપે, આ મહોત્સવના સહભાગી બનવાની ઉત્તમ તક અમને આપવા બદલ અમે શ્રી ગુલાબચંદભાઈનો હૃદયથી આભાર માનીએ છીએ.

પણ આ કાર્ય કંઈ નાનુંસૂનું ન હતું. સાગર કિનારે બેઠા બેઠા નિઃસીમ મહેરામણમાં પળે પળે ઊઠતા અને વિલીન થઈ જતા તરંગોની ગણતરી કરવા જેવું કે ધરતી ઉપર રહ્યા રહ્યા, ઉત્તુંગ હિમાલયની ઊંચાઈનો તાગ મેળવવા જેવું અતિ કપરું એ કામ હતું, અને અનેક વ્યક્તિઓ અને શક્તિઓનો સાથ મળે તો જ અલ્પ-સ્વલ્પ પ્રમાણમાં પણ થઈ શકે એવું અસાધારણ રીતે મોટું આ કાર્ય હતું. આ પ્રસંગની ઉજવણી દેશભરમાં તથા અમુક પ્રમાણમાં વિદેશોમાં પણ એટલા બધા વ્યાપક રૂપમાં થઈ હતી કે એની વિગતવાર માહિતી કેવી રીતે મેળવી શકાશે એ એક મોટો કોયડો હતો. પણ અમે આ કાર્યની જવાબદારીનો સ્વીકાર કર્યો હતો એટલે, વધુ વિચાર કે વિમાસણમાં કાળક્ષેપ કર્યા વગર, એને પૂરી કરવાનો શક્ય બધો પ્રયત્ન કરવો એ જ હવે અમારું કાર્ય હતું. આ કાર્યની શરૂઆત રૂપે જેમની જેમની પાસેથી આ ઉજવણી સંબંધી માહિતી મળવાની શક્યતા હતી એવી વ્યક્તિઓને તેમ જ શ્રીસંઘો, સંસ્થાઓ અને શ્રમણભગવંતોને હજારો પરિપત્રો મોકલીને અમને સહાય કરવા અમે વિનતિ કરી. જે જે અખબારો, સામયિકો અને પત્રિકાઓ વગેરેમાંથી માહિતી મળી શકે એમ હતી એ પણ મોટા પ્રમાણમાં એકત્ર કરી. આ પ્રસંગની બને તેટલી વધારે છબીઓ મેળવાનો પણ અમે પ્રયાસ કર્યો. એ બધાના દોહન, સંકલન અને સંપાદનનું જે પરિણામ આવ્યું તે ૪૪૦ ઉપરાંત પૃષ્ઠો અને બહુરંગી તથા એકરંગી મળીને ૩૬ ઉપરાંત ચિત્રોથી સમૃદ્ધ બનેલ આ વિશેષાંકરૂપે અમારા વાચકો અને જિજ્ઞાસુ મહાનુભાવો સમક્ષ રજૂ કરતાં અમને આનંદ થાય છે.

આમાં સંગ્રહીત કરવામાં આવેલી માહિતી સંપૂર્ણ છે અથવા વ્યાપક ઉજવણીના ઘણા મોટા

ભાગને આવરી લઈ શકે એટલી વિપુલ છે, એવો દાવો અમારાથી થઈ શકે એમ નથી એ અમે જાણીએ છીએ અને સ્વીકારીએ છીએ; કદાચ એ "પારેવામાં પહેલી પૂણી" જેવી ઓછી અને અધૂરી ગણાય એવું પણ બને. આ અંગે અમારે તો એટલું જ કહેવાનું છે કે આ માહિતી વધુમાં વધુ પ્રમાણમાં એકત્ર થઈ શકે એ માટે અમે અમારાથી બની શકે તેટલો પ્રયાસ કરવામાં કશી કચાશ નથી રાખી. અને આ બિના જ અમને થોડોક પણ સંતોષ આપી શકે એમ છે.

ઝડપથી તૈયાર કરેલ આ અંકમાં કોઈ હકીકત દોષ કે મુદ્રણદોષ રહી જવા ન પામે એ માટે અમે બનતી તકેદારી તો રાખી છે. છતાં એમાં આવા દોષો રહી જવા પામ્યા હોય એ બનવા જોગ છે. અને એ માટે અમે ક્ષમાયાચીએ છીએ.

આ માહિતી એકત્ર કરવામાં જે કંઈ ઊણપ રહી જવા પામી છે તેનાં અનેક કારણો છે. જેમની પાસેથી માહિતી મળી શકે એમ હોય એવી વ્યકિતઓ પાસે અમે પહોંચી શકયા ન હોઈએ એવું પણ બન્યું હોય. અને જે જે વ્યકિતઓ તથા સંસ્થાઓ પાસે અમે સહાય માગી હતી એમની પાસેથી અમને જરાય સહાય મળવા નથી પામી કે અધૂરી સહાય મળી છે, એવું પણ બન્યું છે. આ છતાં અમારા પ્રયાસોને પરિણામે અમે જે કંઈ માહિતી અને સામગ્રી મેળવી શકયા છીએ તે પણ કંઈ ઓછી નથી. અમારી વિનતિથી આ રીતે અમને સહાય કરનાર બધા મહાનુભાવોનો તથા બધા સંઘોનો તથા બધી સંસ્થાઓનો અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ.

અમને મળેલ માહિતી અને સામગ્રી પણ એટલા મોટા પ્રમાણમાં એકત્ર થઈ છે કે એનું અવલોકન, સંપાદન અને સંકલન કરતી વખતે આમાંથી શું લેવું અને શું ન લેવું એવી મીઠી મૂંઝવણનો અનુભવ કરવાનો અને આવા ઉમદા અને ઉપયોગી કામના સાથી બનવાનો અમને સુઅવસર મળ્યો છે એને અમે અમારી ખુશનસીબી માનીએ છીએ.

O O O

આ વિશેષાંક પૂરો થવાની તૈયારીમાં છે અને છેલ્લા રૂપ-રંગ સજી રહ્યો છે ત્યારે અમારા એક નિષ્ઠાવાન અને કાર્યદક્ષ સાથી સાહિત્યરંગી ભાઈશ્રી ધીરેન્દ્રભાઈ દોશીની ગેરહાજરી અમારા હૃદયને શોકમગ્ન અને દુઃખી બનાવે છે. જ્યારે આ વિશેષાંકની શરૂઆત કરવામાં આવી, એ વખતે પણ શ્રી ધીરેન્દ્રભાઈની તબિયત નાદુરસ્ત હતી, છતાં એમણે પોતાની અસ્વસ્થ શરીરની પરવા કર્યા વગર, જાણે કાયાને નિચોવી નિચોવીને, આ અંક માટે એકત્ર થયેલી વિપુલ કાચી સામગ્રીને વ્યવસ્થિત અને મુદ્રણને યોગ્ય કરવામાં જે જહેમત ઉઠાવી હતી તે આજે વારે વારે સાંભરી આવે છે અને ચિત્તને વિશેષ ઉદાસીન બનાવી મૂકે છે આ અંક માટેની એમની સેવાઓ ભૂલી ભુલાય એમ નથી. અમે એમની એ સેવાઓને અમારી અંજલિ આપીએ છીએ અને અમારાથી સદાને માટે વિખૂટા પડેલા એમના આત્માને દિલની સલામી આપીએ છીએ!

O O O

આ ઉજવણીનો વ્યાપક અને સર્વગ્રાહી અહેવાલ તૈયાર થાય એ ખૂબ ઇચ્છવા જેવું છે; પણ એવા મોટા કામની જવાબદારી સ્વીકારવાની હિંમત કરીને કોઈ આગળ આવે ત્યારે ખરા! દરમ્યાનમાં 'જૈન' પત્રના તંત્રીશ્રીની ભાવનાને પૂરી કરવા માટે, અમે તૈયાર કરેલ આ "માહિતી-વિશેષાંક" પણ આ પુણ્ય અવસરની ઉજવણી સર્વત્ર કેટલા મોટા પાયા ઉપર એક વર્ષ કરતાં પણ વધુ સમય માટે થઈ હતી, અને એ કેવી ભવ્ય, ઐતિહાસિક, 'હૃદયસ્પર્શી', જૈનશાસનની વ્યાપક પ્રભાવના કરનારી અને ચિરસ્મરણીય બની હતી, એનો ખ્યાલ જનસમૂહને આપી શકશે એવી અમને ઉમેદ છે; અને એ જ અમારા આ અદના પ્રયાસની કૃતકૃત્યતા છે.

ભાવનગર; તા. ૨-૫-૭૬
અક્ષયતૃતીયા પર્વ, વિ. સં. ૨૦૩૨

—સંપાદક મંડળ

# દેશભરમાં અઢીસોથી વધુ
## તીર્થંકર ભગવાન શ્રી મહાવીરસ્વામીજીના જિનમંદિરો

[ દેશભરમાં ભગવાન શ્રી મહાવીરદેવના અનેક દેરાસરો છે. શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી તરફથી પ્રકટ થયેલ "જૈનતીર્થ સર્વસંગ્રહ" નામના ગ્રંથમાંથી અમે આવા દેરાસરોની એક યાદી તૈયાર કરી છે, જે અત્રે રજુ કરતા અમે આનંદ અનુભવીએ છીએ. આ દેરાસરો શ્વેતામ્બર મૂર્તિપૂજક માન્યતાના છે. દિગમ્બરોના પણ આવા મંદિરો છે, પરંતુ તે અંગે જરૂરી માહિતી મેળવવાના અમારા પ્રયત્નોને નિષ્ફળતા મળતાથી અમે તે આપી શકયા નથી. શ્વેતામ્બરોના દેરાસરોની પણ પૂરી યાદી મળી શકી નથી, આથી અધિકૃત માહિતી અત્રે અમે રજુ કરીએ છીએ. આ સિવાયના બીજા પણ ભગવાન મહાવીરસ્વામીના દેરાસરો છે જ. આવી સંપૂર્ણ યાદી તૈયાર થકામાં આ યાદી નિમિત્ત બનશે તો અમારો આ પ્રયત્ન સાર્થક થયો માનીશું. ]

### બિહાર (૧૦)

| ગામ | ઠેકાણું |
|---|---|
| અજીમગંજ | રાજવાડી |
| બિહાર શરીફ | મથાઆન મહોલ્લો |
| છાતાપુર (સુરપતિગંજ) | હરાવત રાજ કચેરીમાં |
| ગુણીયાજી | — |
| લછવાડ | ધર્મશાળા |
| પાવાપુરી | ધર્મશાળા |
| ,, | જળમંદિર સામે |
| ક્ષત્રિયકુંડ | તળેટીમાં દીક્ષા મંદિર |
| ,, | ચ્યવન મંદિર |
| ,, | ડુંગર ઉપર |

### ગુજરાત (૧૧૦)

| ગામ | ઠેકાણું |
|---|---|
| અમ્દાવાદ | ખાડિયા, ગોલવાડ |
| ,, | વચલો ખાંચો, શામળાની પોળ |
| ,, | પાંજરાપોળ |
| ,, | લહેરીઆની પોળ |
| ,, | ઝવેરીપોળ |
| ,, | સંભવનાથની ખડકી |
| ,, | વાઘણપોળ |
| ,, | રીચી રોડ |
| ,, | ઉસ્માનપુરા |
| ,, | રામજી મંદિરની પોળ |
| અમદાવાદ્ર | અમથાલાલ હકમચંદના મકાનમાં |
| ,, | ધના સુતારની પોળ, વાડીલાલ મુનશફના મકાનમાં |
| અણુદરા | ગામમાં |
| ભુપતરા | બજારમાં |
| બોરીજ | વગડામાં |
| બોટાદ | પરામાં |
| બોદાના નેસ | ધર્મશાળામાં |
| ભાવનગર | માણેકવાડી |
| ,, | દાદાવાડી |
| બગસરા | દરબારગઢ પાસે |
| ભદ્રેશ્વર | વસહી |
| ભરૂચ | શ્રીમંડીવખાર |
| ,, | ચુનીલાલ રાયચંદના મકાનમાં |
| છઠ્ઠીઆરડા | ગામમાં |
| દહેવાણ | બજારમાં |
| દહેજ | વાણીય વાડ |
| ડીસા (જુના) | બજારમાં |
| દેત્રડા | ગામમાં |
| દધાલીયા | બજારમાં |
| ડેરોલ (વાઘેલા) | ગામના છેડે |
| દુધરેજ | વાણીયાવાસ |
| દાંતા | બજારમાં |
| ગોળા | વાણીયા મહોલ્લામાં |
| ગોધાવી | બજારમાં |
| હિંમતનગર | ઘાંચીઓળ |
| હડમતીઆ | બજારમાં |
| જગાણા | બજારમાં |
| જામલા | ગામબહાર |
| જૂનાગઢ | જગમાલ ચોક, ઉપરકોટ રસ્તા |
| જખૌ | બજારમાં |
| જેસર | બજારમાં |
| ખેડા | ડુંગર ભુદરનો ટેકરો |
| કપડવંજ | અષ્ટાપદજીની ખડકી |
| કછોલી | સોનીવાડ |
| કુવર | બજારમાં |
| ખોડલા | બજારમાં |
| ખેડબ્રહ્મા | ગામ વચ્ચે |
| કોળિયાક | બજારમાં |
| કોલકા | ગામમાં |
| કોડાય | બજારમાં |
| કટારિયા | તીર્થ |
| ખંભાત | ગીમટી |
| ,, | માણેકચોક |
| ,, | ખારવાડો |
| ,, | ચોકસીની પોળ |
| લાયજા | બજારમાં |
| મહોરેલ | વાણીયાવાડ |
| મોટી દાઉ | બજારમાં |

| | |
|---|---|
| મહેસાણા | સુંઘની પોળ |
| મોટપ | ગામમાં |
| મોટા પોસીના | ગામમાં |
| મોખડકા | બજારમાં |
| મહુવા | દેરાસરનો ખાંચો |
| મુંદ્રા | કંદોઈ બજાર |
| માંડવી | પાણીવા ફળી |
| નાનીખાવડી | દરબારી વાસ |
| પાલેજ | બજારમાં |
| પાલનપુર | શાંતિનાથજીના દેરાસરનો વાસ |
| પરાસણા | બજારમાં |
| પંચાસર | બજારમાં |
| પાટણ | મણીયાતી પાડો |
| " | તંબોળી વાડો |
| " | ઢંઢેરવાડો |
| " | મોટા દેરાસરની શેરી |
| પાનસર | ધર્મશાળામાં |
| પેથાપુર | કોટ ફળી |
| પાલિતાણા | વીરબાઈ પાઠશાળા |
| " (ડુંગર પર) | બાબુ પનાલાલનું દેરાસર |
| " " | સોયંભાવાળુ દેરાસર |
| " " | ત્રિગડા ગઢનું દેરાસર |
| " " | ખરતર વસહી |
| " " | [illegible]ચંદ જેચંદનું દેરાસર |
| પિવાવા | બજારમાં |
| પ્રભાસપાટણ | ગામ વચ્ચે |
| રાધનપુર | ભોંયરા શેરી |
| " | તંબોળી શેરી |
| રંધોળા | ગામ વચ્ચે |
| રાણપુર | બજારમાં |
| રાજકોટ | પ્લોટમાં |
| સોજીત્રા | સમડી ચકલામાં |
| સમની | ગામમાં |
| સુરત | ગોપીપુરા, ખાડીપર |
| " | નાણાવટ, કચરાની શેરી |
| સમી | બજારમાં |
| સાયલા | બજારમાં |
| સિદ્ધપુર | અલવાના ચકલે |
| સરકા | બજારમાં |
| સંભાડીયા | ગામ વચ્ચે |
| સોનગઢ | સ્ટેશન રોડ |
| થરાદ | મોટા દેરાસરનો વાસ |
| ઉંધરેજ | બજારમાં |
| વીરપુર | જૈન મહોલ્લો |
| વડોદરા | મામાની પોળ |
| વલસાડ | શેઠ ફળીઆ |
| વરણુ | બજારમાં |
| વેડ | બજારમાં |
| વડનગર | હાથીવાળું |
| વડાવલી | ગામમાં |
| વીજાપુર | ચોથીઆનો કોટ |
| વેરાવળ | બહારના કોટમાં |

## મહારાષ્ટ્ર (૮)

| ગામ | ઠેકાણું |
|---|---|
| ઈચુરી | બજારમાં |
| જલગાંવ | બજારમાં |
| મુંબઈ | ઝવેરી બજાર |
| " | પાયધુની |
| " | લાલબાગ, ભુલેશ્વર |
| " | કોટ, બોરાબજાર |
| નાંદેડ | વજીરાબાદ, બજારમાં |
| રહિમતપુર | બજારમાં |

## પંજાબ

| ગામ | ઠેકાણું |
|---|---|
| લુધિયાણા | વલ્લભનગર |

## પશ્ચિમ બંગાળ

| ગામ | ઠેકાણું |
|---|---|
| કલકત્તા | ૯૬, કેનિંગ સ્ટ્રીટ |
| " | માણેક તલ્લા |

## ઉત્તર પ્રદેશ (૫)

| ગામ | ઠેકાણું |
|---|---|
| આગ્રા | શેઠ કા બાગ, દાદાવાડી |
| બડૌત | સરાફ બજાર |
| લખનૌ | બોરન તેલા |
| લખનૌ | સતધરા, બોરનતેલા |
| મથુરા | — |

## મધ્ય પ્રદેશ (૧૪)

| ગામ | ઠેકાણું |
|---|---|
| આષ્ટા | નજરગંજ |
| બડનગર | મહુકચંદજીની શેરી |
| બાથોદા (બડા) | બજારમાં |
| દેવગઢ | — |
| ગ્વાલિયર | — |
| ઈન્દૌર | જૂના કસીરા બાખલા |
| ખજુરાહો | — |
| કુકસી | ઉદયગંજ |
| મગદરા | કિલ્લા ઉપર |
| નીમચ | ચૌધરી મહોલ્લો |
| નામલી | બજારમાં |
| રાજગઢ | મોટું દેરાસર |
| ઉજ્જૈન | ખારાકુવા, દહેરાની ખડકી |
| " | " |

## રાજસ્થાન (૮૭)

| ગામ | ઠેકાણું |
|---|---|
| અજારી | જૈન મંદિર |
| આરખી | બજારમાં |
| આયડ | બેરલાલજીની વાડી |
| ભિન્નમાલ | ગાંધી મુતાનો વાસ |
| " | વધુ વાસ |
| બાગરા | ગામ બહાર |
| ભાંડવપુર | તીર્થ છે. |
| બોપાલગઢ | ઓસવાલનો વાસ |
| બીજનગર | ધાનમંડી |
| બિકાનેર | આસાનિ ચોક |
| " | [illegible] |
| " | ડાગો કા મહોલ્લા |
| બાલવાડા | બજારમાં |
| બેડુ | બજારમાં |
| બધેરા | બજારમાં |
| બીનાવ | મઢીવાડીની પાસે |
| બુસ્ત (કુસી) | બજારમાં |
| ભૂતી | " |

# વાલકેશ્વર [મુંબઈ]ના દેરાસરનો ઈતિહાસ

## મૂળનાયક શ્રી આદીશ્વરજી દાદાની પ્રતિમાની આશ્ચર્યજનક ઘટના

વિ. સં. ૧૯૫૯ના અરસાની આ વાત, ત્યારે વાલકેશ્વરમાં જૈનોનાં ગણુતરીનાં ઘરો. એ વખતે વાલકેશ્વરમાં ગુજરાત–પાટણના વતની બાબુ શેઠ અમીચંદજી પનાલાલજી કુટુંબ પરિવાર સાથે રહે. તેમની ધર્મપત્નીનુ નામ શ્રી કુંવરબેન. શેઠ વરસોથી મુંબઈ આવીને વસેલા. ઝવેરાતનો એમનો ધંધો. કુંવરબેન ખૂબ જ ધર્મ ભાવનાવાળા બહેન હતાં એટલે એમને એક વાતનો સતત વિચાર આવતો કે આત્મકલ્યાણમાં પરમાલંબન જેવા જિનેશ્વરદેવની મૂર્તિનાં દર્શનનો મને–સહુને લાભ મળે એ માટે એક જિનમંદિર અહીં બંધાવાય તો કેવું સારું ! અને એક દિવસ એ વિચાર એમણે પોતાના પતિશ્રી આગળ વ્યક્ત કર્યો. શેઠશ્રીએ શેઠાણીની આ ઉત્તમ ભાવનાને વધાવી લીધી.

પોતાની ધર્મપત્નીની ભાવનાને મૂર્તસ્વરૂપ આપવા વાલકેશ્વરમાં શેઠશ્રી વગેરેએ મેઘનાદ મંડપથી ઓળખાતું એક મજલાવાળું શિખરબંધી ભવ્ય જિનમંદિર પોતાના ખર્ચે તૈયાર કરાવ્યું. પણ મૂલનાયક તરીકે પ્રાચીન પ્રતિમા ક્યાંથી લાવવી ? તેની શેઠ–શેઠાણી ચિંતા કરતા હતા. ત્યાં એક મંગલ રાતે શેઠ અમીચંદજીને શાસનદેવે સ્વપ્નું આપ્યું. સ્વપ્નમાં અત્યારે જે મૂલ-

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભારણું | બજારમાં | ખીવાણદી | બજારમાં | રાડબર | બજારમાં |
| બ્રાહ્મણવાડા | તીર્થ છે. | કસેવાસ | બજારમાં | રાણાવાસ | ,, |
| બેગુ | કિલ્લા ઉપર | કોરટા તીર્થ | ગામ બહાર | રામસેન (કાળાની) | ,, |
| ભીલવાડા | બજારમાં | કાલન્દ્રી | બજારમાં | રોહિડા | ,, |
| ચિત્તોડગઢ | કિલ્લા ઉપર | કુંભારિયાજી | જૈન દેરાસર | શેત્રવા | ઓસવાલના વાસમાં |
| ધુબાડા | બજારમાં | કાગ મહારડો | બજારમાં | સોજત સીટી | કચેરીની સામે |
| દયાલપુરા | ,, | લાસ | ,, | સેવાડી | બજારમાં |
| દિયાણા | જંગલમાં | મેડતા સીટી | સાવાનો મહોલ્લો | સેરણા | ,, |
| દેલવાડા | વિમલવસહીની બહાર | માંડવલા | બજારમાં | સિરોહી | રસ્તાપુર થુંભ |
| ,, | જૈન ઉપાશ્રય | મંડાવર | પલ્લીવાલ જૈન મંદિર | સિરોડી | બજારમાં |
| ધવલી | બજારમાં | મૂછાળા મહાવીર (ઘાણેરાવ) | — | સાંચોર | તપાગચ્છ |
| દેવરિયા | ,, | મંડાર | બજારમાં | ,, | ચાંપાણીનો વાસ |
| ડુંગરપુર | ઘાટી | નાણા | ,, | ,, | ખરતરગચ્છ |
| ફલોધી | જશવંતપુરા | નાંદિયા | ગામ બહાર | સંગેસરા | બજારમાં |
| હસ્તિકુંડી | પહાડની તળેટીમાં | નાંદિસમા | બજારમાં | તેલપુર | ,, |
| જોધપુર | જુની મંડી | નાથદ્વારા | નાની હવેલી પાસે | ઉદરી | ગામમાં |
| જેસલમેર | કિલ્લા પર | નયાગામ | બજારમાં | ઉંદરા | ગામની બહાર |
| જાલોર | સુવર્ણગિરિ પર્વત પર | નેવરીઆ | ,, | ઉદયપુર | ચોગાનકા મંદિર |
| ,, | તપાવાસ | ઓસિયાં | તીર્થ છે. | વીરવાડા | બજારમાં |
| ,, | વર્ધમાન વિદ્યાલય | પ્રતાપગઢ | લુહારની ગલીમાં | વેલાંગરી | ગામના છેડે, ડુંગરમાં |
| જેતગઢ | બજારમાં | પનવાડ | બજારમાં | વરમાણ | બજારમાં |
| કેશરરાયજીનું પાટણ | બજારમાં | પાપડદા | ,, | **જમ્મુ-કાશ્મીર** | |
| કમંપુરા | ,, | પીંડવાડા | ,, | ગામ | ઠેકાણું |
| કેકડી | ગુજરાતી મહોલ્લા | રાતા મહાવીરજી | તીર્થ છે. | જમ્મુ | તવી |



**તીર્થધામ સમું જિનમંદિર બંધાવનાર**
**શેઠશ્રી અમીચંદજી પનાલાલજી**



**શ્રી આદીશ્વરજીનું જિનમંદિર બંધાવવા માટેની**
**પુણ્ય પ્રેરણા કરનાર શેઠશ્રી**
**અમીચંદજીના સદ્ધર્મપત્ની કુંવરબાઇ**

નાયક શ્રી આદીશ્વર ભગવાન બિરાજમાન છે તેનાં જ દર્શન કરાવ્યાં અને સાથે જણાવ્યું કે 'આ ભગવાન ખંભાતના એક જિનમંદિરના ભોંયરામાં છે. તમે ખંભાત જાવ અને એ જ ભગવાનને તમારા બંધાવેલા દેરાસરમાં બિરાજમાન કરો.'

આવું સુંદર સ્વપ્નું આવવાથી શેઠશ્રીનો હર્ષ સમાતો ન હતો. શેઠાણી પણ રાજી થયા. શેઠે ભુલેશ્વર-લાલબાગમાં બિરાજતા પૂજ્ય મોહનલાલજી મહારાજને આ વાત કરી. પૂજ્ય ગુરુદેવે શેઠને ખંભાત જવા અને ત્યાંના સંઘપતિ જે મૂર્તિઓ આપે તે લઈ આવવા કહ્યું. એટલે તેઓ ખંભાત ગયા; અને સંઘપતિ નગરશેઠ પોપટભાઈને મળ્યા. તેમની સાથે રહીને બે ચાર દદેરાસરોમાં દર્શન કરતાં કરતાં એક દદેરાસરના ભોંયરામાં જે મૂર્તિ સ્વપ્નામાં જોઈ હતી તે જ મૂર્તિ જોઈ. નગરશેઠ પાસે તેની માગણી કરી. અને સંઘપતિશ્રી સંમત થતાં તુરત જ તે પ્રતિમાજીને મુંબઈ લાવવામાં આવ્યા. શાસનદેવનું આપેલું સ્વપ્નું સાચું થયું. વિ. સં. ૧૯૬૦ના માગશર સુદિ છઠ્ઠના દિવસે પૂ. ગુરુદેવ મોહનલાલજી મહારાજની પુણ્ય નિશ્રામાં શેઠશ્રી અમીચંદજી તથા તેમના ધર્મપત્ની શ્રી કુંવરબાઈ સજોડે ઘણા ઉલ્લાસ અને ઉત્સાહપૂર્વક ભવ્ય મહોત્સવ સાથે પ્રતિષ્ઠા કરી

અને પહેલા મજલે મૂલનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનની પ્રતિષ્ઠા શ્રી અમીચંદજી બાબુના બાળ સુપુત્રો શ્રી દોલતચંદજી તથા શ્રી સીતાપચંદજીએ કુટુંબ સાથે રહીને કરી.

ત્યાર પછી આ દેરાસરની સગવડતાઓ અને રોનક વધારવામાં શેઠ શ્રી સીતાપચંદજી સપરિવાર તથા તેમના વડીલ બંધુ શ્રી દોલતચંદજીના સુપુત્રો શેઠ શ્રી ચંદુભાઈ તથા રાજુભાઈ વગેરે તથા ટ્રસ્ટી મંડળના સહકારથી સારો એવો ફાળો આપતા રહ્યા છે.

આ મંદિર ભારત સરકારના પર્યટન ખાતાએ મુંબઈમાં જોવાલાયક સ્થળોમાં દાખલ કરેલ હોવાથી દર વરસે હજારો પ્રવાસીઓ આ મંદિરના દર્શને આવે છે.

સોળ].

[માહિતી વિશેષાંક'

# जैन ध्वज

શ્રી ભદ્રેશ્વરજી તીર્થ (કચ્છ-ગુજરાત)
મૂળ નાયક: શ્રી મહાવીર સ્વામીજી

*

શ્રી નારાણજી શામજી મોમાયાના સૌજન્યથી
૨૦૯-સી, ડૉ. આંબેડકર રોડ,
નિર્મલ નિવાસ, માટુંગા, મુંબઈ-૧૯

રથયાત્રા, જાહેર સભા, મહોત્સવમાં તેમજ સંસ્થા-પેઢીના મકાન ઉપર લહેરાવવા માટે આ જૈનધ્વજ ચારેય જૈન સંપ્રદાયોએ માન્ય કર્યો છે.

જૈન. માહિતી વિશેષાંક





ભગવાનશ્રી આદિનાથ પ્રભુ [વાલકેશ્વર-મુંબઈ]
બાબુ અમીચંદ પન્નાલાલ શેઠે પોતાની ધર્મપત્ની
શ્રી કુંવરબાઈની પ્રેરણાથી મલબાર હીલ ઉપર બંધાવેલ
ભવ્ય જિનપ્રાસાદના મૂળનાયકજીની આ પ્રતિમા
સંપ્રતિરાજાએ બનાવેલ વિશિષ્ટ સંસ્થાન યુક્ત છે, જે
સેંકડો મૂર્તિઓમાં જોવા ન મળે તેવી અદ્‌ભુત અને
પ્રભાવશાળી છે. જેની યાત્રાએ હંમેશા હજારો ભાવિકો
આવે છે. પ્રતિષ્ઠા: વિ.સં.૧૯૬૦ માગશર શુદ ૬.


-વર્તમાન ટ્રસ્ટીમંડળના સૌજન્યથી



ભગવાન શ્રી ઋષભદેવ પ્રભુ [ચેમ્બુર-મુંબઈ]

બૃહદ મુંબઈના મધ્યવર્તી પ્રખ્યાત તીર્થધામ ચેમ્બુરમાં પરમ પૂજ્ય યુગદિવાકર આચાર્યદેવ શ્રી વિજયધર્મ-સુરીશ્વરજી મહારાજના અમોઘ ઉપદેશથી તૈયાર થયેલ શત્રુંજય તીર્થાવતાર મહાપ્રાસાદના મૂળનાયક ભગવાનની ભવ્ય કલામય પરિકર સાથેની મહાપ્રતિમા જેની યાત્રાએ હંમેશા સેંકડો યાત્રાળુઓ આવે છે.

પ્રતિષ્ઠા વિ.સં. ૨૦૨૦, ફાગણ વદ ૩, રવિવાર

મુંબઈ નજીકના તીર્થધામ અગાશી (સ્ટે. વિરાર) દેરાસરના મૂળનાયક શ્રી મુનિસુવ્રત સ્વામીજીની તસવીર. પ્રથમ પ્રતિષ્ઠા વિ.સં.૧૮૮૨ ફાગણ વદ બીજ પુન પ્રતિષ્ઠા વિ.સં.૧૯૬૭ મહા સુદ દસમ. લેપ-કાર્ય અને અઢાર અભિષેક વિ.સં. ૨૦૩૧ આસો વદ પાચમ.

વર્તમાન ટ્રસ્ટીમંડળના સૌજન્યથી. મેપાણી ચોપટલાલ તારાચંદ મે ટ્રસ્ટી

ચંપકલાલ જમનાદાસ શાહ • હીરાલાલ જુઠાલાલ શાહ • કાન્તીલાલ મોહનલાલ શાહ

[illegible] રીરોયા જૈન માહિતી વિશેષાંક



અહિંસા મૂર્તિ શ્રમણ ભગવાન મહાવીર

પાસાદાર હીરાની રેખાઓમાં જીવંત બનેલ ભગવાન શ્રી મહાવીરની બેનમૂન કલાકૃતિ

– ઝવેરી ચંદ્રસેનભાઈ જીવણલાલના સૌજન્યથી



મુક્ત હાસ્યની એક નિર્મલ તસવીર
જ્ઞાન-ક્રિયા-સમારાધક, વાત્સલ્યપૂર્ણહૃદયી જૈન શાસનના મહાપ્રભાવક, યુગદિવાકર
આચાર્ય ભગવંતશ્રી વિજયધર્મસૂરિશ્વરજી મહારાજ સાહેબ, જેઓના પ્રેરણા, આશીર્વાદ
અને માર્ગદર્શનથી આ 'માહિતી વિશેષાંક'નું નિર્માણ થયું છે.

જૈન માહિતી વિશેષાંક

**ોચ્ચ વિભૂતિ મહાવીર**
**ે સર્વોચ્ચ દેશનેતા વિ.વિ.ગિરિ**

શીદાંતમાં કંડારેલી આ ગુપ્તકાલીન
કરવાળી કલામય શ્રમણ
ગવાનશ્રી મહાવીર સ્વામીની
ય મૂર્તિ તા.૨૨-૩-'૭૪ના વાલકેશ્વર
મુ અમીચંદ પન્નાલાલ જૈન ઉપાશ્રયે
મપૂજ્ય આચાર્યદેવશ્રી વિજયધર્મ-
શ્વરજી મહારાજ સાહેબની શુભ
શ્રામાં ભારતના રાષ્ટ્રપતિ શ્રી.વિ.વિ.
રિને સાહિત્યકલારત્ન મુનિરાજશ્રી
ોવિજયજી મહારાજ સાહેબ દ્વારા
રે હર્ષનાદો અને જયનાદો સાથે
ર્પણ કરવામાં આવેલ.ભગવાનશ્રી
હાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ
મિતિના અતિથી વિશેષ સાહિત્ય
ના ક્ષેત્રમાં અનેકવિધ સર્જન અને
ભિનવ પ્રદાન કરનાર જૈન ધર્મના
શ્વવ્યાપી પ્રચારની સતત ઝંખના
ી રહેલા પરમપૂજ્ય મુનિરાજશ્રી
શોવિજયજી મહારાજે રાષ્ટ્રપતિ
ી વિ.વિ.ગિરિને વાસક્ષેપ દ્વારા
ાશીર્વાદ આપ્યા તે પ્રસંગની તસવીર

જૈન માહિતી વિશેષાંક







જૈન શાસનને અનેક ક્ષેત્રોમા વિવિધ રીતે વિજયવંતુ બનાવવામા પ્રશંસનીય પુરુષાર્થ કરી રહેલા
પરમ પૂજ્ય મુનિવર્ય શ્રી યશોવિજયજી મહારાજ સાહેબ

તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર પ્રારંભના ભાગમાં નવનિર્માણ થઈ રહેલા "<u>૧૦૮ જૈનતીર્થ-દર્શન ભવન</u>" અને <u>સમવસરણ મંદિર</u>'ની તસવીર.

પ્રેરક:

પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજય કસ્તુરસૂરીશ્વરજી મ.સા.

માર્ગદર્શક:

પૂજ્ય આચાર્ય શ્રી વિજય ચંદ્રોદયસૂરીશ્વરજી મ.સા.

જૈન માહિતી વિશેષાંક

# શ્રી
# મહાવીર
# સચિત્ર-દર્શન

આ પાનાઓ પર "જૈન" પ્રસ્તુત કરે છે
ભગવાન શ્રી મહાવીરસ્વામીજીની પ્રાચીન–અર્વાચીન
પ્રતિમાજીઓની તસ્વીરો અને ગર્ભકાલ તેમ જ આજની ગેય વંદનાઓ
[ તસ્વીરોનો વિશેષ પરિચય આગળના પેજ ૧૭ થી અનુક્રમે વાંચવા વિનતિ ]



[૨] પાવાપુરી [બિહાર]
ભગવાનની અંતિમ દેશના
ભૂમિ પર પૂજ્ય આચાર્ય
શ્રી વિજયરામચંદ્રસૂરિજી
મહારાજની પ્રેરણાથી
સ્થાપિત
નૂતન સમવસરણ મંદિર



ભગવાનના પાર્થિવ દેહે જ્યાં છેલ્લો
શ્વાસ મૂક્યો તે પાવન ભૂમિ પર
(નિર્મિત જલમંદિર–પાવાપુરી)
[૬]

ઈસ્વીસન [૪]
પૂર્વની
ત્રીજી શતાબ્દીમાં
મથુરામાં
નિર્માણ થયેલા
શિલાલેખે
આયાગપટ્ટની
ઉપર લખાયેલ
નવકાર મંત્ર
અને ચાર શરણ



હે વીર !
તવ
ચરણ ચૂંબિત
ધૂળને
પણ
લાખ લાખ
વંદન



]
ापुरी [ બિહાર ]

इक्को वि नमुक्कारो, जिणवर-वसहस्स वद्धमाणस्स
संसार-सागराओ तारेइ नरं व नारिं वा ।



[૬] પાવાપુરી-ગામમંદિર

वंदामि वद्धमाणं



પાવાપુરી [ બિહાર ] [૮]

[૭] કુંડલપુર [ હમીદ-બિહાર ]



[૯] નાલંદા પાસે કુંડલપુર



[૧૦] લછવાડ ક્ષત્રિયકુંડ



सुरेंद्र-मुकुटा-श्लिष्ट पाद-पद्मांशु केसरम्
प्रणमामि महावीरम् लोक-त्रितय मंगलम्



લછવાડ, ક્ષત્રિયકુંડ [૧૨]



ગિરડી, ઋજુવાલિકા [૧૧]



[૧૩] સમેતશિખરજી–બિહાર

□ સૌજન્યથી □

**શાંતિલાલ લીલાચંદ ગુંદરવાળા**

૧૬, નારાયણ દાભોલકર રોડ,
૧૩/૩, પ્લેઝન્ટ પેલેસ, મુંબઈ–૬

[૧૮]

હિઝુણનગર
[આંધ્રપ્રદેશ]
૧૦મી સદી



चिट्ठउ
दूरे मंतो,
तुज्झ
पणामो
त्ति
बहु फलो
होई,...

[૧૯] કુલ્પાક તીર્થ
[આંધ્ર પ્રદેશ]

જમ્મુ [જમ્મુ-કશ્મીર]
સંપ્રતકાલિન [૨૦]



□ સૌજન્યથી □



देवाधिदेव सर्वज्ञं
श्री वीरं प्रणिदध्महे



[૨૧] પાનસર






[૨૩] રાજકોટ નૂતન જૈન મંદિર



[૨૨] અમદાવાદ
પતાસાની પોળ

[૨૪] ભદ્રેશ્વર [ કચ્છ ]





[૨૫] સુરત [ ગુજરાત ]



[૨૭] પાટણ પંચાસરા

જયઇ ગુરૂ લોગાણં
જયઇ મહપ્પા મહાવીરો

પાલીતાણા [૨૧]





[૨૮] પાટણ–મણિયાતીપાડા

**શ્રી દીપચંદ એસ. ગાર્ડી**

ઉષાકિરણ, બીજે માળે, કારમાઈકલરોડ, મુંબઇ–૨૬ □ ના સૌજન્યથી

*णमो जिणाणं*
*जिअ भयाणं*



[૨૯] ધ્યાનમુદ્રાની લાક્ષણિક તસ્વીર

[૩૧]



ગણધર શ્રી ગૌતમસ્વામી [૩૦]





[૩૨]

४०] છાપરા [ જિ. સીવની – મ.પ્ર. ]



न

मो

व

दध

मा

ण

स्स

લખનોદાન [ જિ. સિવની ] [૪૧]
નવમી શતાબ્દી





[૪૨] દેવગઢ [ મધ્યપ્રદેશ ]
૧૧મી શતાબ્દી

□ સૌજન્યથી □

**શ્રી શાંતિનાથ જૈન દેરાસર ટ્રસ્ટ**

દેવચંદનગર, મલાડ [ પૂર્વ ]
મુંબઈ–૬૪

*જયઈ વીરેજિણો*

૪૩ | મુંડસ્થળ





[૪૪] નાણા વિ. સં. ૧૫૦૫

દીયાણા [૪૫]



□ સૌજન્યથી □

**શ્રી ચંદ્રપ્રભસ્વામી**
**જૈન દેરાસર ટ્રસ્ટ**
જયપ્રકાશ રોડ, અંધેરી (વેસ્ટ)
મુંબઈ-૫૮.



[૪૬] નાંદીયા [ રાજસ્થાન ]



卐 [૫૨] શ્રી હંથુડી તીર્થમાં શ્રી રાતા મહાવીરસ્વામી 卐

卐

રાજસ્થાનમાં એરનપુરા સ્ટેશનથી ૧૪ માઈલ દૂર પહાડો વચ્ચે વસેલ શ્રી હંથુડી તીર્થમાં પ્રભુની પ્રતિમાજી લાલ રંગની હોવાથી તે રાતા મહાવીર તરીકે લોક વિખ્યાત બનેલ છે.

卐

*प्रातर्वीर जिनेन्द्रस्य, मुखपद्मं पुनातु वः*

□ સૌજન્ય □

## શ્રી હંથુડી રાતા મહાવીરસ્વામી તીર્થ વ્યવસ્થા પેઢી

C/o શ્રી ચંદુલાલ ખુશાલચંદ

૨૨૧, મુમ્બાદેવી રોડ, મુંબઈ–૪૦૦૦૦૨

नमामि नित्यं त्रिजगत्प्रधानम्

[૫૩] શ્રી મહાવીરસ્વામી જિનચોવીશી
વાલકેશ્વર, મુંબઈ.

[૫૪] લોટાણા

પૂ૦ આ૦ ભગવંતશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ૦સા૦ની પ્રેરણાથી આઠ લાખ રૂપિયાના ખર્ચે બોરીવલી જૈન સંઘના આંગણે તૈયાર થનાર ત્રણ માળનો નૂતન જૈન ઉપાશ્રય.

□ સૌજન્યથી □

**શ્રી સંભવનાથ જૈન દેરાસર ટ્રસ્ટ**

જામલીગલી, બોરીવલી (પશ્ચિમ) મુંબઈ-૯૨

[૫૫]
રધૌના [ જિ. ભરતપુર ]



जय वीयराय ! जगगुरू !
होउ ममं तुह पभावओ भयवं !

□ સૌજન્યથી □

## પ્રકાશચંદ્ર વિમળભાઈ શાહ

[ વીજાપુરવાળા ] મુંબઈ

શાસ્ત્રો રચનાર અંતિમ બન્યા,
તીર્થંકરોમાં પ્રભુ;
એવા વીર સુધીર માનસ સદા,
વિશ્વ વિજેતા રહો.



[૬૦] જીવંતસ્વામી [ આર્ટકોટ ]
વડોદરા.



[૬૧] જીવંતસ્વામી-જોધપુર

□ સૌજન્યથી □

## શ્રી ચિંતામણી પાર્શ્વનાથ શ્વેતામ્બર જૈન મંદિર

ગોરેગાવ, મુંબઈ.



મુનિસુવ્રતસ્વામી જિનપ્રાસાદ [ઘાટકોપર]

*जगन्महामोहनिद्रा प्रत्यूषसमयोपमं,*
*मुनिसुव्रतनाथस्य, देशनावचनं स्तुमः*



ગવાન શ્રી મહાવીર પરમાત્માના જન્મકલ્યાણકથી
ર્વાણકલ્યાણક સુધીના પાંચ ચિત્ર પટ્ટો
ચિત્રકાર : શ્રી સુમન્ત શાહ

□ સૌજન્યથી □

ી શાંતિનાથ જૈન દેરાસર ટ્રસ્ટ

ટેશન પાસે, દહિસર (પશ્ચિમ) મુંબઇ-૬૮

માર્ગપ્રાપ્તિ અને ચ્યવનકલ્યાણક

પહેલો ભવ નયસારનો, નવ જાણે કંઇ ધર્મ;
સંતોની સેવા કરી, પામ્યો ધર્મનો મર્મ.
અનેક જન્મોમાં કરી, આરાધન શુભ પેર;
ત્રિશલાકૂખે અવતરે, સિદ્ધાર્થ નૃપ ઘેર.

જન્મકલ્યાણક અને મહોત્સવ

સ્વર્ગ તજીને જન્મતા, ધરતી ઉપર વીર;
તીર્થંકર પદ પામીને, હરવા જગની પીર.
રાજાજીના રાજ્યમાં, ઘર ઘર મંગળ થાય;
ઉત્સવ કરવા દેવતા, મેરુ શિખરે જાય.





કષ્ટસહન અને કેવળજ્ઞાનકલ્યાણક

દેવ, પશુ ને માનવી, આપે કષ્ટ અપાર;
મૌન, ધ્યાન ને તપ થકી, ચળે ન પ્રભુ લગાર.
ચંડકોશિયો ઉદ્ધર્યો સંગમ પામ્યો સાન;
ચંદનાનું દુઃખ ટાળીને, પ્રભુ પામ્યા કેવળજ્ઞાન.





ઘરવાસ અને દીક્ષાકલ્યાણક

ભય એને સ્પર્શે નહીં, વિનયતણા ભંડાર;
માતા-પિતા બંધુ અને, સહુ પર હેત અપાર;
સઘળી સંપત હોંશથી, વહેંચી દઈ નિજ હાથ;
કર્મ-કષાયને જીતવા, દીક્ષા લેતા નાથ.



# □ તીર્થસ્થાપના અને નિર્વાણકલ્યાણક □

ગણધર પદને સ્થાપીને, ચઉવિહ સંઘ મહાન;
સમવસરણમાં બેસી પ્રભુ, આપે ધર્મનું દાન.



નર-નારી ને રાય-રંક, પામે ધર્મની લાણ;
આયુયોગ પૂરો થતાં, પ્રભુ પામ્યા નિર્વાણ.

તમે અમારા બંધ પોપચે સૂરજ થઈ છવાયા




અમને મહાવીરની માયા

## પરમાત્મસ્વરૂપ

### નહીં રૂપ, નહીં રંગ, કેવળ પ્રકાશપુંજ



તું આલંબન મુજ પ્યારો રે



તું જીવજીવન આધાર રે

દુનિયાભરનાં, કોઈપણ ધર્મનાં, ધર્મસ્થાનોની વિશાળતામાં મોખરે આવતા
આ સુપ્રસિદ્ધ જિનાલયની શ્રી પાર્શ્વપ્રભુયુક્ત એક ઉચ્ચ શિલ્પ કલાકૃતિ.

卐
卐 卐

વીતરાગ જય ત્રિશલાનન્દન

વીતરાગ જય ત્રિશલાનન્દન

卐 卐
卐

શીકાગો–અમેરિકા

卐

[ જૈન સોસાયટી દ્વારા પચ્ચાસ હજાર ડોલરના ખર્ચે બંધાનાર આકર્ષક
જૈન મંદિરમાં બિરાજીત થનાર ભ૦ મહાવીરસ્વામીની પ્રતિમા ]

卐

શીકાગો–અમેરિકામાં જૈનોની વસ્તી દિવસે દિવસે વધતી જોઈ, જૈન સોસાયટી દ્વારા જૈન મંદિર ઉભું કરવાની વિચારણા ચાલી રહેલ છે. પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજય ધર્મસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી ધર્મપ્રેમી શ્રાવકો દ્વારા ૨૧ ઈંચના ભગવાન મહાવીરસ્વામીના ભવ્ય પ્રતિમાજી મળતા શીકાગોના જૈન ભાઈઓમાં ધર્મ શ્રધ્ધામાં અનેરો ઉમેરો અને ઉત્સાહ પ્રગટ્યો છે. એટલે ત્યાંના જૈન ભાઈઓએ ભવ્ય મંદિર બાંધવાનો નિર્ણય કર્યો છે. આ માટે એમણે ફંડ પણ શરૂ કર્યું છે. ભવિષ્યમાં તૈયાર થનાર જૈન મંદિરના ઉત્તમ કાર્યમાં લાભ લેવાની ભાવનાવાળા મહાનુભાવોને ઉપર જણાવેલ પૂ૦ ગુરુદેવનો સંપર્ક સાધવા નમ્ર વિનંતી છે.

દે

ધર્મના

નાયક

અમને

સુખ–

શાંતિની

ધર્મની

કેડીએ

દોરો !



ધર્મચક્ર [ બિહાર ]
પહેલી શતાબ્દી

ધર્મચક્ર : જૈન કારયક્રતિ.

'ધર્મચક્ર' જેવા ધાર્મિક પ્રતિકનું સહુથી આદ્ય પ્રવર્તન કરનાર જૈન સંસ્કૃતિ જ છે. આ શિલ્પની આદ્ય સ્થાપના આ યુગના આદિ તીર્થંકર શ્રી ઋષભદેવના સમયમાં તક્ષશિલા વિસ્તારમાં કરવામાં આવી હતી. જૈનોની તમામ મૂર્તિઓ નીચે 'ધર્મચક્ર'નું શિલ્પ અવશ્ય કંડારવામાં આવે છે.

પરમાત્મા શ્રી મહાવીર પ્રભુની વિહારભૂમિ રાજગૃહીનું ભવ્ય જિનાલય

નમીએ નમાવી નિશદિન શિર
સુરનર હૃદયના હાર હે વીર....

☆ સૌજન્યથી ☆

## ચોપાટી જૈન સંઘ

શ્રી કલ્યાણ પાર્શ્વનાથ જૈન મંદિર
૩૫, સીફેસ, ચોપાટી, મુંબઈ ૪૦૦૦૦૭

# શ્રી મહાવીર સચિત્ર–દર્શનનો ● ● ● ● વિશેષ પરિચય

[આગળના આર્ટપેપરના પાનાઓ ઉપર આપ સૌએ વિવિધ શહેરો અને તીર્થોમાં તેમ જ સંગ્રહાલયમાં બિરાજમાન અને વિદ્યમાન ભગવાન શ્રી મહાવીરસ્વામીજીની પ્રતિમાજીઓની તસ્વીરોનાં દર્શન કર્યાં. અત્રે તેની વિશેષ માહિતી ટૂંકમાં આપી છે.

આ તસ્વીરોમાં મોટા ભાગની તસ્વીરો ભગવાન શ્રી મહાવીર પરમાત્માની છે. આથી પરિચયમાં દરેક વખતે તેઓનું નામ આપ્યું નથી. જ્યાં અન્ય પ્રતિમા છે ત્યાં નામ આપ્યું છે, જેથી પ્રતિમાભેદ જાણી શકાય.

શ્રી મહાવીર સચિત્ર–દર્શનના પાના ૧૦ અને ૧૧ ઉપર આપેલ પ્રતિમાજીઓની તસ્વીરો માટે અમે પૂજ્ય સાહિત્ય–કલારત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજના ખૂબ ખૂબ આભારી છીએ. તે પ્રતિમાજીઓની તસ્વીરો અમને તેમના ચિત્રકલા સંગ્રહમાંથી પ્રાપ્ત થઈ છે.

પાના નં. ૨૧ થી ૨૩ ઉપર પ્રકટ થયેલ તસ્વીરો અર્વાચીન ચિત્રકામ પરની તસ્વીરો છે. આ તસ્વીરો આપવા માટે ચિત્રકાર શ્રી સુમન્ત શાહના તેમ જ તે પછીના બે ચિત્રોની તસ્વીરો માટે કલાકારો શ્રી બલિ અને શ્રી બંસી [ચકોર]ના પણ અમો આભારી છીએ. સ્થળમર્યાદાના કારણે આ દરેક તસ્વીરોનો પરિચય માત્ર આંગળી ચીંધવા પૂરતો જ આપ્યો છે.

આ તસ્વીરોનાં દર્શન કરી તે પ્રતિમાજીઓના દર્શનાર્થે યાત્રા કરવાનો કોઇ ભાવિકના હૈયે ભાવ જાગશે અને શિલ્પકલા પ્રત્યે રસ–રુચિ જાગશે; અને તેની જાળવણી અને સંવર્ધન પ્રત્યે જાગૃતિ આવશે તો અમારો આ વિનમ્ર પ્રયત્ન સાર્થક થયો લેખીશું.]

—સંપાદકો]

૧ ઉઘડતું પાનું : કાગળનું શિલ્પ પૂ. મુનિરાજશ્રી યશોવિજયજી મહરાજના માર્ગદર્શન મુજબ કલાકાર શ્રી રામપ્રસાદ જડિયાએ કાગળમાં કંડારેલ પરિકર. કાગળ પર આવી કલાત્મક અને બારીક કંડારણી આ નવા યુગની કલાનો નમુનો છે.

૨ ભગવાને પોતાના નિર્વાણની પૂર્વ સંધ્યાએ જે જગાપર અંતિમ દેશના આપી ત્યાં નવનિર્મિત થયેલ સમવસરણ મંદિર.

૩ નિર્વાણભૂમિ પાવાપુરી–જળમંદિર [પ્રાચીન].

૪ ઇસ્વીસન પૂર્વે ત્રીજી શતાબ્દીમાં મથુરામાં નિર્માણ થયેલ કલાત્મક આરસ ફ્રેમની વચ્ચે કંડારેલ નવકારમંત્ર અને ચાર શરણ.

૫ પાવાપુરી તીર્થમાં નિર્વાણ વર્ષમાં પ્રતિષ્ઠિત કરાયેલ તીર્થંકર ભગવાન શ્રી મહાવીરની પ્રાચીન પ્રતિમાજી.

૬ પાવાપુરી ગામમંદિરમાંના પ્રાચીન પ્રતિમાજી.

૭ 'બડેબાબા' નામે લોકપ્રસિદ્ધ પ્રાચીન મૂર્તિ. બિહારમાં કુંડલપુર [દમોહ]ના જિનમંદરમાં બિરાજીત આ મૂર્તિ કલચૂરી કલામાં નિર્માણ થયેલ છે.

૮ પાવાપુરીમાં નૂતન સમવસરણ મંદિરમાં ચૌમુખજી પર બિરાજમાન પ્રતિમા.

૯ બિહારમાં રાજગૃહ (નાલંદા) પાસે આવેલ કુંડલપુરમાં બિરાજીત સપરિકર ભગવાનની આ પ્રતિમાજી તેની ગ્રામીણ કલાના લીધે વિશિષ્ટ બની છે.

૧૦ લછવાડ [બિહાર] પાસેનું ક્ષત્રિયકુંડ ભગવાનના ચ્યવન, જન્મ અને દીક્ષા કલ્યાણકથી પુનિત પાવન તીર્થ બન્યું છે. લખીસરાઇથી ૧૮ માઇલ દૂર લછવાડ ગામ પાસેની પહાડી જગ્યા ઉપર શ્વેતામ્બર માન્ય તીર્થમાં બિરાજીત ભવ્ય પ્રતિમાજી. અહીં પાષાણની આ એક જ પ્રતિમાજી છે.

૧૧ વૈશાખ સુદ દસમના સાધક મહાવીરને ઋજુવાલિકા નદીના કાંઠે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. ગીરડીથી પાકી સડકે સમેતશિખરજી–મધુવન જતાં ૧૦ માઇલ દૂર 'બારાકડ' ગામ આવે છે. ત્યાં આ નદી વહે છે. આ જ્ઞાનભૂમિ પર બંધાયેલ મંદિરમાંની ભવ્ય મૂર્તિ.

૧૨ પાવાપુરીથી ત્રણ માઇલ અને નાલંદાથી એક માઇલ દૂર આવેલ કુંડલપુર દિગંબર માન્યતા પ્રમાણે ભગવાનનું જન્મ સ્થાન છે. આ મૂર્તિનું



[સત્તર



મસ્તક ભગવાન બુદ્ધની મૂર્તિના મસ્તકની યાદ આપે છે. તેનું પરિકર પણ વિશિષ્ટ છે.

૧૩ ૨૦ તીર્થંકરોની નિર્વાણ કલ્યાણકભૂમિ શ્રી સમેતશિખરજી પર પણ ભગવાનની ચરણ-પાદુકાઓની પ્રાચીન દેરી છે.

૧૪ આંધ્રપ્રદેશમાં રણછેટુવુ [જિલ્લા મેડક] ગામમાં ખડ્ગાસને ધ્યાનસ્થ દિગંબર પ્રતિમા ૧૮મી શતાબ્દીના પ્રાચીન છે.

૧૫ આંધ્ર પ્રદેશમાં બાપતલા ગામમાં ૯મી સદીની ત્રણ છત્ર સહિતની ખડ્ગાસનમાં ધ્યાનસ્થ દિગંબર પ્રતિમા.

૧૬ આંધ્ર પ્રદેશના નિઝામાબાદ જિલ્લામાં બોધન ગામમાં ઈ. સ. ૧૨–૧૩મી શતાબ્દીની આ પ્રતિમા કમલાસન પર અર્ધપદ્માસને બિરાજીત છે. ૨૪ તીર્થંકર અને યક્ષ–યક્ષિણી આ પ્રતિમાજીની વિલક્ષણતા છે.

૧૭ મહારાષ્ટ્રની જગપ્રસિદ્ધ ઇલોરા ગુફામાંના એક દરવાજા ઉપર તીર્થંકરદેવની બે પ્રતિમાઓ. એક વચ્ચોવચ્ચ વર્તુળમાં અને બીજી નીચેના ભાગમાં બંને બાજુએ. વચલી મૂર્તિ પદ્માસને અને બાજુની પ્રતિમા ખડ્ગાસને છે.

૧૮ આંધ્ર પ્રદેશમાં હૈદ્રાબાદ નજીકના દિલસુખનગરમાં, અર્ધપદ્માસને બિરાજીત દિગમ્બર પ્રતિમા ૧૨મી સદીની છે.

૧૯ દક્ષિણ ભારતનાં પ્રસિદ્ધ કુલ્પાકજી તીર્થ [આંધ્ર પ્રદેશ]માં બિરાજીત આ પ્રતિમાજી વિશિષ્ટ આસન અને મુદ્રાથી વધુ ધ્યાન ખેંચે છે. એમ કહેવાય છે કે આ પ્રતિમાજી ફીરોજા પથ્થરની બનેલી છે.

૨૦ ખંભાત [ગુજરાત]માં ખોદકામ કરતાં મળી આવેલ રાજા સંપ્રતિ સમયની આ પ્રતિમા નિર્વાણ વર્ષમાં જમ્મુ કાશ્મીરમાં નવનિર્મિત જિનાલયમાં પ્રતિષ્ઠાપિત કરાયા.

૨૧ પાનસર (ગુજરાત)માં ધરતીના પેટાળમાંથી પ્રકટ થયેલા પ્રાચીન અને ભવ્ય પ્રતિમા.

૨૨ અમદાવાદ [ગુજરાત]માં પતાસાની પોળ સામે રીચીરોડ પર આવેલ જિનાલયમાં બિરાજીત મૂળનાયકની પ્રાચીન પ્રતિમા.

૨૩ રાજકોટ [ગુજરાત] પ્લોટમાં નિર્વાણ વર્ષમાં નૂતન જિનમંદિરમાં પ્રતિષ્ઠિત કરાયેલ અર્વાચીન પ્રતિમા.

૨૪ કચ્છના ભવ્ય અને ઐતિહાસિક શ્રી ભદ્રેશ્વરજી તીર્થમાં બિરાજીત પ્રાચીન પ્રતિમા.

૨૫ સુરતમાં બિરાજીત અલૌકિક પ્રતિમાજી.

૨૬ પાલિતાણા શહેર (વીરબાઈ પાઠશાળા)માં બિરાજીત પ્રભાવક પ્રતિમાજી.

૨૭ પાટણ [ગુજરાત]ના પંચાસરાજી પાર્શ્વનાથના મંદિરની બાજુના મંદિરમાં સંપ્રતિ મહારાજે ભરાવેલ ૫૧ ઇંચની ભવ્ય અને મોહક પ્રતિમા.

૨૮ પાટણ (ગુજરાત)ના મણિયાતી પાડામાંના જિનલયમાં બિરાજીત આરસની પંચતીર્થ સાથેની પ્રભાવક પ્રતિમા.

૨૯ ધ્યાનમુદ્રામાં સ્થિતિ તસ્વીર.

૩૦ ઘઉંના ઘાસમાંથી ગુજરાતના એક અજ્ઞાત કલાકારે બનાવેલ ભગવાનના પ્રથમ ગણધર શ્રી ગૌતમસ્વામીજીની એક તસ્વીર.

૩૧ આ છ તસ્વીરો છ સર્વજ્ઞ તીર્થંકર ભગવંતની છે. પાષાણની બનેલી આ પ્રતિમાઓ
થી વિવિધ વૃક્ષોના પાન સાથે ભરાયેલી હોવાથી અદ્વિતીય બની છે. તીર્થંકર પરમાત્મા અશોક
૩૬ વૃક્ષની છાયામાં બેસીને દેશના આપતાં. ભગવાનના આઠ પ્રતિહારીઓમાં એક અશોકવૃક્ષ પણ છે. વિવિધ પ્રકારના પાંદડાથી આચ્છાદિત આ પ્રતિમાજીઓ એ પાવન પ્રસંગની યાદ આપે છે. આ પ્રતિમાજીઓની તસ્વીરો કદાચ અહીં પહેલી જ વાર પ્રકાશિત થાય છે.

૩૭ પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજના પ્રેરણા અને માર્ગદર્શનથી નવનિર્મિત નવ ફૂટ ઊંચી, ભગવાન શ્રી પાર્શ્વનાથજીની આ સપરિકર પ્રતિમા શ્વેતાંબર સંપ્રદાયમાં સૌ પ્રથમ છે. મુંબઈનાં ઘાટકોપરમાં સર્વોદય હોસ્પીટલના પ્રાંગણમાં બંધાયેલ ભવ્ય જિન મહાપ્રાસાદમાં આ ભવ્ય પ્રતિમા પ્રતિષ્ઠિત કરાયા છે.

૩૮ મુંબઈના ઉપનગર વિલેપાર્લામાં શેઠ શ્રી રતિલાલ મણીલાલ નાણાવટીએ, પોતાના

માર્ગદર્શન હેઠળ ભરાવેલ અર્વાચીન નયનરમ્ય પ્રતિમાજી.

૩૯ મધ્ય પ્રદેશમાં આવેલ સુપ્રસિદ્ધ ખજુરાહોના જિનમંદિરમાં, કાર્યોત્સર્ગ મુદ્રામાં તીર્થંકરની પ્રતિમાજી. આ ૧૧મી શતાબ્દી જેટલી પ્રાચીન છે.

૪૦ મધ્યપ્રદેશમાં આવેલ છાપરા ગામમાંની પ્રાચીન દિગંબર મૂર્તિ.

૪૧ નવમી શતાબ્દીની નેત્રહારી અષ્ટપ્રતિહારી યુક્ત આ દિગંબર પ્રતિમા મધ્યપ્રદેશમાં લખનૌદાન ગામમાં છે.

૪૨ ભગવાનના જન્મોત્સવ પ્રસંગને આલેખતી પ્રતિહારી સાથેની ૧૧મી શતાબ્દીની પ્રાચીન પ્રતિમા મધ્યપ્રદેશમાં દેવગઢ ગામમાં છે.

૪૩ 'જીવંતસ્વામી' તરીકે ઓળખાતી આ પ્રતિમાજી કાયોત્સર્ગ મુદ્રામાં છે. આબૂ રોડ નજીક મુંડસ્થળ ગામમાં બિરાજમાન છે.

૪૪ નાણાકીયગચ્છની ઉત્પત્તિ જે ગામ ઉપરથી થઇ તે નાણા [રાજસ્થાન] ગામમાં વિ. સં. ૧૫૦૫મા પ્રતિષ્ઠિત થયેલ આ પ્રતિમાજી 'જીવંતસ્વામી' તરીકે ઓળખાય છે.

૪૫ દીયાણા [રાજસ્થાન]માંના આ પ્રતિમાજી વિશિષ્ટ શિલ્પ અને પરિકરથી વધુ ભવ્ય બન્યા છે. આ પ્રતિમાજી પણ 'જીવંતસ્વામી' તરીકે વિખ્યાત છે.

૪૬ નાંદિયા (રાજસ્થાન) જિનમંદિરમાં બિરાજમાન મૂળનાયક. મૂર્તિશિલ્પમાં જવલ્લે જ જોવા મળતું પરિકર આ પ્રતિમાજીનું વિશિષ્ટ આકર્ષણ છે.

૪૭ દેલવાડા (મા૦આબૂ)ના શિલ્પસૌંદર્ય નગરમાં બિરાજમાન પ્રાચીન પ્રતિમાજી.

૪૮ ઓશિયાં રાજસ્થાનનું પ્રાચીન તીર્થ છે. રાજા સંપ્રતિ સમયની ૩૦ ઇંચ ઊંચાઈપ્રમાણ આ પ્રતિમાજીની વિક્રમ સંવત પૂર્વે ૪૦૦મા પાર્શ્વનાથ સંતાનીય શ્રી રત્નપ્રભસૂરિજીએ આ પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવી હતી.

૪૯ જોધપુર [રાજસ્થાન] પાસે આવેલ સાચોર ગામ એક પ્રાચીન તીર્થ છે. તીર્થમાં બિરાજમાન આ પ્રતિમાજી પર વિ. સં. ૧૩૦નો લેખ છે.

૫૦ રાજસ્થાનમાં પીંડવાડા પાસે આવેલ બ્રાહ્મણવાડા તીર્થમાં બિરાજમાન પ્રાચીન પ્રતિમાજી.

૫૧ બ્રાહ્મણવાડામાં બિરાજીત શ્રી ગૌતમસ્વામીજીની પ્રતિમાજી.

૫૨ વીજાપુર [રાજસ્થાન] પાસે આવેલ હથુડી તીર્થમાં બિરાજમાન આ પ્રતિમાજી લાલ રંગના હોવાથી રાતા મહાવીરસ્વામીજી તરીકે લોકપૂજ્ય છે.

૫૩ મુંબઈ–વાલકેશ્વરના શ્રી આદીશ્વરજી દેરાસરમાં વિ. સં. ૨૦૨૯ના પ્રતિષ્ઠિત થયેલા ભગવાન મહાવીરની પ્રતિમાજી. આ પ્રતિમાજી ફરતી ૨૩ તીર્થંકરોની મૂર્તિ છે અને પરિકરમા નીચે યક્ષ–યક્ષણિ આપેલ છે, જે અહીં આપેલ નથી, ફક્ત ખ્યાલ માટે.

૫૪ રાજસ્થાનમાં નાંદીયા–દીયાણાની નજીકના ગામ લોટાણામાં પરિકર સાથેની આ પ્રતિમાજીની વિ. સં. ૧૧૪૪માં પ્રતિષ્ઠા થઇ હતી.

૫૫ શિલ્પકળાના જગતમાં પ્રથમવાર જ જાહેરમાં પ્રગટ થતી આ. તસ્વીર. આ પ્રતિમાજીનું શિલ્પ અનેકરીતે અનોખું અને અદ્વિતીય છે. આ પ્રતિમાજી હજી ગત વરસે જ તા. ૧૪–૪–૭૫ના રોજ રાજસ્થાનના ભરતપુર જિલ્લાના પધૌના ગામના એક ખેતરના કૂવામાંથી પ્રાપ્ત થયા છે. આ પ્રતિમાજી કૂવામાં હતાં ત્યાં સુધી એ કૂવાનું પાણી ઝેરી હતું. પીવાનો ઉપયોગ થતો ન હતો. કૂવાને ચોખ્ખો કરવા જતાં આ પ્રતિમાજી મળી આવ્યા હતા. પોતાના વર્ધમાન સેવા કેન્દ્ર (મુંબઇ) તરફથી ગામવાસીઓ માટે શાળાના એક રૂમ માટે વ્યવસ્થા કરાવી આપીને, શ્રી કુમારપાળ વિ. શાહે આ પ્રતિમાજી લઇને કેન્દ્રની જગા શ્રી મહાવીરજી તીર્થમાં બિરાજીત કર્યાં છે. તસ્વીર જોનાર કલાવિદોનું માનવું છે કે ૧૫૦૦–૧૬૦૦ વર્ષના પ્રાચીન આ પ્રતિમા છે.

૫૬ ચોથી શતાબ્દીના આરંભ પછી ગુપ્તકાલીનમાં બનેલ આ ભવ્ય મૂર્તિ મથુરા [ઉત્તરપ્રદેશ] માંથી પ્રાપ્ત થયેલ છે. હાલ તે લખનૌના રાજ્ય સંગ્રહાલયમાં વિદ્યમાન છે.

છાતી ઉપર 'શ્રી વત્સ'નું ચિહ્ન, મસ્તક પર વાળ અને લાંછન વગરની ધ્યાનસ્થ મુદ્રામાં શ્રી તીર્થંકર પરમાત્માની આ મૂર્તિ અન્ય મૂર્તિઓથી વિલક્ષણ બની રહી છે.

૫૭ રાજસ્થાનમાં ભરતપુર જિલ્લામાં આવેલ મહાવીરજી ગામના જિનમંદિરમાં બિરાજીત આ પ્રતિમા ખૂબ જ પ્રભાવક છે. આ તસ્વીર પ્રસ્તુત પ્રતિમાની ચિત્ર પ્રતિકૃતિ છે.

૫૮ પૂજ્ય મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજના માર્ગદર્શન તળે ગુપ્તકાલિન પદ્ધતિએ ભરાયેલ આ પ્રતિમાજી, તેઓશ્રીના ઉપદેશથી મુંબઈ-વાલકેશ્વરના બાબુ શેઠ અમીચંદ પનાલાલ જૈન દહેરાસર ટ્રસ્ટ તરફથી કેનેડાના ટોરન્ટો શહેરના ભારતમંદિરમાં બિરાજમાન કરવામાં આવી છે.

૫૯ પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મહારાજની પ્રેરણાથી, આજથી ચારેક વરસ પહેલાં આરસના આ પ્રતિમાજી અમેરિકામાં ચિકાગોના એક ગૃહમાં, જૈન સોસાયટી તરફથી પધરાવવામાં આવ્યા છે.

૬૦ ભગવાનના ગૃહસ્થાવાસમાં ભગવાનની સાધનાને સચોટપણે વ્યકત કરતી ધ્યાનસ્થ પ્રતિમા. પુરાતન જૈન અનુશ્રુતિ અનુસાર દીક્ષા લેતા અગાઉ રાજકુમાર વર્ધમાન ધ્યાનમાં વધુ સમય રહેતાં, તે સમયની યાદ આપતી આ ધ્યાનસ્થ પ્રતિમા, તેમના મોટાભાઇ શ્રી નંદિવર્ધને ભરાવી હતી. કહેવાય છે કે આ પ્રતિમા ગોશીર્ષ ચંદનમાંથી બનાવાઇ હતી.

પ્રતિમા ઉપરના અલંકારો ભગવાનના ગૃહસ્થાશ્રમની યાદ આપે છે. ભગવાનના જીવન સમય દરમિયાન આ પ્રતિમા બનેલી હોવાથી તે "જીવિતસ્વામી" તરીકે ઓળખાય છે. આકોટા (વડોદરા-ગુજરાત) પાસેથી આ પ્રતિમાજી મળી આવ્યા હતા. છઠ્ઠા સૈકાની આ પ્રતિમા હાલ વડોદરાના મ્યુઝિયમમાં મૂકેલી છે.

૬૧ જોધપુરમાં જીવંતસ્વામી.

પેજ ૨૩, ૨૪ અને ૨૫મા પાનાની તસ્વીરોની વિગતોઃ

જૈન ચિત્રકળાના ક્ષેત્રે નિર્વાણ-વર્ષની સર્વશ્રેષ્ઠ ઉપલબ્ધિ એટલે જૈન સમાજના નવોદિત કલાકાર શ્રી સુમન્ત શાહના આ પાંચ તૈલ-ચિત્રો. આ ચિત્રો મધ્યકાલીન જૈન ચિત્રશૈલીના છે. ચિત્રકાર શ્રી સુમન્ત શાહે આ પાંચ ચિત્રોમાં નયસારના ભવથી તે તીર્થંકર શ્રી મહાવીરસ્વામીજીના જન્મ સુધીના કેટલાક મહત્ત્વના ભવોના પ્રસંગો અને ભગવાનના ભવના જન્મથી તે નિર્વાણ સુધીના જીવન પ્રસંગો ગૂંથ્યા છે.

શ્રી શાહે આ ચિત્રો મેસોનાઇટના પાટિયા પર ઓઇલ કલરથી ચિત્રાંકિત કર્યા છે. નમુના તરીકે તેનું કદ અત્યારે ૨×૧ ફૂટની સાઇઝમાં રાખ્યું છે.

શ્રી શાહનું મૂળવતન પાદરા [ગુજરાત]. શ્રી મહાવીર જૈન વિદ્યાલયની વડોદરા શાખામાં રહીને સયાજી યુનિવર્સિટીના કલાવિભાગ માં તેમણે ચિત્રકલાની સાધના કરી છે. તેમનું હાલ કાર્યક્ષેત્ર પતિયાલા (પંજાબ)માં છે.

પેજ ૨૬ના ચિત્રની વિગતઃ

જાણીતા કાર્ટુનિસ્ટ શ્રી ચકોર [બંસીએ] ધ્યાનમુદ્રામાં રેખાંકિત કરેલ ભગવાનનો ચહેરો. આ શૈલીનું કદાચ આ સૌ પ્રથમ ચિત્ર છે.

પેજ ૨૭ના ચિત્રની વિગતઃ

જાણીતા ચિત્રકાર શ્રી બલિએ દોરેલ ભગવાનનું પ્રતીકાત્મક ચિત્ર. બિહારમાં પ્રગટેલ અહિંસાની જ્યોતની રોશની સમગ્ર વિશ્વમાં ઝળહળી ઊઠી તે આ ચિત્ર દર્શાવે છે.

અનુક્રમણિકા




અનુક્રમણિકા



## અગત્યના સુધારા

| પેજ | વિગત |
|---|---|
| ૯ | ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ મહાસમિતિનું આપેલ સરનામું ભૂલમાં જુનું છપાયું છે, તો તેનીચે મુજબ સમજવું. ૨૧૦, દીનદયાલ ઉપાધ્યાય માર્ગ નવી દિલ્લી-૧ |
| ૧૫ | તસ્વીરની વિગતમાં આપેલ નામોમાં સાહુ શ્રી શ્રેયાંસપ્રસાદ જૈન છે તેને બદલે સાહુ શ્રી શાંતિપ્રસાદજી જૈન સમજવું. |
| ૧૭૯ | શ્રી મહાવીર જૈન વિદ્યાલયે પ્રગટ કરેલ ગ્રન્થનું નામ 'ન્યુ ડોકયુમેન્ટ્સ ઓફ જૈન પેઈન્ટીંગ્ઝ' સમજવું. |
| ૨૦૧ | |
| ૩૭૭ | ઉપરની 'પુષ્પપૂજન'ની તસ્વીર ઓવેલ મેદાનની નહીં પણ ચોપાટીની સભાની છે. |

દિલ્હીમાં મહાવીર મેમોરિયલ
આંધ્રમાં મહાવીર કોમ્પ્લેક્સ
આસામમાં મહાવીર ઉદ્યાન
બિહારમાં વીરાયતનની યોજના : ત્રણ વર્ષ શિકારબંધી
ગુજરાતમાં વિવિધ ઓચ્છવો, આરાધના અને ઉપાસના
હરિયાણામાં 'જૈનિઝમ ઈન હરિયાણા' પર સંશોધન
જમ્મુ-કાશ્મીરમાં શ્રી મહાવીરસ્વામી જિનાલયનું નિર્માણ
કર્ણાટકમાં ગાજતું બનેલ ભગવાન મહાવીરનું નામ
કેરળમાં ત્રણ-ત્રણ સેમિનાર : માહિતીપ્રદ પ્રદર્શન

# સમાચાર વિભાગ

મધ્યપ્રદેશમાં ૬૧૩ કેદીઓની મુક્તિ : રાજ્યમાં રચનાત્મક કાર્યો
મહારાષ્ટ્રમાં શિકારબંધી : મુંબઈમાં અપૂર્વ ઉજવણી
ઓરિસ્સા રાજ્યમાં 'અહિંસાદર્શી' સમાજની રચના
પંજાબમાં 'તીર્થંકર મહાવીર અધ્યયન કેન્દ્ર'
પશ્ચિમ બંગાળમાં અનેક સ્થળે પ્રદર્શનોનું આયોજન
રાજસ્થાનમાં જનસેવાની લાખો રૂપિયાની વિવિધ યોજના
તામિલનાડુમાં તમામ શાળા-કોલેજોમાં વક્તૃત્વ-નિબંધસ્પર્ધા
ઉત્તરપ્રદેશ સરકારની વિનંતીથી દેશભરમાં ફાંસીની સજા માફ
વિદેશમાં જૈનધર્મ કલા પ્રદર્શન

# પરમ પૂજ્ય શ્રમણભગવંતોના શુભાશિષ

## તે આનંદનો વિષય છે

શ્રમણ ભગવાન મહાવીર પરમાત્માના વ્યાપક ફલક પર ઊજવાઈ રહેલા ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક મહોત્સવ વર્ષની સ્મૃતિ ચિરંજીવી બની રહે તે માટે તમોએ એક 'માહિતી વિશેષાંક' પ્રકાશિત કરવાની યોજના ઘડી, તેને સાંગોપાંગ પાર પાડવાનો નિર્ધાર કર્યો છે, તે આનંદનો વિષય છે.

ભગવાન મહાવીર પરમાત્માના અનંત ઉપકારોના સ્મરણરૂપે યોજાએલા વિવિધ વિશિષ્ટ કાર્યક્રમોની માહિતીનો સંગ્રહ પણ આ ઉજવણીનો એક મહત્વનો સ્મારક અંશ બની રહેશે.

આ કાર્યને પાર પાડવા દ્વારા તમો શ્રી જિનશાસનની શ્રીસંઘની વિશિષ્ટ સેવા કરવામાં સફળ બનો એવા અમારાં શુભ આશીર્વાદ છે.

—શાસનપ્રભાવક પૂ. આચાર્યભગવંત શ્રી વિજયનન્દનસૂરીશ્વરજી મહારાજ



## ગ્રન્થની વિશેષતા

'જૈન' પત્રના આ વિશેષાંક ગ્રન્થમાં ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવની દેશ અને વિદેશમાં જે વ્યાપક ઉજવણી થઈ તેનું આછું અને મૌલિક દર્શન કરાવવામાં આવેલ છે. એ રીતે ઇતિહાસની દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વની સામગ્રીનું સંકલન આ અંકમાં થયું છે.

જેમ જેમ દિવસો અને વર્ષો વીતશે, તેમ તેમ આ અંકનું મહત્ત્વ અને મૂલ્ય વધશે. એનું કારણ એ છે કે ભાવિ જૈન-જૈનેતર પેઢીઓને આ ગ્રન્થ દ્વારા નિર્વાણ મહોત્સવની ઐતિહાસિક ઉજવણીની માહિતી ઉપલબ્ધ થશે વ્યવસ્થિત રીતે સંકલનાબંધ માહિતી આપતો આ અંક ખૂબ જ મહત્ત્વનો, વિશિષ્ટ પ્રકારનો, સાહિત્યસૃષ્ટિમાં નવીન ભાત પાડતો અને ખૂબ જ ઉપયોગી થઈ પડશે.

શ્રી જૈન સંઘ "જૈન" સાપ્તાહિકના આ પ્રયત્નને આવકારશે એવી પૂરી આશા છે.

—યુગદિવાકર પૂ. આચાર્યભગવંત શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

## —ખાસ જરૂરિયાત હતી—

ધર્મલાભપૂર્વક જણાવવાનું કે "ભગવાન મહાવીર ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ માહિતી વિશેષાંક" આપના દ્વારા પ્રકાશિત થઈ રહ્યો છે તે જાણી અત્યાધિક આનંદ થયો. આખા વર્ષ દરમ્યાન ગામો, શહેરો, રાજ્યો તથા દેશ–વિદેશોમાં પરમાત્મા મહાવીર પ્રભુના નિર્વાણ મહોત્સવની ઉજવણી ઉત્સાહ અને ઉલ્લાસપૂર્વક થઈ. દેશ અને દુનિયામાં જનહિતકારી અને ધર્મપ્રભાવનાનાં કાર્યો સુંદર થયાં. સર્વત્ર આ મંગલમય મહામહોત્સવ દરમ્યાન થયેલ કાર્યોની યાદ અને નોંધ સંઘ સમક્ષ રજૂ કરવાની ખાસ જરૂરિયાત હતી, જેથી સંઘ આ કાર્યોની અનુમોદના કરે, અભિનંદે. તમારા દ્વારા થઈ રહેલ આ 'મહોત્સવ માહિતી વિશેષાંક' આ અર્થમાં સાર્થક છે.

તમારા પ્રકાશન કાર્યમાં તમો સફળતા પ્રાપ્ત કરો તેવા અંતરના આશીર્વાદ પાઠવું છું.

**—શાંતમૂર્તિ પૂ. આચાર્યભગવંત શ્રી વિજયસમુદ્રસૂરીશ્વરજી મહારાજ**

## —પરિનિર્વાણ–માહિતીકોષ—

'ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ માહિતી વિશેષાંક' ભાઈશ્રી મહેન્દ્ર દ્વારા જોવા મળ્યો. સમય મળી ગયો અને શું થયું કે એક એક પુષ્ઠ અને એક એક લખાણ વાંચવા લાગ્યો, તેમાં ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ પ્રસંગને પામીને જે અમારિપ્રવર્તન થયું તે જોતાં રોમાંચ ખડાં થઈ ગયાં. મારે મન આની જ મહત્તા હતી. પ્રાયઃ પ્રત્યેક પ્રદેશ, પ્રત્યેક નગર કે જ્યાં ચરમ તીર્થપતિ શ્રી વીર વર્ધમાનસ્વામીના ગુણાનુવાદ થયા છે ત્યાં સર્વત્ર એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ અને આઠ આઠ દિવસ કતલખાના બંધ રહ્યા છે. કેટલેક સ્થળે માંસ અને સુરાનું વેચાણ બંધની જાહેરાતો થઈ છે. કેટલેક સ્થળે તો અમુક પ્રાણીઓનો શિકાર સુધ્ધાં બંધ થયો છે. કેદીઓને મુક્તિ મળી છે. કોઈક સ્થળે ફાંસીની સજા રદ થયેલ છે. (કેન્દ્ર સરકારે પૂરા નિર્વાણવર્ષ દરમ્યાનમાં અપાનાર ફાંસીની સજાને આજીવન કેદની સજામાં ફેરવવાનો કાયદો ઘડી, દેશભરમાં તેને અમલી બનાવેલ.—સંપાદક) આથી આ 'માહિતી વિશેષાંક' ખરે જ, પરિનિર્વાણની માહિતી પૂરી પાડનારો એક માહિતી કોષ બની ગયો છે. અનેકાન્તવાદી જૈનશાસનના અનેક દૃષ્ટિબિન્દુઓ હોય છે તેમાં મારી આ દૃષ્ટિ છે કે આ અંકે પ્રભુ મહાવીરની અહિંસાને યત્કિંચિત અંશે દેશમાં ફરી પ્રવર્તી છે તેની જાણ કરી છે. આવી રીતે મધ્યસ્થભાવથી હજી પણ માહિતીઓ મેળવી સહુને આવી સુંદર રમણિય માહિતીથી માહિતગાર બનાવે એ જ.

**—તીર્થપ્રભાવક પૂ. આચાર્યભગવંત શ્રી વિજયવિક્રમસૂરીશ્વરજી મહારાજ**

# કોઇ પુણ્યવાન આત્મા તૈયાર થશે ખરો ?

| એક અનુરોધ | ફ ફ ફ ફ ફ | મંગલકામના |
|---|---|---|

હજારો વર્ષના જૈનધર્મ અને જૈનસંસ્કૃતિના ઇતિહાસમાં નહીં બનેલી ઘટના, વિશ્વવંદ્ય ભગવાન શ્રી મહાવીરના ૨૫૦૦મા વરસ બાદ આ દક્ષિણાર્ધ ભરતની ધરતી ઉપર એમાંય ખાસ કરીને આપણા આ ભારતદેશમાં બનવા પામી છે.

મહાન અને ઐતિહાસિક અને અભૂતપૂર્વ ઘટના એ છે કે અહિંસાની પરમવિભૂતિ વિશ્વવત્સલ, પ્રાણીમાત્રના ઉદ્ધારક, આ કાળના અંતિમ તીર્થંકર ભગવાન શ્રી મહાવીરના પચીસસોમા નિર્વાણ મહોત્સવની જંગી, વ્યાપક અને વિશાલ રીતે થયેલી ભવ્ય ઉજવણી.

ભારત સરકારના પ્રચણ્ડ અને ઉદારતાભર્યા વ્યાપક સહકારથી દેશમાં—કેન્દ્રમાં તથા તમામ રાજ્યોમાં—નિર્વાણ મહોત્સવની ઉજવણીની સમિતિઓ અને ઉજવણીને સફળ બનાવવા માટે ઇતિહાસમાં પહેલ વહેલા જ ચારેય સંપ્રદાયનું થયેલું સંગઠન; અને તેમણે કરેલા અવિરત પ્રયાસોથી દેશ-પરદેશમાં અઢી હજારમા વર્ષના નિર્વાણકલ્યાણક મહોત્સવની વિશાલ અને વ્યાપકપણે સક્રિય રીતે ઉજવણી થઈ. નિર્વાણવર્ષ દરમિયાન દેશભરમાં અમારિ (અહિંસક) પ્રવર્તન એટલે કતલખાનાંની બંધી અને અનેક રાજ્યોમાં શિકારબંધી, મદિરા-માંસ બંધી કરીને વર્ત્તમાન રાજશાસને ભગવાન મહાવીરના આ દેશની પ્રજા ઉપરના શાશ્વત ઉપકારને ન કલ્પી શકાય તેવી હાર્દિક શ્રદ્ધાંજલિઓ આપી દેશભરમાં જય જયકાર વરતાવ્યો...

ભાષણો-પ્રવચનો અને પ્રચારના વિવિધ સાધનો દ્વારા દેશ-વિદેશમાં કરોડો લોકોને ભગવાન મહાવીરના અહિંસા, અપરિગ્રહાદિના સિદ્ધાંતો અને ઉપદેશોની પ્રશંસનીય જાણકારી થઈ.

આ બધું જ થયું તે અભૂતપૂર્વ થયું અને આ ઘટના દેશના અને જૈન સમાજના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થઈ. નાનકડી જૈન પ્રજા માટે રાષ્ટ્ર કે પ્રજાએ જે કર્યું તે ભારોભાર ગૌરવ લેવા જેવું બન્યું. જૈનધર્મ, જૈનસંસ્કૃતિ, જૈનસંઘ અને જૈન શ્રમણોનું પણ દેશમાં ગૌરવ વધ્યું.

આ ઉજવણી નિમિત્તે સારો દેશ અને જૈન જનતા એવી જાગી ગઈ કે દેશભરના નાનામોટા શહેરો-ગામડાઓમાં જાત જાતની રીતે અને વિવિધ

પદ્ધતિઓ દ્વારા સહુએ ભગવાન મહાવીરની જીવન-કથા કહીને અને તેઓશ્રીના માનવજાતના જ નહિ પણ પ્રાણીમાત્રના કલ્યાણકારી ઉપદેશોને યાદ કરી ભારોભાર ભાવાંજલિઓ અને શ્રદ્ધાંજલિઓ આપી. અને આ મહાપુરુષની યાદમાં જાતજાતનાં સ્મારકો પણ થયાં, થઈ રહ્યા છે અને થવાનાં છે.

દેશ-પરદેશમાં કલ્પનામાં ન આવે એવી થયેલી ભવ્ય અને ઐતિહાસિક ઉજવણીની યાદને ગ્રન્થસ્થ કરવા દ્વારા ચિરંજીવી બનાવવામાં આવે તો આવનારી ભાવિ પેઢીને ભારે આનંદ, પ્રેરણા અને ગૌરવ આપનારું બને અને સામ્પ્રત સમયમાં આવા સંગ્રહથી સારા દેશને અને દેશભરના જૈન સમાજને ઉજવણીનું પૂરું ચિત્ર જોવા મળે.

વળી, ખંધિયાર માનસ, સંકુચિત દૃષ્ટિ, ટૂંકા ખ્યાલો, પૂર્વગ્રહોથી બધ્ધ દિમાગ, ગલત અને અર્થહીન ધર્મઝનૂન, ઉતાવળા ખ્યાલો, ખોટા ભયો, ઈર્ષ્યા-અસૂયા વગેરેથી પીડાતી વ્યક્તિઓએ ઉજવણીને છિન્નભિન્ન કરવા આકાશ-પાતાળ એક કર્યા હતા તેઓ, અને જેઓ ડર, ભય, ગભરાટ કે અજ્ઞાન વગેરેના કારણે અલિપ્ત રહ્યા હતા તે આપણા ત્યાગી અત્યાગી મહાનુભાવો અને ધર્મબંધુઓને ઉજવણીના ચિત્રોનો વિશાલ અને સાચો ખ્યાલ મળે અને કદાચ હલુકર્મી આત્માઓના પશ્ચાત્તાપમાં આ અંક નિમિત્ત રૂપ બની જાય, આવા શુભ હેતુઓથી, આ ઉજવણીનું વ્યવસ્થિત રીતે સંકલન કરી, ભવ્ય રીતે મુદ્રિત કરી 'જૈન' પત્રના વિશેષાંક રૂપે પ્રગટ કરવાનો વિચાર ઉત્પન્ન થયો.

'જૈન' પત્રના ધર્મશ્રદ્ધાળુ શ્રી ગુલાબચંદભાઈના ઉત્સાહી અને પુરુષાર્થી ભાઈ શ્રી મહેન્દ્રે તેને પ્રગટ કરવા માટે બીડું ઝડપ્યું અને સહુ કોઈએ વિવિધ રીતે સહકાર આપ્યો.

અવિરત પુરુષાર્થ અને અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ રંગીન અને સાદા ચિત્રોથી સુશોભિત આ ગ્રન્થ સારી રીતે તૈયાર થઈને આજે પ્રજાના હાથમાં મૂકાઈ રહ્યો છે ત્યારે ભાઈ શ્રી ગુલાબચંદભાઈ તથા તેમના ઉત્સાહી પરિવાર શ્રી નવીનભાઈ તથા શ્રી વિનોદભાઈ તથા તેમના પોતાના પરિવારને ઉત્સાહી કરનાર ધર્માત્મા શ્રી સમરથબેનને અંતરના ધન્યવાદ આપ્યા સિવાય રહેવાતું નથી.

આ ગ્રન્થની માહિતીઓ તેમ જ મહત્ત્વના તીર્થાદિકના ફોટાઓ મેળવવા પાછળ પણ સારો એવો શ્રમ લેવાયો છે. અને પ્રસિદ્ધ કરવા પાછળ 'જૈન' પરિવારે હજારો રૂા.ની જવાબદારી ઉઠાવી છે, ભારે પરિશ્રમ સેવ્યો છે. આ બધાનો હું સતત સાક્ષી પણ રહ્યો છું.

પરમપૂજ્ય મારા ગુરુદેવના આશીર્વાદ અને પ્રબળ સહકાર તો પ્રારંભથી હતા જ પણ સાથે સાથે અનેક ઉદારહૃદયી શ્રમણો અને સદ્‌ગૃહસ્થોના સહકાર અને શુભેચ્છા પણ હતી. નાનામોટા અનેક સહકાર્યકરો પણ હતા. પ્રેસ અને પેપરમાલીકોનો પણ સહકાર હતો. તેથી આ બધું આજે સફળતાને વર્યું છે.

આ વિશેષાંક ઉજવણીનું સમગ્ર ચિત્ર સંપૂર્ણ તો નહિ પણ લગભગ ચિત્ર તો જરૂર રજૂ કરે છે. આ ચિત્ર વર્તમાન પેઢીને અને એમાંય વળી ભાવિ પેઢીને અનેક રીતે ભારે ઉપકારક નીવડશે એમાં શંકા નથી.

અલબત્ત મારી દૃષ્ટિએ કેટલીક ઉણપો-ક્ષતિઓ જરૂર રહી છે અને થઈ પણ છે. મારી ધારણા અને કલ્પનાથી સંકલન, મુદ્રણ અને સામગ્રીસંચય વગેરે ઘણું દૂર છે એમ છતાં પણ, એને ઉદારભાવે ક્ષમ્ય ગણીને, જે કંઈ થયું છે તેટલું પણ અતિ ઉપયોગી થયું છે એમ ગણીને આ કાર્ય માટે ધન્યવાદ આપવાપૂર્વક સહુએ અનુમોદના જ કરવી રહી.

માત્ર જૈન સંસ્કૃતિની દૃષ્ટિએ જ નહીં પણ ભારતીય ઇતિહાસની દૃષ્ટિએ, માત્ર જૈન ઇતિહાસની દૃષ્ટિએ જ નહીં પણ ભારતીય સમગ્ર સમાજની દૃષ્ટિએ ઉજવણીના મીની કોશ જેવા આ માહિતીસમૃદ્ધ 'માહિતી વિશેષાંક'નું મૂલ્ય ઘણું છે. ઉજવણી તો આ એક ઐતિહાસિક દસ્તાવેજ છે. આ એક જ પુસ્તક ઉજવણીના પુણ્યવાન પક્ષપાતીઓને ધર્મભાવનાથી સભર બનાવશે, જ્યારે ઉજ-

ઐ
તિ
હા
સિ
ક

# ઐતિહાસિક દસ્તાવેજ

દ
સ્તા
વે
જ

વણીથી પરાંગમુખ રહેલા કરુણાપાત્રોની આંખ ઉઘાડી નાંખશે તો લીધેલો શ્રમ સાર્થક થશે.

ખરેખર! આ જાતનો પ્રયાસ કરીને જૈન પરિવારે તથા અન્ય સાથીઓ વગેરે સહુએ માત્ર જૈનસંઘની જ નહિ પણ દેશની પણ ભારે સેવા બજાવી છે અને મ્હોટું પુણ્ય હાંસલ કર્યું છે. આવા પ્રકાશનનું આદ્ય માન ખાટી જવું એ પણ એક વિરલ બાબત છે.

સહુકોઈ આ વિશેષાંકના દળદાર ગ્રન્થને આદરપૂર્વક, સહર્ષ સ્વીકારે અને પ્રત્યેક ઘર તેને વસાવે એવો મારો નમ્ર અનુરોધ છે.

કોઈ મહાપુરુષાર્થી વ્યક્તિ કે સંસ્થા દેશ–પરદેશમાં થએલી ઉજવણીના પૂરેપૂરા સમાચારો, થયેલાં ભાષણો સાથે સંકલિત કરવાનો ભગીરથ પ્રયાસ કરે, દેશ–વિદેશમાં પ્રગટ થએલ દૈનિકથી લઈને ત્રિમાસિક કે વાર્ષિક મર્યાદા સુધીના તમામ પત્રોએ કાઢેલી પૂર્તિઓની નોંધ, તેની મહત્તાઓ દર્શાવવા સાથે તૈયાર કરે અને થઈ રહેલાં સ્મારકોની પૂરેપૂરી વિગતો એકત્ર કરે અને તે પછી કોઈ મર્મજ્ઞ, વેધક દૃષ્ટિવાળો લેખક શ્રેષ્ઠ અને સરલભાષામાં આ ઐતિહાસિક ઉજવણીનું સંપૂર્ણ ચિત્ર ઉપસાવશે ત્યારે જ આ ઉજવણીનું સાચું ઉજમણું કર્યું ગણાશે અને ત્યારે જ મને પૂરો આત્મસંતોષ થશે.

કોઈ પુણ્યવાન આત્મા તૈયાર થશે ખરો?

દીર્ઘાયુ 'જૈન' પત્ર જિનશાસનને વફાદાર રહી, જૈન શાસનની પ્રામાણિકપણે ખૂબ ખૂબ સેવા કરે!

ભગવાન શ્રી મહાવીરની કૃપા 'જૈન' પત્ર પરિવાર પર ઊતરી રહો! એ જ મંગલ કામના!

૪૧, રીજ રોડ, મુંબઈ–૬.
વિ. સં. ૨૦૩૨, વૈશાખ વદ ૧૩,
તા. ૧૬–૫–૭૬.

—મુનિ યશોવિજયના
સાદર સસ્નેહ ધર્મલાભ

——————————ભગવાન મહાવીર
——————————મહોત્સવ

# આછું અવલોકન——————

જૈનધર્મના ચોવીસમા તીર્થંકર શ્રમણ ભગવાન શ્રી મહાવીર પરમાત્માના નિર્વાણ કલ્યાણકને ગઈ તા. ૧૩–૧૧–૭૪ના દિવસે ૨૫૦૦ વર્ષ પૂર્ણ થયાં અને સમગ્ર ભારતમાં તેમજ દેશ–પરદેશમાં સર્વત્ર અહિંસાના અવતાર ભગવાન મહાવીર પ્રભુના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવની સ્થળે સ્થળે અનેક પ્રકારે ભવ્ય રીતે ઉજવણીના મંગલાચરણ શરૂ થયા છે. કેન્દ્ર સરકાર તેમજ પ્રાન્તીય સરકારનો આ ઉજવણીમાં તન-મન ધનનો સર્વ પ્રકારે સાથ મળવાથી ભગવાન મહાવીરનાં ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવની આ ઉજવણી ઐતિહાસિક બની છે. ભગવાન મહાવીર એકલા જૈનોના જ ન હતા પણ સમગ્ર ભારતવર્ષની સમસ્ત પ્રજાના હતા. ભગવાન મહાવીરનો ઉપદેશ ફક્ત જૈનો માટે જ ન હતો પણ ભારતની ચારેય વર્ણની સમસ્ત જનતા માટે અને વિશ્વની સમસ્ત પ્રજા માટે હતો, એ આ ઉજવણીએ સાબીત કરી આપ્યું છે અને એ કારણે જ રાષ્ટ્રપતિ તેમજ વડાપ્રધાનથી લઈ નાનામાં નાના અધિકારી વર્ગે અને અબજોપતિ, કરોડપતિથી શરૂ કરી શ્રમજીવી વર્ગ સુધીની સમગ્ર આલમે અપરિગ્રહવાદના પ્રખર ઉપદેશક અને પ્રચારક ભગવાન મહાવીરને ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ પ્રસંગે હજારો યાવત લાખોની માનવમેદની વચ્ચે ભક્તિભર્યા હૈયે ભાવભરી શ્રદ્ધાંજલિ સમર્પણ કરી છે તેમજ ક્ષમામૂર્તિ ભગવાન મહાવીર પ્રભુ માટે અંતરની ઊર્મિઓની અમીવર્ષા વરસાવી છે.

●

યુગદિવાકર પૂજ્ય આચાર્યભગવંત
શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

●

ભારતની પ્રજાને ભગવાન મહાવીરે પ્રવર્તાવેલા અહિંસા, અપરિગ્રહ તેમ જ અનેકાંતવાદના આદર્શ સિદ્ધાંતો હવે પછી પણ હજારો વર્ષ પર્યંત સ્મરણમાં રહે અને એ પવિત્ર સિદ્ધાંતોનો જીવનના વ્યવહારમાં અમલ કરવાની પ્રેરણા મળે એ શુભ ભાવનાથી દિલ્લી, મુંબઈ, મદ્રાસ, કલકત્તા, અમદાવાદ પૂના વગેરે ભારતના મુખ્ય મુખ્ય શહેરોમાં લાખોના ખર્ચે ભગવાન મહાવીરના નામ અને તેમના જીવન પ્રસંગોથી અંકિત વનસ્થળી, કીર્તિસ્થંભો, ભવ્ય મંદિરો, ધર્માલયો, અહિંસા ભવનો, પુસ્તકાલયો વગેરે ચિરસ્મરણીય સ્મારકો ઊભા કરવાના નિર્ણયો અને ભૂમિપૂજન–શિલારથાપન વગેરે દ્વારા તેની શુભ શરૂઆત થઈ રહી છે. ભગવાન મહાવીરની અનુકંપાધર્મની જ્યોત જીવંત રહે અને મધ્યમવર્ગના હજારો દર્દીઓને તળીબી રાહત મળે એ માટે દેશના કેટલાક શહેરોમાં શ્રી મહાવીર હોસ્પિટલના કાર્યનો પ્રારંભ પણ થયો છે તેમજ તેના પ્રાથમિક વિભાગની શરૂઆત પણ થઈ છે.

ભગવાન મહાવીરના ગુણાનુવાદ અને મનનીય જીવનપ્રસંગો તેમજ ભગવાને પ્રવર્તાવેલા અહિંસા, અપરિગ્રહ તથા અનેકાંતવાદના તત્ત્વજ્ઞાન વિષયક જુદા જુદા પ્રાન્તોની ભિન્નભિન્ન ભાષામાં અનેક પ્રકારનું વિપુલ સાહિત્ય પ્રગટ થયું છે, જૈન–જૈનેતર સંત અને સાધુઓએ, મહાસતી અને સાધ્વીઓએ અને અભ્યાસી ગૃહસ્થ સ્ત્રી–પુરુષોએ આ સાહિત્યના લેખન માટે પોતાની કસાયેલી કલમનો લાભ આપેલ છે. અખિલ હિંદ વિશ્વ પરિષદ અને તાતા કંપની જેવી પ્રસિદ્ધ સંસ્થાઓએ પોતાના મુખપત્રો દ્વારા ભગવંતના જીવનને સ્પર્શતી ભવ્ય સ્મારિકાઓનું પ્રકાશન કરેલ છે. વિવિધ પ્રાન્તના વિવિધ દૈનિક પત્રો અને સાપ્તાહિક, પાક્ષિક, માસિકોએ જુદી

# ૨૫૦૦મા નિર્વાણ વર્ષનું પ્રેરણાપાન

જુદી ભાષાઓમાં ભગવાન મહાવીરના જીવન તેમ જ તત્ત્વજ્ઞાનના લેખો અને લેખમાળાઓને પ્રગટ કરી વીર–મહાવીર–વર્ધમાન ભગવાનને ભવ્ય ભક્તિથી ભરપુર શ્રદ્ધાંજલિ સમર્પિત કરેલ છે. પૂર્વ–પશ્ચિમના દેશોએ ભગવાન મહાવીરના નિર્વાણ મહોત્સવના વર્ષ દરમ્યાન અંગ્રેજી વગેરે અનેક ભાષામાં ભગવાન મહાવીર અને જૈન ધર્મના સાહિત્યનું પ્રકાશન કરી ૨૫૦૦મી નિર્વાણ શતાબ્દીની ઉજવણી ચિરસ્મરણીય બનાવી છે. વિવિધ પ્રાન્તના સરકારી પત્રોએ ખાસ કરીને પંજાબ, મદ્રાસ, મહારાષ્ટ્રની સરકારે ભગવાનના જીવન અને તત્ત્વજ્ઞાન વિષયક રંગ–બેરંગી ચિત્રમય બહુમૂલ્ય અંકોનું પ્રકાશન કર્યું છે.

નિર્વાણ મહોત્સવના અનુસંધાનમાં સહુથી શ્રેષ્ઠ સાહિત્યની ઉપલબ્ધિ થઈ હોય તો તે મુનિ યશોવિજય સંપાદિત, ચિત્રકાર ગોકળભાઈ કાપડિયાએ ચીતરેલાં ભગવાન શ્રી મહાવીરના ચિત્રસંપૂટની છે. આ જાતના ભવ્ય અને આકર્ષક ચિત્ર સેંકડો વરસમાં પ્રથમવાર જ પ્રગટ થયા હોવાથી સહુકોઈનું એ પ્રત્યે ભારે આકર્ષણ થયું છે. આ પ્રકાશન સમયસર પ્રગટ થવાથી ભારતીય જૈન–અજૈન પ્રજા માટે ખૂબ જ ઉપયોગી બન્યું છે. દેશભરમાં તેની સુવાસ ઝડપથી ફેલાઈ છે. શ્વેતાંબર, દિગમ્બર બંને પક્ષમાં ખૂબ ખૂબ આદર પામ્યું છે. દિલ્હીમાં વડાપ્રધાનથી લઈને કેબીનેટના મહત્ત્વના પ્રધાનો, પ્રાન્તીય ગવર્નરો, મુખ્ય પ્રધાનો અને શિક્ષણક્ષેત્રની વ્યક્તિઓએ આ ગ્રન્થ જોઈને ભારે આનંદ અનુભવ્યો છે.

આ ચિત્રોનો ઉપયોગ દેશભરના પત્રકારો, ચિત્રકારો, પુસ્તક પ્રકાશકો, ઉદ્યોગપતિઓ તથા વિવિધ સંઘોએ અનેક રીતે છૂટથી કર્યો. દેશભરમાં લગભગ ૫૦ પ્રદર્શનો આ સંપૂટના છૂટા ચિત્રોના યોજાયા છે. લાખ્ખો લોકોએ તેનો લાભ લઈ ધન્યતા અનુભવી છે. મુંબઈ, જયપુરના જૈન મંદિરની ભીંત ઉપર આ ચિત્રસંપૂટના આધારે વિશાળકાય ચિત્રો કાયમને માટે આલેખવામાં આવી રહ્યાં છે. અને કર્ણાટક, રાજસ્થાનમાં આરસમાં કોતરવાના નિર્ણયો થયાં છે.

ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ વગેરે કલ્યાણકના દિવસોમાં કેન્દ્રસરકારના ફરમાન મુજબ નાના મોટા તમામ શહેરો અને ગામડાઓમાં સંપૂર્ણપણે કતલખાના બંધ રાખવામાં આવ્યાં છે અને લાખો–કરોડો મૂંગાં પ્રાણીઓને અભયદાન પ્રાપ્ત થયું છે. અમુક અમુક શહેરો કે પ્રાન્તોમાં આ નિર્વાણવર્ષ દરમ્યાન હોટલોમાં માંસ પીરસવનો પ્રતિબંધ મુકાયો છે તેમજ મદિરાપાનના નિષેધ માટે સરકાર તરફથી ફરમાનો રજૂ કરવામાં આવેલ છે. ઉપરાંત દરેક પ્રાન્તોમાં ફાંસીની શિક્ષા રદ કરવા સાથે કેટલાક કેદીઓની કેદની મુદતમાં પણ ઘટાડો કરવામાં આવેલ છે. અહિંસા ધર્મના મહાન પ્રવર્તક કરુણામૂર્તિ ભગવાન મહાવીર પરમાત્માના ૨૫૦૦મા વર્ષની ઉજવણી દરમ્યાન અને ત્યાર પછી પણ સરકાર તેમજ સમગ્ર પ્રજા તરફથી જીવોને અભયદાન આપવાની પ્રવૃત્તિ જેટલી થાય તેટલી ઘણી પ્રશંસનીય છે.

આ ૨૫૦૦મા નિર્વાણ વર્ષ દરમ્યાન જૈન ધર્મના સમસ્ત ફિરકાઓમાં પોતાના સંપ્રદાયની મર્યાદા પ્રમાણે દબદબાભર્યા મહોત્સવો, શાન્તિસ્નાત્ર, સિદ્ધચક્ર મહાપૂજનો વગેરે અનુષ્ઠાનો તેમજ રથયાત્રાના ભવ્ય જંગી વરઘોડાઓ, પાઠશાળાના હજારો બાળકો–બાળાઓની પ્રભાતફેરીઓ, હજારો–લાખોની સંખ્યામાં સામાયિકો અને તપ–

જપ, વ્રત–નિયમ વગેરે કલ્યાણકારિ ધર્મ-આરાધનાઓ ભારતના મોટા નાના શહેરોના જૈન સંઘોમાં પ્રતિવર્ષની અપેક્ષાએ ઘણી વિશિષ્ટ પ્રકારે કરવામાં આવેલ છે. તપસ્યાની બાબતમાં જૈન સંઘનો ઈજારો ભારતની સમગ્ર જનતામાં પ્રસિદ્ધ છે અને દર વર્ષે જૈનોના મહાપર્વ પર્યુષણના પવિત્ર દિવસોમાં હજારો આબાલ–વૃદ્ધ નરનારીઓ બબ્બે મહિનાના ઉપવાસથી માંડી ત્રણ ત્રણ દિવસના એક સાથે ઉપવાસની આરાધનામાં ઝૂકી પડે છે. એમ છતાં ભગવાન મહાવીરના આ ૨૫૦૦મા નિર્વાણવર્ષમાં તો દરેક મોટા નાના શહેરોમાં પ્રતિવર્ષની અપેક્ષાએ ઘણી મોટી સંખ્યામાં તપસ્યાઓ થયેલ છે અને એ રીતે ઉગ્ર તપસ્વી ભગવાન મહાવીરને પ્રત્યેક જૈન સંઘે ત્યાગ, તપસ્યાથી શ્રદ્ધાંજલિ સમર્પણ કરેલ છે. સંખ્યાબંધ મહાનુભાવોએ જૈન ધર્મની આચારમર્યાદા પ્રમાણે અભક્ષ અને અપેયની જીવનપર્યંત ત્યાગની પ્રતિજ્ઞાઓ સ્વીકારી છે. અનેકાનેક જૈનોએ જીવનપર્યન્તના બ્રહ્મચર્યપાલનની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી આત્માને પવિત્ર બનાવેલ છે તેમજ અન્યાય, અનીતિ, ભેળસેળના ધંધા વગેરે વગેરે દૂષણોનો પરિત્યાગ કરવા માટે અનેક નર–નારીઓ મોટી સંખ્યામાં તૈયાર થયા છે. આ તો એક સ્થૂલ યાદી છે. બાકી બીજા કાર્યોની નોંધ લઈએ તો ઘણું લંબાણ થાય. ખરેખર આ ઉજવણીએ એક અભૂતપૂર્વ ઈતિહાસ સર્જ્યો છે. આથી જૈન ધર્મ, જૈન સિદ્ધાંતો અને ચતુર્વિધ જૈન સંઘનું અસાધારણ ગૌરવ વધ્યું છે.

ઉપર જણાવેલ આ એક વર્ષની પ્રવૃત્તિથી આપણે સંતોષ માનવાનો નથી. તા. ૩–૧૧–૭૫ના દિવસે ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ વર્ષની પૂર્ણાહુતિ થાય છે. એ પૂર્ણાહુતિ પછી પણ આપણા સહુ કોઈના જીવનમાં એ અનંત ઉપકારી પરમાત્માના અહિંસા, કરુણા, સત્ય, સદાચાર. સંયમ અને સંતોષના સિદ્ધાંતો કાયમ ટકી રહે તે માટે ખાસ લક્ષ રાખવાનું છે. માંસાહાર અને મદિરાપાનની ખતરનાક બદીઓથી સો કદમ દૂર રહેવા માટે આપણે તેમ જ આપણી ભાવિ પેઢીએ એકદમ સાવચેત બનવાનું છે. સંગ્રહખોરી તેમ જ દેશના અર્થતંત્રને ભારે નુકશાન પહોંચાડનારી દાણચોરી જેને જૈન ધર્મમાં સખત મનાઈ કરવામાં આવી છે અને તેની પાછળની કાળાબજાર જેવી અનેક કલંકિત પ્રવૃત્તિને દેશવટો આપવાનો છે. શીલ અને સદાચારની ભારતીય પ્રજાની અણમોલ સંપત્તિ સુરક્ષિત રહે તે માટે અત્યંત સાવધાન રહેવાનું છે.

"કીડીથી કુંજર સુધીના સર્વ પ્રાણીઓ, પશુ-પક્ષીઓ તેમ જ સમગ્ર માનવસમુદાય વગેરે વિશ્વવર્તિ સર્વ સંસારી જીવાત્માઓને પોતાનું જીવન અત્યંત પ્યારું છે. કોઈપણ વ્યક્તિને કોઈનું પણ જીવન છીનવી લેવાનો લેશ પણ અધિકાર નથી." શ્રમણ ભગવાન મહાવીર તેમ જ ભારતના સર્વ ઋષિ–મુનિઓની આ પવિત્ર વાણી આપણે સૌકોઈએ સ્મરણમાં રાખી આપણા જીવન-વ્યવહારમાં તેનો અમલ કરવાનો છે. અહિંસાનો એક જ સિદ્ધાંત એવો છે કે, જો તેને અમલમાં મૂકવામાં આવે તો બીજા અનેક સદ્‌ગુણો આપોઆપ ખેંચાઈને આવ્યા સિવાય નહિ રહે. ભગવાને અહિંસાને આ માટે જ પ્રાધાન્ય આપ્યું છે.

આપણા લાખો માનવબંધુઓને વર્તમાનમાં પેટ પૂરતું અન્ન મળતું નથી. ટાઢ–તડકાથી શરીરને સાચવવા પૂરતા કપડાના સાધન નથી અને શાંતિથી રાત પસાર કરવા માટે નાનું ઝુંપડું કે ઓરડું પણ નથી. આવા કટોકટીના વિષમ પ્રસંગે ભાગ્યવાન શ્રીમંતો ઉદારતાથી મધ્યમવર્ગના બંધુઓ માટે પોતાની સમગ્ર શક્તિ–સંપત્તિનો સદુપયોગ કરવા કટિબદ્ધ બને તો આ ૨૫૦૦મા નિર્વાણવર્ષની ઉજવણી વધુ શ્રેષ્ઠ રીતે સાર્થક લેખાશે.

આપણા સહુ કોઈનું જીવન સંપૂર્ણ રીતે અથવા વધુમાં વધુ અહિંસક બને અને અહિંસાપ્રધાન ભારતની દિવ્યભૂમિ ઉપર અહિંસા ધર્મનો વિજયધ્વજ વહેલામાં વહેલી તકે સદા–સર્વદા ફરકતો થાય એ જ આ ભગવાન મહાવીર નિર્વાણ વર્ષની પૂર્ણાહુતિ પ્રસંગે શુભ ભાવના.

# ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ

## રાષ્ટ્રીય સમિતિ

ના

પૂજ્ય વિશિષ્ટ

અતિથિ

શ્રમણ-ભગવંતો



પરમ પૂજ્ય આચાર્યદેવ
શ્રી વિજયસમુદ્રસૂરીશ્વરજી મહારાજ







પરમ પૂજ્ય આચાર્યદેવ
શ્રીમદ્ દેશભૂષણજી મહારાજ

# ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ

## રાષ્ટ્રીય સમિતિ

ના

પૂજ્યવિશિષ્ટ

અતિથિ

શ્રમણ ભગવંતો





પરમ પૂજ્ય આચાર્યદેવ
શ્રી આનંદઋષિજી મહારાજ





પરમ પૂજ્ય આચાર્યદેવ
શ્રી તુલસીજી ગણી મહારાજ

# ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ

## રાષ્ટ્રીય સમિતિ

ના

પૂજ્ય વિશિષ્ટ

અતિથિ

શ્રમણ ભગવંતો





પરમ પૂજ્ય
મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજ

□



પરમ પૂજ્ય
મુનિરાજશ્રી વિદ્યાનંદજી મહારાજ

# ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ



: પ્રમુખ :
શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ



## મહાસમિતિ

જેઓના
અવિરત પરિશ્રમથી
ઉજવણી
સફળતાને વરી.





: કાર્યવાહક પ્રમુખ :
શેઠશ્રી સાહુ શાંતિપ્રસાદજી જૈન

# वीरं



# देवं

# नित्यं



# वन्दे

## શ્રી કોટ તપાગચ્છ મૂર્તિપૂજક શ્વેતામ્બર જૈન સંઘ

બોરા બજાર : કોટ : મુંબઈ-૪૦૦૦૦૧.

ફોન : ૨૬૩૧૬૩



# શ્રી વિજયવલ્લભ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ

[વડોદરા] સંચાલિત

# શ્રી વિજયવલ્લભ સાર્વજનિક હોસ્પિટલ

પબ્લિક ટ્રસ્ટ રજી. નં.
એ. ૨૪૪૩, વડોદરા.

ઈન્કમટેક્સ એક્ઝમ્પ્શન સર્ટી. નં.
HQ–IV 171–1975

પંજાબકેસરી યુગવીર આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સાહેબના કાયમી સ્મારકરૂપે તેમના જન્મસ્થાન વડોદરા [ગુજરાત]માં, નજરબાગ પેલેસના કમ્પાઉન્ડમાં પરમપૂજ્ય જિનશાસનરત્ન આચાર્યશ્રી વિજયસમુદ્રસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી "શ્રી વિજયવલ્લભ-સૂરીશ્વરજી સાર્વજનિક હોસ્પિટલ"નું બાંધકામ શરૂ થઈ ગયું છે.

આ હોસ્પિટલની સ્થાપના અને સંચાલન માટે રૂા. ત્રીસ લાખની જરૂરિયાત છે.

પૂજ્ય ગુરુદેવના અનેક ઉપકારોનું ઋણ ચુકવવાની આ એક અણમોલ તક છે. તો આ સ્મારક માટે ઉદારતાથી દાન આપવા વિનંતી છે.

ઉપરોક્ત હોસ્પિટલના વિવિધ વિભાગો અને રૂમો માટે રૂા. ૨૫૦૦૦થી વધુ રકમનાં દાનો સ્વીકારાય છે.

આ ઉપરાંત રૂા. ૧૦,૦૦૦ આપીને પેટ્રન, રૂા. ૫,૦૦૦ આપીને ઉપપેટ્રન, રૂા. ૨,૫૦૧ આપીને 'અ' વર્ગના આજીવન સભાસદ, રૂા. ૧૫૦૧ આપીને 'બ' વર્ગના આજીવન સભાસદ, રૂા. ૧૦૦૧ આપીને 'ક' વર્ગના આજીવન સભાસદ, રૂા. ૨૫૧ આપીને 'અ' વર્ગના સહાયક સભાસદ, રૂા. ૧૫૧ આપીને 'બ' વર્ગના સહાયક સભાસદ તેમજ રૂા. ૧૦૧ આપીને 'ક' વર્ગના સહાયક સભાસદ પણ બની શકાય છે. પેટ્રનનો રંગીન ફોટો તથા ઉપપેટ્રનનો બ્લેક એન્ડ વ્હાઇટ ફોટો મૂકવામાં આવશે.

આપનો ઉદાર ફાળો ચેક, ડ્રાફ્ટ અથવા રોકડ રકમ "શ્રી વિજયવલ્લભ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ" ના નામે નીચેના સરનામે મોકલવા વિનંતી છે.

**ચંપાલાલ કેશરીમલ સંઘવી** [મંત્રી]

નવા બજાર, વડોદરા–૩૯૦૦૦૧.



પ્રતિષ્ઠા : ફાગણ વદ ૧૧, સં. ૨૦૩૨
ચિત્રમાં જેઓશ્રીની શુભ નિશ્રામાં આ પ્રતિષ્ઠા મહોત્સવ ખૂબ ધામધૂમથી ઊજવાયો હતો, તેઓ પૂ. શતાવધાની ગણિવર્યશ્રી જયાનન્દવિજયજી મહારાજ, પૂ. મુનિશ્રી પૂર્ણાનન્દવિજયજી મહારાજ, પૂ. મુનિશ્રી જયશેખરવિજયજી મહારાજ, મૂલનાયકજી શ્રી વાસુ પૂજ્ય સ્વામી પ્રભુજીના દર્શન કરી રહ્યા છે.

●

ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક પ્રસંગના લીધે દેશની રાજધાની દિલ્હીની રાજકારણથી ધમધમતી ધરતી આ વર્ષમાં અપેક્ષાએ ધર્મકારણથી ધમકતી બની રહી. નિર્વાણ વર્ષ દરમિયાન સરકારી સ્તરે તેમજ સંસ્થાકીય ધોરણે યોજાયેલ રથયાત્રા, જાહેરસભા, પરિસંવાદ પ્રદર્શન વગેરે કાર્યક્રમોમાં રાષ્ટ્રપતિ શ્રી ફખરૂદીન અલી અહમદ અને વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધી સહિત અનેક પ્રધાનો અને રાજકીય આગેવાનોએ ભાગ લીધો. દિલ્હી-વાંસીઓએ રાજકીય વિરાટ સરઘસો એક એકથી ચઢિયાતા ઘણાં જોયા પરંતુ માઈલો લાંબી વિરાટ અને ભવ્ય ધાર્મિક રથયાત્રા નિર્વાણ વર્ષમાં જ જોઈ. ચારેય ફિરકાના પૂજ્ય શ્રમણ ભગવંતો, સાધ્વીજીઓ અને મહાસતીજીઓએ તેમજ વિશાળ સંખ્યામાં જૈનેતરોએ રથયાત્રામાં અને રામલીલા મેદાનમાં યોજાયેલી જાહેર-સભામાં ભાગ લીધો.



# નવી દિલ્હી

રાષ્ટ્રપતિ શ્રી ફખરૂદીન અલી અહમદે પાવાપુરી જળમંદિરની પ્રતિકૃતિવાળી ટપાલ ટિકિટ અને રાણકપુરના મંદિરની પ્રતિકૃતિવાળા કવરનું, "ભગવાન મહાવીર વનસ્થળી"નું અને શહેર નગરપાલિકાના નગરપતિ શ્રી કેદારનાથ સાહનીએ "મહાવીર વાટિકા"નું ઉદ્ઘાટન કર્યું. જયારે વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધીએ ધર્મચક્રનું ધાર્મિક વિધિથી ઉદ્ઘાટન કર્યું.

ભારત સરકારે ભગવાન મહાવીર મેમોરિયલના નિર્માણ માટે ચાર એકર જમીન આપી છે. વનસ્થળીથી એક કીલોમીટર દૂર ધૌલા કુઆ પાસે સરદાર પટેલ રોડ પર રૂા ૩૦ લાખના ખર્ચે ભવન નિર્માણ થશે.



તેમાં જૈન કલા કૃતિઓ અને ચિત્રોનો સંગ્રહ તેમજ જૈન સાહિત્યનું પુસ્તકાલય હશે. મેમોરિયલની જેમ "નેશનલ કાઉન્સિલ ઓફ જૈનોલોજીકલ એન્ડ રીસર્ચ" નામની કાયમી સંસ્થાની સ્થાપના પણ કરાઈ. અને આ સંસ્થા રજીસ્ટર્ડ થઈ ગઈ છે.

સમગ્ર નિર્વાણ વર્ષમાં દિલ્હી અને તેના ઉપનગરોમાં પાંચે કલ્યાણક પ્રસંગે રથયાત્રા, ગુણાનુવાદ સભા, પરિસંવાદ, પ્રદર્શન, ફિલ્મ, નાટિકા વગેરે વિવિધ વીરભક્તિ કાર્યક્રમો યોજાયા. અત્રેના રાષ્ટ્રીય સંગ્રહાલયમાં પાંચેક સપ્તાહ સુધી જૈન ચિત્ર અને સ્થાપત્યનું પ્રદર્શન યોજાયું. અને યમુના પારના ક્ષેત્રવાસીઓએ તો રામનવમી અને મહાવીર જયંતીની એક સાથે ઉજવણી કરીને પ્રેરક ઉદાહરણ પૂરું પાડ્યું!

દિલ્હી પ્રદેશમાં શતાબ્દીની ઉજવણી માટે ઉપ-રાજ્યપાલ શ્રી બાલેશ્વર પ્રસાદની સંરક્ષકતામાં દિલ્હી પ્રદેશ ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સમિતિની રચના થઈ હતી. ક્ષેત્રીય સમિતિઓ અને પેટા સમિતિઓ પણ રચાઈ હતી.

નિર્વાણ વર્ષની ઉજવણી દેશભરમાં સુવ્યવસ્થિતપણે થાય તે માટે રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિની સંરક્ષકતામાં અને વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધીની અધ્યક્ષતામાં ભગવાન મહાવીર ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ રાષ્ટ્રીય સમિતિ રચાઈ. શ્રી ગિરિ નવૃત્ત થતાં તેમનું સ્થાન રાષ્ટ્રપતિ શ્રી ફખરૂદીન અલી અહમદે ઠેઠ સુધી સંભાળ્યું.

ચારેય
ફિરકાના
બહુમાન્ય
એવા
જૈન ધ્વજ
જૈન પ્રતીક
અને
સમણસુત્તં
ગ્રંથની
ઉપલબ્ધિ

રાષ્ટ્રીય સમિતિમાં આપણા પૂજ્ય શ્રમણ ભગવંતોને પણ મહત્ત્વનું સ્થાન અપાયું. આ સમિતિમાં પૂજ્યપાદ્ આચાર્યશ્રી સમુદ્રસૂરિજી મહારાજ, પૂજ્યપાદ આચાર્ય શ્રી ધર્મસાગરજી મહારાજ, પૂજ્યપાદ આચાર્યશ્રી આનંદઋષિજી મહારાજ, પૂજ્યપાદ આચાર્યશ્રી તુલસીજી અને પૂજ્ય મુનિરાજશ્રી યશોવિજયજી, પૂજ્ય મુનિશ્રી વિદ્યાનંદજી, મુનિશ્રી સુશિલકુમારજી અને મુનિશ્રી મહેન્દ્રકુમાર [પ્રથમ] વિશિષ્ટ અતિથિ તરીકે બિરાજમાન થયા હતા.

આ રાષ્ટ્રીય સમિતિની અંતર્ગત શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈના પ્રમુખપણા હેઠળ જૈન અને જૈનતરોના પ્રતિનિધિત્વયુક્ત મહાસમિતિ પણ રચાઈ.

મહાસમિતિના કાર્યવાહક પ્રમુખ શ્રી સાહુ શાંતિપ્રસાદ જૈને મહાસમિતિના મુખપત્ર "વીર પારનિર્વાણ" (હિંદી માસિક) દ્વારા સમગ્ર જૈન સમાજને ઉજવણી અંગે સુસ્પષ્ટ માર્ગદર્શન આપ્યું. મહાસમિતિના મહામંત્રીઓ શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ અને અક્ષયકુમાર જૈને નિર્ધારિત ઉજવણીના કાર્યક્રમોને સફળતાથી પાર પાડવામાં પ્રવાસ, પત્રવ્યવહાર, પરિચર્યા અને પરિચય દ્વારા અથાગ જહેમત લીધી. સંગઠન મંત્રીઓ શ્રી રિખબદાસ રાંકા અને શ્રી શાંતિલાલ વનમાળી શેઠે દેશભરમાં પ્રવાસ કરીને, ચારેય ફિરકાના નામી, અનામી આગેવાનોને મળીને શતાબ્દીનો જયવંતો પ્રચાર કર્યો. અને કાર્યાલય મંત્રી શ્રી એલ. એલ. આચ્છાએ પણ મહા-





સમિતિના નિર્ણયોને અમલી બનાવવા ભારે જહેમત લીધી.

મહાસમિતિ ઉપરાંત રાષ્ટ્રીય સમિતિએ નક્કી કરેલા કાર્યક્રમોનો અમલ કરવા તેમજ માર્ગદર્શન આપવા માટે કેન્દ્રના નાયબ શિક્ષણ પ્રધાન પ્રો. ડી. પી. યાદવની અધ્યક્ષતામાં 'કોર-કમિટિ'ની રચના થઈ હતી. તે જ પ્રમાણે શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહના સંયોજકપણા હેઠળ 'સાહિત્ય પ્રકાશન સમિતિની, રચના પણ કરાઈ હતી.

રાષ્ટ્રીય સમિતિમાં અતિથિ વિશેષપદે બિરાજમાન પૂજ્ય શ્રમણ ભગવંતોમાંથી જેઓ દિલ્હીમાં ચાતુર્માસ હતા તેઓએ ત્યાં ભરાતી વિવિધ સમિતિઓને પ્રત્યક્ષણે અને જેઓ દૂર હતા તેવા પૂજ્ય શ્રમણોએ પત્રો દ્વારા ઉપયોગી માર્ગદર્શન આપ્યું. આ વંદનીય શ્રમણ ભગવંતોના આશીર્વાદ, પ્રેરણા અને માર્ગદર્શનથી સમગ્ર જૈન સમાજ [સંઘ]ને જૈન ધ્વજ, અને જૈન પ્રતીકની ઉપલબ્ધિ થઈ. અને તેઓની વિશદ્ ચર્ચા વિચારણાથી સર્વ માન્ય એવો "સમણસુત્તમ્" નામનો જૈન ધર્મનો ઉપયોગી ગ્રન્થ પ્રાપ્ત થયો.

દેશભરમાં રાષ્ટ્રીય સ્તરે તેમજ સ્થાનિક સંઘ અને સંસ્થાના ધોરણે નિર્વાણ શતાબ્દી વર્ષની ઉજવણી માટે માર્ગદર્શન આપવા દિલ્હી અને મુંબઈ એમ બે સ્થળોએ મુખ્ય કાર્યાલયો શરૂ કરાયા હતા. આ કાર્યાલયોએ દેશભરમાં જૈન ધર્મ પ્રચારની વિવિધ સામગ્રીઓ પહોંચાડી અને એવો સુવ્યવસ્થિત પ્રચાર કર્યો કે દેશના ખૂણેખૂણે જ નહિ, વિદેશોમાં પણ ભગવાન મહાવીરનો જયનાદ ગૂંજી ઊઠયો અને જૈનધર્મથી અપરિચિત એવા અનેકને જૈનધર્મ વિષે પ્રાથમિક માહિતી મળી.

દિલ્હી વિસ્તારમાં થયેલા કેટલાક નોંધપાત્ર કાર્યો આ પ્રમાણે છે:—

- ભગવાન મહાવીર વનસ્થળીનું નવનિર્માણ.
- "મહાવીર વાટિકા"
- "નેશનલ કાઉન્સિલ ઓફ જૈનોલોજીકલ સ્ટડીઝ એન્ડ રીસર્ચ" નામની સંસ્થા.
- 'જિણ-ધમ્મ સંગીતિ'નું આયોજન. તેના ફળસ્વરૂપે "સમણસુત્તં" નામના જૈન ગ્રંથની ઉપલબ્ધિ.
- ગ્રીન પાર્ક, રવિન્દ્ર ભવન તેમજ રાષ્ટ્રીય સંગ્રહાલયમાં જૈન ચિત્રકળા અને સ્થાપત્યના એકથી વધુ પ્રદર્શન.
- દિલ્હી વિશ્વ વિદ્યાલયમાં જૈન ધર્મના અધ્યયન માટે સ્વતંત્ર વિભાગની સ્થાપના.
- દિલ્હીના રાષ્ટ્રીય સંગ્રહાલય અને ગ્રન્થાગારમાં સ્વતંત્ર જૈન વિભાગની સ્થાપના.
- ૧૯૭૪ અને ૧૯૭૫ના નિર્વાણ દિવસે દિલ્હીના સાર્વજનિક સ્થળો પર રંગબેરંગી રોશની.





# રાષ્ટ્રીય સમિતિ

સંરક્ષક : રાષ્ટ્રપતિ શ્રી ફેકરૂદીન અલી અહમદ
પ્રમુખ : વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધી
કાર્યવાહક પ્રમુખ : શિક્ષણ પ્રધાન પ્રો. એસ. નુરુલહસન

○ પૂજ્ય વિશિષ્ટ અતિથિ શ્રમણ ભગવંતો ○

## આચાર્યદેવ શ્રી વિજયસમુદ્રસુરિજી મહારાજ
## આચાર્યદેવ શ્રી ધર્મસાગરજી મહારાજ
## આચાર્યદેવ શ્રી આનંદઋષિજી મહારાજ
## આચાર્યદેવ શ્રી તુલસીજી

મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ
મુનિરાજ શ્રી વિદ્યાનંદજી મહારાજ
મુનિરાજ શ્રી સુશિલકુમારજી : મુનિરાજ શ્રી મહેન્દ્રકુમાર (પ્રથમ)

સર્વ શ્રી સભ્ય

| | | | |
|---|---|---|---|
| ૧ પ્રો. એસ. નુરુલ હસન | દિલ્હી | ૧૧ અક્ષયકુમાર જૈન | ન્યુદિલ્હી |
| ૨ રામનિવાસ મિર્ધા | ન્યુદિલ્હી | ૧૨ કુસુમબાઈ મોતીચંદ શાહ | મુંબઈ |
| ૩ પી. સી. શેઠી | ભોપાલ | ૧૩ ચંદુલાલ કસ્તુરચંદ | મુંબઈ |
| ૪ ડી. પી. યાદવ | ન્યુદિલ્હી | ૧૪ જૈનેન્દ્રકુમાર | દિલ્હી |
| ૫ કસ્તુરભાઈ લાલભાઈ | અમદાવાદ | ૧૫ ટી. કે. ટુકોલ | બેંગ્લોર |
| ૬ શાંતિપ્રસાદ જૈન | ન્યુદિલ્હી | ૧૬ ડૉ. ડી. એસ. કોઠારી | દિલ્હી |
| ૭ શ્રેયાંસપ્રસાદ જૈન | મુંબઈ | ૧૭ સી. સી. શાહ | મુંબઈ |
| ૮ એ. એન. ઉપાધ્યે | કોલ્હાપુર | ૧૮ અચલસિંહ, એમ. પી. | આગ્રા |
| ૯ પરસાદીલાલ પાટની | દિલ્હી | ૧૯ મોહનમલ ચોરડીઆ | મદ્રાસ |
| ૧૦ ભાગચંદ સોની | અજમેર | ૨૦ ડૉ. એલ. એમ. સિંઘવી | ન્યુદિલ્હી |



| | | | |
|---|---|---|---|
| ૨૧ શાદીલાલ જૈન, | મુંબઈ | ૪૪ જે. એસ. ઝવેરી | મુંબઈ |
| ૨૨ કે. એમ. લોઢા | કલકત્તા | ૪૫ સંપતકુમાર ગધૈયા | જયપુર |
| ૨૩ આનંદરાજ સુરાણા, | ન્યુદિલ્હી | ૪૬ પ્રો. આર. એસ. શર્મા | પટના (બિહાર) |
| ૨૪ શાંતિલાલ બી. શેઠ | દિલ્હી | ૪૭ ઉમાશંકર જોષી, એમ.પી. | ન્યુ દિલ્હી |
| ૨૫ એસ. એલ. બાફણા | નાગપુર | ૪૮ જી. શંકરકુરુપ, એમ.પી. | ન્યુ દિલ્હી |
| ૨૬ લાલચંદ હિરાચંદ દોશી | મુંબઈ | ૪૯ બી. એસ. પાગે | મુંબઈ |
| ૨૭ ડૉ. નથમલ ટાંટિયા | નાલંદા (બિહાર) | ૫૦ ભક્તદર્શન | કાનપુર (ઉ.પ્ર.) |
| ૨૮ અમૃતલાલ કાલીદાસ દોશી | જામનગર | ૫૧ ડૉ. રઈસ અહમદ | અલીગઢ (ઉ.પ્ર.) |
| ૨૯ રિષભદાસ પી. રાંકા | મુંબઈ | ૫૨ જોકિમ અલ્વા, એમ.પી. | ન્યુ દિલ્હી |
| ૩૦ ચંદ્રકાન્ત બકુભાઈ શેઠ | અમદાવાદ | ૫૩ ગુરુમુખસિંહ મુસાફિર, એમ.પી. | ન્યુદિલ્હી |
| ૩૧ જીવતલાલ પરતાપસી | મુંબઈ | ૫૪ રશીદ ઉદ્દીન ખાન, એમ.પી. | ન્યુ દિલ્હી |
| ૩૨ અગરચંદ નાહટા | બિકાનેર (રાજસ્થાન) | ૫૫ ભદંત્ત આનંદ કૌશલ્યન | નાગપુર |
| ૩૩ જે. આર. શાહ | મુંબઈ | ૫૬ ભિક્ખૂ જગદીશ કશ્યપ, | નાલંદા (બિહાર) |
| ૩૪ દેવચંદ સી. શાહ, પો. નિપાની | (મહારાષ્ટ્ર) | ૫૭ આર. ડી. ભંડારે | પટના |
| ૩૫ સુંદરલાલ જૈન | દિલ્હી | ૫૮ ચાંદમલ સરાવગી. | ગૌહત્તી (આસામ) |
| ૩૬ ગોવિંદલાલ સરાવગી | કલકત્તા | ૫૯ મણીલાલ સુરાણા | જયપુર (રાજસ્થાન) |
| ૩૭ એસ. એમ. બેંગાની | દિલ્હી | ૬૦ રાજકુમારસિંહ જૈન | ઈન્દોર (મ.પ્ર.) |
| ૩૮ કુસુમ એમ. ઝવેરી | સુરત | ૬૧ ખેલશંકર દુર્લભજી | જયપુર |
| ૩૯ મોહનલાલ કઠોતિયા | દિલ્હી | ૬૨ કનૈયાલાલ દૂગડ | કલકત્તા |
| ૪૦ શ્રીચંદ રામપુરિયા | કલકત્તા | ૬૩ ચંદ્રભાન ડાકલિયા | શ્રીરામપુર (મહારાષ્ટ્ર) |
| ૪૧ પ્રભુદયાલ દાબડીવાલા | કલકત્તા | ૬૪ રતનલાલ જૈન, એમ.પી. | ન્યુ દિલ્હી |
| ૪૨ શુભકરણ દસાની | કલકત્તા | ૬૫ દૌલતસિંહ જૈન | દિલ્હી |
| ૪૩ એમ. સી ભંડારી | કલકત્તા | ૬૬ યશપાલ જૈન | ન્યુ દિલ્હી |

## ☆ રાષ્ટ્રીય સમિતિના કાર્યવાહક સભ્યોની યાદી ☆

| | | | |
|---|---|---|---|
| ૧ ડૉ. ડી. એસ. કોઠારી | દિલ્હી | ૧૦ રતનલાલ જૈન | નવી દિલ્હી |
| ૨ કસ્તુરભાઈ લાલભાઈ | અમદાવાદ | ૧૧ શુભકરણ જસાની, | કલકત્તા |
| ૩ શાંતિપ્રસાદ જૈન | નવી દિલ્હી | ૧૨ શ્રેયાંસપ્રસાદ જૈન | મુંબઈ |
| ૪ ડૉ. એલ. એસ. સિંઘવી | નવી દિલ્હી | ૧૩ પ્રો. કે. એમ. લોઢા | કલકત્તા |
| ૫ ચીમનલાલ ચકુભાઈ શાહ | મુંબઈ | ૧૪ ડૉ. એ. એન. ઉપાધ્યે | મૈસુર |
| ૬ ચાંદમલ સરાવગી, | ગૌહત્તી (આસામ) | ૧૫ યશપાલ જૈન | નવી દિલ્હી |
| ૭ ગોવિંદલાલ સરાવગી | કલકત્તા | ૧૬ એમ. સી. ભંડારી | કલકત્તા |
| ૮ શાદીલાલ જૈન | મુંબઈ | ૧૭ અક્ષયકુમાર જૈન | દિલ્હી |
| ૯ રિષભદાસ રાંકા | મુંબઈ | ૧૮ શાંતિલાલ વી. શેઠ | દિલ્હી |



# રાષ્ટ્રીય સમિતિમાં નિર્ધારિત કાર્યક્રમ માટે પેટા સમિતિઓ

ભગવાન મહાવીર સ્મારક તથા 'નેશનલ કાઉન્સીલ ઓફ જૈનોલોજિકલ સ્ટડીઝ એન્ડ લર્નીંગ' નામક સંસ્થાઓનું બંધારણ ઘડવા માટે નિયુક્ત પેટા સમિતિના સભ્યો :

| | | | |
|---|---|---|---|
| ૧ ઉપશિક્ષણ મંત્રી | ચેરમેન | ૫ પ્રો. કે. એમ. લોઢા | સભ્ય |
| ૨ શાંતિપ્રસાદ જૈન | સભ્ય | ૬ રતનલાલ જૈન | સભ્ય |
| ૩ સી. સી. શાહ | સભ્ય | ૭ અક્ષયકુમાર જૈન | સભ્ય |
| ૪ ડૉ. એલ. એમ સિંઘવી | સભ્ય | ૮ એસ. ડોરાઈ સ્વામી | સંયોજિકા |

## ● સાહિત્ય પ્રકાશન સમિતિ ●

| | |
|---|---|
| ૧ સી. સી. શાહ (સંયોજક) | ૭ યશપાલ જૈન |
| ૨ ડૉ. એ. એન. ઉપાધ્યે | ૮. જેઠાભાઈ ઝવેરી |
| ૩ શ્રીચંદ રામપુરિયા | ૯ સુંદરલાલ જૈન |
| ૪ દલસુખ માલવણિયા | ૧૦ અક્ષયકુમાર જૈન |
| ૫ ડૉ. નથમલ ટાંટિયા | ૧૧ શાંતિભાઈ વનમાળી શેઠ |
| ૬ અગરચંદ નાહટા | ૧૨ લક્ષ્મીચંદ જૈન (સહસંયોજક) |

રાષ્ટ્રીય સમિતિએ નક્કી કરેલા કાર્યક્રમનો અમલ કરવા તેમજ માર્ગદર્શન આપવા માટે સ્થપાયેલી કોર-કમિટિના સભ્યો :–

૧ પ્રો. ડી. પી. યાદવ, ઉપશિક્ષણ મંત્રી : ભારત સરકાર પ્રમુખ

| | | | |
|---|---|---|---|
| ૨ કાંતિ ચૌધરી | સભ્ય | ૮ ગોવિંદરામ સરાવગી | સભ્ય |
| ૩ કસ્તુરભાઈ લાલભાઈ | સભ્ય | ૯ શાદીલાલ જૈન | સભ્ય |
| ૪ શ્રેયાંસપ્રસાદ જૈન | સભ્ય | ૧૦ રતનલાલ જૈન | સભ્ય |
| ૫ શાંતિપ્રસાદ જૈન | સભ્ય | ૧૧ કલ્યાણમલ લોઢા | સભ્ય |
| ૬ આનંદરાજ સુરાણા | સભ્ય | ૧૨ અક્ષયકુમાર જૈન | સભ્ય |
| ૭ સી. સી. શાહ | સભ્ય | | |





સંસ્કારહીન, તુચ્છ તથા રાગ અને દ્વેષથી પરવશ એવા અન્ય લોકોના અધર્માચરણથી ડામાડોળ થઈ જવાને બદલે તેમની વિપરીતતાને સમજતાં મુમુક્ષુએ કામ, ક્રોધ, લોભ, મોહ અને અહંકારનો ત્યાગ કરી, શરીર પડતાં સુધી ગુરુની ઈચ્છા કરતાં વિચરવું.

# એસ. મનસુખલાલ એન્ડ કું.

☆ રૂપયા બિલ્ડીંગ,
☆ ૩૯૫, કાલ્બાદેવી રોડ, મુંબઈ–૪૦૦૦૦૨.



જે સગાવહાલામાં મુઢ બની મનુષ્ય પાપકર્મો કરે છે, તેઓ પણ કર્મના ફળ ભોગવતી વખતે બંધુપણું દાખવવા આવતા નથી. આમ હોવા છતાં અનંત મોહથી મૂઢ મનુષ્યો, દીવો ઓલવાઈ ગયો હોય અને માર્ગ દેખી ન શકાય તેમ, ન્યાય યુક્ત માર્ગ દેખવા છતાં દેખી શકતાં નથી, એ કેવું આશ્ચર્ય છે!

# લંડન સ્ટાર ડાયમંડ કું. (ઇન્ડિયા) પ્રા. લિ.

☆ ૧૬૦/૬૧, પ્રસાદ ચેમ્બર્સ,
☆ મુંબઈ–૪૦૦૦૦૪.

ભગવાન મહાવીરના ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવના રાષ્ટ્રવ્યાપી આયોજનની દૃષ્ટિએ સમસ્ત જૈન સમાજના એક કેન્દ્રીય સંગઠન રૂપે 'ભગવાન મહાવીર ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ મહાસમિતિ'ની દિલ્હી ખાતે સ્થાપના કરવામાં આવી હતી. આ મહાસમિતિના હોદ્દેદારો અને સભ્યો આ પ્રમાણે છે :

**પ્રમુખ : શેઠશ્રી કસ્તુરભાઈ લાલભાઈ**

**કાર્યવાહક પ્રમુખ શ્રી સાહૂ શાંતિપ્રસાદ જૈન**

| ☆ ઉપપ્રમુખ ☆ | ☆ મહામંત્રી ☆ | ☆ ખજાન્ચી ☆ |
|---|---|---|
| આનંદરાજ સુરાણા | રતનલાલ જૈન | સી. સી. શાહ |
| ગોવિંદલાલ સરાવગી | શાદીલાલ જૈન | અક્ષયકુમાર જૈન |

સંગઠન મંત્રી : રિષભદાસ રાંકા : શાંતિલાલ વનમાળી શેઠ

કાર્યાલય મંત્રી : એલ. એલ. આચ્છા

૩–[illegible]
નવી દિલ્હી-૧.

—ભગવાન મહાવીર—

૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ

# મહાસમિતિ

ફોન : ૨૬૮૨૧૭
તાર : 'વીર નિર્વાણ'

**—: સર્વશ્રી સભ્યો :—**

| | | |
|---|---|---|
| શ્રેયાંસપ્રસાદ જૈન | ચાંદમલ સરાવગી | અમૃતલાલ કાલીદાસ દોશી |
| શેઠ અચલસિંહ | યશપાલ જૈન | ચંદ્રકાન્ત બકુભાઈ શેઠ |
| પ્રભુદયાલ દાબડીવાલા | લાલચંદ હિરાચંદ | જીવતલાલ પરતાપસી |
| વિજયસિંહ નાહર | પરસાદીલાલ પાટની | જે. આર. શાહ |
| જેઠાભાઈ ઝવેરી | એ. એન. ઉપાધ્યે | શેઠ દેવચંદ શાહ |
| અગરચંદ નાહટા | શેઠ ભાગચંદ સોની | સુંદરલાલ જૈન |
| એમ. સી. ભંડારી | જૈનેન્દ્રકુમાર જૈન | એસ. એચ. બેંગાની |
| કે. એમ. લોઢા | જસ્ટીસ શ્રી ટી. કે. ટૂકોલ | કુસુમચંદ એમ. ઝવેરી |
| શુભકરણ દસાની | ડી. એસ. કોઠારી | મન્નાલાલ સુરાણા |
| કુસુમબેન મોતીચંદ શાહ | મોહનલાલ ચોરડિયા | રાજકુમારસિંહ જૈન |
| મોહનલાલ કઠોતિયા | ડૉ. એલ. એમ. સિંઘવી | ખેલશંકર દુર્લભજી |
| સંપતકુમાર ગધૈયા | એસ. એલ. બાફણા | ચંદ્રકાન્ત કાકલિયા |
| શ્રીચંદ રામપુરિયા | ડૉ. નથમલ ટાંટિયા | કનૈયાલાલ દૂગડ |



## ● મહાસમિતિમાં નિમાયેલી અન્ય પેટા સમિતિઓ

### ● ભગવાન મહાવીર વનસ્થલીના વિકાસ માટે પેટા સમિતિ

૧ કસ્તુરભાઈ લાલભાઈ (સંયોજક)
૨ શ્રેયાંસપ્રસાદ જૈન
૩ શાંતિપ્રસાદ જૈન
૪ લાલચંદ હિરાચંદ
૫ સી. સી. શાહ
૬ પ્રભુદયાલ દાબડીવાળા
૭ અક્ષયકુમાર જૈન

### ☆ ભગવાનમહાવીર મેમોરિયલ તથા નેશનલ કાઉન્સીલ ઓફ જૈનોલોજીકલ સ્ટડીઝના બંધારણ માટે પેટા સમિતિ ☆

૧ કસ્તુરભાઈ લાલભાઈ
૨ શ્રેયાંસપ્રસાદ જૈન
૩ સી. સી. શાહ
૪ ડૉ. એલ. એમ. સિંઘવી
૫ રતનલાલ જૈન
૬ શ્રીચંદ રામપુરિયા

### જૈનકલા, સાહિત્ય, પેઈન્ટીંગ સ્થાપત્ય તથા હસ્તપ્રતોના પ્રદર્શનના આયોજન માટે પેટા-સમિતિ

૧ શાંતિપ્રસાદ જૈન
૨ એડીશનલ સેક્રેટરી, ડીપાર્ટમેન્ટ ઓફ કલ્ચર
૩. ડાયરેકટર, નેશનલ મ્યુઝીયમ

### વિશ્વવિદ્યાલયમાં ભગવાન મહાવીર અને જૈન ધર્મ વિશે ચર્ચાઓ તથા સભાઓના આયોજન માટે પેટા સમિતિ

૧ કલ્યાણમલ લોઢા (સંયોજક)
૨ યશપાલ જૈન
૩ અક્ષયકુમાર જૈન

- નિર્વાણ મહોત્સવ વર્ષને અહિંસા (શાંતિ) વર્ષ તરીકે જાહેર કરવા તથા નિર્વાણ મહોત્સવ દિવસને દારૂ માંસ નિષેધ દિન જાહેર કરવા.
- વિદેશોમાં નિર્વાણ મહોત્સવનું આયોજન
- રેલ્વે-કન્સેશન અને હરતા-ફરતા પ્રદર્શન માટેના કાર્યોના વ્યવસ્થિત સંચાલનમાં સહકાર આપવા નિમાયેલી પેટા સમિતિ

૧ શાંતિપ્રસાદ જૈન
૨ શેઠ અચલસિંહ
૩ મોહનલાલ કઠોતિયા
૪ આનંદરાજ સુરાણા
૫ પ્રભુદયાલ દાબડીવાલા
૬ રતનલાલ જૈન

ભગવાન મહાવીર સ્મારક ડીઝાઈન તૈયાર કરાવવા, યોગ્ય આર્કીટેકટોની પસંદગી કરવાની દ્રષ્ટિએ, મુંબઈ ખાતે નીચેની વ્યકિતઓની પેટા સમિતિની સ્થાપના કરી હતી.

૧ કસ્તુરભાઈ લાલભાઈ [સંયોજક]
૨ શ્રેયાંસપ્રસાદ જૈન
૩ શાંતિપ્રસાદ જૈન
૪ સી. સી. શાહ
૫ જેઠાભાઈ ઝવેરી





# દિલ્હી પ્રદેશ

## ☆ ભગવાન મહાવીર
### ☆ ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : આલેશ્વરપ્રસાદ, ઉપરાજ્યપાલ
પ્રમુખ : રાધારમણ, મુખ્ય કાર્યકારી પાર્ષદ

પ્રધાન મંત્રી : ડૉ. વિમલકુમાર જૈન
ખજાન્ચી : દેવરાજ જૈન

: ઉપપ્રમુખ :
ડૉ. ભરતરાય
શ્રીમતી નિર્મલ મલ્હોત્રા
અક્ષયકુમાર જૈન
ડિપ્ટિમલ જૈન
ભીકુરામ જૈન
રણજીતમલ ભંડારી

: મંત્રી :
પુરુષોત્તમલાલ ગોયલ
મહેતાબચંદ જૈન
દૌલતસિંહ જૈન
ડિપ્ટીમલ જૈન (બિજલીવાળા)
લાજપતરાય જૈન

### સર્વશ્રી સભ્યો

કેદારનાથ સહાની (મેયર)
મીર મુસ્તાક અહમદ, (પ્રમુખ–મહાનગર પરિષદ)
ડૉ. સ્વરૂપસિંહ, ઉપ-કુલપતિ, (દિલ્હી વિશ્વવિદ્યાલય)
અમરનાથ ચાવલા, (સંસદ સભ્ય)
ડૉ.ગીરધારીલાલ ગૌસ્વામી
મહેશ્વર દયાલ
વ્રજભૂષણ શરણ
શ્રીમતિ ઓમપ્રભા જૈન
શ્રીમતિ રક્ષાશરણ
પી. જી. એસ. રંધાવા
હરીકિશનલાલ ભકત(સંસદ સભ્ય)
ડૉ. યુદ્ધવીરસિંહ
શાંતિભાઇ શેઠ
સરદારમલ જૈન
કૈલાસચંદ જૈન

આદિશ્વરપ્રસાદ જૈન
ઇન્દ્રચંદ ભંસાલી
પ્રેમચંદ જૈન
બાબુભાઈ શાહ
મંગતરાય જૈન
કનૈયાલાલ પટવારી
રાજકુમાર જૈન
મોહનલાલ બાફણા
રામલાલ જૈન
સલેકચંદ જૈન
શ્યામલાલ જૈન ઠેકેદાર
લક્ષ્મીચંદ જૈન
રમેશચંદ જૈન
રંગૂલાલ જૈન
અમીરચંદ રાકયાન
મણીલાલ દોશી
હેમચંદ જૈન

રામલાલ સરાફ
શાંતિલાલ ચૌધરી
પ્રેમચંદ ઓસવાલ
જમ્બૂપ્રસાદ જૈન
જવાહરલાલ જૈન
શ્રીપાલ જૈન
કુંદનલાલ માદીપુરિયા
હરબંસલાલ જૈન
સંતલાલ જૈન
રામલાલ જૈન કે. ડી.
વચ્છરાજ કઠૌતિયા
વાલચંદ જૈન
ફરજનકુમાર જૈન
વિજયેન્દ્રકુમાર જૈન
રામચંદ જૈન
પી. આર. ચિત્તલ
ઓમ પ્રકાશ જૈન



# નિર્વાણ શતાબ્દી આઈ
# ઘરઘર ઉલ્લાસ લાઈ

નવી દિલ્હી : ભગવાન મહાવીરની અંતિમ ચરણ સ્પર્શિત પાવનભૂમિ પાવાપુરીના જળમંદિરની પ્રતિકૃત્તિવાળી ખાસ ટપાલ ટિકિટનું ઉદ્ઘાટન કરીને રાષ્ટ્રપતિ શ્રી ફખરૂદીન અલી અહમદે અત્રે ૧૩મી નવેમ્બર ૧૯૭૪ના રોજ સવારે ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક મહોત્સવનો મંગળ પ્રારંભ કર્યો.

રાષ્ટ્રપતિ ભવનના મશહુર અશોક હોલમાં યોજાયેલ આ ઉદ્ઘાટન સમારંભમાં રાષ્ટ્રપતિએ કહ્યું કે ભગવાન મહાવીરે અહિંસા, અપરિગ્રહ, અનેકાંત અને સહિષ્ણુતાનો માર્ગ આપણને બતાવ્યો, ભગવાન મહાવીરે બતાવેલ માર્ગ પર ચાલીને જ આપણે આપણી સમસ્યાઓનું સમાધાન મેળવી શકીશું.

આ પ્રસંગે માહિતી અને પ્રસારણ ખાતાના પ્રધાન શ્રી શંકર દયાળ શર્માએ કહ્યું કે ભગવાન મહાવીરે આપેલ અહિંસા અને અપરિગ્રહના ઉપદેશને આપણે અપનાવવો જોઈએ અને તેમના આદર્શોને આપણા જીવનમાં ઉતારવા જોઈએ.

કેન્દ્રીય શિક્ષણપ્રધાન પ્રો. ડી. પી. યાદવે તેમજ નિર્વાણ મહોત્સવ મહાસમિતિના કાર્યાધ્યક્ષ સાહુ શ્રી શાંતિપ્રસાદ જૈને પણ



ટપાલ ટિકિટનું ઉદ્ઘાટન — રાષ્ટ્રપતિ શ્રી ફખરૂદીન અલી અહમદે અશોક હોલમાં પાવાપુરી જળ મંદિરની ટિકિટનું ઉદ્ઘાટન કર્યું તે વેળાની તસ્વીરમાં રાષ્ટ્રપતિ અને સંચારમંત્રી શ્રી શંકરદયાળ શર્મા તેમ જ શ્રી શાંતિપ્રસાદ જૈન છે.

પ્રાસંગિક પ્રવચનો કર્યા હતા.

ટપાલ ટિકિટના ઉદ્ઘાટનથી અત્રે શરૂ થયેલ નિર્વાણ મહોત્સવ આઠ દિવસ સુધી ઉજવાયો, ૧૩મીએ ધ્વજારોહણ, નિર્ગ્રન્થ પરિષદ અને વંદના કાર્યક્રમ, ૧૪મીએ ગૌતમ ગણધર સ્મૃતિ દિવસ અને મહિલા પરિષદ, ૧૫મીએ શ્રમણ સંસ્કૃતિ પરિષદ, ૧૮મીએ નિર્વાણવાદી વિચારધારાનું યોગદાન પર સંવિવાદ, ૧૯મીએ અનેકાંત પરિષદ અને ૨૦મીએ ભાવિ વિકાસ યોજનાઓ અને દીક્ષા સમારંભ આદિ વિવિધ કાર્યક્રમો થયાં.



આ આઠેય દિવસના કાર્યક્રમ દિલ્હી પ્રદેશ નિર્વાણ સમિતિએ, લાલ કિલ્લાના મેદાનમાં ખાસ ઊભા કરેલ મંડપમાં યોજ્યા હતા.

નવી દિલ્હી : ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણકના ઐતિહાસિક અને મંગળ દિવસે વડાપ્રધાન શ્રીમતી ઇન્દિરા ગાંધીએ, ભારતીય સંસ્કૃતિના જ નહિ વિશ્વના ય જ્યોતિર્ધર પરમતારક તીર્થંકર પરમાત્મા ભગવાન શ્રી મહાવીર સ્વામીને ભાવભીની વંદના કરતાં કહ્યું હતું કે આજથી અઢી હજાર વર્ષ પહેલાં ભગવાન મહાવીરે સત્યની જે શોધ કરી હતી તે આજે પણ એટલી જ સત્ય છે.

નિર્વાણ કલ્યાણક વર્ષના પ્રારંભે અત્રે રામલીલા મેદાનમાં ભગવાન મહાવીર ૨૫૦૦મા

## રૂ. ૫૦ લાખ મંજૂર કરતી કેન્દ્ર સરકાર

નવી દિલ્હી : લોકસભામાં ૯મી ડીસેમ્બર ૭૪ના રોજ સંસદસભ્ય શ્રી ભગતરામ રાજારામ મનહર અને શ્રી કુશ બકુલે શિક્ષણપ્રધાન પ્રો. ડી. પી. યાદવને શતાબ્દી અંગે વિવિધ પ્રશ્નો પૂછ્યા હતા. આ પ્રશ્નોમાં અહિંસા વર્ષની ઘોષણા, મહાવીર જયંતીની જાહેર રજા વગેરે પ્રશ્નોનો સમાવેશ થાય છે. શ્રી યાદવે એક પ્રશ્નના જવાબમાં કહ્યું હતું કે નિર્વાણ મહોત્સવ મનાવવા માટે સરકારે રૂ. ૫૦ લાખ મંજુર કર્યા છે.

નિર્વાણ મહોત્સવ સમિતિ આયોજીત જાહેરસભામાં અભૂતપૂર્વ માનવ મહેરામણને સંબોધતાં શ્રીમતિ ઇન્દિરા ગાંધીએ અધ્યક્ષ સ્થાનેથી પોતાના પ્રવચનમાં કહ્યું કે ધર્મ પ્રત્યેની આપણી શ્રદ્ધા અંગે બીજાઓ શું કહેશે તેની ચિંતા આપણે ન કરવી જોઈએ. અને આપણે આપણાં માર્ગે જ ચાલતા રહેવું જોઈએ.

ભગવાન મહાવીરે અહિંસા અપરિગ્રહ અને સત્યને સૌથી વધારે મહત્ત્વ આપ્યું હતું. આપણે એ જોયું છે કે આધુનિકતા અને વિજ્ઞાનની નવી ઝાકમઝાળમાં પણ જીવનમાં કાયમી શાંતિ અને વિશ્વકલ્યાણ માટે એમના સિદ્ધાંત આજ પણ એટલા જ મૂલ્યવાન છે.

તેમણે વધુમાં કહ્યું હતું કે સહિષ્ણુતા ભારતીય સંસ્કૃતિની મહાન અને સૌથી મોટી દેણગી છે. ભગવાન મહાવીરે અહિંસાને પરમધર્મ માન્યો હતો, ગાંધી સુધી આ જ વિચાર સર્વોપરી રહ્યો છે. ભગવાન મહાવીરને આપણે સાચી શ્રદ્ધાંજલિ અહિંસાના માર્ગે ચાલવાનું વ્રત લઈને જ આપી શકીએ છીએ.

૧૭મી નવેમ્બર ૧૯૭૪ના રોજ અત્રે યોજાયેલી આ સભામાં માત્ર જૈનો જ નહિ પણ જૈન-

## દહેજ લેવા-દેવાનું બંધ કરો

નવી દિલ્હી : ૧૪ નવેમ્બર ૭૪ના અત્રે યોજાયેલ મહિલા પરિષદનો શુભારંભ કરતાં શ્રી ઓમપ્રભા જૈને 'સંયમ વર્ષમાં' મહિલાઓને સંયમથી વર્તવા અને દહેજ જેવા કુરિવાજો સામે ઝઝૂમવાનો અનુરોધ કર્યો. અને ઘરેણાંઓનો બહિષ્કાર કરવાની પણ હાકલ કરી, આ પરિષદમાં સાધ્વી વિચક્ષણશ્રીજી, મહાસતી પ્રીતસુધાજી, આર્યિકા ગુણમતીજી આદિએ પ્રવચનો કર્યાં.





તરીકે ઉમળકાથી હાજરી આપી હતી, રાજકીય અને સામાજીક જૈન-જૈનેતર આગેવાનો તેમજ બે લાખની મેદનીનું આ અગાઉ, નિર્વાણ મહોત્સવ મહાસમિતિના પ્રમુખ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઇએ સ્વાગત કર્યું હતું.

શેઠશ્રીના સ્વાગત પ્રવચન તેમજ વડાપ્રધાનના પ્રવચન બાદ આચાર્યશ્રી વિજય સમુદ્ર સૂરિજી મહારાજ, આચાર્યશ્રી તુલસીજી તેમજ આચાર્ય શ્રી ધર્મસાગરજી મહારાજ તેમજ ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદમુનિએ પોતાના પ્રવચનોમાં ભગવાન મહાવીરનો ગુણાનુવાદ કર્યો હતો.

મહાસમિતિના કાર્યાધ્યક્ષ સાહુ શ્રી શાંતિપ્રસાદ જૈને આભારવાદન કર્યું હતું અને વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધીને, શ્રી અમલાનંદ ઘોષ સંપાદિત "જૈન કલા અને સ્થાપત્ય" નામનો બહુમૂલ્ય ગ્રન્થ ભેટ આપ્યો હતો.

રાજધાનીના ઇતિહાસમાં અદ્ભુત અને અનોખી બની રહેલ આ જાહેરસભાનો પ્રારંભ સંગીતકાર શ્રી રવિન્દ્ર જૈને ગાયેલ "ગીત ગાતા ચલ પ્રભુ કે ગીત ગાતા ચલ, ગંગા જેસી નિર્મલ યહ જિનવાણી" ગીતથી થયો હતો.



ઐતિહાસિક ત્રિપુટી

રામલીલા મેદાનની જાહેર સભાના વ્યાસપીઠ પર જઈ રહેલાં વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધી, શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ અને સાહુ શ્રી શ્રેયાંસપ્રસાદ જૈન.

જંગી જાહેરસભાના આગલા દિવસે ૧૬ નવેમ્બર ૭૪ના દિલ્હીવાસીઓએ પહેલી વાર સાતથી વધુ માઈલ લાંબી જૈનોની વિરાટ રથયાત્રા નિહાળી. અજમલખાં પાર્કથી સવારનાં ૧૦ના ટકોરે શરૂ થયેલ આ રથયાત્રા રાજધાનીના મુખ્ય માર્ગો પરથી ફરતી ફરતી સાંજના ઠેઠ સાત વાગે જાહેરસભાના સ્થળે લાલ કિલ્લાના મેદાનમાં પહોંચી હતી.

દિલ્હી સુધરાઈના નગરપતિ કેદારનાથ સહાની તેમજ મુખ્ય કાર્યકારી અધિકારી શ્રી રાધારમણે આ રથયાત્રાનું નેતૃત્વ સંભાળ્યું હતું રથયાત્રાની દેખરેખ નિર્વાણ મહોત્સવ મહાસમિતિના કાર્યાધ્યક્ષ સાહુ શ્રી

શાંતિપ્રસાદ જૈન તેમજ હરીયાણાના ભૂતપૂર્વ નાણાંપ્રધાન શ્રી ઓમપ્રભા જૈને રાખી હતી. રથયાત્રામાં આપણા બધા જ ફિરકાના પૂજ્ય શ્રમણ ભગવંતો અને સાધ્વીજી, પૂજ્ય મહાસતીજી મહારાજો પધાર્યાં હતા.

આ ભવ્ય અને વિરાટ રથયાત્રાનું આયોજન દિલ્હી પ્રદેશ નિર્વાણ શતાબ્દી સમિતિએ કર્યું હતું.

નવી દિલ્હી : સર્વ સેવા સંઘ, વર્ધા તરફથી ૨૯ અને ૩૦ નવેમ્બર ૭૪ના રોજ બે દિવસ માટે "જિન-ધમ્મ સંગીતિ"નું આયોજન થયું. આ સંગીતિમાં ચારેય ફિરકાના આચાર્ય અને મુનિ મહારાજ, સાધ્વીજી, મહાસતીજી, અણિંકા તેમજ આગેવાન જૈન વિદ્વાનોએ ભાગ લીધો હતો.

ચારેય ફિરકાને સર્વમાન્ય બને એવું જૈનધર્મનું પુસ્તક તૈયાર કરવા આ 'સંગીતિ' યોજાઈ હતી. 'જૈન ધર્મસાર' નામે આવું પુસ્તક સર્વ સેવા સંઘે પ્રથમ તૈયાર કરીને ચારેય ફિરકાના શીરોમાન્ય શ્રમણ ભગવંતો તેમજ વિદ્વાનોને મોકલી અપાયું હતું. શ્રી રાધાકૃષ્ણ બજાજ આ માટે અમદાવાદ અને વારાણસી જઈ ત્યાં બિરાજમાન આચાર્ય ભગવંતોને મળ્યા હતા.

આચાર્ય શ્રી વિજય સમુદ્રસૂરિજી, આચાર્ય શ્રી ધર્મસાગરજી, આચાર્યશ્રી દેશભૂષણજી, આચાર્ય શ્રી તુલસીજીએ આ સંગીતિની સફળતાના આશીર્વાદ મોકલ્યા હતા.

આ સંગીતિના છેલ્લા પ્રયત્ન બાદ 'સમણ સુત્તં' નામે જૈનધર્મનો ચારેય ફિરકાને સર્વમાન્ય ગ્રંથ પ્રકટ થઈ ગયો છે.





નિર્વાણ શતાબ્દીના સૂત્રધારો

ઉદ્યોગપતિ શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ, શ્રીમતિ ઇન્દિરા ગાંધી અને સાહુ શ્રી શાંતિપ્રસાદ જૈન

નવી દિલ્હી : લાગલગાટ પાંચ દિવસ સુધી વિવિધ કાર્યક્રમો દ્વારા દિલ્હીવાસીઓએ ભગવાન મહાવીરના જન્મ દિવસની ઉજવણી કરી. ૨૦મી એપ્રિલે પાંચ દીવસીય ઉત્સવનો પ્રારંભ થયો. ઐતિહાસિક લાલ કિલ્લાની સામે સુભાષ પાર્કમાં આ પાંચ દિવસ સતત ભગવાન મહાવીરનો જયનાદ ગૂંજતો રહ્યો.

સુભષ પાર્કમાં આ માટે ખાસ વિશાળ મંડપ ઉભો કરાયો હતો. અને વિવિધ શોભા શણગાર અને રોશની તેમાં કરાઈ હતી. ૨૦મીએ શ્રી પંચપરમેષ્ઠી પૂજા ભણાવાઈ. દિલ્હી સુધરાઈના ભૂતપૂર્વ સભ્ય શ્રી જંબૂપ્રસાદજીએ જૈન ધ્વજવંદન કરાવ્યું હતું.

આ પ્રસંગે જામા મસ્જીદના મુખ્ય ઇમામ ઇમામુલ સુલતાન સૈયદ અબ્દુલ્લાએ ભગવાન મહાવીર અને ભગવાન રામને શ્રદ્ધાંજલિ આપતા કહ્યું હતું કે સાચો મુસલમાન એ છે કે જે આ ઋષિયોના આદેશાનુસાર જીવે છે.

૨૧મીએ શ્રી કુન્દનલાલજી આદિપુરિયાની અધ્યક્ષતામાં યોજાયેલ સભામાં પ્રો. સુખનંદનલાલજી, ડૉ. મહેન્દ્રસાગરજી પ્રચંડિયા અને પંડિત સુમેરચંદ શાસ્ત્રીએ પ્રવચનો કર્યા હતા.





આ દિવસે ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદ મુનિનો ૫૧મો જન્મ દિવસ હોવાથી તેઓશ્રીની પણ ગુરુભક્તિ ગાવામાં આવી. દિલ્હીની તમામ સંસ્થાઓએ નારિયેળ ચડાવી ઉપાધ્યાયજીને પુષ્પાંજલિ અર્પણ કરી.

૨૨મીએ શ્રી રત્નત્રયધારીજીની અધ્યક્ષતામાં શ્રી પ્રેમચંદજી જૈને અધ્યાત્મ અને પૂજન સંબંધી અભ્યસનીય પ્રવચન આપ્યું. બપોરે જૈન સ્ત્રી સમાજ સતધરાએ ઉત્સવ ઉજવ્યો. રાતે ગઝલકારો અને શાયરોએ ગઝલ અને નજમમાં ભગવાનના ગીતો લલકાર્યા.

૨૨મીએ સંગીતરત્ન શ્રી તારાચન્દ પ્રેમી, રેડિયો આર્ટીસ્ટ શ્રી મુન્નાલાલજી અને સરદાર ઔતારસિંહ તેમજ તેમના કલાવૃંદે સંગીતના સૂરોમાં

## દિલ્હીની રથયાત્રાની એક ઝલક

ભગવાનનું જીવન ચરિત્ર કહ્યું શ્રી અનવર દેહલીએ દારૂબંધી અંગે પ્રભાવક પ્રવચન આપ્યું. આ કાર્યક્રમની અધ્યક્ષતા શ્રી મહાવીરપ્રસાદજી એડવોકેટે સંભાળી.

આજ દિવસે બપોરના મહિલા સમાજે પોતાનો કાર્યક્રમ આપ્યો. જિનેન્દ્ર કલા કેન્દ્ર [દૂંડલા]ના યુવાનોએ ભગવાનના પંચકલ્યાણકોને નૃત્યનાટિકામાં તાદશ્ય કર્યો.

૨૪મી એપ્રિલ મહાવીર જન્મ કલ્યાણક દિવસ. આ દિવસે સમસ્ત જૈન સમાજે રથયાત્રા કાઢી. આનંદરાજ સુરાણાએ ટ્રિપ્ટીગંજ, મહાવીર નગરમાં જૈનધ્વજ વંદન કરાવ્યું. રથયાત્રા શહેરના તમામ મુખ્ય માર્ગો પરથી ફરી હતી અને સુભાષ પાર્કના મંડપમાં ઉતરી મુનિ મહારાજે અને વિદ્યાર્થીના પ્રવચન થયાં.

૨૫મીએ છેલ્લા દિવસે સવારના આઠ વાગે જૈન મિત્ર મંડળના ઉપક્રમે 'સમણસુત્ત' ગ્રંથનું ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદ મુનિએ ઉદ્ઘાટન કર્યું. તેઓશ્રીએ પોતાના પ્રવચનમાં કહ્યું કે આ ગ્રંથ રાજર્ષિ વિનોબા જેવા સંત જીવનની એક મહાન સિદ્ધિ છે.

ભૂતપૂર્વ સંસદ સભ્ય શ્રી કુંવરલાલજી ગુપ્તાની અધ્યક્ષતામાં મળેલ જાહેરસભામાં મુનિશ્રી સુશિલકુમાર, મુનિશ્રી રાકેશકુમારજી આદિ મુનિઓએ



# ગલી ગલીમેં ગૂંજે નાદ

## જય મહાવીર જય મહાવીર

તેમજ અન્ય વિદ્વાનોએ ભગવાનના જીવન અને ઉપદેશ અંગે પ્રવચનો કર્યા.

નવી દિલ્હી : યમુના પારના ક્ષેત્ર વાસીઓએ રામનવમી અને મહાવીર જયંતી એક જ દિવસે એક સાથે મળીને ઉજવીને ભગવાન મહાવીરના અનેકાન્તના સિદ્ધાંતને ચરિતાર્થ કરી બતાવ્યો. આ ક્ષેત્રની વિવિધ સામાજીક સંસ્થાઓ, સ્વયંસેવક અને મિત્ર મંડળોના શુભ પ્રયાસોથી જૈનો અને હિન્દુઓએ આ બંને ઉત્સવ સામુહિકપણે ઉજવ્યો.

ગાંધીનગર કૃષ્ણનગરમાં સ્વયંસેવક મંડળના ઉપક્રમે વિશાળ શોભા યાત્રા નીકળી આમાં ભગવાન મહાવીર અને ભગવાન રામના જીવન પ્રસંગોને તાદૃશ્ય કરતી વિવિધ ફરતી રચનાઓ હતી. આ ઉપરાંત સતી મયણા સુંદરી નેમ–રાજુલ વિવાહ અને જૈન પ્રતીકની રચનાઓ પણ ધ્યાન દોરતી હતી.

બપોરની જાહેરસભામાં ઉપાધ્યાય શ્રી વિદ્યાનન્દ મુનિએ, શ્રી યજ્ઞદત્ત શર્મા અને શ્રી સુન્દરસિંહ ભંડારી આદિ વક્તાઓએ મહાવીર અને રામ વિષે મંત્રમુગ્ધ પ્રવચનો કર્યા હતા.

રામનગર : ૧૧મી મેએ અત્રે ગલી નં. ૨માં મુનિશ્રી સુશિલકુમાર અને મુનિશ્રી રાકેશકુમારની નિશ્રામાં મહાવીર જયંતી ઉજવાઈ.

પદમનગર : મુનિશ્રી હેમચન્દ્રવિજયજી અને મુનિશ્રી સુશિલકુમારના સાન્નિધ્યમાં અને શ્રી સુખદેવ જૈનની અધ્યક્ષતામાં અત્રે વિવેકાનંદ પુરીમાં કવિ સંમેલન મળ્યું નાયબ રેલવે પ્રધાન શ્રી બૂટાસિંહે સંમેલનનું ઉદ્દઘાટન કરતાં કહ્યું કે માત્ર ભારતને જ નહિ, સમગ્ર વિશ્વના પ્રાણીમાત્રને ભગવાન મહાવીરના ઉપદેશોની આજે જરૂર છે.

આ ઉપરાંત દક્ષિણ દિલ્હી ક્ષેત્રના રામકૃષ્ણરમ્, વિનયનગર, વીરનગર, સિમારપુર અને અશોકવિહાર આદિ ઉપનગરોમાં પણ જાહેરસભાઓ મળી અને વક્તાઓએ વિવિધ અભિવ્યક્તિથી ભગવાનને વંદના કરી.

નવી દિલ્હી : મહાવીર જયંતી પ્રસંગે 'જાગૃત વીર સમાજ' દ્વારા આયોજીત કાર્યક્રમમાં શ્રી મહાવીર ગીતાંજલિ, એટા (ઉ.પ્ર.)એ 'કુંડલપુર કા રાજકુમાર' નૃત્ય નાટિકા ભજવાઈ.



૨૪ એપ્રિલ ૧૯૭૫ના મહાવીર જન્મ દિવસ પ્રસંગે આકાશવાણીના લગભગ તમામ કેન્દ્રો પરથી શ્રીમતી કુન્થા જૈન લિખિત "માનસ્તંભ" નામની નાટિકા પ્રાંતીય ભાષાઓમાં પ્રસારિત કરાઈ હતી. (વાચકોની જાણ માટે : આ નાટિકામાં સતી ચન્દન બાળાની કથા વણી લેવાઈ હતી) ૯મી મેના રોજ આ નાટિકાનું પુનઃ પ્રસારણ કરાયું હતું.



નવી દિલ્હી : મહાવીર જયંતી પ્રસંગે નવજીવદયા મંડળે ૨૦ થી ૨૪ એપ્રિલ ચાર દિવસ સુધી લાલકિલ્લા સામે પરેડ મેદાનમાં શાકાહારનું પ્રદર્શન યોજ્યું હતું.

આહાર

પ્રદર્શન

નવી દિલ્હી. ભારતીય જ્ઞાનપીઠ અને ટાઈમ્સ ઓફ ઈન્ડિયાના સહયોગથી અત્રેના રવિન્દ્ર ભવનમાં ૨૬ એપ્રિલ ૭૫ના રોજ જૈન શિલ્પ અને ચિત્રકળાનું પ્રદર્શન યોજાયું હતું. પ્રદર્શનમાં સમગ્ર ભારતમાંથી શિલ્પ અને ચિત્રકળાના ૩૦૦ ઉત્તમ નમૂનાઓ પ્રદર્શિત કરાયા હતા.

કેન્દ્રના ગૃહપ્રધાન શ્રી બ્રહ્માનંદ રેડ્ડીએ પ્રદર્શનનું ઉદ્ઘાટન કરતાં કહ્યું હતું કે આ પ્રદર્શનથી આપણને ભગવાન મહાવીરના જીવન દર્શન અને ઉદ્દેશોને સમજવામાં સહાય મળશે. સાથોસાથ તે આપણા દૈનિક જીવનની ઘણી બધી સમસ્યાઓનું સમાધાન પણ પ્રદાન કરશે.

તેમણે વધુમાં કહ્યું હતું કે ભગવાન મહાવીરના જીવનમાંથી આપણને પોતાના જીવનમાં પ્રેમભાવના રાખવાની તથા ઘૃણાથી દૂર રહેવાની પ્રેરણા મળે છે. આપણે જો હિંસાનો માર્ગ છોડી લોકોની દ્વેષની વૃત્તિને મીટાવી શકીએ તો મારું માનવું છે કે એ ભગવાન મહાવીરને સાચી શ્રદ્ધાંજલિ હશે.

નવી દિલ્હી : મીનપાક જૈન મૈત્રી સંઘે ૨૫ અને ૨૬મી એપ્રીલ બે દિવસ મ.મિન્ટો સેન્ટ્રલ પાર્કમાં જૈન સાહિત્ય અને ચિત્રોનું પ્રદર્શન ભરાયું હતું. પ્રદર્શનમાં શ્વેતામ્બર અને દિગમ્બર બંને સંપ્રદાયોનું આગમિક સાહિત્ય તેમજ જૈન વિજ્ઞાન જૈન મનોવિજ્ઞાન, જૈન નીતિશાસ્ત્ર, જૈન જ્યોતિષ આદિ વિષયોને લગતું સાહિત્ય તેમ જ નિર્વાણ વર્ષ દરમિયાન દેશ-વિદેશમાં પ્રગટ થયેલ હિન્દી અંગ્રેજી સાહિત્ય રજૂ કરાયું હતું.





## ઉપરાષ્ટ્રપતિ બી. ડી. જત્તી કહે છે......

નવી દિલ્હી : અહિંસા ઈન્ટરનેશનલ અને અ.ભા.દિ. જ્ઞ.મ.નિ.મ. સોસાયટી યોજીત કેવળજ્ઞાન સમારોહનું ઉદ્ઘાટન ઉપરાષ્ટ્રપતિ શ્રી બી. ડી. જત્તીએ કર્યું હતું. તેમણે પોતાના પ્રવચનમા કહ્યું હતું કે ભગવાન મહાવીર જૈન ધર્મના અંતિમ તીર્થંકર હતા અને એક મહાન આધ્યાત્મિક નેતા હતા. સમગ્ર વિશ્વ તેમને આદરભાવથી જુવે છે. જૈન દર્શનના સિદ્ધાંતોએ સારા વિશ્વના દાર્શનિકોનું ધ્યાન ખેંચ્યું છે.

## ભગવાન મહાવીર—આધ્યાત્મિક નેતા

નવી દિલ્હી : ૨૧મી જાન્યુઆરી ૧૯૭૫ના રોજ અત્રેના સપ્રુ હાઉસમાં ભારતીય સાહિત્ય પરિષદના ઉપક્રમે "વર્તમાન સમાજના સંદર્ભમાં વર્ધમાન અને તેમનું દર્શન" વિષય પર પરિસંવાદ(સેમિનાર)યોજાયો હતો. કેન્દ્રીય આરોગ્ય પ્રધાન ડૉ. કરણસિંહે કહ્યું હતું કે ભગવાન મહાવીરના ઉપદેશોની માત્ર ભારતને જ નહિ સમગ્ર વિશ્વને જરૂર છે.

નવભારત ટાઈમ્સના દૈનિક પ્રમુખ સંપાદક શ્રી અક્ષયકુમાર જૈને કહ્યું હતું કે ભગવાન મહાવીરના સમયમાં સ્ત્રીઓની દશા દયનીય હતી. તેમનું જાહેર વેચાણ–લીલામ થતું, મહાવીરે તેમનો ઉદ્ધાર કર્યો. આથી આ વર્ષને સ્ત્રી જાગૃતિ વર્ષ રૂપે મનાવીએ અને વર્તમાન સંદર્ભમાં ભગવાનના દર્શનની વ્યાવહારિકતાને ઓળખીએ.



દિલ્હીમાં જાહેરસભાની વ્યાસપીઠ પર પૂજ્ય આચાર્યશ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજ આદિ શ્રમણ ભગવંતો અને સામે મહિલા મહેરામણ

નવી દિલ્હી : ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદમુનિ અને સરસંઘચાલક શ્રી બાલાસાહેબ દેવરસે અને દરિયાગંજ, મહાવીરવાટિ-



કામાં તા. ૧ એપ્રિલ ૧૯૭૫ના રોજ "ભગવાન મહાવીર ઔર ઉનકે આધ્યાત્મિક તત્વ" વિષય પર પ્રવચન આપ્યા હતા.

દક્ષિણ દિલ્હી : દક્ષિણ દિલ્હી નિર્વાણ મહોત્સવ સમિતિ તેમ-જ જૈનસભા (લીથીરોડ)ના સંયુક્ત ઉપક્રમે જૈન ચૈત્યાલય લીથી કોલોનીમાં 'આધુનિક સમસ્યાઓ કે સંદર્ભ મેં ભગવાન મહાવીર કા સંદેશ' વિષય પર પરિસંવાદ યોજાયો હતો. મુનિ શ્રી કિશનલાલજી, મુનિ શ્રી સમન્તભદ્રજી આદિ અનેક વિદ્વાનોએ આ જ્ઞાનચર્ચામાં ભાગ લીધો હતો.

દક્ષિણ દિલ્હી : મુનિશ્રી કિશનલાલજીની મહારાજની નિશ્રામાં અધ્યાત્મ સાધના કેન્દ્રમાં એકથી વધુ સાધના શિબિરો યોજાઈ. તુલસી અધ્યાત્મ નીડમના માધ્યમથી વીતરાગ-મુદ્રા. ભાવના યોગ, સંકલ્પ યોગ, અને સમતા-યોગના ફોલ્ડર પ્રગટ કરાયા, આ વિસ્તારની જુદી જુદી શાળાઓમાં મુનિશ્રીનાં પ્રવચનો થયાં. 'ભગવાન મહાવીર વર્તમાન સમસ્યાઓં કે સન્દર્ભમેં' જેવાં વિષયો પર તેમણે વાર્તાલાપ પણ આપ્યા, સંસ્કાર નિર્વાણ લક્ષી વિવિધ સાહિત્ય પણ પ્રકટ કરાયું.




# જય ત્રિશલાનંદન !
# જય જય મહાવીર !

દિલ્હીની સભામાં શિક્ષણ પ્રધાન શ્રી યાદવ પ્રવચન આપી રહ્યા છે. તેમની બાજુમાં જમણેથી સર્વશ્રી શાંતિપ્રસાદ જૈન, ઉપ-રાષ્ટ્રપતિ શ્રી જત્તી, ભાગચંદ સોની અને શ્રી શ્રેયાંસપ્રસાદ જૈન બેઠેલાં જણાય છે.

નવી દિલ્હી : શહેર નગર-પાલિકાના નગરપતિ શ્રી કેદાર-નાથ સાહનીએ ૯ ફેબ્રુઆરી ૭૫ના રોજ નિર્વાણ વર્ષના પ્રતીકરૂપ 'મહાવીર વાટિકા'નું ઉદ્ઘાટન કર્યું હતું. આ પ્રસંગે ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદમુનિ, મુનિ શ્રી સુશિલકુમાર તથા મુનિશ્રી રાકેશકુમારે પ્રવચનો કર્યા હતા.

## ભગવાન મહાવીર વનસ્થળીનું ઉદ્ઘાટન

નવી દિલ્હી : ઉપરાષ્ટ્રપતિ શ્રી બાસપ્પા દાસપ્પા જત્તીએ ૨૭ એપ્રિલ ૭૫ના રોજ ભગવાન મહાવીર વનસ્થલીનું ઉદ્ઘાટન કર્યું. તેમણે પોતાના પ્રવચનમાં કહ્યું કે ભગવાન મહાવીર ઉચ્ચ કોટિના વિચારક, દાર્શનિક અને માનવતાના સાચા હિતચિંતક હતા. તેમનાં ઉપદેશોનું મહત્ત્વ આજ પણ એટલું જ છે જેટલું ૨૫૦૦વર્ષ પહેલાં હતું.

અત્રે યાદ રહે કે આ સ્મારક ભારત સરકાર તરફથી થઈ રહ્યું છે અને તેણે વનસ્થળી માટે સરદાર પટેલ રોડ, લિંક રોડ તેમજ અપરરિજ રોડની વચમાં આવેલી અને બુદ્ધ જયંતી પાર્કની પાસેની ૨૫ એકર જમીન આપી છે.

ઉદ્ઘાટન સમારંભના અધ્યક્ષ અને કેન્દ્રના ગૃહનિર્માણ ખાતાના પ્રધાન શ્રી કે. રઘુરામૈયાએ પોતાના પ્રવચનમાં ભગવાન મહાવીરને ભાવવંદના કરતાં આશ્વાસન આપ્યું કે ભગવાન મહાવીર વનસ્થળીનો વિકાસ માત્ર ૨૫ એકર જમીન પૂરતો જ મર્યાદિત નહિ બને પરંતુ સંપૂર્ણ ૧૪૧ એકર જમીન પર કરાશે. આ સ્થળનો વિકાસ પૂર્ણ થતાં જ તેને જોઈને લોકો આશ્ચર્યચકિત થઈ જશે.

ઉપરાષ્ટ્રપતિએ આ ઐતિહાસિક સ્મારકનું ઉદ્ઘાટન વટવૃક્ષ રોપીને કર્યું હતું. ભગવાન મહાવીરરાષ્ટ્રીય સમિતિની કોર સમિતિના અધ્યક્ષ અને શિક્ષણ પ્રધાન પ્રો. ડી. પી. યાદવે સ્વાગત કર્યું હતું અને મહાસમિતિના મહામંત્રી શ્રી અક્ષયકુમાર જૈને સૌનો આભાર માન્યો હતો.



નવી દિલ્હી : ભારત સરકારના ફિલ્મ ડીવીઝને ભગવાન મહાવીર અને તેમની પરંપરા સંબંધી ૩૫ એમ. એમ.નું ૨૦ મિનિટનું રંગીન દસ્તાવેજી ચિત્ર દેશના અનેક છબીઘરોમાં બતાવાયું.

દિલ્હી : નિર્વાણ મહોત્સવ અને આંતરરાષ્ટ્રીય મહિલા વર્ષની સંયુક્ત સ્મૃતિમાં વર્ધમાન ચલચિત્ર સમિતિ દ્વારા ઉતરી રહેલી 'ચંદનબાળા' 'અ.ભા.શ્વે. સ્થાનકવાસી જૈન કોન્ફરન્સના મહામંત્રી શ્રી આનંદરાજ સુરાણાએ મુહુર્ત કર્યું હતું.

દિલ્હી: શ્રી શ્રમણ જૈન ભજન પ્રચારક સંઘ સંચાલિત ઋષભદેવ સંગીત પુરસ્કાર સમારોહનું ઉપરાષ્ટ્રપતિ બી. ડી. જત્તીએ ૨૯ માર્ચ ૭૫ના ઉદઘાટન કર્યું. સમારોહમાં શ્રી તારાચન્દ પ્રેમીને 'સંગીત રત્ન' અને વયોવૃદ્ધ માસ્ટર શિવરામજીને (ઉ. વ. ૯૪) કવિરત્નની પદવી અપાઈ તેમજ બંનેને રૂા ૨૫૦૦નો પુરસ્કાર, એક શાલ અને સુવર્ણચંદ્રક અપાયા.

શ્રી તારાચંદ્ર પ્રેમીએ પોતાના તરફથી રૂા. એક ઉમેરીને તે રકમ સંસ્થાને દાનમાં સહર્ષ આપી દીધી.

સંઘના અધ્યક્ષ શ્રી સતીશકુમાર જૈને ઉપરાષ્ટ્રપતિને સંઘે તૈયાર કરેલ જૈન રેકર્ડ ભેટ આપી.

નવી દિલ્હી : ઉત્તર પ્રદેશના એટા નગરના મહાવીર ગીતાંજલિ નાટક સંઘના કલાકારોએ ૨૦મી એપ્રિલે "કુણ્ડલપુર કે રાજકુમાર" નૃત્ય નાટિકા અત્રેના સપ્રુ હાઉસમાં ભજવ્યું હતું. જાગૃત વીર સમાજે આ કાર્યક્રમ યોજયો હતો. કાર્યક્રમનીઅધ્યક્ષતા ભૂતપૂર્વ નગરપતિ શ્રી ઓમપ્રકાશ જૈને સંભાળી હતી. જાગૃત વીર સમાના અધ્યક્ષ શ્રી પારસદાસ જૈને સૌનું સ્વાગત કર્યું હતું.

## ૧૫૦ વર્ષમાં

## પહેલીવાર

નવી દિલ્હી : અત્રેથી ૩૮ માઈલ દૂર આવેલ બટગાંવમાં છેલ્લા ૧૫૦ વર્ષમાં પહેલી જ વાર મે ૭૫માં રથયાત્રા નીકળી અને જૈન વેદી પ્રતિષ્ઠાનું આયોજન થયું.

નવી દિલ્હી : અહિંસા ઈન્ટરનેશલ સંસ્થાના ઉપક્રમે કામાણી ઓડીટોરિયમમાં ભારતીય કલા કેન્દ્રના સહયોગથી ૨૭, ૨૮, ૨૯ નવેમ્બર ૭૫ના ત્રણેય દિવસ શ્રીમતિ કુન્થા લિખિત ભગવાન મહાવી જીવન પર આધારિત સં નૃત્ય નાટિકા ભજવાઈ. નાટિકાનું ઉદ્દઘાટન ઉપરાષ્ટ્ર શ્રી બી. ડી. જત્તીએ ૨૯ નવેમ્બરે કર્યું.

આ પ્રસંગે ઉપરાષ્ટ્રપ શ્રીએ શ્રી સતીશકુમાર ' (સંસ્થાના મંત્રી) લિખિ "ભારત કે પ્રગતિશીલ જૈન ગ્રંથનું ઉદ્દઘાટન કર્યું. શ્રી નાટિકામાં ભગવાનની ભૂમિ ભજવનાર કલાકાર શ્રી રાઘવ નાયરનુ એક શાલ ભેટ આ બહુમાન કર્યું"

દિલ્હી : વિશ્વવિદ્યાલયે ર શ્રી રામકૃષ્ણજી જૈન મેમે લિ લેકચર્સ માટે સ્વીકૃતિ આ આ વ્યાખ્યાનો શિવાજીની આસ પાસ દર વર્ષે જૈન દર્શન, ન્યા અધ્યાત્મ વિ. વિષયો પર થશે સર્વશ્રેષ્ઠ વ્યાખ્યાન માટે રૂા. પાંચ હજારનું ઇનામ અપાશે.

આ માટે શ્રી રામકૃષ્ણ જૈન ચેરિટેબલ ટ્રસ્ટે રૂા. ૫૦ હજાર વિશ્વવિદ્યાલય પાસે જમા કરાવ્યા છે.





# મહાદાન

અખિલ ભારતીય શ્વે. સ્થાનકવાસી જૈન કોન્ફરન્સના મહામંત્રી શ્રી આનન્દરાજજી સુરાણાના પ્રયત્નોથી ૩૧૧૨ ગાયોને અભયદાન આપવામાં આવ્યું છે. આ માટે દેશની ડઝન સેવાભાવી સંસ્થાઓએ હાથ લંબાવ્યો છે.

શ્રી સુરાણાજીના પ્રયત્નોથી ગ્રામપંચાયત બનાવા દિલ્હીએ ૧૦ એકર જમીન લીઝ પર આપી છે, જેમાં ગૌસદન બનાવવામાં આવશે. અહીં એક મોટી હૉસ્પિતાલ પણ થશે.



અભયદાન

અખિલ વિશ્વના તારણહાર
આર્ય સંસ્કૃતિના મહાન જ્યોતિર્ધર
વંશ વિભુષણ ચરમ તીર્થપતિ
મહાવીર પ્રભુને અમારી કોટી કોટી વંદના હો.

卐

## શશીકાન્ત સી. શાહ

આકાશ દીપ, બીજે માળે, ડુંગરશી રોડ, વાલકેશ્વર,
☆ મુંબઈ-૬. ☆

દિલ્હી : મહાસતી મોહનદેવી જૈન શિક્ષણ સમિતિ તરફથી ૨૫૦૦ વસ્ત્રો મફત વહેંચવામાં આવેલ જેનું ઉદ્‌ઘાટન કેન્દ્રના પ્રધાન શ્રી આઈ. કે. ગુજરાલે કર્યું હતું.

સમિતિના મંત્રીશ્રીએ રૂા. ૪૦ હજારના વસ્ત્રોના વિતરણની જાહેરાત આ પ્રસંગે કરી હતી. સમિત તરફથી સિલાઈ શિક્ષણ કેન્દ્ર, દવાખાનું, સહાયતા ફંડ તથા વાસણ ભંડાર ચલાવવામાં આવે છે.

નવી દિલ્હી : શાસન પ્રભાવિકા સાધ્વીજી શ્રી વિચક્ષણશ્રીજી મહારાજના સાન્નિધ્યમાં જૈન શ્વેતામ્બર મંદિર, છોટી દાદાવાડી, નવી દિલ્હી સાઉથમાં ૧૨ અને ૧૩ એપ્રિલ ૭૫ના બે દિવસ નેત્રચિકિત્સા શિબિર યોજાઈ હતી.

નવી દિલ્હી : સ્થાનિક જૈન સભાએ અગ્નેના જૈન નિશિ મંદિરમાં ૨૪મી એપ્રિલે જૈન ધ્વજારોહણ અને પારમાર્થિક હોમિયો-પેથિક ચિકિત્સાલયના ઉદ્‌ઘાટનના કાર્યક્રમ યોજ્યા હતા. સાહિત્યકાર શ્રી યશપાલ જૈન ઉદ્‌ઘાટન કર્યું હતું.

નવી દિલ્હી : જૈન મિત્ર મંડળે અત્રે ૨૦ થી ૨૫ એપ્રિલ ૭૫ સુધી પાંચ દિવસ ભગવાનનો જન્મોત્સવ ઉજવ્યો. આ દિવસોમાં સવારે ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદ મુનિના પ્રવચન, સાંજે જાહેરસભા ઉપરાંત કવિ સંમેલન, મુશાયરા, જૈન પત્રકાર સંમેલન, સંગીત સંમેલન, નાટક આદિ વિવિધ કાર્યક્રમો થયા.





# આંધ્ર પ્રદેશ

આંધ્ર પ્રદેશની રાજય સરકારે ૨૪ એપ્રિલ ૧૯૭૫ના રોજ ભગવાનના જન્મ કલ્યાણક દિને જાહેર રજા ઘોષિત કરીને તેમજ કતલખાના બંધ રાખવાનો આદેશ આપીને ભગવાન મહાવીર પરમાત્માને શ્રદ્ધાંજલિ અર્પણ કરી હતી.

ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણકના ઐતિહાસિક અવસરની ઉમંગભરી ઉજવણી કરવા માટે રાજ્યના જૈન સમાજે બે વરસ અગાઉથી તૈયારી કરી હતી. રાજ્યના રાજ્યપાલ (ગવર્નર ની સંરક્ષકતા અને પ્રમુખપણા હેઠળ નિર્વાણ મહોત્સવ સમિતિની, જિલ્લા સમિતિઓની તેમજ ઉપસમિતિઓની પણ રચના થઈ હતી.

સરકારી સ્તરે રચાયેલી સમિતિઓએ, જૈન સંઘો અને સંસ્થાઓએ તેમજ સ્વતંત્રપણે વ્યક્તિઓએ પણ નિર્વાણ વર્ષની ઉજવણીમાં ઉત્સાહથી ભાગ લીધો: રાજધાની હૈદ્રાબાદ તેમજ જિલ્લાઓના મુખ્ય ગામોમાં નિર્વાણ કલ્યાણક અને જન્મ કલ્યાણક દિને રથયાત્રાઓ નીકળી અને જાહેર ગુણાનુવાદ સભાઓ થઈ.

આ મંગળ નિમિત્તે રાજ્યના વિવિધ સ્થળોએ જે કેટલીક કાયમી યોજનાઓ કાર્યાન્વિત બની તે આ પ્રમાણે છે.

- હૈદ્રાબાદમાં રૂા. એક કરોડના અંદાજીત ખર્ચે મહાવીર કોમ્પ્લેક્સ ઊભું થયું. સરકાર તરફથી આ મહત્ત્વાકાંક્ષી વિરાટ યોજના માટે ૧૯ હજાર ચોરસ વાર જમીન વિનામૂલ્યે મળી.
- નહેરૂ જુઓલોજિકલ પાર્કની મૃગવાટિકાને "ભગવાન મહાવીર વનસ્થળી" નામ અપાયું.
- મહેબૂબનગરમાં રૂા. બે લાખના ખર્ચે જિનાલય બંધાશે
- સિકન્દ્રાબાદમાં રાષ્ટ્રપતિ રોડ પર કીર્તીસ્થંભ ઊભો કરાશે.
- આદિલાબાદમાં "મહાવીર ઓડિટોરિયમ" નિર્માણ થશે.
- બેલારમમાં 'ભગવાન મહાવીર ભવન" બંધાશે.
- ચિતુરમાં હોસલે પહાડી પરના વિસ્તૃત ક્ષેત્રને "ભગવાન મહાવીર પક્ષી વિશ્રામ સ્થળ" નામ અપાયું.
- કાકીનાડામાં "મહાવીર રેસ્ટ હાઉસ" થયું.



| | | |
|---|---|---|
| પશુઓના બલિદાનપર | રાજ્ય સરકારે નિર્માણ કાર્યોમાં સહકાર આપવા ઉપરાંત ઉપયોગી પશુઓ તથા સગંભા- પશુઓનો વધ ન કરતું ફરમાન બહાર પાડ્યું. | પ્રતિબંધનું ફરમાન |

રાજ્યની શાળાઓમાં "ભગવાન મહાવીરના જીવન અને સંદેશ" નામના પાઠ્યપુસ્તક પર મૌખિક પરીક્ષાઓ લેવાનો સરકારે આદેશ આપ્યો.

● શ્રી ભારિલ્લ લિખિત ભગવાન મહાવીરના જીવન ચરિત્રની ૫૦ હજાર નકલ પ્રકટ કરાઈ. સૂચના વિભાગે પણ ૧૦૦ પાનાની પુસ્તિકાની ૧૦ હજાર નકલ પ્રકટ કરી.

● શ્રી હસ્તીમલ મનોતના નેતૃત્વમાં યોજાયેલ અખિલ ભારતીય ઔદ્યોગિક પ્રદર્શનમાં ભગવાનના જીવન પ્રસંગોના ચિત્રો પ્રદર્શિત કરાયા. ત્રણ લાખથી વધુ લોકોએ આ પ્રદર્શન જોયું. બેલુરમાં યોજાયેલ આવા જ એક પ્રદર્શનમાં શ્રી છગનલાલે ભગવાનના ચિત્રોનો ખાસ સ્ટોલ રાખ્યો. અને પ્રકાશ અને ધ્વનિ યંત્રોથી એ ચિત્રો પ્રદર્શિત કર્યા.

● આંધ્ર પ્રદેશ રક્ષા સંઘમ્, આંધ્ર પ્રદેશજીવરક્ષા સંઘ, ભારતીય બૌદ્ધ સંઘ, જાગૃત યુવક સંઘ તેમજ જૈન સંઘોએ ઉત્સાહ અને ઉમંગથી નિર્વાણ વર્ષની ઉજવણી કરી,





# આંધ્રપ્રદેશ રાજ્ય
# ભગવાન મહાવીર ૨૫૦૦મો
# નિર્વાણ મહોત્સવ સમિતિ



સંરક્ષક અને પ્રમુખ : રાજપાલ, આંધ્રપ્રદેશ હૈદ્રાબાદ

કાર્યવાહક પ્રમુખ : રાજ્યપાલના સલાહકાર

## ● સર્વશ્રી સભ્યો ●

ડૉ. બી. ગોપાલ રેડ્ડી
ડૉ. ડી. જગન્નાથ રેડ્ડી,
[ઉપકુલપતિ, વેંકટેશ્વર વિશ્વવિદ્યાલય]
એન. નરોત્તમ રેડ્ડી,
[ઉપકુલપતિ, ઉસમાનિયા વિશ્વવિદ્યાલય]
એલ. બુલૈયા, [ઉપકુલપતિ, આંધ્ર વિશ્વવિદ્યાલય]
ડૉ. સત્યપ્રકાશ, ડાયરેક્ટર, સાલારજંગ
શ્રીમતી રોડ મિશ્રી, (એમ. એલ. સી.)
ડૉ. ચૌધરી દેવાનંદરાવ, (એમ. એલ. સી.)
આબિદ અલીખાં, સંપાદક : ધી રિયાસત ડેઈલી
આંધ્ર પ્રદેશ સરકારના મુખ્ય સચીવ, હૈદ્રાબાદ
સચીવ, નિયોજન અને સમાજ કલ્યાણ વિભાગ
સચીવ, વિત્ત વિભાગ
ડાયરેક્ટર, સૂચના, લોક સંપર્ક અને પર્યટન
તથા સંયુક્તસચિવ, સામાન્ય પ્રશાસન વિભાગ
અમોલકચંદ સિંઘવી, પ્રમુખ જૈનસેવાસંઘ, હૈદ્રાબાદ
પારસભાઈ જૈન — હૈદ્રાબાદ
પી. એલ. ભંડારી — ,,

| | |
|---|---|
| જયચંદ લોહાડે | હૈદ્રાબાદ |
| સુરેન્દ્રમલજી લૂનિયા, | ,, |
| માનિકચંદ બરમૈયા | ,, |
| બી. સી. જૈન, એડવોકેટ | ,, |
| હસ્તીમલ ચુનોત | સિકંદરાબાદ |
| રાજેન્દ્રભાઈ | સિકંદરાબાદ |
| વાલચંદ જૈન | હૈદ્રાબાદ |
| જી. એમ. સુરાણા | બોલારમ |
| ટોકરસીભાઈ કાપડિયા | હૈદ્રાબાદ |
| ધર્મચંદજી જૈન | વિજયવાડા |
| જે. હિરાલાલજી | વિશાખાપટનમ્ |
| બી. આર. જૈન | રાજમુન્દરી |
| જવાલસ્ય | અનંતપુર |
| બચુભાઈ | નિજામબાદ |
| ઇન્દ્રચંદજી અદોની | ,, |
| જયચંદલાલ બાંઠિયા | વિજયનગરમ્ |
| ભૂરમલ એમ. જૈન | નેલોર |



# • ભગવાન •

● માર્ગ | મ | કેન્દ્ર ●
● હોસ્પીટલ | હા | મેમોરિયલ ●
● જળશાળા | વી | ધ્યાનમંદિર ●
ર

હૈદ્રાબાદ; રાજ્યના પ્રધાન શ્રી પી. નરસારેડ્ડીએ પોસ્ટ માસ્તર જનરલને વિશિષ્ટ ટપાલ ટિકિટનું આલ્બમ ભેટ આપીને નિર્વાણ મહોત્સવનો પ્રારંભ કર્યો હતો. તેમણે પોતાના પ્રવચનમાં કહ્યું કે :–

"ભગવાન મહાવીરે બતાવેલ માર્ગ દુઃખો પર વિજય મેળવવા માટે સર્વથા યોગ્ય છે. આપણો યુવા વર્ગ આ માર્ગે ચાલીને ઉજ્જવળ ભવિષ્યનું નિર્માણ કરી શકે છે."

૧૫મી નવેમ્બરનાં શ્રી ધનજી લખમસીએ કોઠી સ્થિત વિમેન્સ મહાવિદ્યાલયના મુખ્ય દ્વારની સામે' ભગવાન મહાવીર જળશાળાનું ઉદ્‌ઘાટન કર્યું.

૧૬મી નવેમ્બરે રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી જે. વેંગલરાવે એ. સી. ગાર્ડસ મેદાન પર "ભગવાન મહાવીર હોસ્પીટલ"નો શીલાન્યાસ કર્યો. આ જગ્યા પર આંધ્રપ્રદેશ સરકારે "ભગવાન મહાવીર કેન્દ્ર" નિર્માણ કરવા માટે "મહાવીર મેમોરીયલ ટ્રસ્ટને" વિના મૂલ્યે ૧૯ હજાર ચોરસ વાર જમીન આપી છે. આ મહાવીર કેન્દ્રમાં ગ્રન્થાલય, આધ્યાત્મિક સભાગૃહ, ધ્યાન મંદિર, ધર્મશાળા તથા સંગ્રહાલય આદિ રહેશે. આ કેન્દ્રના નિર્માણ પાછળ રૂા. એક કરોડનો ખર્ચ થવાની ધારણા છે.

૧૭મી નવેમ્બરે એ. સી. ગાર્ડસ મેદાન પર ડૉ. બી. ગોપાલ રેડ્ડીની અધ્યક્ષતામાં વિરાટ સભા થઈ. પૂજ્ય સાધુ-સાધ્વી ભગવંતો ઉપરાંત આ સભામાં શ્રી પી. નરસારેડ્ડી. એમ. વી કૃષ્ણરાવ [બન્ને રાજ્યના પ્રધાનો] આદિ રાજકિય આગેવાનો હાજર હતા.

૧૮ નવેમ્બરે ચાર કમાન જૈન મંદિરથી શોભાયાત્રા નીકળી. ભગવાનની પ્રતિમાવાળા રથને વિશેષ રૂપથી શણગારાયો હતો. ઠેક ઠેકાણે ભગવાન પર વિમાન દ્વારા ફુલોની વર્ષા કરાઈ.

આંધ્ર પ્રદેશ નિર્વાણ મહોત્સવ સમિતિના કાર્યાધ્યક્ષ ડૉ. બી. ગોપાલરેડ્ડીએ આકાશવાણી કેન્દ્ર પરથી ભગવાનને શ્રદ્ધાંજલિ અર્પણ કરી હતી.

અનંતપુર : ૨૭ ડીસેંબર ૭૪ના તમામ કતલખાના બંધ રહ્યા. હોટલમાં માંસાહાર પણ ન પીરસાયો. રૂપિયા એક લાખના ખર્ચે છ બિછાનાવાળું પ્રસૂતિ ગૃહ નિર્માણ કરવાનો નિર્ણય લેવાયો. રેલ્વે સ્ટેશન રોડને "મહાવીર રોડ" નામ અપાયું.

અદોની : રૂા. આઠ લાખના ખર્ચે હોસ્પીટલ સહિત 'મહાવીર કોમ્પલેક્ષ' નિર્માણ કરવાનો નિર્ણય લેવાયો.

આદિલાબાદ : અત્રે 'મહાવીર ઓડીટોરિયમ' નિર્માણ કરવા માટે રૂા. બે લાખથી વધુ રકમ એકત્રિત થઈ છે.

બેલારમ્ : ભગવાન મહાવીર ભવન માટે જમીન ખરીદાઈ અને ત્રણ લાખથી વધુ રકમ ભેગી થઈ છે.

ચિત્તૂર : મુખ્ય માર્ગને "ભગવાન મહાવીર માર્ગ" નામ અપાયું. હોસલે પહાડી પરના વિસ્તૃત ક્ષેત્રને "ભગવાન મહાવીર પક્ષી–વિશ્રામ સ્થળ' નામ અપાયું.

ગન્ટૂર : શિક્ષણ યોજના માટે બે લાખ રૂપિયા ફાળવવામાં આવ્યા છે. કીર્તિસ્થંભનું નિર્માણ થયું. પાંચ જલાશયોની યોજના બનાવાઈ.

## મૌનવ્રત જનધર્મની મોટી દેણગી

હૈદ્રાબાદ : મહાવીર જયંતી પ્રસંગે અત્રે પહેલી જ વાર રથયાત્રામાં ગજરાજ પર શ્વેતામ્બર અને દિગમ્બર માન્યતાની ભગવાનની પ્રતિમા એકસાથે મૂકવામાં આવી.

આ પ્રસંગે ૨૪મીએ યોજાયેલ જાહેરસભામાં ઉત્તર પ્રદેશના ભૂતપૂર્વ રાજ્યપાલ શ્રી ગોપાલ રેડ્ડીએ કહ્યું કે, "આજ હિંસા અને અરાજકતા વધી રહી છે. ત્યારે ભગવાન મહાવીરના સિદ્ધાંતો પર ચાલવાનું ખૂબ જ જરૂરી બની ગયું છે. "મૌન વ્રત" એ આ દેશની જૈન ધર્મની મોટી દેણગી છે."

નિર્વાણ સમારોહ સંચાલન સમિતિના સંયોજક શ્રી પી. એલ. ભંડારીએ કહ્યું કે સમિતિએ રૂા એક કરોડના ખર્ચે બંધાનાર હોસ્પીટલ અને પુસ્તકાલય માટે અત્યાર સુધીમાં રૂા. ૧૭ લાખ ભેગા કર્યા છે.

ગંટુર : જિલ્લા નિર્વાણ સમિતિ, ગંટૂર જૈન સંઘ અને આ.પ્ર. જીવરક્ષા સંઘે સંયુક્તપણે રથયાત્રા વગેરે યોજી જન્મ કલ્યાણક ઉજવ્યો. જૈન ધર્મ સંબંધી લગભગ હજારેક રૂપિયાની કિંમતના ગ્રંથો સરકારી વાચનાલયને ભેટ અપાયા. ગુણાનુવાદ સભા થઈ.

ગંટુર : ગંટુર જિલ્લા સમિતિએ આર્થિક રીતે પછાત લોકોમાં ૨૫૦ ધાબળા વહેંચવાનો, કીર્તીસ્થંભ અને મહાવીર નગર નિર્માણ કરવાનો વગેરે નિર્ણય લીધા હતા.

કૃષ્ણા જીલ્લો : સ્થાનિક વ્યક્તિઓએ સમાજ કલ્યાણની યોજના માટે રૂા. ચાર લાખ ભેગા કર્યા. "જૈન ધર્મ તથા ઉસકા અન્ય વિચારધારાઓં પર પ્રભાવ" વિષય પર જ્ઞાન-ગોષ્ઠી થઈ.

કડાપા : શહેર કોંગ્રેસ સમિતિના અધ્યક્ષ શ્રી હસ્તીમલજીની અધ્યક્ષતામાં નિર્વાણોત્સવ ઉજવાયો. જૈન મંદિરમાં ધ્વજવંદન બાદ ગુણાનુવાદ સભા યોજાઈ.

કડાપા : ૧૩મીએ ઉજવાયેલ નિર્વાણ મહોત્સવમાં જૈન-જૈનેતરોની વિશાળ હાજરી હતી. જૈન મંદિર પર જીલ્લા જજ શ્રી નટેસમે ધ્વજારોહણ



કર્યું. ભગવાનના જીવન અંગેનું પ્રદર્શન પણ યોજાયું.

કાકીનાડા : રાજ્યના મુખ્ય પ્રધાને ૧૦ ડીસેમ્બર ૭૪ના નવનિર્મિત 'મહાવીર રેસ્ટ હાઉસ'નું ઉદ્ઘાટન કર્યું.

મહબૂબનગર : રૂા. બે લાખના ખર્ચે જૈન મંદિરનું નિર્માણ થઈ રહ્યું છે.

રાજમુંદ્રી : ૧૭ નવેમ્બર જૈન દેરાસરેથી ભગવાનના તૈલચિત્ર સાથે રથયાત્રા નીકળી. ૧૯મીએ સાંજે સુધરાઈ હૉલમાં જાહેરસભા થઈ. સભાના મુખ્ય અતિથિ જિલ્લાધીશ શ્રી સી. એસ. રંગાચારી હતા. સૌ પ્રથમ શ્રીમતી શોભના રંગાચારીએ ભગવાન મહાવીર ચિત્રાવલી પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું. પ્રદર્શનમાં કલાકાર શ્રી રાજાએ ભગવાનના ૧૫ જીવન પ્રસંગોના ચિત્ર મૂક્યા હતા.

જીલ્લા સમારોહ સમિતિ તરફથી આદિવાસી વિદ્યાર્થીઓને ૩ હજાર અને પ્રાયમરી પાઠશાળાના વિદ્યાર્થીઓને બે હજાર પુસ્તિકાઓ વ્હેંચવામાં આવી. કાકીનાડા અનાથાશ્રમના બાળકોને ગણવેશ અપાયો તેમ જ નિબંધ અને વક્તૃત્વ સ્પર્ધાના વિજેતાઓને પારિતોષિક અપાયા.

આ પ્રસંગે મહાવીર

# શીરપુરમાં મહાવીર ડીસ્પેન્સરી અને મહાવીર બાલકેન્દ્ર શરૂ કરવા નિર્ણય

વિશ્રામગૃહનો શીલાન્યાસ, રાજમુન્દ્રીમાં મહાવીર ડીસ્પેન્સરી અને મહાવીર બાલકેન્દ્ર શરૂ કરવાનો નિર્ણય કર્યો.

સભામાં સ્થાનિક રામકૃષ્ણ મિશનના સ્વામી શ્રી સ્વાત્માનંદજીએ જૈન દર્શન પર સારગર્ભિત પ્રવચન આપ્યું હતું.



સીરપુર : સીરપુર પેપર મિલ્સ કલબમાં નિર્વાણ મહોત્સવ ઉજવાયો. સમારોહનું ઉદ્ઘાટન ડૉ. રામનિરંજન પાંડેએ કર્યું. તેમણે કહ્યું કે વીર તે છે જેણે સંસાર રૂપી શત્રુ જીતી લીધાં છે. ભગવાન મહાવીર આ અર્થમાં યથાર્થ મહાવીર છે, જેમણે સંસારના તમામ રાગ અને દ્વેષને જીતી લીધા હતા.

આ પ્રસંગે હિન્દુસ્તાન ઇન્ડસ્ટ્રીઅલ કોરપોરેશને રાજમુંદ્રીના કુષ્ટ રોગીઓને ચાદરો આપવાની તેમના રાજમુન્દ્રી કેન્દ્રના મેટ્રિકમાં પ્રથમ, દ્વિતીય, તૃતીય આવનારને છાત્રવૃત્તિ વગેરે આપવાની ઘોષણા કરી હતી.

આ પ્રસંગે ભગવાન મહાવીરના જીવન સંબંધી શ્રી કે. એમ. બાંઠિયાએ ભગવાનના જીવન સંબંધી છાયા દર્શન પ્રદર્શિત કર્યું,

શીરપુર : વાર્ષિક કાર્યક્રમની શ્રેણીના એક ભાગરૂપે ૧૦ ડીસેમ્બરે ભારતીય બૌદ્ધ સંઘના અધ્યક્ષ શ્રી ભદન્ત આનન્દ કૌશલ્યાયનની અતિથિ વિશેષતામાં અત્રે દીક્ષા કલ્યાણક ઉજવાયો હતો. સ્થાનિક સમારોહ સમિતિના અધ્યક્ષ શ્રી ઈન્દ્રમલજી ભંડારીએ પોતાના પ્રવચનમાં જણાવ્યું હતું કે માત્ર આધ્યાત્મિક દૃષ્ટિએ જ નહિ પણ વર્તમાન રાજકારણમાં પણ ભગવાન મહાવીરનો ઉપદેશ ઘણો મહત્વનો છે. આ દિવસે ભજનોનો કાર્યક્રમ રખાયો હતો.



# નિર્માણ કાર્યો માટે સહકારની ખાતરી ●●●



વિજયવાડા : આંધ્ર રાજ્યના કાયદા પ્રધાન શ્રી આશિક્ પાશાની અધ્યક્ષતામાં ૩૦ નવેમ્બર ૭૪ના મળેલ જાહેર સભામાં રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી જે. વેંગલરાવે નિર્વાણ મહોત્સવ વર્ષનું ઉદ્ઘાટન કર્યું. તેમણે પોતાના ઉદ્ઘાટન પ્રવચનમાં કહ્યુ કે ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશ-પ્રમાણે જીવવાથી સમાજમાં સુખ અને શાંતિ સ્થાપી શકાશે.

મુખ્ય પ્રધાને હૈયાધારણ આપી હતી કે મહાવીર નિર્વાણ મહોત્સવ સમિતિ દ્વારા શાળા, હોસ્પીટલ કે સાર્વજનિક રચનાત્મક કાર્યો થશે તો તે માટે રાજ્ય સરકાર પૂરો સહયોગ આપશે. હૈદ્રાબાદમાં હોસ્પીટલ માટે ચાર એકર જમીન આપી છે. તે પ્રમાણે અન્ય નિર્માણ કાર્યો માટે પણ સરકાર જમીન આપશે.

જાહેરસભામાં સર્વશ્રી ધર્મચન્દવિનાયડિયા, પારસ જૈન આદિ વકતાઓએ ભગવાનના જીવન અને કવનનું જાહેર ચિંતવન કર્યું હતું. સભાની અગાઉ રથયાત્રા નીકળી હતી.

## ચાર મિનાર ગામમાં રથયાત્રાની મેદની

વિજયવાડા : જિલ્લા નિર્વાણ મહોત્સવ સમિતિએ તૈયાર કરેલ વાર્ષિક કાર્યક્રમમાં રૂા. ચાર લાખના ખર્ચે શિક્ષણ અને આરોગ્યની સગવડો, ભગવાનના ચિત્રોનું પ્રદર્શન તેમજ "જૈન ધર્મ અને તેનો અન્ય વિચારધારાઓ પર પ્રભાવ" વિષય પર જ્ઞાનસત્ર યોજવા આદિનો સમાવેશ થાય છે.

સિરપુર કાગજનગર : નિર્વાણ શતાબ્દી કાર્યક્રમ બહુ ધામધુમથી મનાવાયો. આ પ્રસંગે આસીફાબાદ, બેલમપલ્લી સિરપુર શહેરથી મોટી સંખ્યામાં માણસો આવ્યા હતા. સમારંભનું ઉદ્ઘાટન ઓસ્માનિયા યુનિ. ના હિન્દી વિભાગના અધ્યક્ષ ડો. રામનિરંજન પાંડેએ કર્યું હતું.

તેલુગુ વિભાગના અધ્યક્ષ ડો. વેંકટાવધાનીએ પણ પ્રવચન કર્યું હતું.



- હૈદ્રાબાદમાં
- ભગવાન મહાવીર જળશાળાનું
- ઉદ્ઘાટન........




સાડા બાર વર્ષના સાધના કાળ દરમિયાન
એક સાથે છ મહિના અને ચાર-ચાર
મહિનાના નિર્જળા ઉપવાસ વિગેરે
ઉગ્ર તપસ્યા કરનાર મહાન
તપસ્વી ભગવાન મહાવીર દેવને
મારી કોટી કોટી વંદના હો...

**ધીરૂભાઈ ગીરધરલાલ ત્રીકમલાલ કોઠારી**
ગિરિ કુંજ, ૭૧, મરીન ડ્રાઈવ, મુંબઈ-૦૦-૨૦

સ્વયં ભવસાગરને
પાર કરનાર અને
અન્ય અસંખ્ય
જીવાત્માઓને પાર
ઉતારનાર ભગવાન
મહાવીર પરમાત્માને
મારી કોટી કોટી
વંદના હો...

**શાહ**
**અંબાલાલ**
**ચંદુલાલ**

૧૪૧, દારૂખાના ગલી ૧લા માળે,
એમ. જે. માર્કેટ,
મુંબઈ-૪૦૦૦૦૨.

વિશ્વવત્સલ
શ્રી
વીર
પરમાત્માને
શત
શત
કોટી
પ્રણામ
:

**અમિત**
**કોર્પોરેશન**

૧૪૨, દાદર ગલી,
મુળજી જેઠા મારકેટ,
મુંબઈ-૪૦૦૦૦૨.

હૈદ્રાબાદ : રાજયના મુખ્ય પ્રધાન શ્રી જે. વેંગલરાવે અત્રે રૂપિયા એક કરોડના જંગી ખર્ચે ઊભા થનાર 'મહાવીર સંકુલ'ની શીલારોપણ વિધિ કરી હતી. આ સંકુલમાં અદ્યતન હોસ્પીટલ, ઓડિટોરિયમ, વાચનાલય અને સંશોધન કેન્દ્રનો સમાવેશ થાય છે. સંકુલ માટે રાજય સરકારે પાંચ એકર જમીન ભેટ આપી છે. આ ઉપરાંત અત્રેના આબિદ રોડ ઉપર તેમજ સિકન્દ્રાબાદમાં રાષ્ટ્રપતિ રોડ ઉપર કીર્તિસ્થંભ ઉભા કરવાનો પણ નિર્ણય લેવાયો છે. આ માટે શ્રી જયચન્દ લુહાડેએ આરસ ભેટ આપવા કહ્યું છે.



આંધ્રપ્રદેશનાં મુખ્ય પ્રધાન શ્રી વેંગલરાવ જાહેરસભાને સંબોધે છે. બેઠેલા ડાબી બાજુથી સર્વશ્રી પારસ જૈન, શુબ્બારાયડુ, શ્રી વેંકટરાવ, આશિફપાસા અને કલેકટર શ્રી વેણુગોપાલ જણાય છે.



હૈદ્રાબાદની ભગવાન મહાવીર ગુણાનુવાદ સભામાં પ્રવચન કરતાં શ્રી ટાકરશીભાઈ કાપડિયા બેઠેલા [ડાબી બાજુથી] શ્રીમતિ કે. રાજમલ્લુ, પારસ જૈન, મહેસુલ પ્રધાન, નિર્વાણોત્સવના એક કર્મઠ સૂત્રધાર શ્રી રિખબદાસ રાંકા અને પી. એલ. ભંડારી જણાય છે,





## ● વિજયવાડામાં ●
## નીકળેલ રથયાત્રાની તસ્વીર

વિજયવાડા: નિર્વાણ મહોત્સવ જિલ્લા સમિતિ તરફથી રાજ્યના પ્રધાન શ્રી આશિફ પાશાજીની અધ્યક્ષતામાં જાહેરસભા યોજાઈ. રાજ્યના બીજા એક પ્રધાન શ્રી વ્યંકટરાવે "ભગવાન મહાવીર" વિષેના એક ફોલ્ડરનું અનાવરણ કર્યું સભા બાદ નીકળેલ વરઘોડામાં ભગવાનના જીવન પ્રસંગના ૨૮ ચિત્રો મૂકવામાં આવ્યા હતા શ્રી ધરમચંદ વિનાયકીયાજીએ આપેલ અહેવાલ મુજબ અત્રે રૂા. ૪।। લાખના ખર્ચે સ્મારક બનવાનો નિર્ણય લેવાયો છે.

આ ગામો ઉપરાંત નેલૂર નિઝામાબાદ, ગુડપ્પા, વિશાખાપટ્ટ, પશ્ચિમ ગોદાવરી, તિરૂપત્તી અને કામારેડ્ડીમાં પણ રથયાત્રા, જાહેરસભા વગેરે કાર્યક્રમોથી નિર્વાણ વર્ષની ઉજવણી થઈ હતી.



કરનૂલ · તા. ૮ ડીસેંબરે ભગવાન મહાવીરનો દીક્ષા મહોત્સવ આંધ્રના નાણાં પ્રધાન શ્રી રંગારેડ્ડીના મુખ્ય અતિથિપદે ઉજવવામાં આવ્યો. સમારંભના પ્રમુખ સ્થાને શ્રી કે. બી. નારસપ્પા હતા. શ્રી પી. એલ. ભંડારીના સ્વાગત પ્રવચન ઉપરાંત લઘુ-સિંચાઈ પ્રધાન શ્રી અન્નમ વેંકટરેડ્ડી અને શ્રી. પી. એલ. કાપડિયાએ પણ પોતાના વિચારો વ્યક્ત કર્યાં.

શ્રી કે. બી. નારસપ્પાએ ડેવલોપમેન્ટ કમિટિ તરફથી ભગવાન મહાવીરના નામ પર કાયમી યોજના માટે લોકોએ ઉઘરાવેલ ફાળા જેટલી જ રકમનો સહકાર આપવાનું



# ઉપયોગી પશુઓ અને ગર્ભવતી માદા પશુઓનો વધ કરવા પર પ્રતિબંધ

હૈદ્રાબાદ : આંધ્ર પ્રદેશ રક્ષા સંઘમ્ ગન્ટુરની વિનંતી અને પ્રયાસોથી રાજ્યના આરોગ્ય અને નગર પાલિકા પ્રશાશને ઉપયોગી પશુઓ અને ગર્ભવતી માદા પશુઓનો વધ નહિ કરવાનો સરકારી આદેશ (સંખ્યા ૬૪૨, એમ. એ. ૨૭ ડીસે. ૭૪) બહાર પાડ્યો. આદેશમાં સૂચના અપાઈ છે કે કતલખાના શહેર બહાર રાખવા અને તેમાં ગાઓ અને બાળકોને રાખવા નહિ.



મદુરાઈ : તા, ૮ ડીસેમ્બર ૭૪ના રોજ સવારે ૧૦–૩૦ વાગ્યે વી. કે. વોરા મેમોરીઅલ હોલમાં એક સાર્વજનિક સભા યોજવામાં આવી. ધ્વજા, પતાકાઓ, ફોટાઓ અને વિવિધ મૂર્તિઓ વગેરેથી શણગારેલો હોલ સ્ત્રી–પુરુષોથી ભરાઈ ગયો હતો. નમસ્કાર–મહામંત્રથી કાર્યક્રમનો આરંભ થયો અને સંઘના મંત્રી શ્રી આર. વી. શાહે મહેમાનોનું ફૂલહારથી સ્વાગત કર્યું. શ્રી હીરજી ધારોડે સંયોજકીય વક્તવ્યમાં સ્વાગત કરતાં ભગવાન મહાવીર અને જૈન ધર્મના સિદ્ધાંતો પર પ્રકાશ ફેંક્યો.

વચન આપ્યું. સ્થાનિક જૈન સમાજ દ્વારા ભગવાન મહાવીરના નામે હિંદી માધ્યમવાળી સ્કુલ માટે સવા લાખ રૂપિયા એકઠા કરવામાં આવ્યાં છે તથા એને ભગવાન મહાવીર ઓડીટોરિયમમાં રોકવા સંબંધી પણ વિચારણા ચાલી રહી છે.



કાર્યક્રમના પ્રમુખ કલેકટર શ્રી નટરાજને પ્રમુખપદેથી બોલતાં જણાવ્યું કે તાલિમનાડુમાં બે હજાર વર્ષો પૂર્વે પણ લોકો જૈન ધર્મથી પરિચિત હતા. અનેક રાજા જૈન થયા છે તિરુકુરલ જેવા મહાનગ્રંથના રચનાર જૈન મુનિ હતા. શ્રી કલેકટરે ભગવાન મહાવીરને શ્રદ્ધાંજલિ અર્પણ કરી. મુખ્ય અતિથિ જિલ્લા સેશનજજ શ્રી ભરદરાજને જૈન ધર્મના મુખ્ય સિદ્ધાંત–અહિંસાના પાલન પર ભાર મૂકયો. મદુરાઈના જૈન સંઘના પ્રમુખ શ્રી જી. પી. સંગવેએ જૈનસમાજ દ્વારા મદુરાઈમાં ચાલતી સેવા પ્રવૃત્તિ વિશે જણાવ્યું હતું, જેમા જૈન કલીનિકનું મહત્વનું સ્થાન છે. ઠંડા પાણીની સગવડતા માટે પચાસ હજાર રૂપિયાની યોજના અને નેત્ર ચિકિત્સાલયની મિનાક્ષી મંદિર પાસે સાકાર થનારી યોજનાઓ પર પણ પ્રકાશ નાંખ્યો હતો. શ્રી લુણકરજીએ કલેકટરને શ્રી જૈન પર્વો પર કતલખાના બંધ રાખવાની વિનંતિ કરી હતી. પ્રચારાધિકારી શ્રી તિરુવન્નાવકરસુએ પણ પોતાના વિચારો વ્યકત કર્યાં અને શ્રી લાલજી વોરાએ આભારવિધિ કરી.

કડાપા : તા ૧૦મી નવેંબરે ભગવાન શ્રી મહાવીરનો ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ ઉજવવામાં આવ્યો, જ્યાં જૈન અને અન્ય લોકો પણ ઉપસ્થિત હતા. આ સમારંભના પ્રમુખ પદે શ્રી હસ્તીમલજી ચૌધરી હતા. જિલ્લા જજજસાહેબ શ્રી નટેશમ અને શ્રી રંગા રેડ્ડી પણ ઉપસ્થિત હતા. જૈન મંદિર પર ધ્વજારોહણ જિલ્લા જજ સાહેબ શ્રી નટેશમે કર્યું હતું. ધ્વજારોહણ બાદ મંદિરના પ્રાંગણમાં સભા ભરવામાં આવી હતી જેમાં જિલ્લા જજ સાહેબે ભગવાન મહાવીરના સાચા સિદ્ધાંતો અને આદર્શો વિશે બોલતાં જૈન ધર્મની અહિંસાની પ્રશંસા કરી હતી. તેઓશ્રીએ કહ્યું કે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીએ પણ અહિંસા ધર્મને અપનાવવી ભારતને સ્વતંત્ર કરાવ્યું હતું શ્રી રંગા રેડ્ડીએ આ પ્રવચનોની પ્રશંસા કરી અને હાર્દિક સ્વાગત કર્યું. શ્રી મુલતાનમલજી રાંકાએ જૈન ધર્મના ગુણો અને સિદ્ધાંતોને ખૂબજ રોચક અને મધુરતાપૂર્વ દર્શાવ્યા.







# આસામ

આસામ રાજ્યના રાજ્યપાલ [ગવર્નર]ની સંરક્ષકતા અને મુખ્ય પ્રધાનની અધ્યક્ષતાવાળી આસામ રાજ્ય ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સમિતિના સાથ અને સહકારથી રાજ્યના નાના-મોટા શહેર અને ગામોમાં જૈનો અને જૈનેતરોએ સંયુક્તપણે ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક વર્ષની વિધિધ કાર્યક્રમો દ્વારા ઉજવણી કરી. 'મહાવીર છાત્ર પરિષદ અહિંસાદર્શી' સમાજ તેમજ ચારેય ફિરકાના જૈન સંઘોએ પણ પોતપોતાની રીતે ઉજવણી કરી.

મંગળ નિર્વાણ વર્ષ દરમિયાન રાજ્યના વિવિધ ભાગોમાં જે નિર્માણ કાર્યો હાથ ધરાયા તેની વિગત આ પ્રમાણે છે.

- ગૌહત્તીમાં ફેન્સી બજાર સામે બ્રહ્મપુત્રના કિનારે ૧૦૦×૫૦'ના વિસ્તારમાં 'ભગવાન મહવીર બાલ ઉદ્યાન' બની રહ્યું છે. તેમાં ત્રણેક લાખના ખર્ચે 'મહાવીર કીર્તિસ્થંભ' પણ ઊભા કરાશે.

  આ ઉપરાંત અત્રે એ. ટી. રોડ પર 'દિગમ્બર મહાવીર ભવન' રૂ. વીસ લાખના ખર્ચે બને છે. આ ભવનમાં કિલનિકલ લેબોરેટરી, ચેરીટેબલ ડીસ્પેન્સરી માર્કેટ તેમજ વિવાહ ભવન પણ હશે.

- દિબ્રૂગઢમાં બે મંદિરોની સામે કાયમી સ્મારક ઊભું કરાશે. દિગમ્બર જૈન મંદિરનું નિર્માણ ચાલુ છે.
- વિજયનગરમાં રૂ. પાંચ લાખના ખર્ચે શ્રી દિગંબર જૈન મંદિર નિર્માણ થયું.
- ખારુપેટિયામાં રૂ. એક લાખના ખર્ચે મહાવીર માર્કેટ તૈયાર થઈ રહ્યું છે.
- તેજપુરમાં મહાવીર બાલ ઉદ્યાન તેમજ કીર્તિસ્થંભના કામ ચાલુ છે.
- આ નવનિર્માણના કાર્યો ઉપરાંત નિર્વાણ વર્ષમાં નૌગાવે રૂ ૨૫ હજાર, તેજપુરે રૂ. ૩૦ હજાર, ધુબડીએ રૂ. ૨૫ હજાર દીબ્રુગઢે રૂ. ૩૦ હજાર, તીનસૂકિયાએ રૂ. ૨૦ હજાર, જોરહાટે રૂ. ૨૦ હજાર, ગોલાઘાટે રૂ. ૧૦ હજાર નવવાડીએ રૂ. ૨૧ હજાર, વિજયનગરે રૂ. ૧૫ હજાર, બરપેટાએ રૂ. ૭ હજાર, ખારુપેટિયાએ રૂ. ૧૭ હજાર અને રંગિયા ગ.મે રૂ. પાંચ હજારનો ખર્ચ કરવાનો નિર્ણય કર્યો હતો અને તે પ્રમાણે વિવિધ કાર્યક્રમો અને યોજનાઓ બનાવી હતી.
- નિર્વાણ વર્ષ નિમિત્તે 'અહિંસાદર્શી' સમાજની રચના થઈ. આ સમાજે દારૂ અને માંસ-ત્યાગ તેમજ જુગાર ત્યાગ અને સર્વ ધર્મ સમન્વય માટે સારો ને સફળ પ્રચાર કર્યો.
- આ ઉપરાંત મહિલાઓ માટે પણ 'શ્રી મહાવીર મહિલા પરિષદ'ની સ્થાપના થઈ.
- અને ઉત્તીરીય પૂર્વાચલનું સૌ પ્રથમ હિન્દી સામાયિક "પાર્ષદ" પણ આ જ મંગળ વર્ષમાં પ્રકટ થયું.



## આસામ રાજ્ય

## ભગવાન મહાવીર

## ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : શ્રી રાજ્યપાલ　　કાર્યવાહક પ્રમુખ : શ્રી શિક્ષણ મંત્રી
પ્રમુખ : શ્રી મુખ્ય મંત્રી　　ઉપપ્રમુખ : ચાંદમલ સરાવગી
મંત્રી : શ્રી લક્ષ્મીચંદ જૈન
સંપર્ક તથા આયોજન અધિકારી : વિશેષ સચિવ. આસામ.
ખજાન્ચી : બી. એલ. સરાવગી પ્રમુખ કામરૂપ ચેમ્બર ઓફ કોમર્સ

**સર્વ શ્રી સભ્યો**

| | | | |
|---|---|---|---|
| છગનલાલ જૈન એડવોકેટ, | ગૌહત્તી | દીપચંદ ભૂરા | કરીમગંજ |
| હુકમીચંદ સરાવગી | ,, | ભંવરલાલ ધોડાવત્ | નૌગાંવ |
| ભંવરલાલ જૈન | ,, | ચંપાલાલ તાતેડ | તીહૂ |
| ગુમરમલ જૈન | ,, | બાબુલાલ કુચેરિયા | ગૌહત્તી |
| કિશોરીલાલ જૈન, એડવોકેટ, | ,, | બિરધીચંદ જૈન | ગોલપાડા |
| ડો. જ્ઞાનચંદ જૈન | ,, | રામનિવાસ કવા | ડીબ્રુગઢ |
| મદનલાલ અડજાત્યા એડવોકેટ, | ,, | મહાદેવ પલાન | ડીબ્રુગઢ |
| સોહનલાલ સેઠી | ,, | બી. ગુપ્તા | તિનસુકિયા |
| મહાવીરપ્રસાદ જૈન | ,, | દુર્ગાદત્ત લોહિયા | ,, |
| પુખરાજ પાટની | જોરહાટ | રાધેશ્યામ ખેમકા | ,, |
| જયકુમાર કાલા | વિજયનગર | એમ. બાગડી | શિવસાગર |
| ભવરલાલ પંડ્યા | નલબારી | બી. લાહોરી | જોરહાટ |
| ધરકચંદ સેઠી | તિનસુકિયા | મોહનલાલ માલપાણી | ,, |
| પ્રો. પ્રેમચંદ જૈન | ડીબ્રુગઢ | વિશ્વનાથ કેડિયા | નૌગાંવ |
| કપુરચંદ જૈન | ગૌહત્તી | કમલાપ્રસાદ અગ્રવાલ (એમ પી) | તેજપુર |
| ફતેહચંદ કાલા | ,, | ગણપતરાય ધાનુકા | ગૌહત્તી |
| મોતીલાલ કોઠારી | ,, | કેદારમલ બ્રાહ્મણ, એડવોકેટ | ,, |
| સંપતમલ જૈન | ,, | રાજેશ્વર મિશ્ર | ,, |
| અરિદમનસિંહ કોઠારી | ,, | મધુદેવ ખખોલિયા | ,, |
| મદનલાલ દુગડ | ,, | હનુમાનપ્રસાદ અગ્રવાલ | બરપેટા રોડ |
| બછરાજ દુગડ | તેજપુર | | |

(વધુ નામો અનુ. ૪૮ મે પાને)





卐  卐

વીરે શ્રી ધૃતિ કીર્તિ કાન્તિ નિચય :
શ્રી વીર! ભદ્રં દિશ.

જેમનામાં દિવ્યતા, ધૈર્ય, કીર્તિ અને શીતળતા
વિદ્યમાન છે તેવા હે વીર પ્રભુ!
તમે કલ્યાણ કરો !!!

# ગૌહત્તીના જાહેર મંચ પર જૈન મહિલાઓની યોજાયેલી સર્વ પ્રથમ સાંસ્કૃતિક સંધ્યા

ગૌહત્તી : રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી શરદચન્દ્ર સિંહા, શિક્ષણ પ્રધાન હરેન્દ્રનાથ, સાધ્વી શ્રી ગૌરાજીના સાન્નિધ્યમાં ૧૩મીના નિર્વાણ દિને વિશાળ રથયાત્રા નીકળી. ન્યુ ફિલ્ડમાં પહોંચી તે સભામાં ફેરવાઈ ગઈ. ૧૪મીએ સાંજે તેરાપંથી યુવક પરિષદના ઉપક્રમે અણુવ્રત મંડપમાં "ચન્દનબાળા" નાટિકા ભજવાઈ. ૧૫મીએ રાજ્યના શિક્ષણ પ્રધાન શ્રી હરેન્દ્રનાથ તાલુકેદારની અધ્યક્ષતામાં ગૌતમ ગણધર સ્મૃતિ દિવસ ઉજવાયો. આજ દિવસે શ્રી મહાવીર છાત્ર પરિષદે શ્રી દિગંબર જૈન મંદિરના પાછળના હોલમાં જૈન ચિત્રકળા પ્રદર્શન યોજ્યું. તેનું ઉદ્ઘાટન શિક્ષણ પ્રધાને કર્યું. ૨૦મીએ સ્થાનિક ન્યુ ફિલ્ડમાં શ્રી અતુલચન્દ્ર હજારિકાના પ્રમુખપણા હેઠળ જાહેરસભા મળી.

ગૌહત્તી : નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે ભગવાનનો જન્મોત્સવ ઉજવાયો, સવારે પ્રભાત ફેરી અને બપોરના દિગંબર જૈન મંદિરથી એક રથયાત્રા નીકળી. સાંજે બ્રહ્મપુત્રાના કિનારે આવેલા રાજ્યના શિક્ષણપ્રધાન શ્રી હરેન્દ્રનાથ તાલુકેદારથી અધ્યક્ષતામાં વિરાટસભા મળી. પંજાબના રાજ્યપાલ શ્રી મહેન્દ્ર મોહન ચૌધરી મુખ્ય અતિથિ વિશેષ હતા. આસામ સાહિત્ય સભાના ભૂતપૂર્વ અધ્યક્ષ શ્રી તીર્થનાથ શર્મા, ગૌહત્તી નગરપાલિકાના નગરપતિ શ્રી ચૌધરી અને આસામ ટ્રીબ્યુનલના સંપાદક શ્રી સતીશચન્દ્ર કાકતી 'પૂર્વ-



જ્યોતિ' ના સંપાદક શ્રી છગનલાલ જૈને પોતાના પ્રવચનોમાં ભગવાનનો ગુણાનુવાદ કર્યો, સમિતિના મહામંત્રી શ્રી લક્ષ્મીચંદ જૈને સૌનું સ્વાગત કર્યું.

"મહાવીર છાત્ર પરિષદે" ૨૪ થી ૨૭ સુધી ત્રણ દિવસનો ભરચક કાર્યક્રમ યોજ્યો હતો. ૨૪મીએ પરિષદ સંચાલિત "શ્રી મહાવીર મહિલા પરિષદનું સ્વતંત્રતા સેનાની શ્રીમતિ અમલ પ્રભાદેવી ઉદ્ઘાટન કર્યું". ઉદ્ઘાટન સામારોહનું અધ્યક્ષ સ્થાન પદ્મશ્રી શ્રીમતિ માલતી બરૂઆએ સંભાળ્યું હતું. પરિષદમાં વકતાઓએ સામાજીક કુરિવાજોને દૂર કરવા પર ભાર મૂકયો.

૨૬ અને ૨૭મીએ સાંસ્કૃતિક સંધ્યા યોજાઈ. શ્રીમતિ પૂનમચંદ શેઠીએ સાંસ્કૃતિક કાર્યક્રમનું ઉદ્ઘાટન કર્યું અને પહેલી જ વાર મહિલાઓએ સ્વતંત્રપણે મંચ પર હાજર થઈ અને વિવિધ કાર્યક્રમો આપ્યાં

૨૭મીએ શ્રી જોહરીમલજી ઝાંઝરીએ જૈનધ્વજ ફરકાવ્યો. બાલિકાઓએ ધ્વજગીત ગાયું. ત્યારબાદ સાંસ્કૃતિકકાર્યક્રમ થયો.

ગૌહત્તી : આસામ પ્રાદેશિક નિર્વાણ મહોત્સવ સમિતિના નિર્ધારિત કાર્યક્રમ અનુસાર પાંચમી ફેબ્રુઆરી ૭૫ના રોજ રાષ્ટ્રપતિ ફકરૂદીન અલીઅહમદે, બ્રહ્મપુત્રા નદીના કાંઠે બનનાર "મહાવીર ઉદ્યાન"નું શીલારોપણ કર્યું હતું. ૧૦૦ ×૫૦'નાં ક્ષેત્રફળ ધરાવતા આ ઉદ્યાનમાં કીર્તિસ્થંભ ઊભો કરાશે.-તેમાં ભગવાનનો સંદેશ અને જીવન પ્રસંગ કંડોરાશે. સમિતિએ ઘડેલા કાર્યક્રમોમાં ગામડાઓમાં મફત ઉપહાર કેન્દ્ર તેમજ મહાવીર મેમોરીયલ ટ્રસ્ટનો સમાવેશ થાય છે.



ગોલાઘાટ : સવારે આઠ વાગ્યે એક વિશાળ સરઘસ કાઢવામાં આવ્યું, સરઘસમાં શણગારેલા હાથી, પંચરંગી જૈન ધ્વજ સાથે વિભિન્ન જાતિ અને ધર્મના લગભગ બે હજારથી વધારે લોકો જોડાયા હતા. સરઘસ શહીદ મિનારમાં આવેલા 'મહાવીર ઉદ્યાન'માં સમાપ્ત થયું. સવારે ૯ વાગ્યે સમિતિના પ્રમુખ શ્રી. સૈયદ અબ્દુલ હકે ધ્વજારોહણ કર્યું.

તા. ૧૬મી નવેંબરે જૈન મંદિર નજીક ગરીબો અને અપંગોને જમાડવામાં આવ્યા. તા. ૧૯મી નવેંબરે ડિમાપુર (નાગાલેન્ડ) તથા આસામના વિભિન્ન સ્થળોથી જૈન સમાજના લોકો સારી એવી સંખ્યામાં હાજર રહ્યા હતા અને સ્થાનિક લોકોના સહકારથી વિશાળ રથયાત્રા કાઢવામાં આવી. શહેરના મુખ્ય માર્ગો પર થઈ નીકળેલી આ રથયાત્રામાં શિર પર કળશ સાથે કેસરીઆ વસ્ત્રોમાં સજ્જ સ્ત્રીઓ, રથયાત્રાનું ગૌરવ વધારી રહી હતી.

તા. ૧૯મી નવેંબરના કાર્યક્રમ અનુસાર સ્થાનિક હોસ્પીટલના લગભગ ૧૫૦ દર્દીઓને ભોજન કરાવવામા આવ્યું. આ દિવસે લોકોમાં સાહિત્ય વિતરણ પણ કરવામાં આવ્યું. શહેરમાં આઠ દિવસ માટે રોશની કરવામાં આવી.

ગૌહત્તી : આસામ પ્રાદેશિક સમિતિ તેમજ લાયન્સ કલબના સંયુકત ઉપક્રમે અને યોજાયેલ નિઃશુલ્ક નેત્રચિકિત્સા શિબિરનું રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી શરદચન્દ્ર સિંહાએ ઉદઘાટન કર્યું હતું. રાજ્યના આરોગ્ય પ્રધાન શ્રી ગિરીનચૌધરી અતિથિ-વિશેષ તરીકે પધાર્યા હતા.



૧૨ દિવસની આ શિબિરમાં આંખોની સફળશસ્ત્રક્રિયા કરાઇ અને કુલ ના રોગના ૬૨ દરદી- ૬૬૬ રોગીઓને સલાહ અપાઈ.

આ શિબિરમાં ૧૯૧ બાળકોનું આરોગ્ય તપાસવામાં આવ્યું. વિવિધ રોગના ૪૧૪ રોગીઓને યોગ્ય સલાહ આપીને તેમને દવાઓ અપાઈ. ૩૧૯ લોકોને ટીકા મુકાયા, તેમજ દરેક પ્રકારના રોગીને મફતદવા, નિવાસ, ભોજન આદિની સુવિધા આપવામાં આવી.

## વિ વિવિધ નિર્માણ ધ ● કાર્યો

શ્રીગંગાશહર (૧) કરણપુર બસ સ્ટેન્ડ પર મહાવીર પ્રતિજ્ઞા કક્ષ નિર્માણ થઈ રહ્યો છે (૨) ગોલ બજાર ચોકમાં મહાવીર શિલાલેખ લખાયો છે (૩) મહાવીર શોપિંગ સેન્ટર સુધરાઈના સહયોગથી થઈ રહ્યું છે. (૪) સુધરાઈના સહયોગથી મહાવીર ઉદ્યાન બનાવાઇ રહ્યો છે (૫) ભારતીય ગૃહ નિર્માણ સહકારી સંસ્થાના સહકારથી મહાવીર નગર બનાવવા જમીન ખરીદાઈ છે. (૬) નોહામાં ભ. મહાવીર ભવન અને મહાવીર સાર્વજનિક પરબ બનાવાય છે. સુધરાઈના સહકારથી બાળ-ઉદ્યાન બનાવાય છે.

સંગરિયામાં મહાવીર જૈન ભવનમાં સાર્વજનિક પુસ્તકાલય અને વાંચનાલય બનાવાશે.

ગંગાશહર : સંપૂર્ણ જૈન સમાજના યુવકો ભ. મહાવીરનો સંદેશો ઠેરઠેર પહોંચાડે એ માટે મહાવીર યુથ સોસાયટીની રચના કરવામાં આવી છે. આ સભામાં જ એક બંધારણ સમિતિની પણ રચના કરવામાં આવી હતી.

ગંગાશહર : મુનીશ્રી રાજકરણજીની નિશ્રામાં ભવ્ય કાર્યક્રમ યોજાયો એક મોટો વરઘોડો કાઢવામાં આવ્યો હતો, અને સભા પણ યોજાઈ. તમામ કાર્યક્રમ માટે નગરપાલિકાએ ઘણોજ સહકાર આપ્યો.



ગંગાશહર : દેશના દિવસ પ્રસંગે જાહેર સભા યોજીને કાર્યક્રમ મનાવવામાં આવ્યો હતો.

ધુબડી : અત્રે ૨૪ એપ્રિલ ૭૪ના ભગવાનની જન્મ જયંતી ઉલ્લાસથી ઉજવાઈ. સવારે પ્રભાત ફેરી નીકળી, બપોરે જૈન મંદિરથી રથયાત્રા શરૂ થઈ અને શહેરના મુખ્ય માર્ગો પર ફરી. રાતે જાહેરસભામાં વિવિધ વક્તાઓએ ભગવાનનો ગુણાનુવાદ કર્યો.

ધુબડી : ૧૩મી નવેમ્બરથી સાત દિવસ સુધી ભજન અને કીર્તન સહિત વિવિધ કાર્યક્રમો દ્વારા નિર્વાણ શતાબ્દીની શાનદાર ઉજવણી થઈ. ૧૩મીએ પ્રભાતફેરી નીકળી. નિર્વાણ લાડુ ચડાવ્યા. આ દિવસે નીકળેલ રથયાત્રા અનોખી હતી. મહિલાઓએ કેસરી વસ્ત્રો પહેર્યા હતા અને પુરુષોએ શ્વેત. સભાના સ્થળે ઉપાહાર જિલ્લા કમિશ્નરે ધ્વજવંદન કરાવ્યું. જિલ્લા કોંગ્રેસ પ્રમુખ શ્રી કિશોરી મોહન સરકારના પ્રમુખપણા હેઠળ જાહેરસભા થઈ. શ્રી સોહનલાલજી માલૂનાએ જનમેદનીનું સ્વાગત કર્યું. મુખ્ય મહેમાન શ્રી બેજબરૂઆ અને મંજુદેવી બોથરા આદિએ પ્રભાવશાળી પ્રવચનો કર્યાં.

શહેરમાં આઠેય દિવસ જૈનોએ પોતાના ઘરો અને દુકાનો પર રોશની કરી.

ઢકિયાજુલી : તા. ૧૪મી નવેંબરે સવારે પ્રભાતફેરી કાઢવામાં આવી. સવારે નવ વાગ્યે શ્રી હનુમાન મંદિરથી એક સરઘસ કાઢવામાં આવ્યું જેમાં વિદ્યાર્થીઓ-વિદ્યાર્થીનીઓ તથા બધા સંપ્રદાયના લોકો, સારી એવી સંખ્યામાં જોડાયા હતા. આ સરઘસ શહેરના મુખ્ય માર્ગો પર થઈને બુનિયાદી વિદ્યાલયમાં સભાના રૂપમાં

## અમ ઘર દીવાળી

## તુમ ઘર દીવાળી

## જય મહાવીર:જય

## નિર્વાણ શતાબ્દી

ફેરવાઈ ગયું હતું. આરંભમાં આસામના ભૂતપૂર્વ શિક્ષણ મંત્રી શ્રી. અમિયકુમાર દાસે, ધ્વજારોહણ કર્યું હતું. ત્યાર બાદ શ્રી બહાદુરમલ સંચેતીએ ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશ વિશે પ્રવચન કર્યું હતું. અન્ય પણ કેટલાક વિદ્વાનોએ પોતાના વિચારો વ્યક્ત કર્યા હતા. શહેર સાંજના રોશનીથી ઝગમગી ઊઠયું હતું. આ રોશની આઠ દિવસ સુધી ચાલુ રાખવામાં આવી.

ઢીગાબજાર : દીવાળીના દિવસે શહેરમાં માંસ અને દારૂનું વેચાણ બંધ રહ્યું. એક માર્ગને મહાવીર માર્ગ નામ અપાયું. નિર્વાણ દિને પ્રભાતફેરી નીકળી તેમ જ જાહેરસભા પણ થઈ.

ગ્વાલપારા : ભગવાનના ૨૫૦૦મા નિર્વાણદિને બધા જ જૈનોએ પોતાને ઘરે અને દુકાને જૈન ધ્વજ ફરકાવ્યા. સવારે ઠાકુરવાડીમાં જાહેરસભા મળી. સભાની શરૂઆત બાળાઓએ ધ્વજ ગીત અને નવકાર મંત્ર ગાઈને કરી હતી સાંજના સરઘસ નીકળ્યું. આઠેય દિવસ શહેર રાતે રોશનીથી ઝગમગી રહ્યું.

ખારુપેટિયા : ૧૩મી નવેમ્બરે પ્રભાતફેરી કાઢીને નિર્વાણોત્સવનો પ્રારંભ થયો. સવારે રથયાત્રા નીકળી તેમાં બધા જ સંપ્રદાયો જોડાયા. રથયાત્રા સરકારી હાઈસ્કુલના મેદાનમાં જાહેરસભામાં ફેરવાઈ. રાજ્યના પ્રધાન શ્રી ઉપેનદાસે ધ્વજવંદન કરાવ્યું. સભામાં રાજકિય નેતાઓ સહિત વિદ્વાનોએ પ્રવચન કર્યાં. આઠે દિવસ આખાય શહેરમાં રોશની થઈ.

પીલીગંગામાં મહાવીર વાટિકા (બગીચો) બનાવાય છે. ગંગનગરની મુખ્ય સડકને ભગવાન મહાવીર માર્ગ તરીકે જાહેર કરવામાં આવેલ છે.





ઘેર ઘર એક જ ધુન.

જય મહાવીર. જય મહાવીર ....

ટીહુ : ૧૩ નવેમ્બર ૭૪ના સવારે ત્રણ વાગે પ્રભાતફેરી નીકળી. સવારે સાડા પાંચ વાગે શ્રી મંદિરજીમાં નિર્વાણ લાડુ ચડાવાયા. સવા સાતે શ્રી કનૈયાલાલ હીરાવતે ધ્વજવંદન કરાવ્યું. નવ વાગે જૈન મંદિરથી ચડેલ સરઘસ શહેરનાં મુખ્ય માર્ગો પર ફરી પાછું ત્યાં જ ઉતર્યું હતું.

દરેક જૈને આઠ દિવસ સુધી પોતાના ઘર અને દુકાનો પર રોશની કરી હતી.

તિનસુકિયા : અત્રે ૧૩થી ૨૦ નવેમ્બર સુધી વિવિધ કાર્યક્રમો દ્વારા નિર્વાણોત્સવ ઉજવાયો. આઠેય દિવસ રોજ સવારે પ્રભાતફેરી નીકળી. ૧૩-મીએ સવારે નિર્વાણ લાડુ ચડાવ્યા બાદ જૈન મંદિરથી રથ યાત્રા નીકળી અને કન્યા પાઠશાળાના મેદાનમાં જાહેર સભામાં ફેરવાઈ ગઈ.

સભામાં જિલ્લા ડેપ્યુટી કમિશ્નર શ્રી શૈલેન્દ્રકુમાર અગ્નિહોત્રીએ ધ્વજારોહણ કર્યું. ધ્વજગીત ગવાયા બાદ શ્રી રાધાકૃષ્ણ ખેમકાના પ્રમુખપદે જાહેરસભા થઈ. તેમાં મુખ્ય વકતા તિનસુકિયા કોલેજના ભૂતપૂર્વ પ્રિન્સીપાલ શ્રી ત્રિલોકીનાથ ગોસ્વામીએ અભ્યસનીય પ્રવચન કર્યું. સભામાં જૈન અને જૈનેતરોની સારી હાજરી હતી.

સભાના મંડપમાં ભગવાન પ્રરૂપિત પાંચ મહાવ્રતના પાંચ તોરણ બાંધ્યા હતા.

તા : ૧૦ થી ૨૦ નવેમ્બર સુધી રોજ ગરીબોને ભોજન અપાયું તેમજ હોસ્પીટલમાં દરદીઓને ફળો અપાયા. ૧૬મી નવેમ્બરે વિરાટ રથયાત્રા નીકળી. રથયાત્રામાં જૈન સાહિત્યનું વિતરણ કરાયું.

તા. ૧૩થી ૨૦ નવેમ્બર આઠેય દિવસ જૈનોએ પોતાના ઘરો અને દુકાનો પર રોશની કરી હતી અને જિનાલયો ઉપર પણ દીપમાળા કરી હતી.

## દહેજ પ્રથા બંધ કરવા માંગ

ટમકોર : સ્થાનિક મહિલા મંડળે દેશમાં વધતી જતી દહેજ પ્રથા ઉપર પ્રતિબંધ લગાવવાની માગણી કરવા માટે એક મહિલા સંમેલનનુ આયોજન કર્યું હતું.

આ સંમેલનમાં સર્વ સંમતિથી ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો કે આ કુ-પ્રથા બંધ કરાવવા તમામ પ્રયાસો કરવા જોઇએ.

સલચર : ૧૪ નવેંબરે સવારે ૫ વાગ્યે બધાં જૈન ઘરો અને દુકાનો પર પંચરંગી ધ્વજ ફરકાવવામાં આવ્યો. ૭ વાગ્યે જાનીગંજથી એક વિશાળ સરઘસ નીકળ્યું. સરઘસ શહેરના બધા માર્ગો પર થતું મહેરપુરના ચૈત્યાલય સુધી ગયું. જ્યાં શ્રી. નેમચંદજી ગુલગુલિયાના વરદ્ હસ્તે ધ્વજારોહણ કરવામાં આવ્યું. ધ્વજગીત બાદ યુનિયન ફ્લોર મિલ્સના પ્રાંગણમાં સામુદાયિક અલ્પાહારનું આયોજન કરવામાં આવ્યું.

તા. ૧૪ નવેંબરે સાંજના સાડા છ વાગ્યે જિલ્લા પુસ્તકાલયમાં એક જાહેર સભા યોજવામાં આવી. આ સભાનું પ્રમુખપદ માનનીય શ્રી. જે હજારિકા, ડી. સી. કછાડેએ સંભાળ્યું. મુખ્ય અતિથિ પદે શ્રી જગન્નાથસિંહ [એમ. એલ. એ શ્રી વિશ્વનાથ ઉપાધ્યાય એમ. એલ. એ.] અને શ્રી એસ. એમ. લાલ પણ પધાર્યા હતા. મંગલાચરણમાં નવકાર મંત્રના સામુ-





ગૌહત્તી : અત્રે અહિંસાદર્શી સમાજની રચના થઈ. આ સમાજના સભ્ય થનાર માટે પાંચ નિયમો રખાયા છે. ૧: જીવનભર માંસાહાર ન કરવો ૨: કદી દારૂ ન પીવો-જુગાર ન રમવો ૩: સદાચારી બનવાનો અને અહિંસાત્મક વ્યવહાર રાખવાનો પ્રયત્ન કરવો ૪: રોજ દસ મિનિટ અથવા યથાશક્ય સમય સુધી આત્મનિરીક્ષણ કરવું ૫: સર્વધર્મ સમન્વયની ભાવનાના વિકાસ અને પ્રચાર માટે સંપૂર્ણ સાથ આપવો.

ગૌહત્તી : અત્રેની શ્રી મહાવીર છાત્ર પરિષદે 'પાર્શ્વ' નામનું હિન્દી જૈન માસિક પ્રગટ કર્યું. ઉત્તરીય પૂર્વાંચલનું આ પ્રથમ જૈન હિન્દી સામયિક છે.

ચક્રધરપુર : પ્રભાત ફેરી કાઢવામાં આવી હતી. ચક્રધરપુરના ઈતિહાસમાં આવી આ પહેલી પ્રભાત ફેરી હતી. પોપ્યુલર પ્રોજેક્ટ ઓફિસર શ્રી સી. કેરકેરાના પ્રમુખ સ્થાને સભા યોજાઈ હતી.

દાયિક પાઠ બાદ, શ્રી દીપચંદ ભૂરાએ નવકાર મંત્રનું વિશ્લેષણ કર્યું હતું. ત્યાર બાદ કછાડ કોલેજના પ્રીન્સીપાલ શ્રી દેવવ્રત દત્તે ભગવાન મહાવીરના જીવન અને સિદ્ધાંતો વિશે વિસ્તૃત સમજણ આપી હતી શ્રી બી. એન. ઉપાધ્યાય, શ્રી અમર ભટ્ટાચાર્ય અને શ્રીમતિ કિરણ સિપાનીએ તાત્ત્વિક ભાષણો કર્યાં હતા. ત્યાર બાદ શ્રી દુલીચંદ જૈન અને કુમારી પાર્વતી બ્રહ્મચારીએ ભક્તિ સંગીત આપ્યું. રાત્રે નાટક રૂપે ભગવાન મહાવીરના જીવન પ્રસંગોને પ્રશંસનીય રીતે રજુ કરવામાં આવ્યાં.

અહીંથી દસ માઈલ દૂર સોનાબાઈ બજારમાં પણ સભાનું





આયોજન કરવામાં આવ્યું જેમાં લગભગ ચાર હજાર લોકોએ હાજરી આપી હતી.

તા. ૧૩મી નવેંબર દારુ-માસનું વેચાણ બંધ રાખવામાં આવ્યું. આમ કછોદમાં મહોત્સવનો કાર્યક્રમ સફળતાપૂર્વક ઉજવાયો.

વિજયનગર : તા. ૧૩ નવેમ્બરે પાંચ વાગ્યે પ્રભાત ફેરી બાદ છ વાગ્યે શ્રી મંદિરજીમાં નિર્વાણ લાડુ ચડાવવામાં આવ્યા. તથા શ્રી ધનરાજજી બગડાએ, દિગમ્બર જૈન પાર્શ્વનાથ મંદિરમાં ધ્વજારોહણ કર્યું. સવારે ૧૧ વાગ્યે આસામના શિક્ષણ મંત્રી શ્રી હરેન્દ્રનાથ તાલુકદારના સાન્નિધ્યમાં જૈન અજૈન ભાઈઓ સહિત એક વિશાળ

## વંદે

## શ્રી મહાવીરમ્

સરઘસ પલાસવાડી, મિર્જા થઈને શ્રી દિગંબર જૈન વિદ્યાલયના પ્રાંગણમાં પહોંચ્યું. સરઘસ ભવ્ય અને આકર્ષક હતું. સરઘસમાં ભગવાન મહાવીર સંબંધી સાહિત્યનું પણ વિતરણ કરવામાં આવ્યું. બપોરે ત્રણ વાગ્યે વિદ્યાલયના પ્રાંગણમાં એક વિશાળ જાહેર સભા યોજવામાં આવી. સભાના પ્રમુખ સ્થાને શ્રી તાલુકદાર અને મુખ્ય મહેમાન પં. હેમચંદ્ર શાસ્ત્રી હતા. આસામ પ્રાદેશિક સમિતિના મહામંત્રી શ્રી લખમીચંદ જૈન ઉપરાંત અન્ય વક્તાઓએ ભાષણ કર્યાં. રાત્રે રોશની કરવામાં આવી.

આ ઉપરાંત રાજ્યના સિલચર, કરીમગંજ, સોનાઈ-બજાર, જોરહટ, દિબ્રુગઢ, શિવસાગર, નાહરકટિયા, નવબાડી, ઢકુવાખાના, તેજપુર, બરપેટા રોડ, બોંગાઈ ગાવ, રાહા, નૌગાંવ, સરભોગ, વિલાસીપાડા, ગૌરીપુર, નોર્થ લખમીપુર, જાગીરોડ, તુરા, મોરિયાવાડી, લાલા બજાર, રંગિયા આદિ ગામોમાં પણ ભગવાનનો નિર્વાણ મહોત્સવ, જન્મોત્સવ આદિ મહોત્સવો વિવિધ રૂપે ઉજવાયા હતા.

૪૦ મા પાનાથી ચાલુ

| | |
|---|---|
| કનૈયાલાલ અગ્રવાલ | ધુબડી |
| ડી. અગ્રવાલ | સિલચર |
| ડી. બાસુમાગી [એમ. પી.] | ગૌહત્તી |
| દેવેશ્વર શર્મા | જોરહાટ |
| રેણુકાદેવી બરકટકી (એમ. એલ. એ.) | ગૌહત્તી |
| સતીશચંદ્ર કકોટી | ,, |
| તીર્થનાથ શર્મા | ,, |
| કે. કે. બેનર્જી, એડવોકેટ | ,, |
| જે. પી. ભટ્ટાચાર્ય, એડવોકેટ | ,, |
| ગિરિન ચૌધરી, (એમ. એલ. એ.) | ,, |
| ભાવેન ચૌધરી | ,, |
| ગણેશ સેન | ,, |
| બલભદ્રદાસ (એમ. એલ. એ.) | ,, |
| મોહમ્મદ ઉમરાઉદ્દીન (એમ. એલ. એ.) | ધુબડી |
| મહેશ્વર નિયોગ | ગૌહત્તી |
| ડૉ. ઘનશ્યામદાસ | ,, |
| લલિતકુમાર ડોલે | ,, |
| ડૉ. જોગેશ મહન્તા | ,, |
| બી. એન. શાસ્ત્રી (એમ. પી.) | નોર્થ લખીમપુર |
| ઇન્દ્રેશ્વર ખૌંડ (એમ એલ. એ.) | દિબ્રુગઢ |
| ઉપકુલપતિ ગૌહત્તી વિશ્વવિદ્યાલય | ગૌહત્તી |
| ઉપકુલપતિ, દિબ્રુગઢ વિશ્વવિદ્યાલય | દિબ્રુગઢ |
| ઉપકુલપતિ, કૃષિ વિશ્વવિદ્યાલય | જોરહાટ |
| સચિવ, શિક્ષણ વિભાગ | આસામ સરકાર |
| સચિવ, વિત્ત વિભાગ | આસામ સરકાર |
| સચિવ, જનકલ્યાણ વિભાગ | આસામ સરકાર |
| પ્રાચાર્ય, કોટન કોલેજ | ગૌહત્તી |

★





આ
ધરતી
ભગવાન
શ્રી
મહાવીરસ્વામીના
ચ્યવન—
જન્મ—
દીક્ષા—
કેવળજ્ઞાન—
અને
નિર્વાણ-
કલ્યાણકોથી
પુનિત—
પાવન
ભ
ની
:

જય ત્રિશલાનંદન

જય જગનંદન



બિહારની — પાવન ધરાને

ચાલો સૌ વંદીએ

નામ : વર્ધમાન
પિતા : સિદ્ધાર્થ
માતા : ત્રિશલા

ક્ષત્રિયકુંડમાં ○ ચ્યવન, જન્મ, દીક્ષા
ઋજુવાલિકા નદી તટે ○ કેવળજ્ઞાન
પાવાપુરીમાં ○ નિર્વાણ

ચ્યવન તિથિ : અષાઢ સુદ છઠ્ઠ
જન્મ તિથિ : ચૈત્ર સુદ તેરસ
દીક્ષા તિથિ : કારતક વદ દસમ
કેવળજ્ઞાન તિથિ: વૈશાખ સુદ દસમ
નિર્વાણ તિથિ : આસો વદ અમાસ



આ હવા, આ ધરતી-ધરા
હશે એક દિ ચિર-ઉર્વરા!
ઊગી હશે જ્યાં ત્રિરત્ન સંપત્સરા,
વહી હશે વાગ્ ગંગા (જગ) મંગલ કરા;
વિવિધ નય કલ્લોલ વિમલં કરા,
ત્રિપદી દ્વાદશાંગી પ્રદાત્ત ગણધરા,
થાપી, આપી, ધર્મતીર્થ સુ-તરુવરા,
અંતે કરી સકલ કર્મની નિર્જરા,
પામ્યાં પ્રભુપદ અહીંથી નિર્વાણ-નિરંતરા
પાવાપુરીની એવી આ
ધન્ય ધરા પુણ્યં કરા
આ હવા, આ ધરતી-ધરા....!

તે કાળમાં અને તે સમયમાં ૭૨ વર્ષનાં પૂર્ણ આયુષ્યનો યોગ કરીને તીર્થંકર મહાવીર પરિનિર્વાણને પામ્યા. તેમના વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર કર્મ નષ્ટ થયા. આ અવસર્પિણીના દુઃખ–મા, સુખ–મા નામના આરા વ્યતિત થતાં થતાં જ્યારે તેમાં ત્રણ વરસ આઠ મહિના બાકી રહ્યા ત્યારે મધ્યમા-પાવાનગરમાં, જ્યાં હસ્તિપાળ નામના રાજાની રજ્જુગ સભા હતી, તે રાજ્યસભા ભવનની પાસે પદ્મવન ઉદ્યાનમાં પરિનિર્વાણ પામ્યા.

કાયા–પિંજર ત્યાગીને મુક્ત થયા મહાવીર



હવે, મનુષ્ય શોક કરે, વીર! વીર! હે મહાવીર!

ગણ–રાજાઓએ તેમનો પરિનિર્વાણ મહોત્સવ પૌષધોપવાસ કરીને ઉજવ્યો. જે રાતે તીર્થંકર ભગવાન મહાવીર પરિનિર્વાણ પામ્યા કે તુરત જ તે તમામ દુઃખોથી રહિત બન્યા. એ રાતે મલ્લ દેશના નવ, લિચ્છવી રાષ્ટ્રના નવ, કાશી–કૌશલ જનપદના ૧૮ ગણ્રાજાઓએ પણ કારતકી અમાસે પૌષધોપવાસ કરીને પારણાં કર્યાં. આ પ્રમાણે છત્રીસ ગણ–રાજાઓએ વીર–પરિનિર્વાણ મહોત્સવ મનાવ્યો...........................................

# બિહાર–રાજ્ય

# ભગવાન મહાવીર

૨૫૦૦ માં

# નિર્વાણ-મહોત્સવ સમિતિ

પ્રમુખ : શ્રી આર. ડી. ભંડારે, રાજ્યપાલ, પટના
કાર્યવાહક પ્રમુખ : શ્રી વિજયસિંહ નાહર, કલકત્તા
મંત્રીઓ : શ્રી મોહનલાલ પારસન, કલકત્તા
શ્રી સુબોધકુમાર જૈન, આરા
ખજાન્ચી : શ્રી શાંતિપ્રસાદ જૈન, નવી દિલ્હી

**○ સર્વશ્રી સભ્યો ○**

| | |
|---|---|
| ઈન્દ્રચંદ સચનીતિ | કોઠી |
| રાયબહાદુર હરખચંદ જૈન | રાંચી |
| લાલચંદરાય સુરાણા | કલકત્તા |
| બદ્રીપ્રસાદ જૈન | પટના સીટી |
| સુમતિચંદ બોથરા | કલકત્તા |
| કનૈયાલાલ જૈન | હજારી બાગ |
| શાંતિકુમાર જૈન | રાજગીર |
| બિમલકુમાર જૈન | ખરખટી |
| રાજસિંહ જૈન | કલકત્તા |
| ધર્મચંદ જૈન [એમ. પી.] | કલકત્તા |
| સુદર્શનકુમારસિંગ, | પટના |
| નેમકુમાર જૈન | આરા |
| દીપચંદ નાહટા | કલકત્તા |
| મદનલાલ પાંડેય | કલકત્તા |
| હરિસિંહ શ્રીમલ | કલકત્તા |
| હનુમાનમલ બેંગાની | કલકત્તા |
| જિનેશ્વરપ્રસાદ જૈન | વૈશાલિ |
| ચાંદમલ સરાવગી | ગૌહત્તી |
| એ. ડી. શેઠ | પટના |
| હિંમતસિંહ જૈન | કલકત્તા |
| સૂરજમલ બછાવત | કલકત્તા |
| મોહનલાલ જૈન [એમ. એલ. એ.] | બરસોઈ |
| દુર્લભજીભાઈ | જમશેદપુર |
| જુગમંદિરદાસ જૈન | કલકત્તા |
| અનિલકુમાર કોઠારી | કલકત્તા |
| સુરેન્દ્રપ્રસાદ 'તરુણ' | રાજગીર |
| એસ. બી. સોહની, આઈ. સી. એસ. | પટના |
| નથમલ ટાંટિયા | નાલંદા |
| કમિશ્નર, પટના ડીવીઝન | પટના |
| કમીશ્નર, તિરહુત ડીવીઝન | મુજફ્ફરપુર |
| મંત્રી, રાજ્યપાલ | પટના |
| ઉપકુલપતિ, પટના વિશ્વવિદ્યાલય | પટના |
| ઉપકુલપતિ, રાંચી વિશ્વવિદ્યાલય | રાંચી |
| ઉપકુલપતિ, વિશ્વવિદ્યાલય | ભાગલપુર |
| ઉપકુલપતિ, મગધ વિશ્વવિદ્યાલય | બૌદ્ધ–ગયા |
| ઉપકુલપતિ, બિહાર વિશ્વવિદ્યાલય | મુજફ્ફરપુર |
| ઉપકુલપતિ, કે.એસ.ડી. સંસ્કૃત વિદ્યાલય, | દરભંગા |





**પાવાપુરી :**

બિહાર રાજ્ય સરકારે ૧૩, ૧૪ અને ૧૫ નવેમ્બર ૭૪ ના ત્રણ દિવસે સાગલગાટ રાજ્ય-ભરનાં કતલ-ખાનાઓ બંધ રાખવાનો તેમજ આ ત્રણેય દિવસ માંસ અને દારૂના વેચાણ બંધ રાખવાનું ફરમાન બહાર પાડીને રાજ્યની ધરતીના પનોતા પુત્ર અને વિશ્વપિતા ભગવાન મહાવીરને ભાવભીની શ્રદ્ધાંજલિ અર્પણ કરી.

અમૃત સમ જળધારથી, ઇન્દ્ર કરે અભિષેક;
દેવ–દેવી ટોળે વળી, કરતાં આનંદ છેક.





આ દિવસોમાં રાજ્યમાં લોક આંદોલન ચાલતું હતું. અને તે પુરવેગમાં હતું છતાંય તેના સૂત્રધાર અને લોકનાયક શ્રી જયપ્રકાશ નારાયણે અનુ-યોગાચાર્ય શ્રી કાંતિસાગરજી મહારાજની હાર્દિક વિનંતીથી આ એક સપ્તાહ માટે બંધના એલાન મોકૂફ રાખીને યાત્રિકોને ભગવાનની અંતિમ ચરણ સ્પર્શિત ધરતી પર આવવાની સુવિધા કરી આપી.



ણમો ભયવદો મહાદ મહાવીર વદ્ધમાણ
બુદ્ધારસિણો ચેદિ ણમોત્થુ દે ણમોત્થુ દે.



વૃક્ષે ભોરિંગ જોઇ સૌ, બાળક નાસી જાય;
વર્ધમાન દોરી પરે, દૂર ફગાવે ક્યાંય.



નેત્રમાં નિજ બંધુના, એક શોકનાં નીર;
આજ્ઞા શીશ ચડાવતાં, વિનમ્રભાવે વીર.

અને પોતાના આરાધ્ય અને આરાધ્ય ભગવંતના દર્શન કરવા અને તેમનાં ચરણ સ્પર્શ કરવાની ભાવનાથી, ઉપાધ્યાયશ્રી અમરમુનિ, અનુયોગાચાર્ય શ્રી કાંતિસાગરજી, મુનિશ્રી રૂપચંદજી આદિ અનેક શ્રમણ ભગવંતો ચાલુ ચાતુર્માસમાં પણ વિહાર કરીને અત્રે પધાર્યા અને ભગવાનનો આવો મહામૂલો મહોત્સવ તો ભગવાનની સોમકામાં જ ઉજવવો અને ઉપાસરો એ ભક્તિ ભાવનાથી હજારો યાત્રાળુઓ દેશના તમામ રાજ્યો-માંથી ઉમટેલ આવ્યા હતા, અને સૌએ સંપ્રદાય કે ગચ્છના ભેદભાવ વિના એકરાગ અને એકલગથી, આત્માના ઉલ્લાસથી ભગવાન શ્રી મહાવીર પરમાત્માને અંતરથીની વંદના કરી હતી આ પ્રસંગે એક લાખથી વધુ યાત્રિકો આવ્યાનો અંદાજ છે.

શ્વેતામ્બર અને દિગમ્બર બંને સંપ્રદાયોએ યાત્રિકો માટે બેનમુન વ્યવસ્થા કરી હતી. રાજ્ય સરકારે પણ પાણી, લાઈટ અને વાહન વ્યવહારની ખાસ સગવડ રાખી હતી.

શહેરની દિવાલો પર ઠેર-

ઠેર જળમંદિર, સમવસરણ મંદિર, ભગવાનના વિવિધ જીવન પ્રસંગોવાળા બહુરંગી ભીત-ચિત્રો લગાડાયા હતા અને ઠેર ઠેર જૈન ધ્વજનાં તોરણો બંધાયા હતા. રાત્રે જલમંદિર, ગામમંદિર સહિત અનેક સ્થળોએ ભવ્ય રોશની થઇ હતી.

અત્રે ૬ નવેમ્બર ૭૪થી અઠ્ઠાઈ મહોત્સવ શરૂ થયો હતો. ઉત્સવ સમિતિના કાર્યાધ્યક્ષ શ્રી વિજયસિંહજી નાહર, ખજાન્ચી સાહુ શ્રી શાંતિપ્રસાદજી જૈન અને મંત્રીઓ શ્રી મોહનલાલજી પારસન અને શ્રી બદરીપ્રસાદજી સરાવગીએ આ પ્રસંગે વ્યવસ્થાનું સફળ સંચાલન કર્યું હતું.

નિર્વાણોત્સવની ઉજવણી માટે જલમંદિરની પાસે ખાસ વીર પેન્ડોલ ઊભો કરાયો હતો, આકર્ષક રીતે શણગારેલા આ મંડપમાં ૧૦મી નવેમ્બરે બિહાર રાજ્યના રાજ્યપાલ શ્રી આર. ડી. ભંડારેએ નિર્વાણોત્સવનું ઉદ્‌ઘાટન કર્યું, પોતાના ઉદ્‌ઘાટન પ્રવચનમાં ભગવાન મહાવીરના જીવન પ્રસંગો યાદ કરતાં તેમણે કહ્યું કે :–

"ભગવાન મહાવીર એક નિર્ભીક અને સાહસિક યુવાન હતાં. તે સદાય આત્મચિંતનમાં રહેતાં અને એવી સિદ્ધિ માટે ઝંખતા હતા કે જેનાથી અનંત સુખ મળે.

તેમનો ઉપદેશ કોઈ વિશેષ સ્થાન કે સમય કે વ્યક્તિ



સંયમ પંથે

ઘર છોડી
રાજ છોડી,
સ્નેહી અને
સ્વજનો છોડી
ત્યાગી
બન્યા
શ્રી મહાવીર

મહાપ્રયાણ



## ટપાલ ટિકિટની — ઉછામણી — નિર્વાણ મોદકની

ભારતીય તાર-ટપાલ વિભાગે આ દિવસે અહીં પાવાપુરી જળમંદિરની પ્રતિકૃતિ વાળી ટપાલ ટિકિટ બહાર પાડી. પહેલી ટિકિટની ખરીદી માટે ઉછામણી બોલાઈ અને પહેલી ટિકિટ શ્રી મિશ્રિમલજી જેઠમલજી ગુલેચ્છા. મદ્રાસ નિવાસી (ફલોધી વાળા) એ રૂા. ૨૬ હજારની બોલીથી ખરીદી !!!

૧૩મી નવેમ્બરે ભગવાનના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક દિને જલમંદિરમાં નિર્વાણ મોદક ચડાવ્યા. પ્રથમ નિર્વાણ મોદક ચડાવવાની ઉછામણી રૂા. ૧.૫૧ હજારની થઈ !!! આ ઉછામણી બોલીને શ્રી મણીલાલ ડોશી દિલ્હીવાળાએ સૌ પ્રથમ નિર્વાણ મોદક ચડાવ્યો !

પૂરતો મર્યાદિત ન હતો. જૈન દર્શનની આધારશીલા છે: અનેકાન્તઃ ૨૫૦૦ વર્ષથી તે આપણી વચ્ચે. વિદ્યમાન છે અને આપણે સૌએ તેને જીવનમાં ઉતારીને જીવન આદર્શ બનાવવું જોઈએ. આજે જરૂર છે કે આપણે ભગવાન મહાવીરે બતાવેલ ઉપદેશોને આપણે બરાબર સમજીએ અને પોતાના જીવનમાં તે ઉતારીએ.

આ પ્રસંગે ઉપાધ્યાય શ્રી અમરમુનિ, અનુયોગાચાર્ય શ્રી કાંતિસાગરજી, મુનિશ્રી રૂપચંદજી, આદિ શ્રમણોએ ભગવાનનો ગુણાનુવાદ કર્યો હતો. સાધ્વી પ્રિયદર્શનાશ્રીજી મહારાજ અને સાધ્વી શ્રી શશીપ્રભાશ્રીજીએ મંગલાચરણ કર્યું હતું. મહા સતીજી શ્રી ચંદનાશ્રીજીએ ભગવાનની પ્રાર્થના કરી હતી તેમજ પ્રવચન આપ્યું હતું. વર્ધમાન ભારતીનાં સ્થાપક અને સંચાલક પ્રો. પ્રતાપકુમાર ટોલિયાએ પણ ધ્યાનસંગીત આપ્યું હતું. શ્રી વિજયસિંહજી નાહરે પાવાપુરીની કાયાપલટની યોજનાનો પરિચય આપ્યો હતો.

૧૨મી નવેમ્બરે સવારે વાજતે ગાજતે જલયાત્રા નીકળી. જલમંદિર સુધી ગયા બાદ વીર પેન્ડોલમાં જાહેરસભા થઈ.



અભાગિયા એક વિપ્રને, અર્પી અર્ધું વસ્ત્ર;
સૌથી બડભાગી કર્યો, ધન્ય ધન્ય એ વસ્ત્ર.



ભુરાલાલજી જૈનના પ્રમુખપદે આ સભામાં ઉપાધ્યાય શ્રી અમરમુનિજી મુનિશ્રી ખુશાલચંદજી, યતિશ્રી જતનલાલજી મહારાજ સાધ્વી સજ્જનશ્રીજી આદિના ભક્તિભીના પ્રવચનો થયાં.

રાતે રાજગૃહી વીરાયતન બાલિકા સંઘે ધાર્મિક કાર્યક્રમ આપ્યો. જૈન ટ્રસ્ટે ચિત્રપ્રદર્શન યોજ્યું હતું.

૧૨ નવેમ્બર ૭૪ના રોજ અનુ- યોગાચાર્ય શ્રી કાંતિસાગરજી મહારાજે જાહેર સભામાં પ્રવચન આપ્યું અને શ્રી ઘનશ્યામજીએ ભજનો ગાયાં.

૧૩ નવેમ્બરે અનુયોગાચાર્ય શ્રી કાંતિસાગરજી મહારાજની પ્રેરણાથી ૨૫૦૦થી વધુ વીરપુત્રોએ ઉપવાસ કર્યાં.



સંગમદેવે માસ છ, આપ્યા કષ્ટ અપાર,
પણ નિજ પદના ધ્યાનથી, ચળ્યા ન વીર લગાર,

ધનતેરશથી નિર્વાણ દિન સુધી ત્રણેય દિવસ પ્રો. પ્રતાપકુમાર ટોલિયાએ ધ્યાન–સંગીતના કાર્યક્રમો આપ્યાં, તેમણે ઉતારેલી વીરવંદના આદિ રેકર્ડો પણ પાવાપુરીની ધરતી પર પહેલી જ વાર ગૂંજી ઊઠી.

નિર્વાણ દિને શ્રીમતિ કુન્નૂકુમારી નાહર દીનશાળામાં ગરીબોને અન્ન, વસ્ત્ર અને ધાબળા વહેંચવામાં આવ્યા હતા. બપોરે શ્વેતામ્બર પાવાપુરી તીર્થ સમિતિ તરફથી આસપાસના પાંચ ગામોની જનતાને સ્નેહભોજન અપાયું હતું.

ભગવાનના ૨૫૦૦મા નિર્વાણ



કલ્યાણક દિને તેમની જ અંતિમ ચરણ સ્પર્શિત રજને મસ્તકે ચડાવવા માટે જૈનો અને ભારતવાસીઓ ઉપરાંત વિદેશીઓ પણ આવ્યા હતા.



આરા : વિવિધ સાંસ્કૃતિક કાર્યક્રમ ઉપરાંત " સમણ સુત્તં " ગ્રંથનું ઉદ્‌ઘાટન મહાવીર જયંતીના પાવન દિવસે થયું. ડૉ નેમચંદ શાસ્ત્રી લિખિત " ભગવાન મહાવીર ઔર ઉનકી આચાર્ય પરંપરા ગ્રંથ વિદ્વાનોને ભેટ અપાયો. જૈન સિદ્ધાંત ભવનમાં કૉલેજ અને શાળાના વિદ્યાર્થીઓ માટે વક્તૃત્વ સ્પર્ધા યોજાઈ.

ભીલવાડા; મુનિશ્રી સુખલાલજીએ વર્ગીકૃત વસ્તીમાં પ્રવચન આપ્યું. તેમની પ્રેરણાથી આ વર્ગના ઘણાંએ દારૂ માંસ ત્યાગની પ્રતીજ્ઞા લીધી. ૩૧ યુવાનોએ મળી સંસ્કાર નિર્માણ સમિતિની રચના કરી.

ભાગલપુર : સંત ક્ષુલ્લક સુમતિ સાગરજીની અધ્યક્ષતામાં અત્રના જૈન ભવનમાં મહાવીર જયંતી મહોત્સવ સમિતિના ઉપક્રમે ભગવાનનો જન્મ દિવસ ઉજવાયો. સંતશ્રીએ પોતાના પ્રવચનમાં કહ્યું કે ભગવાન મહાવીર જયંતીની ઉજવણી ત્યારે સાર્થક થઈ ગણાય કે ભગવાને બતાવેલ અહિંસા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહને જીવનમાં અપનાવામાં આવે. તે સિવાય સંસારમાં શાંતિ શક્ય નથી.

આ નિમિત્તે પ્રભાત-ફેરી અને શોભાયાત્રા પણ નીકળી હતી.

ભાગલપુર : ૧૩ નવેમ્બર ૭૪ના દિન જિનમંદિરજીમાં નિર્વાણ લાડુ ચડાવ્યા બાદ વિશાળ રથયાત્રા નીકળી જે ચંપાપુર સુધી ગઈ. ચંપાપુરમાં પણ નિર્વાણ લાડુ ચડાવાયા. ચંપાપુરમાં જાહેરસભા થઈ જેનું પ્રમુખપદ સી. એ. શ્રીકૃષ્ણ રામાનુજમે સંભાળ્યું. શ્રી ધીસાલાલ જૈને ધ્વજ વંદન કરાવ્યું.

૧૪મી એ ભાગલપુર મંદિરમાં શ્રમણ સંસ્કૃતિ સમારંભ યોજાયો જેમાં આચાર્યકલ્પ શ્રી પાર્શ્વસાગરજીએ પ્રવચન કર્યું અને શ્રી કેસરીમલજીએ ધ્વજારોહણ કર્યું.

ભાગલપુર : મહાવીર પુસ્તકાલયનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું

**કતરાસગઢ : મુનિશ્રી હુકમચંદજી મહારાજની પ્રેરણાથી ત્રણેય ફીરકાના સંઘ તરફથી નિર્વાણોત્સવની ઉજવણી થઇ. શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘના એક ભાઈ તરફથી ત્રણ દિવસ માટે કોઢિયા હોસ્પીટલમાં દર્દીઓને રોટલી, શાક અપાયા. કોઢિયાને તેમજ ગરીબોને ૧૦૯ ધાબળા ઓઢાડયા. શ્રી છોટાલાલ હરજીવનભાઈ તરફથી ગરીબોને મીઠાઇ વ્હેંચાઈ.**

બહાદૂર ગંજમાં દીક્ષા કલ્યાણકની ઉજવણી વિવિધ કાર્યક્રમો યોજી મનાવવામાં આવી.

'કિશનગંજ : મુનિશ્રી પૂનમચંદજીના સાંનિધ્યમાં જ્ઞાન-ધ્યાન-તપની વિવિધ ધર્મારાધના થઈ. વિદ્યાર્થીઓએ સારો લાભ લીધો. સામાજિક કુરૂઢિઓ તેમ જ સંગ્રહાખોરી, ભેળસેળ વગેરે વ્યાપારી દૂષણો દૂર કરવા સારા એવા પ્રયત્નો થયા. ચારેય ફિરકાઓએ સાથે મળી વિવિધ કાર્યક્રમો યોજયા. શોભાયાત્રા, પ્રવચનો, કવિસમ્મેલન, સાંસ્કૃતિક કાર્યક્રમો વગેરેનું આયોજન થયું.

કતરાસગઢ : બધા ફિરકાના જૈનોએ સામુહિક મહાવીર જયંતી ઉજવી, જૈન સંઘ તરફથી ગરીબો અને અપંગોને રોટલી-ચણાનું શાક અપાયું. બપોરે એક કલાક અરહિંત ધૂન થઈ.

કુચલગઢ : શ્વેતામ્બર અને દિગમ્બર સમાજે સામુદાયિકરીતે નિર્વાણોત્સવ ઉજવ્યો. ૧૩મીએ નિર્વાણ લાડુ ચડાવ્યા. આઠ દિવસ સુધી પ્રભાતફેરી, અખંડ પાઠ, સાંસ્કૃતિક કાર્યક્રમ આદિ થયા.



તા. ૨૧-૧૦-૭૪

મહામાન્ય લોકનાયક

શ્રીમાન જયપ્રકાશજી નારાયણ

ધર્મલાભ

તા. ૬-૧૧-૭૪ સે ભગવાન મહાવીરશ્રી કી ૨૫વી નિર્વાણ શતાબ્દી વિરાટ સમારોહ કે સાથ મનાઇ જાયેગી પાવાપુરી મેં લગભગ સવા લાખ જનતા ઉસ નિર્વાણ શતાબ્દી મેં ભાગ લેગી! અતઃ આપ દિ. ૧-૧૧ સે દિ ૨૦-૧૧-૭૪ તક જનતા કે આવાગમન મેં બાધા નહીં આયે ઐસા પ્રોગ્રામ આપ બનાવે! આપ સ્વયં ભગવાન મહાવીર કે ભક્ત હૈ, યહ પ્રોગ્રામ નિર્વિઘ્નતાસે સમાપ્ત હો ઐસા મે આપસે ચાહતા હું

જૈન સાધુ કે નિયમ કે અનુસાર મુજે સમય અત્યધિક હો ગયા, અતઃ મૈં ચલા આયા! ઔર કોઈ કારણ નહીં થા!

મેરા ચાતુર્માસ ઇસી ભગવાન મહાવીરજી કે સમારોહસે નિમિત્ત પાવાપુરી મેં હુઆ, ચાતુર્માસ મેં ભી મૈં ઇસી ઉદ્દેશ્ય કો લેકર આપ કે પાસ આયા! આપ શાંતિ કે અગ્રદૂત હૈં, આશા હૈં, એક લાખ જૈન સંઘ કી પ્રાર્થના અબ આપ સ્વીકાર કરેંગે!

શુભમ્

પાવાપુરી — જૈન મુનિ કાન્તિસાગર

પાવાપુરી : જૈન સ્થાપત્ય અને પ્રાચીન જૈન સાહિત્ય માટે જગમશહુર જેસલમેર લોદ્રવપુર પાર્શ્વનાથ જૈન શ્વેતાંબર ટ્રસ્ટ દ્વારા ભગવાન મહાવીરની બે બેનમૂન પ્રતિમાજીઓ અહીં કારતક વદ દસમે પધરાવવામાં આવી.

આ પ્રતિમાજીઓ અગાઉ વિ. સં. ૧૫૯૮માં આચાર્યશ્રી જિનચંદ્રસૂરિજી મહારાજ દ્વારા પ્રતિષ્ઠિત થઈ હતી.

જેસલમેરમાં સેંકડો પ્રાચીન જિનપ્રતિમાજીઓ છે પરંતુ ટ્રસ્ટે આજસુધી કોઇ પ્રતિમાજીને બહારગામ આપી નથી. આમ ન આપવાની તેના બંધારણમાં જોગવાઈ છે. છતાંય નિર્વાણોત્સવના ખાસ પ્રસંગને અનુલક્ષીને તેમજ ભગવાન પોતે પોતાની નિર્વાણભૂમિ પાવાપુરીમાં બિરાજમાન થાય એ ઉદાત્ત હેતુથી ટ્રસ્ટ પોતાના ખર્ચે આ બે પ્રતિમાજી અહીં લાવ્યા હતા.

બંને પ્રતિમાજીઓ પધરાવવાની કુલ બોલી રૂા. એક લાખની થઇ હતી.



卐 **રૂસ્કેલા : મુનિશ્રી મગનજીની નિશ્રામાં અનેક લોકોએ અઢી હજાર પાનાં અભ્યાસ કરવાની પ્રતિજ્ઞા લીધી** 卐

ફારબિસગંજમાં સ્થળે સ્થળે ભગવાનના ઉપદેશોના પોસ્ટરો લગાડવામાં આવ્યા. સીનેમા ઘરોમાં સ્લાઈડો દેખાડવામાં આવી. વિશાળ શોભાયાત્રા અને સભા યોજાઈ. અખંડ જાપ પૂર્વક વિવિધ ઉજવણી થઇ. વક્તૃત્વ સ્પર્ધા વગેરેનું આયોજન થયું. શિબિર સાંસ્કૃતિક કાર્યક્રમ થયો.

'શ્રમણ ભગવાન મહાવીર ભવન'નું નિર્માણકાર્ય ચાલી રહ્યું છે. બજારના એક ચોકને 'મહાવીર ચોક' નામ આપવામાં આવ્યું.

નિર્મલી મુકામે 'જૈનભવન'નું નિર્માણકાર્ય ચાલી રહ્યું છે.

કૈરોના (મુઝફરપુર) મહાવીર યુવક સંઘે શહેરના મુખ્ય સ્થાનો પર ભગવાનની વાણીના બોર્ડ મૂકયા. પોસ્ટ કાર્ડ પર ભગવાનની તસ્વીર છાપી તેનું વિતરણ કર્યું. તપ કલ્યાણ પ્રસંગે કવિ સંમેલન થયું. શામલી બસ સ્ટેન્ડથી ભીરુ દરવાજા સુધી માર્ગને નગર પાલિકાએ શ્રી મહાવીર માર્ગ નામ આપ્યું.

ગોહાના [ જિલ્લા ! સોનીપત ] અને ૨૮મી નવેમ્બર ૭૪ના ધર્મચક્રનું આગમન થતાં એક વિશાળ રથયાત્રા કાઢવામાં આવી. સ્થાનિક નિર્વાણ મહોત્સવ સોસાયટીના પ્રયત્નથી રૂા. સવા લાખના ખર્ચે ગોહાના-મંડીમાં ભવ્ય દિ. જૈન મંદિર અને પુસ્તકાલયના નિર્માણનો આરંભ થયો છે.



વૈશાલી : સવારે પ્રભાતફેરી ભગવાનની જન્મભૂમિમાં ફરી. પાવાનગરના વિશ્વવિદ્યાલયના પ્રાચાર્ય શ્રી રામપ્રસાદજી થી વાસ્તવે જૈન ધ્વજ વંદન કરાવ્યું. શ્રી કન્હૈયાલાલજી સરાવગીએ પ્રવચન કર્યું. બીજે દિવસે ભવ્ય શોભાયાત્રા નીકળી અને વાસુકુણ્ડમાં મસ્તકાભિષેક અને પૂજનના ધાર્મિક અનુષ્ઠાનો થયા.

આ ઉપરાંત ચક્રધરપુર, ડાલ્ટનગંજ, રાંચી વગેરે સ્થળોએ પણ પ્રભાતફેરી, શોભાયાત્રા અને જાહેરસભા તેમ જ સાંસ્કૃતિક કાર્યક્રમો થયા હતા.

ઝરીઆ : મુનિરાજશ્રી રતિલાલજી મહારાજની નિશ્રામાં તપની આરાધના થયેલ. પર્યુષણામાં આઠેય દિવસ ભ. મહાવીરનું જીવન ચરિત્ર શ્રી રતીલાલજી મુનિએ વાંચ્યું હતું. પ્રભાતફેરી પણ કાઢવામાં આવી હતી. અનેક લોકોએ વ્યસનોનો ત્યાગ કર્યો હતો. ૨૫ યુવાનોએ આજીવન જુગાર નહીં રમવાની પ્રતીજ્ઞા લીધી હતી.

કોસીકલાં [ મથુરા ] વક્તૃત્વ, નિબંધ, વાર્તા તેમજ જૈન અંત્યાક્ષરી જેવી વિવિધ સ્પર્ધાઓથી અત્રેની નિર્વાણ સમિતિએ મહોત્સવની ઉજવણી કરી. વિજેતાઓને પુરસ્કાર અપાયા. ૨૬થી૩૦ જાન્યુઆરી સુધીમાં થયેલા આ કાર્યક્રમોમાં અહિંસા સંમેલન પણ ભરાયું હતું.



રાજગૃહી : ૧૫મી નવેમ્બર ૭૪ના ભવ્ય રથયાત્રા પર જ્યારે બિહાર ફ્લાઈંગ ક્લબના વિમાન પુષ્પકે આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી ત્યારે ભક્તિની ભરતી ઉમટી પડી હતી. ભારે મનોરમ્ય દૃશ્ય હતું. તા. ૧૫મી નવેંબરથી તા. ૧૮મી નવેંબર સુધી રાજગૃહીમાં જૈન તત્ત્વવેત્તાઓની ગોષ્ઠિ થઈ, જેમાં દેશના નામાંકિત ૧૨ વિદ્વાનો ઉપસ્થિત હતા. કર્ણાટક વિશ્વવિદ્યાલયના શ્રી. પંચાક્ષરી, જયપુરથી ડૉ. કસ્તુરચંદ કાસલીવાલ. વૈશાલીથી ડૉ. નગેન્દ્ર, નવનાલંદા મહાવિહારથી શ્રી. અંગરાજ ચૌધરી, બિકાનેરથી શ્રી. ભંવરલાલ નાહટા, વિગેરે વિદ્વાન ઉલ્લેખનીય છે. ગોષ્ઠિનું પ્રમુખપદ ડૉ. નથમલ ટાંટિયાએ સાંભળ્યું. ઉપાધ્યાય શ્રી અમર મુનિજી અને મુનિશ્રી રુપચંદજીનું સાન્નિધ્ય ગોષ્ઠિઓને મળતું રહ્યું.

તા. ૧૭ નવેંબરે મહાવીર પેંડાલમાં શેઠ હરકચંદજી પાંડ્યાના પ્રમુખપદે ખાસ સભા યોજવામાં આવી જેમાં ડૉ. નથમલ ટાંટયા, બર્માના બૌદ્ધ ભિક્ષુ ડૉ. યુ. જાગરાભિવંશ, થાઇલેંડના બૌદ્ધ ભિક્ષુ શ્રી. ખેમાપાલી, વિયેટનામ નિવાસી રેવરન્ડ શા અને લાઓસના રહેવાસી શ્રી. વઉતીમી પક્ષાવોંગ સભામંચ પર ઉપસ્થિત થયા. આ વિદેશી વિદ્વાનોએ ભગવાન મહાવીરના સિદ્ધાંતોને મનનીય અને ઉપદેશોને અનુકરણીય લેખાવ્યા. બધા વિદેશી વિદ્વાન પોતાની માતૃભાષામાં બોલ્યા. જેનો અનુવાદ તત્કાળ નવનાલંદા





ચંદનબાળા રાંકડી, પાસે બહુ અપમાન,
અડદ બાકળા વહોરીને, ત્રણુ વધારે માન,

# વસ્ત્રદાન યો
# નેત્રદાન જ
# વિદ્યાદાન ના

રાજગૃહી : ઉપાધ્યાય શ્રી અમરમુનિ પ્રેરિત અને સ્થાપિત અત્રેની 'વીરાયતન' સંસ્થા દ્વારા વસ્ત્રદાન, નેત્રદાન અને વિદ્યાદાન એમ ત્રણ યોજનાઓ બની હતી.

- વસ્ત્રદાન : ૨૫૦૦ બાળકોને ખમીશ, પેન્ટ અને સ્વેટરના રૂપમાં પૂરેપોપક આપવાનો નિર્ધાર કરાયો.
- નેત્રદાન : એક હજાર નેત્રરોગીઓની આંખના ઓપરેશન તેમજ તેમના ખાવા–પીવા ઓઢવા, દવા વગેરેનો પ્રબંધનો નિર્ણય.
- વિદ્યાદાન : રાજગૃહી અને પાવાપુરીમાં ૨૫ પ્રાથમિક શાળા બંધાવવાનો સંકલ્પ.

## નેત્રયજ્ઞ

રાજગૃહી [વીરાયતન] વૈભાર ગિરિ-વીરાયતનના મેદાનમાં નેત્ર-શિબિર યોજાયો હતો, બિહારના પ્રસિદ્ધ નેત્ર ચિકિત્સક ડૉ. આર. એચ. પી. સિંહા તથા ડૉ. બક્ષી કે. આર. પી. સિંહા વિગેરેએ લગભગ ૧૮૦ રોગીઓની સેવા કરી હતી, રોગીઓને રહેવા, ખાવા, પીવા અને દવાની વ્યવસ્થા કરવામાં આવી હતી વીરાયતન તરફથી બધાને ચશ્મા પણ આપવામાં આવ્યા હતા.

મહાવિહારના પ્રાધ્યાપક શ્રી, અંગરાજ ચૌધરીએ કર્યો. ઉપાધ્યાય શ્રી અમરમુનિજી, મુનિશ્રી રુપચંદ્રજી, મહાસતી ચંદનાજી આદિ પણ સમારંભમાં ઉપસ્થિત હતા. આ સાધુ–સાધ્વીઓના પણ મહત્ત્વપૂર્ણ પ્રવચનો થયાં. કાર્યક્રમોનું સંચાલન કલકત્તાના શ્રી. કમલકુમાર જૈન કરી, રહ્યા હતા. શ્રી. કલ્યાણકુમાર જૈને, કલકત્તાના શ્રી. દિગંબર જૈન સંમેલન દ્વારા પ્રકાશિત સાહિત્ય વિદ્વાનોને ભેટ આપ્યું.



રાજગૃહી : રાષ્ટ્રસંત ઉપાધ્યાય શ્રી અમરમુનિની પ્રેરણાથી અત્રે "વીરાયતન" નામે વિરાટ, મહત્ત્વાકાંક્ષી અને બહુમુખી યોજના સાકાર બની છે. નિર્વાણ શતાબ્દીના ઉપલક્ષમાં ૧૯૭૩થી શરૂ થયેલી યોજના આજ પ્રગતિનો ઘણો યશસ્વી પંથ કાપી ચૂકી છે ધાર્મિક, આધ્યાત્મિક, સામાજીક, સાહિત્યિક વગેરે પ્રશસ્ય પ્રવૃત્તિઓ માટે પ્રાચ્ય વિદ્યાપીઠ, જ્ઞાન સંબોધિકા, કલ્પતરૂ, મૈત્રી વિહાર, પ્રેરણા તંત્ર આદિ ભવનોનાં નિર્માણ થયાં છે.

દીપાવલી પ્રસંગે અત્રે ૪૫ દિવસ સુધી આગમ વાચના થઈ. માર્ચ ૭૫માં નેત્રયજ્ઞ થયો. ઓગષ્ટ ૭૫માં સુશ્રી સરદારબાઈ હરિશ્ચન્દ્ર બડેરે (જયપુર) નવનિર્મિત ચિકિત્સાલયનું ઉદ્ઘાટન કર્યું. મુંબઈના ડૉ. દેસાઈ આ ચિકિત્સાલયમાં સેવાઓ આપે છે.

રક્ષાબંધનના દિવસે "વીરાયતન વિદ્યા વિહાર"નો પ્રારંભ થયો. આમાં ૭૦થી વધુ બાળકો અભ્યાસ કરી રહ્યા છે.



ગૌ દોવાના આસને,
ધરતાં શુક્લ ધ્યાન,
પ્રસન્ન પ્રકૃતિમાં પ્રભુ,
પામ્યા કેવળજ્ઞાન

સંસ્થાના ઉપક્રમે વ્યસન મુક્તિનો વ્યવસ્થિત પ્રચાર થાય છે તેમજ અનૈતિક કામો કરનારાઓને પ્રેમથી સમજાવી તેમાંથી તેમને છોડાવીને યોગ્ય કામે પણ લગાડાય છે,

વિશાળ ક્ષેત્રફળમાં પથરાયેલ "વીરાયતનમાં કામ કરતાં કર્મચારીઓ, કાર્યકરો તેમજ મજુરો સુદ્ધાં ન ધુમ્રપાન કરે છે. ન શરાબ પાન, કોઈ માંસાહાર કરતું નથી

સંસ્થાના સહયોગથી પંડિતપુરની એક શાળાનો જિર્ણોદ્ધાર થયો અને તેની પાસેના સબલપુર ગામમાં એક શાળાનું નવ નિર્માણ થયું.

આગામ મંદિર, ઉપાશ્રય વગેરે સાધના ભવનો નિર્માણ કરવાની પણ યોજના છે. ગૌસદનનું નિર્માણ ચાલુ છે, બિહાર સરકારના સહયોગથી 'ગુણશીલક ચૈત્ય' બની રહ્યું છે. બે ઉપાશ્રયોનું ખાતમૂહુર્ત થઈ ગયું છે.



આપે જ્યાં પ્રભુ દેશના,
વૈર તણું નહીં નામ;
દેવ–પશુ–નર સાંભળે,
બેસી એક જ ઠામ.



રાજગૃહી: વીરાયતન સંસ્થાના ઉપક્રમે અત્રે ૨૫ ડીસેમ્બરથી જ જાન્યુઆરી ૭૫ સુધી ઉપાધ્યાય શ્રી અમરમુનિના સાનિધ્યમાં તેમજ વિપશ્ય સાધના શિબિરના પ્રેરક અને સંચાલક શ્રી સત્યનારાયણજી ગોયન્કાના નિદર્શનમાં વિપશ્યના–ધ્યાન, શિબિર થઈ.

શિબિરમાં પંડિત વિજયમુનિજી, મુનિ રૂપચંદજી, સાધ્વી શ્રી સુમતિકુંવરજી. સાધ્વી ચંદનાજી આદિ શ્રમણ શ્રમણી ઉપરાંત અમેરિકા, કેનેડા, ઇટલી, ઇંગ્લેન્ડ સહિત ૧૧ રાષ્ટ્રોના ૮૧ અને ૪૫ ભારતિઓએ ભાગ લીધો હતો.

## શિક્ષણ અને માનવતા માટે રૂા. લાખનો નિધિ

વિદિશા: શ્રી ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સમિતિ વિદિશાએ રૂા. એક લાખનો નિધિ સ્થાપવાનો નિર્ણય કર્યો છે. આ નિધિનો ઉપયોગ જૈન સમાજના બેકાર, અપંગોની સહાય માટે કરશે. પ્રતિભાશાળી ગરીબ વિદ્યાર્થીઓને શિક્ષણ સહાય પણ અપાશે.



# પંદર દિવસ સુધી

# પટણામાં ઉજવણી

પટણા : શ્રી જૈન નવયુવક મંડળના ઉપક્રમે નિર્વાણોત્સવના વર્ષને અનુલક્ષીને ભગવાન મહાવીર જન્મ-કલ્યાણકના અવસર નિમિત્તે પંદર દિવસનો જાહેર કાર્યક્રમ યોજવામાં આવ્યો, તા. ૨૦ એપ્રીલના રોજ સુપ્રસિદ્ધ સાહિત્યકાર ડૉ. કુમારવિમલજીના પ્રમુખસ્થાને વિદ્દ્ગોષ્ઠીનું સુંદર આયોજન થયું. તા. ૨૩મી બુધવારના જન્મકલ્યાણક દિને છપ્પન દિક્કુમારી મહોત્સવ, પૂજા, ભાવનાદિ સુંદર કાર્યક્રમ થયા તા. ૨૭ના ભક્તિ-સંગીત સમારોહ જાણીતા સંગીતકારો દ્વારા ભાવપુર્વક યોજાયો. તા. ૪ મેના અંતિમ દિવસે સમાપન સમારોહ આચાર્ય હરિમોહન ઝાના પ્રમુખપદે યોજાયો. તેમાં અતિથિ-વિશેષ શ્રી જિતેન્દ્રસિંહ, બિહાર હિન્દી સાહિત્ય સમ્મેલનના અધ્યક્ષ અને ભૂતપૂર્વ સંસદ સભ્ય શ્રી ગંગા-શરણસિંહ, સ્વાગતાધ્યક્ષ શ્રી શાંતિ-કુમારજી જૈન, સ્વાગતમંત્રી શ્રી છતરસિંહજી કોઠારી વગેરેના મનનીય પ્રવચનો થયા. તેમજ 'અહિંસા કે અવતાર' નામે નાટિકા મંડળના કલાકારોએ આકર્ષક રીતે ભજવી. સભાનું સંચાલન મંડળના સચિવ શ્રી મૂલચંદજી વૈદે કર્યું હતું. પ્રતિદિન સ્નાત્ર-પૂજા ભણાવવામાં આવેલ.

★



ઇન્દ્રભૂતિ ગૌતમ સહિત ૧૧ બ્રાહ્મણ પંડિતોને
ભગવાન મહાવીર જૈનધર્મની દીક્ષા આપે છે.

## પ્રદર્શન

ભગવાન મહાવીર ૨૫૦૦માં નિર્વાણોત્સવ નિમિત્તે રાજગીરમાં એક જૈન ચિત્રકલા અને પુસ્તક પ્રદર્શનનું વિરાટ આયોજન શ્રી દિગમ્બર જૈન સરસ્વતી ભવન, (રાજગીર)માં વીર જૈન સિદ્ધાંત ભવન, આરાના તત્વાવધાનમાં યોજવામાં આવ્યું. આના આયોજક શ્રી. સુબોધકુમાર જૈને મહેમાનોનું સ્વાગત કર્યું. પ્રદર્શન ઉદ્ઘાટન રાષ્ટ્રસંત શ્રી અમરમુનિએ શ્રી વિજયસિંહ નાહરના પ્રમુખપદે કર્યું. એમણે જૈન ધર્મ પર પ્રકાશ ફેંકતાં જૈન ચિત્રકલાને વર્તમાન યુગમાં શિક્ષણનું આધુનિક માધ્યમ હોવાનું જણાવ્યું.



## ●●● નૈતિક શિક્ષણ માટે સંવિવાદ

તથા: મગધ વિશ્વ વિદ્યાલય, બોધગયા અને અત્રેના જૈન સમાજના સંયુક્ત ઉપક્રમે ૫મી એપ્રિલ ૭૫થી ત્રણ દિવસ માટે "અખિલ ભારતીય ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સંવિવાદ" યોજાયો હતો.

આ સંવિવાદમાં ૧: અહિંસા અકાદમીની સ્થાપના કરવા માટેની જોગવાઇ સૂચવતો અને દેશમાં બાળકોના નૈતિક અને શૈક્ષણિક વિકાસ માટે અખિલ ભારતીય સ્તરે એક શિક્ષણ સંસ્થા સ્થાપવાની જોગવાઈ સૂચવતા એમ બે ઠરાવ પસાર કરાયા હતા. આ ઠરાવના અમલ માટે સંયોજકોની પણ નીમણુક કરાઈ હતી.

સંવિવાદ ગાંધી મેદાનમાં નવ નિર્મિત મહા-

### અને અનુપમ જૈન સાહિત્ય કલા પ્રદર્શન

વીરનગરમાં યોજાયો હતો. ભારતીય વિજ્ઞાન અકાદમીના અધ્યક્ષ ડૉ દોલતસિંહ કોઠારી પદ્મવિભૂષણે ઉદ્‌ઘાટન કર્યું હતું. શ્રી સાગરમલજી જૈનની અધ્યક્ષતામાં મળેલા આ સંવિવાદમાં પધારેલા વિદ્વાનોનું રાયબહાદુર શ્રી હરકચન્દ જૈને (રાંચી) સ્વાગત કર્યું હતું.

સંવિવાદના પ્રથમ બે દિવસનું અધ્યક્ષસ્થાન ડૉ આદિનાથ નેમિનાથ ઉપાધ્યે, અને ત્રીજા દિવસે ડૉ જગદીશચન્દ્ર જૈને સંભાળ્યું હતું. સંવિવાદની ચોથી અને પાંચમી બેઠકનું અધ્યક્ષસ્થાન ડૉ રામાવતાર શુકલે સંભાળ્યું હતું. છઠા સત્રમાં સવારે ડૉ શ્રીધર વાસુદેવ સોહની અને બપોરે ડૉ. કે. ડી. બાજપેયી અધ્યક્ષસ્થાને હતા. સંવિવાદમાં જૈનધર્મના પ્રખર અભ્યાસી નામી વિદ્વાનોએ ભાગ લીધો હતો.

સંવિવાદમાં વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન ઉપરાંત જૈન સાહિત્ય અને ચિત્રકળાનું પ્રદર્શન પણ યોજાયું હતું. આમાં સોના-ચાંદીના અક્ષરેથી લખાયેલ. ૨૦ ગ્રન્થ, ૨૦ તાડપત્રી, ૧૫૦૦ પ્રાચીન સિક્કા, હસ્તલિખિત અનેક અપ્રગટ ગ્રન્થો તેમજ બેહજારથી વધુ મૂલ્યવાન કલાત્મક જૈન ચિત્રો પ્રદર્શિત કરાયા હતા.

તાડપત્રી ગ્રન્થોમાં વિક્રમની ૮મી સદીથી ૧૩મી સદીના કન્નડ લિપિના સચિત્ર ગ્રન્થો હતા. પ્રદર્શનમાં ૮મી સદીમાં લખાયેલ સચિત્ર જૈન રામાયણની અલભ્ય કૃતિ પણ હતી.





જેને તું હણવા માંગે છે
તે તું જ છે;
જેના ઉપર તું શાસન કરવા માગે છે
તે તું જ છે;
જેને તું પરિતાપ ઉપજાવવા માગે છે
તે તું જ છે;
જેને તું દબાવવા માગે છે
તે તું જ છે;
તથા
જેને તું મારી નાખવા માગે છે
તે તું જ છે.

આ પ્રમાણે જાણીને
સમજુ માણસ કોઇને
હણતો નથી કે
હણાવતો નથી.

卐



પોતાનું હિત ઇચ્છનાર સાધક
પાપની વૃદ્ધિ કરનાર
ક્રોધ, માન, માયા અને લોભ
એ ચાર દોષોનો ત્યાગ કરે.

ક્રોધ પ્રીતિનો નાશ કરે છે,
માન વિનયનો નાશ કરે છે,
માયા મિત્રોનો નાશ કરે છે,
લોભ બધાનો નાશ કરે છે.

ક્ષમાથી ક્રોધને હણવો,
મૃદુતાથી માનને જીતવું,
માયાને સરળતાથી અને
લોભને સંતોષથી વશ કરવો.

卐

ગયા : જિલ્લા નિવાણું મહોત્સવ સમિતિ ચોજીત એક સમારંભમાં પટના ડીવીઝનના આયુક્ત શ્રી એફ. અહમદે પીલગ્રીમ હોસ્પીટલના પ્રાંગણમાં "ભગવાન મહાવીર બ્લડ બેન્ક ભવનની" શીલારોપણ વિધિ કરી હતી.

ગયા : જુના બજાર રોડનું નામ બદલી 'ભગવાન મહાવીર પથ, નવું નામ રાખવામાં આવ્યું. કુલપતિએ આ પથ ખૂલ્લો મૂકયો હતો અને તેમણે ભગવાન મહાવીર પુસ્તકાલયનું



ઉદ્ઘાટન કર્યું હતું. ૧૩થી૧૯ નવેમ્બર સુધી સાત દિવસનો ભરચક્ક કાર્યક્રમ યોજાયો હતો. તેમાં નિર્વાણ અર્ધ્ય સમર્પણ, 'અપરાધકે કીડે' નામની નાટિકા વગેરેનો સમાવેશ થાય છે.

પાવાપુરીની જળમંદિરની પ્રતિકૃતિવાળી ટપાલ ટિકિટની તસ્વીર

ગયા : જૈન સિદ્ધાંત ભવન [આરા]ના ઉપક્રમે ૫ થી ૧૦ એપ્રિલ ૭૫ સુધી જૈન ચિત્ર કલા પ્રદર્શન યોજાયું હતું શ્રી દીલનસિંહજી કોઠારીએ પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું હતું.







ગોશાલક ગુસ્સે થયું, ફેંકે દાઝક તેજ;
પ્રદક્ષિણા દઈ વીરને, પાછું ફર્યું એ જ;



# આરામાં નવનિર્માણ



આરા : જૈન સિદ્ધાંત ભવન આરાના ઉપક્રમે પ્રાચીન જૈન ચિત્રો, તાડપત્રી, હસ્તલિખિત ગ્રન્થોનું પ્રદર્શન આરા, ગયા તેમજ રાજગૃહી-ત્રણેય સ્થળોએ યોજાયા.

તીર્થંકર મહાવીર જલમંદિરનો જિર્ણોધ્ધાર કરાયો.

• શ્રી હરપ્રસાદદાસ જૈન ઉચ્ચ વિદ્યાલય માટે રૂા. અઢી લાખના ખર્ચે વિદ્યાલય તથા આવાસનું નિર્માણ થયું.

• રૂા. બે લાખના ખર્ચે શ્રી હરખેનકુમાર જૈન દિગંબર જૈન ધર્મશાળાનું નવનિર્માણ થયું.

• રૂા. ૧૫ હજારના ખર્ચે શ્રી જૈન બાલા વિશ્રામમાં શ્રી તીર્થંકર મહાવીર માનસ્તંભનું નિર્માણ થયું. તેમજ તીર્થંકર મહાવીરના પ્રાચીન મંદિરનો જિર્ણોધ્ધાર કરાયો.

આ ઉપરાંત અત્રે શ્રી જૈન કન્યા પાઠશાળા તરફથી મહિલા સંમેલન યોજાયું.

નિર્વાણ દિન અને જન્મ કલ્યાણક દિને જાહેરસભાઓ થઈ.





# ભગવાન મહાવીરની ૨૫મી નિર્વાણ શતાબ્દીની પાવન સ્મૃતિમાં બિહાર રાજ્યમાં થયેલી અને થનાર યોજનાઓ

☐ શ્રી સમ્મેદાચલ-સિદ્ધક્ષેત્ર

૧. શ્રી દિગમ્બરાચાર્ય પૂજ્ય વિમલસાગરજી મહારાજની સત્ પ્રેરણાથી એક વિશાળ અને ભવ્ય નયનાભિરામ શ્રી સમોસરણ મંદિરનું બાંધકામ ચાલુ છે. ભારત ભરમાં આ મંદિર બનેલું છે. ખર્ચ વીસ લાખ રૂપિયા

૨. તેરહ પંથી કોઠી અને વીસ પંથી કોઠીમાં-નવાં રૂમો અને બંગલાઓનું નિર્માણ-કાર્ય થઈ ચૂક્યું છે તથા જિર્ણોદ્ધારનું કામ પણ થયું. ખર્ચ-રોકાણ પાંચ લાખ રૂપિયા.

☐ શ્રી સિદ્ધક્ષેત્ર ચંપાપુરજી

૧. અહીં એક સુંદર કીર્તિ-સ્થંભનું નિર્માણ તથા ૨૪ ટુકોનું નિર્માણ થઈ ચૂક્યું છે, ખર્ચ લગભગ ત્રણ લાખ રૂપિયા.

☐ શ્રી કમલદહજી સિદ્ધક્ષેત્ર-પટના

અહીં લગભગ ત્રીસ હજાર રૂપિયાના ખર્ચે જિર્ણોદ્ધારનું કાર્ય મહદ્ અંશે પૂર્ણ થઈ ચૂક્યું છે. આ ક્ષેત્રમાં હવે મંદિર, ચરણ-પાદુકા, બગીચો અને અતિથિ-ભવન માટે એક વિસ્તૃત યોજના પટણાના શ્રી પ્રકાશ જૈને તૈયાર કરી છે

☐ શ્રી ગુણાવાજી સિદ્ધક્ષેત્ર

અહીં પણ જીર્ણોદ્ધારનું કાર્ય પૂર્ણ થઈ ચૂક્યું છે. ખર્ચ દસ હજાર રૂપિયા.

☐ શ્રી પાવાપુરીજી સિદ્ધક્ષેત્ર

ભગવાન મહાવીર સ્મારક માટે એક યોજના વિચારાઈ રહી છે. જેમાં લગભગ વીસ લાખ રૂપિયાના ખર્ચની ધારણા છે.

☐ રાજગિરી સિદ્ધ ક્ષે

૧. વિપુલાચલ પર્વત, રત્નાગીર અને ઉદયગીરી-આ ત્રણ પહાડ પર, પાકી સુંદર સીડીઓ અને ભવ્ય પ્રવેશ-દ્વારનું નિર્મા બે સુંદર વિશ્રામ ગૃહ, ત્રીજા અને બીજા પહાડની નીચે, પહાડના માર્ગમાં પાકી બેન્ચો, ખર્ચ લગભગ પાંચ લાખ રૂપિયા થવાની ધારણા છે.

૨. વિપુલાચલ પર્વત પર, જ્યાં ભગવાન મહાવીરની પ્રથમ દેશના થઈ હતી-ત્યાં એક ભવ્ય સ્મારકનું નિર્માણ કાર્ય ચાલુ છે. જેમાં આજ સુધીમાં પચાસ હજાર રૂપિયા ખર્ચાઈ ચૂક્યા છે. કુલ ખર્ચ લગભગ દસ લાખ રૂપિયા.

૩. આચાર્ય શ્રી વિમલસાગરજી મહારાજની પ્રેરણાથી એક સરસ્વતી ભવન તથા સભા ભવનના બાંધકામનું





卐

कृतापराधेऽपिजने,
कृपामन्थरतारयो;
ईषद्बाष्पार्द्रयोभद्रं,

श्री
वी
र
जि
न
ने
त्र
यो



એક જ રાતમાં વીસ વીસ
પ્રકારના ઘોરાતિઘોર ઉપસર્ગ
કરનાર સંગમદેવ માટે પણ
ભાવદયાનો પ્રવાહ રેલાવનાર
કરુણાનિધિ શ્રી મહાવીરસ્વામી
ભગવાનને કોટી કોટી વંદના હો !

卐

કાર્ય પૂર્ણ થઈ ચૂક્યું છે. આ બે માળનું સુંદર ભવન છે. રોકાણ બે લાખ રૂપિયા.

૪. ધર્મ શાળાની પાછળ આધુનિક સુંદર અને બધી સગવડતા ધરાવતા દસ બંગલાઓ તૈયાર થઈ ચૂક્યાં છે. ખર્ચ દોઢ લાખ રૂપિયા.

૫. વિપુલાચલ પર્વતની તળેટીમાં એક સુંદર મહાવીર-ઉદ્યાન અને કીર્તિસ્થંભનું નિર્માણ કાર્ય શરૂ થઈ ગયું છે. ખર્ચ ચાર લાખ રૂપિયા.

૬. પાંડુકશિલાજી પાસે મહારાજ શ્રેણિક અને રાણી ચેલણાનું સ્મારક. રોકાણ લગભગ એક લાખ રૂપિયા.

☐ હજારી બાગ

૧. દિગમ્બર જૈન મિડલ સ્કૂલના મકાનના બાંધકામનો આરંભ થઈ ચૂક્યો છે.

૨. બિહારના લગભગ બધા જિલ્લાઓમાં ભગવાન મહાવીર સ્મારકોનું નિર્માણ.

☐ રાંચી :

૧. ભગવાન મહાવીરના સ્મારક રૂપે એક ભવ્ય ટાવરનું નિર્માણ. ખર્ચ લગભગ એક લાખ રૂપિયા.

૨. સરાક જાતિના ક્ષેત્રોમાં નવાડીહ, અગાસિયામાં નવિન મંદિરોનું નિર્માણ અને દેવલરાજ તરાઈ તથા ચોકાહાતુના પ્રાચીન મંદિરોનો જીર્ણોદ્ધાર થઈ ચૂક્યો છે. નવાડીહમાં નવા વિદ્યાલયનું બાંધકામ ચાલુ છે. ખર્ચ લગભગ એક લાખ રૂપિયા

૩. સરાક જૈન જાતિના વિદ્યાર્થીઓ માટે ઈસરીમાં એક છાત્રાલય શરૂ કરવામાં આવ્યું છે.




૪. શ્રી દિગંબર જૈન મંદિર પર ધ્વજારોહણ સમારંભ પ્રભાવના સાથે આ વર્ષે કરવામાં આવ્યો,

☐ ગયા : આ નગરમાં ૨૫૦૦માં નિર્વાણ વર્ષ નિમિત્તે અનેક નિર્માણ કાર્ય શરૂ થઈ ચૂક્યાં છે, જેમાં જૈન ધર્મશાળા પર બીજા માળનું બાંધકામ, શહેરમાં પીવાના પાણીની ચાર વિશાળ ટાંકીઓનું બાંધકામ, ભગવાન મહાવીર સ્તૂપ...પ્રસૂતિ ગૃહ... શહેરના મુખ્ય સ્થાનોમાં ભગવાન મહાવીરના ઉપદેશ આલેખિત આરસ પત્થરની તખ્તીઓ.

☐ રફીગંજ

શ્રી મહાવીર ક્રીડાંગણ... જૈન વિદ્યાલય ભવન...બાંધકામ થઈ ગયું છે.

☐ પટના

પટનાની ક્ષેત્રીય સમિતિના પ્રચાર-મંત્રી શ્રી. પ્રકાશ જૈને સૂચવેલ ૩૧ સૂત્રી યોજનાનુસાર રાજધાનીનાં કાર્યોની યોજના પર વિચારણા કરવામાં આવી. બિહાર પ્રદેશની નિર્વાણોત્સવ સમિતિ દ્વારા જાહેર થયેલા કાર્યક્રમો વિશે વિચારણા કરવામાં આવશે.

રાજ્યનાં આ બધાં ગામો અને શહેરો ઉપરાંત ગુણિયાજી, કુંડલપુર, બિહાર શરીફ, લછવાડ, ક્ષત્રિયકુંડ, જમશેદપુર, મુર્શીદાબાદ, ઈચાગડ, બાણપુર, પૂર્ણિયા, મોધીર, શાહબાદ, દિનાજપુર, અજીમગંજ, ચિત્તરંજન ગામોમાં પણ ભગવાનના કલ્યાણકો વિવિધ ભક્તિ કાર્યક્રમોથી ઉજવાયા હતા. તે દિવસોએ જિનાલયમાં સ્નાત્રપૂજા, રાત્રિભાવના થયા હતા. જાહેરસભામાં વિવિધ વક્તાઓએ ભગવાનનો ગુણાનુવાદ પણ કર્યો હતો. ☆ ☆ ☆



# ગુજરાત

ભગવાનનાં ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણકની ઉજવણીમાં રાજ્ય સરકારે તો પોતાની મર્યાદામાં રહી ભાગ લીધો જ; પરંતુ ગુજરાતની ધર્મપ્રિય જનતાએ તો આખાય વર્ષ દરમ્યાન વિવિધ આરાધના અને અનુષ્ઠાનો દ્વારા આ ઐતિહાસિક અવસરની ઉપાસના કરીને તો સાચે જ કમાલ કરી!

ગુજરાત એટલે પૂજ્ય શ્રમણ ભગવંતો અને સાધ્વીજીઓ તેમજ મહાસતીજીઓની સતત ઉપસ્થિતિથી પાવન બનેલી પુણ્ય ધરા. પૂજ્ય આચાર્યાદિ પદસ્થ મુનિભગવંતો અને સાધ્વીજીઓ તેમજ મહાસતીજીઓની પ્રેરણાથી અને તેઓની મંગળ નિશ્રામાં રાજ્યના અનેક ગામો અને શહેરોમાં ભગવાનનાં પાંચેય કલ્યાણકોની શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ઉપાસના કરવામાં આવી.

□ આ મંગળ પર્વો નિમિત્તે દેરાસરોમાં—

—સમુહ સ્નાત્ર પૂજા ભણાવાઈ,
—છપ્પન દિક્કુમારી સ્નાત્ર ભણાવાયા,
—પંચાહ્નિકા મહોત્સવ થયા,
—અષ્ટાહ્નિકા મહોત્સવ થયા,
—શ્રી ઋષિમંડળ જેવાં મહાપૂજન થયા.

□ અને ઉપાશ્રયોમાં—

—ભગવાનના જીવન પ્રસંગો આલેખતી રંગોળીઓ થઈ,
—આ રંગોળી ફરતે ૨૫૦૦ દીપક પેટાવાયા
—ફરતી ફરતી રચનાઓ થઈ,
—૨૫૦૦ સાથિયા કરાયા,
—૨૫૦૦ સામાયિક થયાં.



—સપ્તાહ સુધી નવકાર મંત્રનો અખંડ જાપ થયો.

☐ ૨૫૦૦ના આંકને શુકનવંતો ગણીને ભાવિકોએ વરસમાં:-

—૨૫૦૦ ગાથા કરવાના,

—૨૫૦૦ પૃષ્ઠનો અભ્યાસ કરવાના,

—૨૫૦૦ સામાયિક કરવાનાં,

—૨૫ દિવસ બ્રહ્મચર્ય પાળવાના,

—૨૫ ઉપવાસ કે આયંબિલ કરવાના અને

—૨૫ દિવસ મૌન રાખવાના નિયમ લીધા.

રાજ્યમાં અમદાવાદ, વડોદરા સહિત મોટા શહેરોમાં નિર્વાણ કલ્યાણક અને જન્મકલ્યાણકના દિવસોએ ભવ્ય અને વિરાટ રથયાત્રાઓ નીકળી. આ રથયાત્રામાં બધાજ ફિરકાના શ્રમણો, શ્રમણીઓ તેમજ જૈન-જૈનેતરો જોડાયાં. ઠેક ઠેકાણે ગુણાનુવાદ સભાઓ થઈ.

પૂજ્ય સાધુ-સાધ્વી ભગવંતોની પ્રેરણાથી જીર્ણોદ્ધાર માટે, દુકાળ રાહત માટે, સાધર્મિક ભક્તિ વગેરે માટે ફંડ થયા. અને તેમની પ્રેરણા થી ઘણાં જૈન-જૈનેતરોએ દારૂ, માંસ, જુગાર આદિ વ્યસન ત્યાગની પ્રતીજ્ઞાઓ લીધી.

ગોધરામાં શ્રી કુમારપાળ વિ. શાહના પ્રયત્નોથી ગામમાં ભૂંડના શિકાર પર કાયમી પ્રતિબંધ મૂકવાનું કાયમી અભયદાનનું યશસ્વી કામ થયું. નવસારીના હીરા ઉદ્યોગ દ્વારા વાગરા તાલુકાના અને બનાસકાંઠાના દુકાળ ગ્રસ્ત વિસ્તારનાં અનુક્રમે ૩૫૦ અને ૧૫૦ કુટુંબોને ચાર ચાર માસ સુધી ૧૦ કીલો જેટલું અનાજ મફત આપવાનું માનવતાહિત કાર્ય પણ થયું.

વ્યક્તિગત ઉપાસના ઉપરાંત કેટલાંક નવનિર્માણના કાર્યો પણ થયાં. તે આ પ્રમાણે:-

—અમદાવાદમાં મહાવીર ટ્રસ્ટ

—ધોલેરામાં ચૌમુખજી જિનાલય

—રાપર [કચ્છ]માં ચબૂતરો

—સુરતમાં રૂા. ૬૦ લાખના ખર્ચે ભગવાન મહાવીર જનરલ હોસ્પીટલ

—વલસાડમાં શ્રી મહાવીર કલ્યાણ ટ્રસ્ટ

—વરતેજમાં જૈન પુસ્તકાલય

—ભદ્રેશ્વર તીર્થમાં કીર્તીસ્થંભ અને ધ્યાન મંદિરનો નિર્ણય

—ધાનેરામાં આયંબિલખાતું.

જૈનોની સાથેસાથ જૈનેતરોએ પણ ઉજવણીમાં ભાગ લીધો હતો. સુથરી (કચ્છ)માં શ્રી સંઘની વિનંતીને માન આપીને સ્થાનિક મુસલમાનભાઈઓએ અઢાર દિવસ સુધી અહિંસાનું પાલન કર્યું હતું. ભૂજ અને પોરબંદરમાં કતલખાના અને મત્સ્ય ઉદ્યોગ અમુક દિવસો માટે બંધ રાખ્યા હતા.

નિર્વાણ વર્ષ દરમિયાન પુસ્તક પ્રકાશન પણ થયાં અને પ્રદર્શનો પણ યોજાયાં. પ્રકાશનોમાં શ્રી લાલભાઈ દલપતભાઈ વિદ્યામંદિર દ્વારા પંડિત શ્રી સુખલાલજી વિવેચિત શ્રી તત્ત્વાર્થસૂત્રનું અંગ્રેજી ભાષાંતર તેમજ ડૉ. શુબ્રિંગ સંપાદિત ઇસિભાસિયાઈ અને જૈન કન્સેપ્ટ ઓફ ઓમનીસન્સનાં પ્રકાશનો તેમજ મુનિરાજ શ્રી અમરેન્દ્રવિજયજી મહારાજ લિખિત 'આત્મજ્ઞાન અને સાધનાપથ'નું પ્રકાશન નોંધપાત્ર બની રહેશે. પંડિત શ્રી મફતલાલ સંઘવીએ પણ ભગવાનના જીવનની સચિત્ર બાળવાર્તાઓ લખી છે.

લા. દ. વિદ્યામંદિરે જૈન-સાહિત્ય અને કલાનું પ્રદર્શન યોજ્યું હતું. તેમજ આ સંસ્થાના પ્રયાસથી અને મુંબઈ નિર્વાણ મહોત્સવ સમિતિ તરફથી અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠમાં "જૈન કળા અને સ્થાપત્ય" વિષે વિદ્વદ્ભોગ્ય પરિસંવાદ યોજાયો હતો. પરિસંવાદમાં થયેલ અભ્યાસનીય ભાષણો ગ્રંથરૂપે ગુજરાત રાજ્યની નિર્વાણ સમિતિ તરફથી રૂા. ૮૦ હજારના ખર્ચે પ્રકાશિત થશે



# ગુજરાત સરકારે




૧૯૭૫ના વર્ષને 'વધ–નિષેધ' અહિંસા વર્ષ ઘોષિત કર્યું હતું

ગુજરાત રાજ્ય સરકારે મહોત્સવની ઉજવણી માટે રૂા.૧૫ લાખનું અનુદાન આપ્યું અને તેના તરફથી આ પાવન પ્રસંગ નિમિત્તે જે કાર્યો થયાં અને થવાનાં છે તો આ પ્રમાણે છે :

- ☐ હઠીસીંગના દેરાસરની જગામાં ૭૨ ફૂટ ઊંચો 'કીર્તિસ્થંભ' ઉભો કરાશે. 'સ્થંભ'નો ખર્ચ રૂા. સાડા પાંચથી છ લાખનો થવાનો અંદાજ છે.
- ☐ જૈન સાહિત્ય અને સ્થાપત્યનું પ્રદર્શન યોજવા માટે રૂા. દોઢ લાખ મંજુર કર્યાં.
- ☐ 'સર્વજ્ઞ શ્રમણ ભગવાન મહાવીર' નામના પુસ્તક પ્રકાશન માટે રૂા. ૨૫ હજાર મંજુર કર્યાં. સમિતિએ બાકીના રૂા. ૬૫ હજાર સત્વરે મંજુર કરવા વિનંતી કરી છે.
- ☐ અલભ્ય બનેલ 'શત્રુંજય ટેમ્પલ્સ' નામનું ડો. બર્જેસ લિખિત પુસ્તકનું પુનઃ પ્રકાશન કરવાનો નિર્ણય થયો છે.
- ☐ ગુજરાત વિશ્વ વિદ્યાલયનાં પુસ્તકાલયમાં 'મહાવીર કક્ષ'ની સ્થાપના માટે રૂા. ૫૦ હજારનું અનુદાન અપાયું.
- ☐ 'આસ્પેક્ટ ઓફ જૈન આર્ટ એન્ડ આર્કિટેક્ટ' વિષય પરના પરિસંવાદમાં વંચાયેલ પેપરનું પુસ્તક છપાઈ રહ્યું છે.

છેલ્લે આ વાતની આનંદ અને ગૌરવ પૂર્વક નોંધ લેવી રહી કે હાલ દિવંગત પણ નિર્વાણ વર્ષ દરમ્યાન વિદ્યમાન અને અમદાવાદમાં બિરાજમાન પૂજ્ય આચાર્ય શ્રી વિજયનંદનસૂરીશ્વરજી મહારાજે, આપણાં દેશના વડાપ્રધાન શ્રીમતિ ઇન્દિરા ગાંધી પર નિર્વાણ વર્ષની ઉજવણીની સફળતા માટે શુભ આશીર્વાદ આપતો વ્યક્તિગત પત્ર લખતાં ઉજવણીને વધુ બળ અને ઉત્સાહ મળ્યા હતા. દેશભરમાં જે ભવ્યતાથી ઉજવણી થઈ તેમાં આ દિવંગત પૂજ્ય આચાર્યશ્રીનું મંગળ માર્ગદર્શન સારા પ્રમાણમાં મળ્યું હતું. એમ કહી શકાય કે શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘના બે સફળ સુકાનીઓ પૂજ્ય આચાર્યશ્રી વિજયનંદનસૂરિજી મહારાજ અને શેઠશ્રી કસ્તુરભાઈની રાહબરી હેઠળ આખાય વર્ષની ઉજવણી વધુ ભવ્ય, દિવ્ય અને ચિરસ્મરણીય બની રહી.

# ગુજરાત રાજ્ય

## ભગવાન મહાવીર ૨૫૦૦મી
## નિર્વાણ મહોત્સવ

# સમિતિ

સંરક્ષક : રાજ્યપાલ શ્રી કે. કે. વિશ્વનાથન

પ્રમુખ : શ્રી કસ્તુરભાઈ લાલભાઈ

ઉપપ્રમુખ : શ્રી કાન્તીલાલ ઘીયા

### સર્વશ્રી સભ્યો

કે. ટી. સતારાવાલા
બાબુભાઈ જસભાઈ પટેલ
જગદીશચંદ્ર બાલુભાઈ
ઈશ્વરભાઈ જેઠાભાઈ
આત્મારામ ભોગીલાલ સુતરિયા
ચંદ્રકાન્ત છોટાલાલ ગાંધી
રતિલાલ દીપચંદ દેસાઈ
નરોત્તમભાઈ કેશવલાલ
દલસુખભાઈ માલવણિયા
ઉમાકાન્ત પી. શાહ
મધુસુદન એ. ઢાંકી
ભગવતપ્રસાદ આર. પટેલ
ગણેશમલજી દૂગડ
શુભકરણજી સુરાણા
નથમલજી સેઠિયા
શાંતિભાઈ
કુસુમભાઈ ઝવેરી
ચંપાલાલજી જૈન
ઇન્દ્રવીરપ્રસાદ જૈન
બાબુભાઈ ચુનીલાલ મહેતા
ચીમનલાલ ચુનીલાલ શાહ
ચન્દ્રકાન્ત બકુભાઈ (રાજીનામું આપેલ)

દલસુખલાલ છગનલાલ શાહ
કપિલભાઈ કોટડિયા
જયંતિલાલ ઠાકોરલાલ મોદી
કાન્તિલાલ માણેકચંદ શાહ
દુર્લભજી રામજી વીરાણી
કેશવલાલ અમૃતલાલ પારેખ
શાંતિલાલ મંગળદાસ
અમૃતલાલ મગનલાલ ગાંધી
કરસનભાઈ લઘુભાઈ
ચીમનલાલ સી. શાહ
ખીમચંદ મગનલાલ વોરા
ડૉ. હરિવલ્લભ ભાયાણી
ડૉ. ભોગીલાલ સાંડેસરા
મોહનલાલ પટેલ
બાપાલાલ વૈદ્ય
રસિકલાલ છોટાલાલ પરીખ
પંડિત બેચરદાસ દોશી
પંડિત સુખલાલજી સંઘવી
રતિલાલ પાનાચંદ ગાંધી
રાજ્યના સાંસ્કૃતિક પ્રવૃત્તિના નિયામક
જીવતલાલ પ્રતાપશી (રાજીનામું આપેલ)



ભગવાન શ્રી મહાવીરસ્વામીના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવની રાષ્ટ્રીય ધોરણની ઉજવણીને અમો આવકારીએ છીએ. ઉજવણી પૂર્ણ રીતે સફળ નીવડો અને આ ઉજવણીથી ભગવાન મહાવીરના અહિંસા અને વિશ્વમૈત્રીના મહાન સિદ્ધાંતોનો વિશ્વવ્યાપી પ્રચાર થાય અને તે દ્વારા સમસ્ત માનવજાત પરસ્પરના વેરભાવને વિસરે એવી અમારી શુભેચ્છા તથા શુભાશીર્વાદ છે.

વિશ્વ આજે વિનાશને પંથે આગળ વધી રહ્યું છે ત્યારે ભગવાન મહાવીરના અનેકાંતવાદ, પરમત-સહિષ્ણુતા, શાંતિમય સહઅસ્તિત્વ, અહિંસા, વિશ્વપ્રેમ અને કરુણાના સિદ્ધાંતો જ વિશ્વને વિનાશના પંથે જતું અટકાવનાર અને શાંતિ, વિશ્વપ્રેમ તથા સમૃદ્ધિના માર્ગે દોરી જશે. આ હેતુ માટે ભગવાન મહાવીરના દરેક સિદ્ધાંતોનો દરેક સ્તરે જેટલો ફેલાવો અને પ્રચાર થાય, તેટલો જીવમાત્રને ફાયદો છે. અને ભગવાન મહાવીરના સિદ્ધાંતોના પાલન કરનારાં દેશ તથા વિશ્વ આધ્યાત્મિક અને નૈતિક ઉન્નતિ મેળવશે.

—આચાર્ય વિજયનન્દનસૂરિજી મહારાજ

અમદાવાદ

પૂજ્ય આચાર્ય ભગવંત
શ્રી વિજયનંદનસૂરિજી મહારાજના
ભારતના વડાપ્રધાન
શ્રીમતિ ઇન્દિરા ગાંધીને
શુભ આશીર્વાદ

卐 卐 卐 卐 卐 卐 卐 卐

વિશ્વ પિતા
પ્રભુ મહાવીરનાં
અમે
સૌ સંતાન

卐 卐 卐 卐 卐 卐 卐 卐



પૂજ્ય આચાર્યશ્રી વિજયનંદનસૂરિજી મહારાજ અને પૂજ્ય આચાર્ય શ્રી છોટાલાલજી મહારાજ વીર નિર્વાણ શતાબ્દી ઉજવણીની ચર્ચામાં તલ્લીન

## અમદાવાદ

અમદાવાદ : આસો વદ તેરશથી અમદાવાદના શ્રીસંઘ તરફથી શેઠ હઠીસિંગ કેસરી સિંગની વાડીના તીર્થસ્વરૂપ જિનમંદિરમાં ભગવાન મહાવીર દેવનીશ્યપચીસમી નિર્વાણ શતાબ્દીની ઉજવણીમાં ઉપલક્ષ્યમાં અષ્ટાહ્નિકા મહોત્સવ શરૂ થયો.

કુંભસ્થાપના, નવગ્રહાદિ પાટલા પૂજન આસો વદ ચૌદશે થયા. આ બધાંની ઉછામણી બોલાઈ હતી.

આસો વદ અમાસે તા. ૧૩ નવેમ્બરે રૂતાસા પોળ–રીચી રોડ પર આવેલા શ્રી મોટાં મહાવીરના દેરાસરેથી ભવ્ય વરઘોડો નીકળ્યો. વરઘોડામાં અનેક ઘોડા, નૃત્ય, બગી પોલીસ બેન્ડ હિન્દુ જીમખાના બેન્ડ વગેરે આકર્ષક રીતે ગોઠવાયા હતાં. અમદાવાદનાતમામ જૈન મહિલા સંગીત મંડળો પોતાના કુલ સ્ટાફ સાથે હાજર રહ્યાં હતાં. આ મંડળોની બહેનોએ વરઘોડામાં હૈયાની હોંશથી રાસ ગરબા–નૃત્ય કરીને સૌને ભાવતરબોળ બનાવ્યા હતા.

એક વિશાળ અને સુંદર રીતે સજાવેલી બગીમાં ભગવાન મહાવીરની દૂધ જેવાં સફેદ આરસમાં કંડારેલી ત્રીસ ઇંચ પ્રમાણ ભવ્ય મૂર્તિ (અપતિષ્ઠિત) પધરાવેલી એ મૂર્તિ સૌને માટે એક અનોખું આકર્ષણ કેન્દ્ર બની હતી.

પૂજ્ય આચાર્ય શ્રી વિજયનંદન સૂરીશ્વરજી મ; પૂજ્ય આ. શ્રી દેવેન્દ્રસાગર સૂરીશ્વરજી મ. આ શ્રી ઓંકાર સૂરીશ્વરજી મ આદિ પૂજ્ય આચાર્ય દેવો ઉપરાંત, લવારની પોળનો ઉપાશ્રય ડહેલાનો ઉપાશ્રય, ભટ્ટીની બારીનો ઉપાશ્રય, વિમળનો ઉપાશ્રય વગેરે અનેક ઉપાશ્રયોથી દરેક સમુદાયના પૂજ્ય મુનિરાજો આ વરઘોડામાં પધાર્યા હતા.

વરઘોડામાં હજારોની સંખ્યામાં ગૃહસ્થવર્ગે ભાગ લીધો હતો. એ દૃષ્ટિએ અમદાવાદ માટે આ અભૂતપૂર્વ વરઘોડો હતો.

શહેરના વિભિન્ન રસ્તાઓ પર ફરીને આ વરઘોડો હઠીસિંહની વાડીએ ઉતર્યો. ત્યાં મહિલામંડળીઓના તમામ બહેનોએ વાડીના વિશાળ મેદાનમાં જિનભક્તિ ગરબા ગાયાં પછી પૂજ્ય આચાર્ય ભગવંતોનું મંગળાચરણ સાંભળ્યા બાદ સૌના લાડુ–ગાડિયાથી ભક્તિ



કરવામાં આવી.

વાડીના દેરાસરની ભમતી-માં શ્રી જલમંદિર–પાવાપુરી વગેરે રચના પણ કરવામાં આવી હતી

વરઘોડામાં જુદી જુદી બગીઓમા ભગવાન મહાવીરનાં પાંચ કલ્યાણકના સુંદર ચિત્ર પટો પધરાવવામાં આવ્યા હતા.

અમદાવાદના રાજસ્થાની સમાજ તરફથી પણ આજે આ નિમિત્તે ભવ્ય વરઘોડો નીકળેલો. તેમા બે ખુલ્લા ટ્રકમાં ભગવાન મહાવીરના બે જીવનપ્રસંગોની નયનરમ્ય દર્શનીય રચનાઓ ગોઠવવામાં આવેલ. રાજસ્થાની સ્વ૰સેવકભાઈઓ, મંડળો, વિદ્યાર્થીઓએ ભાગ લઈને ભારે રંગ જમાવ્યો હતો.

આ વરઘોડો શરૂઆતથી જ રિલીફરોડ ઉપર શ્રીસંઘના વરઘોડા સાથે જોડાઈ ગયો હતો એટલે આજના વરઘોડાની રોનક અદ્‌ભુત દીસતી હતી.

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી, તથા પત્રકારો વગેરેએ આ વરઘોડામાં તથા મહોત્સવના વિભિન્ન કાર્યક્રમોમા હાજર રહી, ફિલ્મ, ફોટોગ્રાફ. રિપોર્ટ, વગેરે લીધાં હતા. આ વરઘોડાના દૃશ્યો બીજે દિવસે ટેલિવિઝન પર પ્રસારિત કરાયા હતા અને જુદા જુદાં થિયેટરોમાં ફિલ્મોમાં પણ વરઘોડાના દૃશ્યો માહિતી વિભાગ તરફથી દેખાડવામાં આવ્યા હતા.

કાર્તક શુદ બીજના દિવસે સવારે વાડીના વિશાળ મેદાનમાં તૈયાર થયેલા ભવ્ય મંડપમાં એક જાહેર સભાનું આયોજન પૂજ્ય આચાર્ય ભગવંતોની નિશ્રામાં કરવામાં આવ્યું હતું. એમાં પૂ. આ. શ્રી વિજય નંદન સૂરીશ્વરજી મ., પૂ આ. શ્રી વિજય મંગળપ્રભસૂરીશ્વરજી મ. પૂ. આ. શ્રીવિજય ભાનુચંદ્રસૂરીશ્વરજી, પૂ. પં. શ્રી દોલતસાગરજી ગણિ, વ. વિભિન્ન સમુદાયના મુનિવરો ઉપસ્થિત હતા. આ ઉપરાંત, સ્થાનકવાસી સંપ્રદાયના પંડિત મુનિશ્રી પુષ્કરમુનિજી મ., શ્રી દેવેન્દ્ર મુનિજી-શાસ્ત્રી, આચાર્ય છોટાલાલજી મ. વ. મુનિવૃન્દ પણ પધારેલ.

ગૃહસ્થોમાં સર્વ શ્રી શ્રેણિકભાઈ કસ્તુરભાઈ વ. શ્રેષ્ઠિગણ, શ્રી કાંતિલાલ ઘીયા, સેલ્સટેક્ષ જજ શ્રી એ. કે. શાહ, પં. શ્રી હસમુખભાઈ માલવણિયા આદિ ગૃહસ્થગણની હાજરી વિશાળ અને નોંધપાત્ર હતી.

પૂ. મહારાજ સાહેબો, અને કેટલાંક ગૃહસ્થોએ પ્રાસંગિક મનનીય પ્રવચનો કર્યાં હતાં.

કારતક શુદ ચોથના દિવસે દેરાસરમાં અષ્ટોત્તરી સ્નાત્ર ભારે ઠાઠથી ભણાવવામાં આવ્યું હતું. આ સ્નાત્રમાં પણ સ્થા. આ. શ્રી છોટાલાલજી વગેરે પધારેલ ને પૂજા પણ ભણાવેલ. અમેરિકાથી આવેલા શ્રી ચિત્રભાનુ વ. પણ આ પ્રસંગે હાજર રહ્યાં હતાં.

કારતક શુદ પાંચમે મહોત્સવનો છેલ્લો દિવસ હતો. સવારે દેરાસરમાં સત્તરભેદી પૂજા ખૂબ સારી રીતે ભણાવાઈ. દિલ્હીની ઉજવણીમાં ભાગ લેવા ગયેલા શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈ આવી ગયા હોઇ તેમણે આ કાર્યક્રમમાં છેલ્લે દિવસે હાજરી આપી હતી.

આ મહોત્સવ દરમ્યાન, જીવદયા, મૂંગા જીવોને અભયદાન, અનાથાશ્રમ, આંધળા બહેરાં મૂંગા બાળકોની શાળાઓ, રકતપિત્તયાની હોસ્પિટલ, બીજી હોસ્પિટલો, વગેરે સ્થળે ખોરાક દવા વગેરે આપીને અનુકંપાદાન ખૂબ સારાં પ્રમાણમાં કરવામાં આવ્યું હતું.

અમદાવાદ : કાર્તક શુદિ ૬ થી કા. શુ-૧૦ સુધી એક પંચાહ્નિકા મહોત્સવ પાંજરાપોળ શ્રીસંઘતરફથી પાંજરાપોળે આ નિમિત્તે ઉજવાયો.

તેમાં વીશસ્થાનક પૂજન તથા લઘુ શાંતિસ્નાત્ર વગેરે કાર્યક્રમો રાખવામાં આવ્યા હતા. પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજય નંદન સૂરીશ્વરજી મ. સા. ની પ્રેરણાથી આ ઉત્સવ ઉજવાયો હતો.





શેઠ શ્રી કસ્તુરભાઇ પૂજ્ય આચાર્યશ્રી નંદનસૂરિજી આદિ મહારાજોને, દિલ્હીમાં થયેલ શાનદાર ઉજવણીનું વર્ણન કરી રહ્યા છે.

# પૂજ્ય આચાર્યશ્રીને 'સમણસુત્તં' ગ્રંથ સમર્પણ

ગુજરાત રાજ્યની મહાવીર નિર્વાણ મહોત્સવ સમિતિ તરફથી ભગવાન મહાવીરના જન્મ-કલ્યાણકની ઉજવણીનો ચાર દિવસનો કાર્યક્રમ જૈનસંઘના ચારે ફિરકાઓ માટે, તા. ૨૩ થી ૨૬ એપ્રિલ સુધી ગોઠવાયો હતો. સમારોહ શેઠ હઠીસિંગની વાડીમાં, વિશાળ મંડપમાં ખૂબ આનંદ અને ઉત્સાહથી ઊજવાયો.

તા. ૨૩-૪-૭૫—સવારના સાડાદસ વાગતાં સમારોહની મંગલ શરૂઆતની સભા મળી હતી. શ્રી ભાઈલાલભાઈની પ્રાર્થના બાદ સમિતિના ચેરમેન શેઠ શ્રી કસ્તુરભાઈ લાલભાઈના સ્વાગત-પ્રવચન પછી આચાર્ય મહારાજશ્રી વિજયનંદનસૂરિજી, સ્થાનકમાર્ગી મુનિશ્રી કનૈયાલાલજી, તેરાપંથના મુનિશ્રી સુખલાલજી તથા ઈંદોરથી પ્રગટ થતા 'તીર્થંકર" માસિકના સંપાદક ડૉ. નેમિચંદ્રજી જૈનનાં પ્રવચનો થયાં હતાં. આ પ્રસંગે "સમણસુત્તં" ગ્રંથ શેઠશ્રી કસ્તુરભાઈએ આ. શ્રી વિજયનંદનસૂરિજીને અર્પણ કર્યો હતો. રાત્રે શ્રી જૈન પ્રાચ્ય મહિલા મંડળે ભાવના કરી હતી.

તા. ૨૪-૪-૭૫—સવારના દસ વાગતાં ઊજવણીની મુખ્ય સભા મળી હતી. શ્રી ભાઈલાલભાઇ તથા મહાસતી શ્રી કસ્તુરાંજીએ પ્રાર્થના કરી હતી. શેઠ શ્રી કસ્તુરભાઇના આવકાર નિવેદન બાદ મુખ્ય અતિથિ, ગુજરાતના ગવર્નર માનનીય કે. કે. વિશ્વનાથન, શ્રી ગણેસમલજી દુગડ,

'અર્હન્ જિનંદા
મેરે મન વસિયા...'
જિન ભક્તિમાં
આત્મલીન બનેલા
શ્રી જૈન સંઘના
સફળ અને યશસ્વી
સુકાનીઓ...





હઠીસિંહજીના
દેરાસરમાં શ્રી
અષ્ટોત્તરી સ્નાત્ર
મહોત્સવમાં
પંડિત શ્રી
છોટાલાલજી મહારાજ
સહિત
પૂજ્ય શ્રમણ
ભગવંતો...



પૂજ્ય આચાર્યશ્રી
નંદનસૂરિજી મહારાજ
સાથે નિર્વાણ-
મહોત્સવની ચર્ચા કરતાં
પંડિતશ્રી દલસુખભાઈ
માલવણીઆ, અને
શ્રી રતિલાલ દીપચંદભાઈ
તેમજ અન્ય મહાનુભાવો

## સત્કાર્યો માટે કમાણીના મોટાભાગની રકમમાંથી મહાવીર ટ્રસ્ટની રચના

અમદાવાદના અગ્રણી ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ શ્રી સી. સી. શાહે પોતાના જીવનની કમાણીનો મોટો ભાગ સત્કાર્યમાં વાપરવાના હેતુથી શ્રી મહાવીર ટ્રસ્ટની સ્થાપના કરી છે.

ગયા વર્ષે દુષ્કાળની વિષમ પરિસ્થિતિમાંથી ગુજરાતના પશુધનને બચાવવા માટે સદ્‌વિચાર પરિવાર તરફથી ગુજરાત યુનિવર્સિટીની ૧૨૫ એકર પડતર જમીનમાં ઘાસ ઉગાડીને દુષ્કાળ પીડિત પશુઓને નિભાવવાનો જે કાર્યક્રમ હાથ ધર્યો તેમાં પ્રેમભર્યા સહયોગ રૂપે, પ્રભુ મહાવીરની નિર્વાણ જયંતીના ૨૫૦૦મા વર્ષને ૧૦૦થી ગુણીને અઢી લાખ રૂપિયાનો ફાળો પોતાની અંગત કમાઈમાંથી તેમ જ પોતાના મિત્રોમાંથી એકઠો કરીને શ્રી મહાવીર ટ્રસ્ટ દ્વારા સદ્‌વિચાર પરિવારને અર્પણ કર્યો હતો.

# નવકારનો સપ્તાહ સુધી અખંડ જાપ

અમદાવાદ : ભગવાન શ્રી મહાવીરસ્વામીના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક મહોત્સવ સમિતિના ઉપક્રમે ભ. મહાવીરસ્વામીજીના દહેરાસરેથી ચતુર્વિધ શ્રીસંઘની વિશાળ ઉપસ્થિતિમાં અપૂર્વ રથયાત્રા નીકળી હતી. ૭૫ વર્ષમાં આવો ભવ્ય વરઘોડો પ્રથમ નીકળ્યો હતો. શહેરના અનેક દેરાસરો અને ઊપાશ્રયે વિવિધ કાર્યક્રમો યોજાએલ, આ દિવસે ગરીબ–ગરબાને ભોજન તથા પશુ–પક્ષીઓને અભયદાન આપવાના કાર્યો થયેલ.

અમદાવાદ : આચાર્ય શ્રી રામરત્નપ્રભસૂરિજી મહારાજના ડેલાના ઉપાશ્રયે ચાતુર્માસ દરમ્યાન મોક્ષ કલ્યાણક, નિર્વાણ કલ્યાણક આદિની ઉજવણી કરવામાં આવી. ગુણાનુવાદ સભા વગેરે પ્રસંગોમાં પણ આચાર્યશ્રી પધાર્યા હતા.

અમદાવાદ–કૃષ્ણનગર : આચાર્યશ્રી વિજયભુવન શેખરસૂરિજી, મુનિશ્રી મહિમાવિજયજી આદિની નિશ્રામાં વિવિધ અનુષ્ઠાનો પૂર્વક અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવાયો.

અમદાવાદ : શ્રી જૈનનગર પ્રગતિમંડળ ની બહેનોએ ઉજવણીના વર્ષ દરમ્યાન દર અમાસે સ્નાત્રપૂજા તેમ જ પાનસર તીર્થ જિનભક્તિ, અમદાવાદ દેરાસરોની ચૈત્યપરિપાટી વગેરે કાર્યો યોજ્યા હતા.

અમદાવાદ : અત્રે શ્રી ઉસ્માનપુરામાં શ્રી સંઘ તરફથી ભગવાનના પાંચેય કલ્યાણકોને આવરી લેતી કલાત્મક રચનાઓ રોશની સાથે જાહેર દર્શન માટે મૂકાઈ હતી.

અમદાવાદ : અત્રે ઉસ્માનપુરા શ્રી વર્ધમાન જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘે ૨૩મી એપ્રિલે મુનિશ્રી જ્ઞાનસાગરજી મહારાજની



નિશ્રામાં અને પંન્યાસ શ્રી દોલતસાગરજી અને મુનિશ્રી નરદેવ વિજયજી મહારાજની ખાસ ઉપસ્થિતિમાં ત્રણ દિવસ સુધી જન્મ કલ્યાણકની ઉજવણી કરી. જન્મદિને છપ્પન દિક્‌ કુમારીકા સ્નાત્ર મહોત્સવ ભણાવાયું. રાત્રે ભાવના થઈ. આ પ્રસંગે રૂપિયા સાતેક હજારની રકમ કસાઈખાનેથી જીવો છોડાવવા માટે મળી. અનાથ, અપંગ રોગી અને ગાંડાઓના દવાખાનામાં તેઓને મીઠાઈની પ્રભાવના કરી.

અમદાવાદ : ઉસ્માનપુરમાં અત્રેના શ્રી શ્વે મૂર્તિ સંઘ તરફથી દુષ્કાળ રાહત નિમિત્તે કચ્છ તથા બનાસકાંઠામાં રૂ. ૧૩૬૬૧ની રકમ મોકલવામાં આવેલ. અહીંની સેવાભાવી પાંચ સંસ્થાઓમાં લુલા, અપંગ વિ. ને લાડુ આપવામાં આવ્યા હતા. જુદા જુદા દેરાસરોના જીર્ણોદ્ધાર માટે રૂ. ૧૩૬૬૧ ફાળવવામાં આવ્યા.

ઉસ્માનપુર વર્ધમાન જૈન શ્વેતાંબર મૂર્તિ પૂજક સંઘ તરફથી ભવ્ય રોશની આ અવસરે કરવામાં આવી.

અમદાવાદ : સરસપુરમાં મુનિશ્રી શ્રેયાંસવિજયજીની નિશ્રામાં વિવિધ તપ–જપ, બારસાસૂત્રનું પ્રકાશન વગેરે કાર્યો થયા.

અમદાવાદ : પ્રચારક શ્રી સુરેશચંદ્ર સી. શાહની પ્રેરણાથી અત્રે પાઠશાળાઓમાં ૨૫૦૦ સામાયિક થયાં.

અમદાવાદ : મણીનગરમાં નિર્વાણ દિન નિમિત્તે સપ્તાહ સુધી નવકાર મંત્રનો અખંડ જાપ થયો. પ્રભાતફેરી નીકળી.

અમદાવાદ : મણીનગરમાં મહાસતીજી દર્શનાબાઇ સ્વામીની પ્રેરણાથી જન્મ કલ્યાણક પ્રસંગે શ્રી મહિલા મંડળ તરફથી રક્તપીતિયા આશ્રમમાં તેમજ વટવા આશ્રમમાં ભોજન અપાયું.



રંગોળી : અમરેલીના જૈન ઉપાશ્રયમાં પંચ પરમેષ્ઠીની : રંગોળી

આમોદ : આચાર્યશ્રી ચિદાનંદસૂરિજી મહારાજની નિશ્રામાં ત્રણ દિવસ સુધી નિર્વાણોત્સવ ઉજવાયો. જૈન યુવક મંડળના યુવાનોએ પૂંઠા પર પાવાપુરી જલ મંદિરની રચના કરી. મુંબઇથી પધારેલ શ્રી કુમારપાળ વિ શાહે પ્રાસંગિક પ્રવચન કર્યું.

અમરેલી : જન્મકલ્યાણક દિને ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. જેમાં તમામ ફિરકાના જૈનો જોડાયા હતા. રંગોળીનો કાર્યક્રમ થયો હતો. દિપકોની રંગોળી આકર્ષક હતી.

અહીંના જૈન યુવક મંડળે રંગોળી–પ્રદર્શન યોજ્યું હતું જે ઘણું જ આકર્ષક રહ્યું હતું.

ભરૂચ : શ્રી આત્માનંદ જૈન ગુરૂકુળના કાર્ય વાહકે અને શ્રી સંઘના સંયુક્ત ઉપક્રમે ભગવાનનો જન્મોત્સવ ઉજવાયો. હાઇસ્કુલના પ્રિન્સિપાલ શ્રી કુમુદચન્દ્ર ઠાકરે જૈનધ્વજ ફરકાવ્યો. આ પ્રસંગે પ્રભાતફેરી અને ગુણાનુવાદ સભાનું આયોજન થયું.



## પ્ર તી જ્ઞા

ભુજપુર (કચ્છ) સ્થાનકવાસી જૈન સંપ્રદાયના પં. મુનિશ્રી છોટાલાલજી, મુનિશ્રી રમેશચન્દ્રજી તથા મુનિશ્રી નવીનચન્દ્રજી આદિની નિશ્રામાં કચ્છમાં અનેક લોકોએ દારૂ, જુગાર, માંસાહારનો નિષેધ કરવાની પ્રતિજ્ઞા લીધી છે.

આ વર્ષમાં મહારાજશ્રીની નિશ્રામાં છસરા (કચ્છ) ખાતે હાઈસ્કુલ ઉદ્ઘાટન સમારોહ અને કોકીલાબહેનનો ભગવતી દીક્ષા સમારોહ ઉજવાયો. આ સમારંભમાં પશ્ચિમ રેલ્વેના જનરલ મેનેજર શ્રી એ. કે. ગુપ્તા અને રાજકુટુંબના સભ્યોએ ખાસ હાજરી આપી હતી.

બોટાદ : આચાર્યશ્રી વિજય દક્ષસૂરિશ્વરજી મ. ની નિશ્રામાં શ્રી લાવણ્યસૂરિશ્વરજી જ્ઞાનમંદિરમાં 'સમવસરણ' મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. જેમાં ભ. મહાવીરના જીવન પ્રસંગોને દેદીપ્યમાન કોતરેલી ભવ્ય રચનાઓ, શ્રી આદિનાથ જૈન મિત્ર મંડળે કરી હતી. એક મોટો વરઘોડો પણ કાઢવામાં આવ્યો હતો. પાર્શ્વનાથ જૈન મંડળે પણ હર્ષ વિજયજી જ્ઞાન શાળામાં જલ મંદિરની રચના કરી હતી. શ્રી આદિનાથ જૈન મિત્ર મંડળના ઉપક્રમે શ્રી શંખેશ્વર, લોયણી, પાનસર વિ. નો યાત્રાપ્રવાસ યોજવામાં હતો.

આ ઉપરાંત ગરીબોને ભોજન, દરદીઓને તબીબી સેવા, જીવદયા અને અનુકંપા તથા પ્રભાતફેરી પ્રદર્શનના કાર્યક્રમો પણ થયા હતા, ખાસ દીવાળી કાર્ડો પણ છપાવ્યા હતા.

## ભદ્રેશ્વર તીર્થમાં



## કીર્તિસ્થંભ થશે

ભદ્રેશ્વર તીર્થ : જીવદયા. માનવરાહત વગેરેમાં રૂા. લાખેકનું દાન-પુણ્ય, અનેક વરઘોડા, રંગોળી પ્રદર્શન, પાંચ દિવસનો મહોત્સવ, શ્રી મહાવીરનગર નામકરણ વિધિ વગેરે અનેક કાર્યો સમ્પન્ન થયા, અચલગચ્છ કલ્યાણ કેન્દ્ર દ્વારા કચ્છના ૭૬ ગામોમાં રૂા. ૫૫ હજારની સહાય આપવામાં આવી.

ભદ્રેશ્વર તીર્થ : શ્રી ભદ્રેશ્વર વસઈ તીર્થ ટ્રસ્ટે ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણકની ઉજવણી નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ, કીર્તિસ્થંભ, ધ્યાનમંદિર, તીર્થના પરિચય ગ્રંથનું પ્રકાશન, સાધર્મિક ભક્તિ, તેમ જ માનવ રાહત અને પશુ રાહતના કાર્યોમાં રૂા. ૧ લાખ ખર્ચવા વગેરે વિવિધ કાર્યો કરવાનો નિર્ણય લીધેલ.

કેવળ જ્ઞાન કલ્યાણક પ્રસંગે ત્રણ રંગોળીની રચના શ્રી રમણિકભાઇ હલોઈવાળાએ કરી. તેમજ વરઘોડો, પૂજાદિ કાર્યક્રમો યોજાયા. ભદ્રેશ્વર ગામની દરેક કોમોને તીર્થ તરફથી મિષ્ટાન્ન જમણ અપાયું. સમગ્ર ગામે પાખી પાળી હતી. વરઘોડા અને પાખી છેલ્લા ૩૦-૪૦ વર્ષમાં કદી નહોતાં થયાં તેવાં થયાં. માછીઓની જાળ બંધ રખાઈ હતી, તીર્થના બધા કર્મચારીઓને અનાજ આપવામાં આવ્યું. પાંચ દિવસનો મહોત્સવ ઉજવાયેલ. આ પ્રસંગે મુનિશ્રી અમરેન્દ્રવિજયજી આદિ તેમજ મુનિશ્રી જંબૂવિજયજી આદિ પધાર્યા હતા.

બોધણ (જિ, સુરત) : મુનિશ્રી મંગલવિજયજી નિશ્રામાં જન્મકલ્યાણકની ઉજવણી પાંચ દિવસના મહોત્સવપૂર્વક થઈ.



# ભુજમાં વિવિધ આધ્યાત્મિક ગ્રન્થોનું પ્રકાશન



કચ્છના મહારાવ શ્રી મદનસિંહજી, મુનિશ્રી અમરેન્દ્રવિજયજી મહારાજની નિશ્રામાં ઉદ્ઘાટન પ્રવચન કરે છે. નીચે જળમંદિર રંગ અને રેખામાં

ભુજ : મુનિશ્રી અમરેન્દ્ર વિજયજી, મુનિશ્રી કીર્તિચંદ વિજયજી, મુનિરાજશ્રી જિનચંદ્ર વિજયજી આદિની પ્રેરણાથી સંઘના દરેક ગચ્છના આગેવાનોની બનેલ સમિતિના ઉપક્રમે નિર્વાણ કલ્યાણકની ઉજવણી આઠ દિવસનો મહોત્સવ તેમ જ વિવિધ કાર્યક્રમો યોજી ઉજવવામાં આવી.

પ્રતિદિન પ્રભાતફેરી, સ્નાત્ર, ભાવના, પ્રવચનશ્રેણિ તેમ જ તપ-જપના કાર્યક્રમો, રથયાત્રા, અનુકંપા-જીવદયાના કાર્યો થયાં, શ્રી રમણિકભાઈ હલેઈવાળાએ બનાવેલ પાવાપુરી-જલ મંદિર, મહાવીર નિર્વાણ વગેરેની કલાત્મક રંગોળીઓનું પ્રદર્શન આદિનું આયોજન થયું હતું. રંગોળી પ્રદર્શનનું ઉદ્ઘાટન કચ્છના ભૂતપૂર્વ રાજવી મહારાવ શ્રી મદનસિંહજીના વરદ હસ્તે થયું. તેઓશ્રી તરફથી શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું તેઓશ્રીએ મહોત્સવમાં રૂા. ૨૫૦૦નો ફાળો પણ આપ્યો હતો. કલેક્ટર, ડી.એસ.પી. વગેરે અધિકારીઓ તેમ જ સામાન્ય જનસમૂહે મોટી સંખ્યામાં પ્રદર્શન નિહાળ્યું. નિર્વાણ દિને શહેરના કતલખાનાઓ બંધ રહ્યા હતા.

ભગવાનના દીક્ષા કલ્યાણકની ઉજવણી પણ તપ-જપ, વરસીદાનનો વરઘોડો, જાહેર પ્રવચન, ચિત્રપ્રદર્શન, માનવરાહત અને જીવદયા વગેરે કાર્યો દ્વારા ઉજવાઈ હતી.

મુનિરાજશ્રી અમરેન્દ્ર વિજયજી મહારાજ લિખિત પુસ્તકો 'આત્મજ્ઞાન અને સાધનાપથ' 'સ્વાનુભૂતિ અને સમ્યગ્દર્શન', 'સાધનાનું હૃદય' અને 'ચિત્તસ્થૈર્યની કેડીઓ'નું પ્રકાશન થયું.





ભાભર જૈન પાઠશાળાના શિક્ષક પંડિત શ્રી બેચરલાલ મણીલાલ
વિદ્યાર્થી ભાઈબહેનો સાથે

છસરા ખાતે નૂતન જૈન ઉપાશ્રયનો શિલાન્યાસ પણ નખાયો હતો.

મહાવીર કલ્યાણકના દિવસે ચારે ગચ્છોની સભા મળી હતી. મુનિશ્રી નવિનચન્દ્રજી 'લઘુશિશુ'ની પ્રેરણાથી અનેક જગ્યાએ ભેટ પુસ્તકો મોકલાયા હતા.

છસરા (કચ્છ) : આચાર્યશ્રી વિજય કલાપૂર્ણસૂરિજીની નિશ્રામાં અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો.

ભુજપુર : મુનિશ્રી છોટાલાલજી તથા મુનિશ્રી નવીનચંદ્રજી 'લઘુશિશુ'ની સાંનિધ્યમાં નિર્વાણ કલ્યાણક પ્રસંગે અઠ્ઠમ, આયંબિલ, જાપ આદિ ધર્માનુષ્ઠાનો અને વિવિધ વ્રત-નિયમો થયા હતાં.

દાઠા : મુનિશ્રી નિર્મળવિજયજી આદિની નિશ્રામાં શ્રી સંઘ તરફથી પાંચ દિવસનો મહોત્સવ અને તપ-જપ વગેરે થયા હતા.

ભાંભર : શ્રી જિતહીર બુદ્ધિ તિલક શાંતિચંદ્ર જૈન પાઠશાળામાં નિર્વાણ મહોત્સવ નિમિત્તે પાંચે મહોત્સવો પંડિત બેચરલાલ મણિલાલના નેતૃત્વમાં ઉજવાયા હતા. પ્રભાતફેરી તથા ગુણાનુવાદ સભા યોજાઈ હતી. પાઠશાળાની મોટી બહેનો માટે તત્વજ્ઞાનના ખાસ વર્ગો શરૂ કરવામાં આવ્યા.

ભાંભર : આચાર્યશ્રી વિજય કનકપ્રભસૂરિજી મહારાજની નિશ્રામાં જન્મ કલ્યાણકની ઉજવણી થઈ. ગુણાનુવાદ સભામાં આચાર્ય શ્રી, પાઠશાળાના શિક્ષક પંડિત બેચરલાલ મણિલાલ શાહે પ્રાસંગિક પ્રવચન કર્યાં. પ્રભાતફેરી પણ નીકળી હતી.

ચિત્તલ : જન્મકલ્યાણકની ઉજવણી દરેક ફિરકાના જૈનોએ તેમ જ જૈનેતરોએ પણ મળીને, આચાર્ય શ્રી વિજયયશોભદ્રસૂરિજી મહારાજની નિશ્રામાં ઉમંગભેર કરી. તપસ્યા, રથયાત્રા, સભા તથા ધાર્મિક અને સાંસ્કૃતિક કાર્યક્રમો સુંદર થયા.

ચિત્તલવાના : આચાર્ય શ્રી વિજય ભુવન શેખરસૂરિશ્વરજી મ૦ તથા મુનિરાજશ્રી મહિમાવિજયજીની નિશ્રામાં નિર્વાણ મહોત્સવ ઉજવાયો. જેમાં સાચોર, હાડેજા, કારોલા, બાલેરા, ગોળી, હાલીવાવડી, જાખ, નગર, દંડાલી, સણુયા, દેપ, સણવાલ, બોરોલ, સુરાસણ, ગડા, સીણદરી, ધમાણ, સણવાલ, ભાભર, રામપુરા, સવપુરા, ગણેશપુરા, ઢીમા, વિગેરે ગામોથી ભાવિકો આવ્યા હતા.

ગુણાનુવાદની જાહેરસભા થઈ. ઉપાશ્રયમાં અખંડ ૨૫૦૦ અક્ષતનો સાથિયો કરાયો. જન્મકલ્યાણકની ઉજવણી પ્રસંગે વરઘોડો નીકળ્યો.

દહેગામ : નિર્વાણ કલ્યાણક પ્રસંગે પ્રથમવાર જ રથયાત્રાનો વરઘોડો ચડયો. પાવાપુરી-જલમંદિર આદિની રચના કરવામાં આવી. સ્થાનિક તેમ જ આજુબાજુના જૈન-જૈનેતરોએ મોટી સંખ્યામાં ભાગ લીધો.



● સસ્તા દરના અનાજ માટે ફંડ

● ગરીબો માટે મફત રસોડું.

ડભોઈ : મુનિશ્રી જયંતવિજયજી આદિની નિશ્રામાં ત્રણ દિવસ તપ-જપ પૂર્વકની આરાધના તેમ જ મહાપૂજનાદિ થયેલ. મુનિ શ્રી પ્રમોદચંદ્રવિજયજી ગણિવર્યની પ્રેરણાથી ૯ દિવસ અખંડ જાપ સાથે એકાસણાં થયા. શ્રી યશોવિજયજી જૈન સેવાસદન સંચાલિત 'જૈન સ્ટોર'માં અપાતા સસ્તા દરે અનાજ માટે સારી એવી રકમનુ ફંડ કરવામાં આવ્યું.

ધાનેરા : અત્રે પારસ સોસાયટીમાં નૂતન જિનાલય, તપગચ્છ ઉપાશ્રય, પાઠશાળા આદિ આચાર્યશ્રી રાજેન્દ્રસૂરીશ્વરજી મ૦ ના સદુપદેશથી થયા છે. ધાનેરા રાહત સમિતિ તરફથી ગરીબોને માટે મફત રસોડું ખોલવામાં આવેલ. જૈન મહાજન પાંજરાપોળ કમેટી દ્વારા ચાલતી પાંજરાપોળમાં જીવદયાદિના મોટા પાયા પર કાર્યો થયા.

ધાનેરા : આચાર્ય શ્રી વિજયરાજેન્દ્રસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં પાર્શ્વસોસાયટીમાં ભવ્ય નૂતન જિનમંદિરનું કામ ચાલી રહ્યું છે. નવીન આયંબીલ ખાતાનું મકાન પણ એક સદ્દગૃહસ્થ તરફથી બનાવાઈ રહ્યું છે.

ઘોલેરા : ચૌમુખજી જિનાલય નિર્માણ કરવાનું આયોજન થયું, પ્રસંગોને અનુરૂપ વરઘોડો કાઢવામાં આવ્યો હતો. અને 'સાધર્મીઓમાં ગુપ્તરીતે ૧૭૦૦ કિલો અનાજની વહેંચણી કરવામાં આવી હતી. ઉપરાંત દુષ્કાળના પ્રસંગે મુગા નિરાધાર પશુઓને ૩૦૦૦ કિલો કડબ આપવામાં આવી હતી.

☆ ☆ ☆ ☆

કેટલીક વ્યક્તિઓની મુલાકાત સારી હોય છે, પરંતુ સહવાસ સારો નથી હોતો.

કોઈનો સહવાસ સારો રહે છે, મુલાકાત નહિ.

કેટલાકની મુલાકાત સારી હોય છે અને સહવાસ પણ.

કેટલાક એવા હોય છે જેની મુલાકાત સારી નથી હોતી તેમ સહવાસ પણ સારો નથી હોતો.

☆ ☆ ☆ ☆





ધ્રાંગધ્રા : સાધ્વી શ્રી પદ્મયશાશ્રીજી મહારાજની નિશ્રામાં ચિત્ર સંપૂટનું પ્રદર્શન, પાવાપુરી જલમંદિરની રંગોળી અને તેના ફરતા ૨૫૦૦ દીવડા વગેરેનું આયોજન કરી નિર્વાણોત્સવ ઉજવાયો.

ધ્રાંગધ્રા : સાધ્વીશ્રી પદ્મયશાશ્રીજી તથા સાધ્વીશ્રી ઋજુકલાશ્રીજીની નિશ્રામાં નૂતન વિજય મહિલા મંડળની બહેનોએ ધાર્મિક કાર્યક્રમો ઉપરાંત રથયાત્રા, પ્રભાતફેરી, રંગોળી વિ. કાર્યો યોજી ઉત્સવ મનાવ્યો.

ભગવાનના જીવન ચરિત્ર પર તથા ચિત્ર સંપુટનું પ્રદર્શન યોજાયું. હજારો જૈનજૈનેતરોએ તેના દર્શનનો લાભ લીધો

ગુંદાલા : આચાર્ય શ્રી રૂપચંદ્રજી મહારાજની નિશ્રામાં નિર્વાણોત્સવ પ્રસંગે ૨૫ હજારથી વધુ કલાકનું મૌન, પોણા બે કરોડ નવકાર મંત્રના જાપ તથા ૨૫૦૦ સામાયિક થયા.

ગોંડલ : શ્રી ગિરિશચન્દ્રજી મહારાજ તથા હરીશમુનીજીની નિશ્રામાં ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. જાહેરસભામાં અતિથિવિશેષ તરીકે મહારાજકુમાર શ્રી શિવરાજસિંહજી સાહેબ પધાર્યા હતા.

તા. ૨૩ થી ૨૫-૪-૭૫ સુધી મહાવીર જૈન પ્રદર્શનનું આયોજન કરવામાં આવ્યું હતું. નિબંધ સ્પર્ધા પણ યોજાઈ હતી.

# ગોધરામાં ભૂંડના શિકાર પર પ્રતિબંધ

ગોધરા : શ્વે. જૈનસંઘ તથા શ્રી જૈન યુવક મંડળે પ્રભાતફેરી પ્રભુ મહાવીરની ધુન સાથે કાઢી હતી. પાંચે ય કલ્યાણકોના દિવસો રૂ. બે લાખના ખર્ચે તૈયાર કરેલ રથ સાથે વરઘોડા કાઢવામાં આવ્યા હતા. પ્રભાતફેરી, સ્નાત્ર પૂજા, વિવિધ તપ-જપ વગેરે પણ યોજાયેલ.

આગની હોનારતમાં નષ્ટ પામેલ શ્રી ધર્મનાથ પ્રભુના મંદિરની જગ્યાપર શ્રી સિધ્ધચક્ર ભગવંતનું નવું દેરાસર બનાવવાનું શરૂ થયેલ છે.

સદ્‌વિચાર પરિવાર તરફથી તથા રોટરેટ ક્લબ તરફથી યોજાયેલ નેત્રયજ્ઞમાં સમાજના યુવાનો તથા ડોકટરોએ સેવા આપી હતી. યુવક મંડળ તરફથી ગ્રંથાલયની સ્થાપના કરવામાં આવી છે. જેની સાથે અ. સૌ. પરધાનબેન મણીલાલ ચુનીલાલ ખાંડીબારવાળાનું નામ જોડવામાં આવ્યું છે.

શ્રી કુમારપાળ વી. શાહ (શિબિરવાળા)ના પ્રયત્નથી ભૂંડના શિકાર પર પ્રતિબંધ મુકાયો હતો. આ ઉપરાંત જાહેર પ્રવચનો પણ યોજાયા હતા.

## ૨૫ દિવસની જ્ઞાન શિબિર

ગોંડલ : મહાસતીજી સવિતાબાઇ સ્વામીની નિશ્રામાં ૨૫ દિવસની "જ્ઞાન શિબિર"ની યોજનાથી થઇ. તેમાં એમ. એ. સુધીની ૩૫ બેનોએ ભાગ લીધો. ત્યારબાદ ૩ થી ૧૦ નવેમ્બર ૭૪ સુધીની બીજી એ જ્ઞાનશિબિર યોજાઈ. તેમાં ૧૮ બહેનોએ ભાગ લીધો. ૨૫૦ વ્રત-નિયમો લેવાયા અને વીર નિર્વાણ સાધના સપ્તાહ યોજી અને રીસાધના કરવામાં આવી.

જેતપુર : મુનિરાજ શ્રી ગિરિશચન્દ્રજી મ. તથા ભાગ્યોદયી શ્રી હરીશમુનિજી મ. ની નિશ્રામાં નિર્વાણ કલ્યાણકના સંવત્સર પ્રસંગે પ્રભાતફેરી કાઢવામાં આવી હતી, જૈન પાઠશાળાના હોલમાં મહાવીર જૈન પ્રદર્શન યોજાયું હતું.

જૈન ધાર્મિક શિબિર યોજાઇ હતી જેમાં શાળા કોલેજના ૧૯૦ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. વક્તૃત્વ સ્પર્ધા અને નિબંધ સ્પર્ધા પણ યોજાઇ હતી જેમાં વિજેતાઓને ઇનામો આપવામાં આવ્યા હતા.

જુના ડીસા : મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી [થરાદવાળા] ની નિશ્રામાં 'વીર જિનભક્તિ મંડળ' ની સ્થાપના, નિર્વાણ



કલ્યાણકની આરાધના, પાવાપુરી–જલમંદિરની રચના, ધાર્મિક લેખિત ઈનામી પરિક્ષા વગેરે કાર્યો સુંદર થયા.

કલોલ : અહીં નિર્વાણ મહોત્સવ ધામધૂમથી ઉજવાયો. વિવિધ અનુષ્ઠાનો તપારાધના ઉપરાંત પુરુષો માટે મોટો ઉપાશ્રય બાંધવામા આવ્યો. ચૈત્ર સુદ ૧૩ તથ ભાદરવા સુદ ૧ ના રોજ વરઘોડો ચડયો. હતો.

નૂતન જિનાલયની ઠાઠથી પ્રતિષ્ઠા થઇ હતી.

કામરોળ [તળાજા] : વર્ષોથી પરોણા દાખલ કરેલા પ્રતિમાજીઓની પ્રતિષ્ઠા જેઠ સુદ ૩–ગુરુવારના રોજ આચાર્યશ્રી વિજયધર્મધુરંધરસૂરિજી, આચાર્યશ્રી વિજયનીતિપ્રભસૂરિજી આદિની નિશ્રામાં, આઠ દિવસનો મહોત્સવ ઊજવવાપૂર્વક કરવામાં આવી.

ખીમત : આચાર્યશ્રી પ્રસન્નચંદ્રસૂરિજીની નિશ્રામાં અઠ્ઠાઈ મહોત્સવ, નિબંધસ્પર્ધા, વિવિધ આરાધના, સસ્તાભાવે અનાજ અને ઢોરોને નિરણ આપવા સાથેના અનેક કાર્યો થયા.

કચ્છ : સાધ્વીશ્રી જ્યોતિપ્રભાશ્રી આદિની નિશ્રામાં નરેડી, ગાંધીધામ, કોઠારા, મોથારા, સુથરી, નારાણપુર, રાય ધણજ વગેરે સ્થાનોમાં મહોત્સવ, વરઘોડો, ૨૫૦૦–૨૫૦૦ સાથિયા અને અન્ય સામુદાયિક આરાધના થઈ હતી.

કચ્છ : મુનિશ્રી માણેકવિજયજીની નિશ્રામાં કોટડીમહાદેવપુરીમાં ચ્યવન કલ્યાણક નિમિત્તે નવ દિવસનો મહોત્સવ ઉજવાયો. ગઢસીસામાં દીપાવલી દિને વરઘોડો, ૨૫૦૦ સાથિયા વગેરે થયા. હાલાપુરમાં કેવલજ્ઞાન કલ્યાણક નિમિત્તે વરઘોડો અઠ્ઠાઈ મહોત્સવ, ૨૫૦૦ સાથિયા વગેરે કાર્યક્રમો યોજાયા. ડુમરામાં નિર્વાણ કલ્યાણક નિમિત્તે ૨૫ દિવસનો મહોત્સવ, પાંચ વરઘોડા, તપ–જપ, વ્રત–નિયમો આદિ થયા, ભોજાયમાં પણ વિવિધ રીતે ઉજવણી થઈ.

માંડવી : ( જિ. સુરત ) : મુનિશ્રી મંગલ વિજયજીની નિશ્રામાં શ્વે તથા દિ. ભાઈઓએ સાથે મળી પ્રભાતફેરી, માંગલિક શ્રવણાદિનો લાભ લીધો. મહોત્સવ, પ્રવચન, સંઘજમણ, અને પુજન વગેરે પણ થયા.

મહુડી (મધુપુરી) જૈન શ્વેતાંબર કારખાના તરફથી દુષ્કાળ રાહતા ફંડ ચાલુ કરી ગરીબોને મફત અનાજ તથા ઢોર માટે ઘાસચારો આપવામાં આવ્યો હતો. મુખ્ય પ્રધાનના રાહત ફંડમાં રૂ. ૧૧,૧૧૧ આપવામાં આવ્યા. જીવદયા માટે પણ સારી રકમ આપવામાં આવી. દવાખાનામાં મફત દવા આપવામાં આવે છે. આચાર્યશ્રી કૈલાસસાગર સુરીશ્વરજી તથા આચાર્યશ્રી સુબોધસાગર સુરીશ્વરજીની નિશ્રામાં વિવિધ મહાપુજનો પુર્વક મહોત્સવ ઉજવવામાં આવ્યો.

## ૨૫૦૦ સાથિયાથી નિર્વાણ વર્ષની ઉપાસના



## દેરાસરોમાં આઠ આઠ દિવસના ઉત્સવ

કચ્છ–પત્રી : મુનિશ્રી પુનમચંદ્રજી સ્વામીની સાંનિધ્યમાં નિર્વાણ કલ્યાણકની ઉજવણી પ્રાર્થના, પ્રવચન. જાપ, પૂજા, સંવાદ વગેરે પૂર્વક પાંચ દિવસ યોજાઇ. મુનિશ્રી જીતેન્દ્રમુનિજીના પ્રભાવક પ્રવચન થયા.

મુનિપ્રવરશ્રી જંબૂવિજયજી મની નિશ્રામાં ઘણી સુંદર તેમજ અપૂર્વ ઉલ્લાસપૂર્વક ધર્મારાધના થઈ હતી.

માંડલ : મુનિશ્રી રામચંદ્રજીની નિશ્રામાં અઠ્ઠાઈ મહોત્સવ, વરઘોડાઓ, તપશ્ચર્યાઓ, સાધર્મિક સહાય વગેરે કાર્યો થયા

મહુવાબંદર : પંન્યાસશ્રી વિજયચંદ્રવિજયજી તથા સાધ્વીશ્રી વિદ્યુતપ્રભાશ્રીની પ્રેરણાથી ૨૫૦૦ આયંબિલ, ૨૫૦૦





જિનપૂજા : નાની ખાખર [કચ્છ]માં શ્રી ઋષિમંડળ પૂજન ભણાવાયું. આ પ્રસંગે મુનિશ્રી ભુવનચંદ્રજી મહારાજ વાસક્ષેપથી જિનેશ્વર ભગવાનની પૂજા કરી રહ્યા છે.

સામાયિક, અનેક છઠ્ઠ-અઠ્ઠમ વગેરે આરાધના અને મહોત્સવો ઉજવાયા.

નવસારી : નવસારી હીરા ઉદ્યોગ દ્વારા નિર્વાણ વર્ષ નિમિત્તે ભરૂચ જિલ્લાના દુષ્કાળગ્રસ્ત વાગરા તાલુકાના ૧૫૦ કુટુંબોને માર્ચ ૭૫ માં કુટુંબ દીઠ ૧૦ કીલો જુવારની મફત વહેંચણી કરાઈ. તે જ પ્રમાણે બનાસકાંઠામાં ૩૦૦ કુટુંબોને માસિક ૧૦ કીલો અનાજ ચાર માસ માટે અપાયું.

---

તપ,

જપ

અને પ્રાર્થના

---

નવસારી : મહાસતીજી દમયંતીબાઈ સ્વામીની નિશ્રામાં નિર્વાણ દિન નિમિત્તે ત્રણ દિવસ જાપ, તપ, પ્રાર્થના વગેરે ધાર્મિક અનુષ્ઠાન થયા.

નાના ભાડીઆ : (કચ્છ) નિર્વાણ વર્ષ નિમિત્તે ફાગણ સુદ ૩ના 'હૃદયપલટો' સંવાદ યોજાયેલ. ૨૫૦૦માં નિર્વાણ કલ્યાણક નિમિત્તે મોઘીબેન ચેલજીની દીક્ષા પ્રસંગે એકત્રિત થયેલ ફંડ જીવદયામાં વાપરવાનો નિર્ણય લીધેલ.

પાલેજ : મુનિરાજશ્રી પ્રમોદચન્દ્રવિજયજી તથા મુનિરાજશ્રી મુક્તિચન્દ્ર વિજયજીની નિશ્રામાં કાર્યક્રમો યોજાયા હતા. પ્રભાતફેરી, સમુહસ્નાત્ર ગુણાનુવાદ સભાઓ યોજાઈ, વરઘોડો નીકળ્યો. તથા નિર્વાણ કલ્યાણકે સમયે રાત્રે બાર વાગે આનંદ પ્રદર્શિત કરવા થાળી નાદ થયો હતો. ૨૫૦૦ સામાયિક કરાયા.

## ૨૫૦૦ દીવડાથી રંગોળીની સજાવટ

## વકતૃત્વ અને નિબંધ સ્પર્ધાઓ

પાલિતાણા : અત્રેના તમામ જિનાલયોનાં ભગવાનની પ્રતિમાઓને ભવ્ય આંગી કરાઈ. જાપ થયાં અને રથયાત્રા નીકળી. નિર્વાણ દિન પ્રસંગે નીકળેલ આ રથયાત્રામાં અત્રે વિવિધ ઉપાશ્રયોમાં બિરાજમાન આચાર્ય શ્રી વિજયધર્મધુરંધરસૂરિજી, આચાર્ય શ્રી જયંતસૂરિજી, આચાર્ય શ્રી વિક્રમસૂરિજી, આચાર્ય શ્રી પ્રભવચંદ્રસૂરિજી, આચાર્ય શ્રી નીતિપ્રભસૂરિજી, પંન્યાસ શ્રી ચિદાનંદસુરિજી આદિ પૂજ્ય શ્રમણ ભગવંતો અને સાધ્વીજી મહારાજો ઉપસ્થિત રહ્યા હતા.

અરિસા ભવનમાં મુનિશ્રી રાજ્યશવિજયજી મ. ની દોરવણી નીચે ૧૦૦ ફુટ જગામાં યોજાયેલ ધાર્મિક રંગોળીનું કનકબહેને ઉદ્ઘાટન કર્યું. રંગોળી ફરતે ૨૫૦૦ દીવા પેટાવાયા હતા.

શેઠ આણંદજીની પેઢીના વંડામાં યોજાયેલ ગુણાનુવાદ સભામાં પૂજ્ય શ્રમણ ભગવંતોએ પ્રવચન કર્યા હતા

પાલીતાણા : અત્રે મોતી સુખિયાની ધર્મશાળામાં આચાર્ય શ્રીહેમસાગરસૂરિજી મહારાજની નિશ્રામાં જન્મકલ્યાણક ઉત્સવ ઉજવાયો. ગુણાનુવાદ સભામાં પંન્યાસશ્રી મહિમાવિજયજી, મુનિશ્રી રામચન્દ્રવિજયજી, મુનિશ્રી મનોસસાગરજી મહારાજ આદિ શ્રમણોએ તેમજ નિવૃત્ત ન્યાયાધીશ શ્રી અમૃતલાલ કાળીદાસ અને ડો ભાઈલાલ બાવીશી આદિએ પ્રાસંગિક પ્રવચનો કર્યા.

પાલિતાણા : શ્રી સિદ્ધક્ષેત્ર સામાયિક મંડળના ઉપક્રમે,

## ગરીબોને અન્નદાન

## સાંસ્કૃતિક કાર્યક્રમ

## તપ અને સ્નાત્રપૂજા

સંસ્થાના પ્રમુખશ્રી ડો. ભાઈલાલ એમ. બાવીશી મંત્રીઓ શ્રી કપુરચંદભાઈ વારૈયા અને સોમચંદ ડી. શાહના પ્રયાસથી ' પંચવિધ કાર્યક્રમ ' યોજવામાં આવ્યો, જેમાં, ભાવનગરના અગ્રણી અને ઉદ્યોગપતિ શ્રી રમણીકલાલ ભોગીલાલ શાહના પ્રમુખસ્થાને વકતૃત્વ સ્પર્ધા યોજાઈ. નિબંધસ્પર્ધા પણ યોજાઈ, ઉપરાંત સમુહ સામાયિક, સમુહ સ્નાત્ર પૂજા અને સંમૂહયાત્રાનું પણ આયોજન કરવામાં આવ્યું.

પાટણ : મુનિશ્રી હેમચંદ્રવિજયજી, મુનિશ્રી યશોભદ્રવિજયજી મ.ની નિશ્રામાં સાગર જૈન સંઘ તરફથી ગુણાનુવાદ સભા યોજાતા, સર્વશ્રી શ્રી હેમચંદ્રાચાર્ય જૈન સભાના મંત્રીશ્રી ભોગીલાલ ચુનીલાલ કાપડીયા, પુરૂષોત્તમદાસ વકીલ રસીકભાઈ જાની, પ્રા. કાનજીભાઈ પટેલ, પ્રો. અશોકભાઈ શાહ, ડો. હરીશભાઇ શુકલ, ડો. સેવંતીલાલ શાહ, મુનિશ્રો હેમવિજયજી, મુનિશ્રી યશોભદ્રવિજયજી વગેરેના પ્રવચનો થયા હતા. તેમ જ ગરીબોને અન્ન-વસ્ત્ર અને પશુઓને ચારો આપવામાં આવ્યો. છપ્પન દિક્કુમારીકા, પાવાપુરી-જલમંદિરની રચના, જન્મકલ્યાણકનાં સભા, સાંસ્કૃતિ કાર્યક્રમ વગેરે પણ યોજાયા હતા.

પાટણ : મહાસતી શ્રી દીક્ષિતાબાઈ સ્વામીની નિશ્રામાં નિર્વાણ કલ્યાણક પ્રસંગે ભક્તામર સ્તોત્રની પ્રાર્થના, જાપ, તપ વગેરે થયા.

પાટણ : સ્થા. શ્રી સંઘમાં ભગવાનના નામની ધુન, જાપ અને ચાર લોગસ્સના કાઉસગ્ગ સહિત અત્રે જન્મ કલ્યાણકની ઉપાસના થઈ, જાપ બાદ પ્રવચનો થયા.



પાલનપુર : આચાર્યશ્રી ભુવનશેખરસુરીશ્વરજી મ. તથા મુનિરાજશ્રી મહિમાવિજયજીની નિશ્રામાં ધર્મસંસ્કાર શિબિર યોજાઈ હતી, જેમાં બનાસકાંઠાના જુદા જુદા ગામોમાંથી ૮૧ વિદ્યાર્થીઓ આવ્યા હતા. ચ્યવન કલ્યાણકની ઉજવણી પૂજા વગેરે અનુષ્ઠાનોથી ઉજવાઈ.

**દીવાળી અને બેસતા વર્ષ એમ બે દિવસે મત્સ્યઉદ્યોગ અને કતલખાના બંધ રહ્યા.**

પેટલાવદ : મુનિશ્રી જસકરણજીની નિશ્રામાં અનેક લોકોએ માંસ, મદીરા, ધુમ્રપાન નહીં કરવાની પ્રતિજ્ઞા લીધી. નિર્વાણ શતાબ્દીના અવસરે અઢી અજાર પૃષ્ઠ સ્વાધ્યાય કરવાના અનેક લોકોએ નિયમો લીધા.

રાકુ (મહેસાણા) : અહીં જૈનના ફક્ત ચાર જ ઘર છે. ગુરુદેવોની પ્રેરણાથી રૂા. ૨૨ હજારના ખર્ચે ચબુતરો બનાવવામાં આવ્યો છે. તેની સાથે પરબ તેમજ ચોરો પણ બનાવવામાં આવ્યો છે.

બોડેલી : શ્રીકમલેશમુનિની નિશ્રામાં વિવિધ ૨૫૦૦ પચ્ચક્ખાણ લઈને સ્થાનિક સ્થાનકવાસી સંઘે નિર્વાણ કલ્યાણકની ઉપાસના કરી.

રાજકોટ : જાગનાથ પ્લોટમાં નૂતન શિખરબંધી જિનાલયમાં મૂળનાયક શ્રી મહાવીરસ્વામીજી આદિ પાંચ જિનબિમ્બોની પ્રતિષ્ઠા આ૦શ્રી વિજયયશોભદ્રસૂરિજી મ૦ના સાંનિધ્યમાં થઈ.

રાયણ : મુનીરાજશ્રી કલાપ્રભા સાગરજીમ.ની પ્રેરણાથી ઉજવણીમાં મુંબઈથી ૫૦૦ લોકો પધાર્યા હતા, અહીં પાઠશાળામાં 'મહાવીરનગર' ઊભું કરવામાં આવ્યું હતું. ઐતિહાસિક રથયાત્રા નિકળેલ શ્રી વિજયકુમાર કાનજીશ્રી ૪૨૭ શાપણ, જૈન મિત્રમંડળ, જૈન વાચનાલય તથા પુસ્તકાલયની નામકરણ વિધિ થયેલ.

પૂજ્ય મુનિશ્રી કલાપ્રભાસાગરજી દ્વારા સંપાદિત શ્રી આર્યરક્ષિત કલ્યાણ જૈન જ્ઞાનમંદિર ગ્રંથમાળા પ્રકાશિત પરમાત્માશ્રી મહાવીરદેવ સ્મૃતિગ્રંથનું ઉદ્ઘાટન થયું.

કેવળજ્ઞાન મહોત્સવ પ્રસંગે પ્રભાત ફેરી નિકળી હતી. આ વર્ષમાં અનેક માનવતના કાર્યો થયેલા.

પોરબંદર : મહાસતીજી ઈન્દુબાઈ સ્વામીની નિશ્રામાં દીપાવલી દિને ગુણાનુવાદ સભા થઈ. સવારે પ્રભાતફેરી નીકળી.

પોરબંદર : મુનિરાજ શ્રી જસરાજજી મહારાજની નિશ્રામાં જન્મ કલ્યાણકની ઉજવણી પ્રભાતફેરી સમુહ પ્રાર્થના તથા જાહેર પ્રવચન વડે થઈ. આ દિવસે ૧૦૮ આયંબીલ થયા.

પોરબંદર : મહાસતીજી ઈન્દુબાઈ સ્વામીની નિશ્રામાં ઉજવાયેલ નિર્વાણોત્સવમાં ૨૫ નિયમ ૨૫૦૦ વખત પાળવાની યોજનામાં ઘણાં શ્રાવિકો જોડાયા. નિર્વાણ દિને સતત અખંડ નવકાર મંત્રનો જાપ થયો.







મુનિરાજ
શ્રી નંદઘોષવિજયજી
મહારાજની પ્રેરણાથી
મિયાગામમાં
શ્રી શાંતિલાલ દોશીએ
થર્મોકોલ પર
બનાવેલ
પાવાપુરી–જળમંદિર
રચનાની
તસ્વીર

# સુરત

સુરત : નિર્વાણ શતાબ્દી વર્ષમાં સુરતમાં રૂા. ૧૦ લાખના ખર્ચે શ્રી મહાવીર જનરલ હોસ્પીટલ ઊભી કરવાનું આયોજન મુંબઈના જાણીતા કાર્યકર અને સુરતના વતની શ્રી જે. આર. શાહે કર્યું છે.

સગરામપુરામાં વર્ષોથી ચાલતાં શ્રી મગનભાઈ ધનજી દવાખાનાના જુના મકાનને સ્થળે રૂા. ૨૦ લાખના ખર્ચે નવમાળની એરકંડીશન હોસ્પીટલનું મકાન ઊભું કરાશે. અને તેમાં ડીસ્પેન્સરીનો સમાવેશ થશે. ૨૦ લાખની વિવિધ સાધન સામગ્રી વસાવવામાં આવશે અને રૂા. ૨૦ લાખ નિભાવ ખર્ચ માટે અનામત રાખવામાં આવશે.

મકાનનું ખાતમુહુર્ત શ્રીમતિ કુસુમબહેન જયંતીલાલ શાહના હસ્તે જુન ૭૪માં કરવામાં આવ્યું હતું.

ભગવાન મહાવીર સ્વામીની ૨૫૦૦મી શતાબ્દી પ્રસંગે જનતા જનાર્દનની વધુ સારી સેવા થઈ શકે તેમજ કાયમી યાદગીરી રાખવાના હેતુથી આ હોસ્પીટલના સ્વપ્નને સાકાર બનાવવા શ્રી જે. આર. શાહ અથાગ મહેનત લઈ રહ્યા છે.

સુરત : નાણાવટમાં મુનિ ગુણસાગરજી તથા મુનિ શ્રી અરુણોદયસાગરજીના ઉપદેશથી પાંચ દિવસ સુધી વિવિધ ધાર્મિક અનુષ્ઠાનોથી નિર્વાણોત્સવ ઉજવાયો.

સુરત : સાધ્વીશ્રી નેમશ્રીજી, સાધ્વીશ્રી મંજુલાશ્રીજી આદિની નિશ્રામાં અનેકવિધ તપ–જપ પૂર્વકની આરાધના થઇ. ૨૫૦૦મા નિર્વાણ વર્ષને અનુલક્ષીને શ્રી સંઘમાં ૨૫૦૦ ૨૫૦૦ વખત જિનદર્શન, ગુરુવંદન, સામાયિક, વિવિધ તપ, જપ, અધ્યયન આદિના નિયમો લેવાયાં. નિર્વાણ કલ્યાણક પ્રસંગે શ્રી મહાવીરસ્વામીના સમવસરણના દેરાસરે ઓચ્છવ ઉજવવા સાથે જુદી જુદી રચનાઓ, રંગોળીઓ, ભગવાન મહાવીરના ૨૭ ભવોના પેઈ-



નટીંગો તેમજ એક લાખ કળીનો લાડવો, એક લાખ અખંડ ચોખાનો સ્વસ્તિક વગેરે પ્રદર્શિત કરવામાં આવ્યા. વિવિધ ઈનામી હરિફાઈઓનું પણ આયોજન કરવામાં આવ્યું.

સુરત : શ્રી દેસાઈ પોળ જૈન પેઢી દ્વારા વર્ષ દરમ્યાન, પ્રતિ વર્ષની જેમ ધાર્મિક, સાધર્મિક–સામાજિક, શૈક્ષણિક, વૈદકીય વગેરે કાર્યો થવા ઉપરાંત જીર્ણોદ્ધારમાં રૂા. ૪૦ હજાર, સાધુ–સાધ્વીઓની વૈયાવચ્ચ વગેરેમાં રૂા. ૭ હજાર, શહેરના ત્રણ હજાર જૈન કુટુંબોને જયણા સચવાવ તે હેતુથી અપાયેલ પોંજણી, સાધર્મિક ભક્તિમાં રૂા. ૧૬ હજાર, સુરતની તમામ પ્રાથમિક શાળાઓને અને દક્ષિણ ગુજરાતની દરેક જૈન પાઠશાળોને 'જૈન બાલવાર્તા'ની ૧૨–૧૨ પુસ્તિકાઓ ભેટ, આમ જનતામાં પડતર કિંમતે કાપડનું વેચાણ વગેરે કાર્યો કરી સંસ્થાએ સારો એવો લાભ લીધો હતો.

સુરત : તા. ૨–૧૧–૭૫ના સમિતિના ઉપક્રમે યોજાએલી વિશાળ સભામાં શ્રી દીપચંદભાઈ એસ. ગાર્ડી, શ્રી જયંતિભાઈ ગજીવાલા, શ્રી જયંતિભાઈ મોદી, શ્રી છબીલભાઈ મહેતા વગેરેના પ્રવચનો થયા. પ્રમુખસ્થાનેથી ડૉ. નવીનચંદ્ર બાબુભાઈ નગરશેઠે સુરતમાં પ્રથમવાર જ બધા ફિરકાઓ એક મંચ પર ભેગા મળ્યા હોવાનું જણાવ્યું હતું.

તા. ૩–૧૧–૭૫ના નીકળેલ પ્રભાત ફેરીમાં તમામ તમામ ફિરકાના ભાઈ–બહેનો તેમ જ કલેક્ટરશ્રી શ્યામલ ઘોષ પણ જોડાયા હતાં.

સુરત : ગણિવર્ય શ્રી પ્રબોધચન્દ્રવિજયજીની પ્રેરણાથી સુરતના તમામ જૈનોના આગેવાનોની એક સમિતિ નિમવામાં આવી. તેના ઉપક્રમે અનેકવિધ કાર્યક્રમો ઉજવવામાં આવ્યા. દીક્ષા કલ્યાણક નિમિત્તે ગણિવર્યશ્રી આદિનું જાહેર વ્યાખ્યાન યોજવામાં આવ્યું.

**સુરતમાં પહેલી જ વાર**
**બધા ફિરકાઓ**
**એક મંચ પર ભેગા થયાં**
**પ્રભાત ફેરી : પૂજા**
**પ્રવચન : પ્રભાવના**
**વગેરે કાર્યક્રમ યોજાયા**

તા. ૨૩–૪–૭૫ના રોજ તમામ ફિરકાઓ દ્વારા ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો. અને ભ. મહાવીરના પ્રસંગોને આવરી લેતી ૧૭ સુશોભિત ટ્રોલિઓ રાખવામાં આવી હતી, ભ. મહાવીરના જીવનને આવરી લેતું એક પ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું.

રંગભવનમાં વિવિધ જૈન સંસ્થાઓ તરફથી એક ભવ્ય સાંસ્કૃતિક કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું હતું અને શ્રી રતિલાલ દીપચંદ દેસાઈનું જાહેર પ્રવચન રાખવામાં આવ્યું હતુ. એક સ્મારિકાનું પ્રકાશન થયું હતું.

પ્રથમ વર્ષ ધાર્મિક શિક્ષણ સંઘને નિબંધ વક્તૃત્વસ્પર્ધા રાખવા નિધિ આપવામાં આવી.

સુરત : સમગ્ર જૈન સમાજે જન્મ કલ્યાણક મહોત્સવ ઉજવ્યો. આ પ્રસંગે શ્રી લક્ષ્મણકુમાર સંઘવીની અતિથિવિશેષતામાં ડૉ. ભોગીલાલ સાંડેસરાએ 'ભગવાન મહાવીરનો સંદેશ' વિષય પર મનનીય પ્રવચન આપ્યું.

રતિમણી ટ્રસ્ટ, લાયન્સ ક્લબ, અને ભગવાન મહાવીર જન્મ કલ્યાણક ઉત્સવ સમિતિ તરફથી જાહેર દવાખાનાઓમાં દરદીઓને ફળ વ્હેંચાયા.

સુરત : પ્રભાતફેરી કાઢવામાં આવી હતી. અને જાહેર સભા પણ યોજાઈ હતી. જેમાં સાધ્વીશ્રી રવિકુમારજીએ પ્રવચન કર્યું હતું.





સુરત : ૧૩ નવેમ્બર ૭૪થી આઠ દિવસ માટે યોજાયેલ કાર્યક્રમમાં ૧૩મીએ શહેરના તમામ દિ. મંદિરોમાં નિર્વાણ અર્ધ્ય અર્પણ કરાયો. ૧૪મીએ જૈન પાઠશાળા, શ્રાવિકાશાળા અને સંસ્કૃત વર્ગનું ઉદ્ઘાટન થયું, ૧૫મીએ ભગવાનના જીવન પ્રસંગોપર રંગોળી પ્રદર્શન યોજાયું. ૧૬મીએ હસ્તલિખિત શાસ્ત્રોનું પ્રદર્શન ખુલ્લું મૂકાયું ૧૭મીએ રથયાત્રા અને ૧૮મીએ જાહેરસભા થયા.



સુરત : મુનિશ્રી શાંતિલાલજી મહારાજની નિશ્રામાં નિર્વાણોત્સવ ત્રણ દિવસ સુધી વિવિધ તપ અને જાપથી ઉજવાયો. નિર્વાણ વર્ષમાં ઘણાંએ ૨૫-૨૫ ઉપવાસ, આયંબિલ વગેરે કરવાના નિયમ લીધા.





સુરેન્દ્રનગર : નિર્વાણ વર્ષના પ્રારંભ દિવસે કતલખાના બંધ રખાવવામાં આવ્યા. ઘરે ઘરે જૈન ધ્વજ ફરકાવવામાં આવ્યા. અનેક જીવોને અભયદાન આપવામાં આવ્યું. ચૈત્ર સુદિ ૧૩ના વિશાળ વરઘોડો કાઢવામાં આવ્યો. ૫૦૦ જેટલા ભાઈ–બહેનોએ એક–બે વર્ષ માટે બ્રહ્મચર્ય વ્રતની બાધા લીધી. સ્થાનકવાસી જૈન સંઘે પ્રભાતફેરી કાઢી, જૈનશાળામાં પ્રવચન, પ્રાર્થના આદિ થયા.

સમાઘોઘા (કચ્છ) મહાસતી મણીબાઈની નિશ્રામાં ૨૫૦૦ નવકાર મંત્રના જાપ કરવાના નિયમો લેવાયાં નિર્વાણ દિને નાટિકા ભજવાઈ. કુમારશાળામાં રંગોળી થઈ.

સાવરકુંડલાથી ગોંડલ : મુનિશ્રી ગિરીશચંદ્રજી તથા મુનિશ્રી હરીશમુનિજીની નિશ્રામાં નિર્વાણોત્સવ વર્ષની ઉજવણીનો પ્રારંભ નવાંગી આરાધના, તપ-જપ તેમજ ગ્રન્થો અને ચિત્રોનું પ્રદર્શન યોજી કરવામાં આવ્યો. આચાર્ય શ્રી વિજયભુવનભાનુસૂરિજી મહારાજ શિષ્ય પરિવાર સાથે પ્રદર્શન જોવા પધારેલ. ગુણાનુવાદ સભા, બોર્ડિંગ, કોલેજ અને શાળાઓમાં પ્રવચનો થયાં, પ્રભાત ફેરી વગેરેનું આયોજન પણ થયું. દીક્ષા કલ્યાણકની ઉજવણી પણ વિવિધ કાર્યો યોજી મનાવવામાં આવી.

વિહારમાં આંબરડી, ખાંભા ઉના, હડમતીયા, ડેડાણ, રાજુલા મહુવા, અડતાલા, અમરેલી, બાબરા, ઢસા, લાઠી, ચિતલ વગેરે સ્થાનોમાં જાહેર પ્રવચનો દ્વારા ભ. મહાવીરનો સંદેશ સમજાવવા સાથે વ્રત–નિયમ



લેવાની તેમજ દુર્વ્યસનના ત્યાગ કરવાની પ્રેરણા આપી.

ગોંડલમાં જન્મકલ્યાણક પ્રસંગે શોભા યાત્રા, જાહેર સભા, પ્રદર્શન આદિ યોજાયું. રાજકુટુંબ, રાજકિય નેતાઓ, આગેવાન નાગરિકો તેમજ આમ જનતા આ બધા કાર્યોમાં ઉપસ્થિત રહી.

સાવરકુંડલા : મુનિશ્રી ગીરિશમુનિજી તથા શ્રી હરિશમુનીજીની નિશ્રામાં નિર્વાણ શતાબ્દી મહોત્સવ ઉજવાયો. વિવિધ રંગી જૈન પ્રદર્શન ઉપરાંત ચાર વર્ષની બાળા છાયા બહેન મંગીયાનું અહીં પ્રવચન રાખવામાં આવ્યું હતું. પ્રભાત ફેરી પણ કાઢવામાં આવી હતી.

થરાદ : નિર્વાણ કલ્યાણક પ્રસંગે શ્રી સંઘ તરફથી અઠ્ઠાઈ મહોત્સવ, ૬૭–અઠ્ઠમ, ૭૦–છઠ્ઠ, ૧૦૦ ઉપવાસ ૧૨૦૦ આયંબીલ વગેરે, ધાર્મિક કાર્યો તેમજ નિબંધ સ્પર્ધા, ગુણાનુવાદ સભા, ગરીબોને ભોજન વગેરે સાર્વજનીક કાર્યક્રમો યોજાયા.

ટીંટોઇ : નિર્વાણદિને શાળાના વિદ્યાર્થીઓએ ભ. મહાવીરના ફોટા સાથે સરઘસ કાઢ્યું હતું. ભ. મહાવીરના ચિત્રોનું પ્રદર્શન યોજાયું. ગરીબોને મફત ભોજન અપાયું.

ટીંટોઇ, પાનસર, આદરજ મોટાની યાત્રા રખાઇ હતી. સમૂહ મિલન અને ધર્મ ચર્ચાઓ પણ યોજાઈ.

જન્મ કલ્યાણકનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો. વિદ્યાર્થીઓને ભ. મહાવીર અંગેના પુસ્તકો ભેટ આપવામાં આવ્યા હતા.

ટીંટોઇમાં જૈનોના ત્રણ અને આદરજમાં ૨૦ ઘર છે.





# અહિંસા પાલનમાં મુસલમાનોનો સાથ

સુથરી : ભ. મહાવીર નિર્વાણ મહોત્સવ ઉજવવા મુંબઈથી અનેક જૈનો અહીં પધાર્યા હતા અને ઘણી જ મોટી ધામધુમ અને સંગીતની લ્હાણુ સાથે ઉત્સવો ઉજવાયા હતા. કલ્યાણકનો મોટો વરઘોડો કાઢવામાં આવ્યો હતો.

શ્રી સંઘની વિનંતીને માન આપીને મુસલમાન ભાઈઓએ અઢાર દિવસ સુધી અહિંસા પાળીને મહોત્સવમાં સાથ આપ્યો હતો.

જન્મકલ્યાણક દિવસે ગામના હિન્દુ–મુસલમાન સર્વધર્મ સંપ્રદાયોએ પોતાના ધર્મસ્થાનકોમાં દુષ્કાળો ટાળવા ખાસ પ્રાર્થના કરી હતી.

હાઈસ્કુલ અને વિનય મંદિર શાળાના વિદ્યાર્થીઓએ ઉત્સવમાં ખાસ ભાગ લીધો હતો. વકતૃત્વ, નિબંધ અને કાવ્ય હરિફાઈ યોજાઈ હતી 'સાચું પ્રતિક્રમણ' નાટક પણ ભજવાયું હતું.

દુષ્કાળને અનુલક્ષીને ગમે તેમ પૈસા ફેંકવા તથા અનાજ બગાડવાને બદલે ગરીબોને અનાજ આપવામાં આવ્યું હતું અને આખા ગામને લાડુ આપવામાં આવ્યા હતા.

પાંચે કલ્યાણકના દિને વિવિધ મંગળ પૂજનો ભણાવાયા. પાંચ કલ્યાણકની ઉજવણી માટે ઓટોમેટિક પડદાવાળો ખાસ મંડપ બંધાયો હતો. તેમાં વિવિધ રચનાઓ કરાઈ હતી.

મહોત્સવમાં ઉપસ્થિત થવા મુંબઈથી હંમેશા પ્રથમ વર્ગમાં આવતા જૈન ભાઈઓ આ વખતે બીજા વર્ગમાં આવ્યા હતા અને એ રીતે બચેલા પૈસા પાંજરાપોળને અર્પણ કરાયા હતાં.

ધર્માલયોમાં રોશની કરવા ખાસ વ્યવસ્થા પણ કરાઈ હતી. ગામમાં રંગબેરંગી દરવાજા ઉભા કરવામાં આવ્યા હતા.

અત્યંત ભવ્ય વરઘોડો પણ કાઢવામાં આવ્યો હતો.

---

## વડોદરા

વડોદરા : ત્રણે ફિરકાઓની માન્ય સમિતિની નિશ્રામાં આખું વર્ષ નિર્વાણ મહોત્સવ ઉજવાયો હતો. આખા વર્ષમાં વરઘોડાનો કાર્યક્રમ અદ્‌ભુત રહ્યો હતો. એક માઈલ લાંબી શોભા યાત્રામાં આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરવામાં આવી હતી. આ વરઘોડો જોવા હજારો લોકો ઉમટયા હતા.

અનેક વખતે પ્રભાત ફેરીઓ કાઢવામાં આવી હતી. શરૂઆતની પ્રભાત ફેરીમાં એક હજાર લોકો જોડાયા હતા અને પૂ. સૂરેન્દ્રવિજયજી ઉપાધ્યાયે સંબોધન કર્યું હતું.

ચૈત્ર સુદ ૯ રવિવારથી એક સપ્તાહના કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું હતું .જેમાં કલ્પ સૂત્રની રંગીન સ્લાઈડો, સાંસ્કૃતિક કાર્યક્રમ અને વ્યાખ્યાનો ગોઠવાયા હતા નિબંધ હરિફાઇ પણ યોજાઈ હતી. ચૈત્ર સુદ ૧૪થી ત્રણ દિવસ માટે એક જાહેર વ્યાખ્યાન માળા યોજાઈ હતી, જેમાં ખ્યાતનામ અને પીઢ વક્તાઓના પ્રવચનો થયા હતા. ૨૫૦૦ સામુહિક સામાયિક પણ કરાવાયા હતા.

વડોદરા : શ્રી બાબાજીપુરા સંઘ તરફથી આઠ દિવસનો મહોત્સવ અનેક પૂજનો આદિ સહ ઉજવાયો.





શ્રુતોપાસક ગણ વડોદરા યોજીત વીરવંદના કાર્યક્રમનું ઉદ્દઘાટન બોકા પેકેજીંગ પ્રા. લીમીટેડવાળા શ્રી વિનોદચંદ્ર નારણદાસ કોઠારી મંગલદીપ પ્રગટાવી કરી રહ્યા છે. સાથેની તસ્વીરમાં ડૉ ભોગીલાલ સાંડેસરા અને શ્રી સૂર્યકાંતભાઈ સી. શાહ પ્રવચન કરતાં જણાય છે.



શતાબ્દીની સ્મૃતિમાં જામનગર સ્થાનકવાસી જૈન ઉપાશ્રયનું ઉદ્દઘાટન

વડોદરા : શહેરના શિક્ષિત યુવાનોના બનેલા શ્રી શ્રુતોપાસક ગણ (મંડળ)ના ઉપક્રમે સધર્મિક ઉત્કર્ષ ફંડ અને જૈન વાચનાલયની શરૂઆત, તત્ત્વચિંતક શ્રી હિરચુભાઈ (મુંબઈ) નો પાંચ દિવસનો વાર્તાલાપ, 'વીરવંદના'નો ભક્તિ સંગીતનો કાર્યક્રમ, સ્મારિકાનું પ્રકાશન, આકાશવાણી અમદાવાદ–વડોદરા કેન્દ્ર પરથી એડવોકેટ શ્રી જસુભાઈ એમ. શાહ શ્રી હસમુખભાઈ શાહ અને શ્રી અનીલકુમાર એચ. શાહના વાર્તાલાપ, વિદ્યાર્થીઓની સમ્યક્ સૂત્ર સ્પર્ધા વગેરે કાર્યક્રમો યોજાયેલ.



**વડોદરા : એક અનામી માનવતા પ્રેમીએ ૫૦૦ રક્તપિત્તિયાઓને જમાડીને જન્મ કલ્યાણકની ઉજવણીને વધુ શાનદાર બનાવી.**

અત્રે ઉપાધ્યાય શ્રી સુરેન્દ્ર વિજયજી મહારાજની નિશ્રામાં ૨૦ એપ્રિલ ૭૫થી ૨૭ એપ્રિલ ૭૫ સુધી વિવિધ કાર્યક્રમો થયાં. ૨૩મીએ ત્રણેય ફીરકાના સંયુક્ત ઉપક્રમે રથયાત્રા નીકળી. તેમાં ૨૫ બળદથી જોડાયેલ રથમાં શ્વેતામ્બર અને દિગમ્બર સંપ્રદાયની ભગવાનની પ્રતિમાઓ એક સાથે બિરાજીત કરાઈ હતી.

૨૪મીએ શ્રી ભોગીલાલ સાંડેસરાએ ન્યાયમંદિર હોલમાં વ્યાખ્યાનમાળા તથા 'સમણસુત્ત' ગ્રંથનું ઉદ્ઘાટન કર્યું. સર્વશ્રી ઉમાકાંત પી શાહે સ્લાઈડો દ્વારા જૈન પ્રતિમાઓ અને કલા કૃતિઓનો પરિચય કરાવ્યો. આ અગાઉ ૨૧મીએ પણ રંગીન સ્લાઈડો દ્વારા કલ્પસૂત્ર બતાવાયું હતું. વ્યાખ્યાન માળામાં સર્વશ્રી કુમારપાળ દેસાઈ, રમણલાલ સી., શાહ, સાંકળચંદ શેઠ, ચીમનલાલ પલિતાણુકર આદિએ પ્રાસંગિક પ્રવચનો કર્યા હતા.



વડોદરામાં નીકળેલ

રથયાત્રાની ઝલક



વડોદરા : શ્રી પાંચપોળ જૈન યુવક મંડળ દ્વારા વર્ષ દરમ્યાન ચૈત્યપરિપાટી, દર બેસતા મહિને સ્તવનાદિનું લાઉડ સ્પીકર દ્વારા પ્રસારણ, જૈનધ્વજ અને પ્રતિકોનું શહેર ભરમાં વેચાણ, ભગવાન મહાવીરના વિવિધ જીવન પ્રસંગોની સ્લાઈડો બનાવરાવી, શહેરના સીનેમા ઘરોમાં તેનું પ્રસારણ, નિબંધ હરિફાઈનું આયોજન, દરેક કલ્યાણકો પ્રસંગે પ્રભાતફેરી, પૂજા વગેરે વિવિધ કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું હતું.

શહેરની મહોત્સવ સમિતિ દ્વારા એક સપ્તાહની જાહેર ઉજવણી કરવામાં આવી. આ દરમ્યાન મંડળ તરફથી વિદેશોમાં તૈયાર થયેલ ૧૦૦ સ્લાઈડોથી ભગવાનના જીવન પ્રસંગોને જનતા સમક્ષ બતાવવામાં આવ્યા. મંડળના મહિલા વિભાગની બહેનોએ રાસ-ગરબાનો કાર્યક્રમ કર્યો. તેમજ શહેરના દૈનિક પત્ર 'લોકસત્તા'માં ભગવાન મહાવીરસ્વામીના ઉપદેશો એક અઠવાડિયા સુધી પ્રગટ કરાવવામાં આવ્યાં.

વરતેજ : મુનીશ્રી કુશલચંદ વિજયજી તથા મુનિશ્રી શાંતિચન્દ્રવિજયજીની પ્રેરણાથી આચાર્ય શ્રી વિજય ચન્દ્રોદય સૂરીશ્વરની નિશ્રામાં શ્રીનેમિ-વિજ્ઞાન-કસ્તુર-ચન્દ્રોદયસૂરિ જૈન પુસ્તકાલયની સ્થાપના કરવામાં આવી. આ ઉપરાંત ધાર્મિક ઉજવણી મોટાપાયા પર થઈ.

વાગડ (કચ્છ) આચાર્ય શ્રીમદ્ વિજય ભુવનશેખર સૂરિજી મ. તથા મુનિરાજ શ્રી મહિમાવિજયજી મહારાજની નિશ્રામાં મોટા પાયા પર ધાર્મિક ઉજવણી થઈ હતી.

વિસનગર : પંન્યાસ શ્રી નંદિવર્ધન સાગરજી મહારાજની નિશ્રામાં કારતક સુદ ૯ના દિવસે મોટો વરઘોડો કાઢવામાં આવ્યો. વક્તૃત્વ હરિફાઈ રાખી. વિદ્યાર્થીઓને ઈનામો આપવામાં આવ્યા, સાધાર્મિક ફંડ પણ કરવામાં આવ્યુ.

બાગરા (કચ્છ): ગામમાં પંચધાતુના પ્રતિમાજીની જગ્યાએ પાષાણના પ્રતિમાજી પધરાવવા સાથે વિવિધ કાર્યક્રમો યોજાયા.

વાપી : આચાર્યશ્રી વિજયજયંતશેખરસૂરિજી આદિ ઠા. ૪ની નિશ્રામાં ભ૦ મહાવીરસ્વામીના નિર્વાણકલ્યાણક નિમિત્તે દિપાવલીનો ભવ્ય વરઘોડો ચઢેલ તેમ જ પાવાપુરી-જલમંદિરની રચના પ્રથમવાર કરવામાં આવી. કા. વદ ૭થી વદ ૧૪ સુધીમાં અષ્ટાહ્નિકા-મહોત્સવ શાંતિસ્નાત્રપૂર્વક ઠાઠથી ઉજવાએલ

કમ્પિલાજી : આચાર્યશ્રી વિજયપ્રકાશચંદ્રસૂરિજી મ. કમ્પિલાજી તીર્થે પધારતાં ત્યાં બાજુ કોઈ હોસ્પિટલ ન હોવાથી તે માટે ઉપદેશ આપતા 'શ્રી વર્ધમાન હોસ્પિટલ' ખોલવાનો નિર્ણય લેવાયો છે.





વલસાડ : મહાવીર સ્વામી સ્નાત્ર મંડળ તરફથી પાવાપુરી માટે ખાસ ટ્રેઈન ઉપાડવામાં આવી હતી જેમાં ૪૦૦ યાત્રાળુઓએ લાભ લીધો હતો.

તા. ૧૬-૧૭/૧૧ના રોજ પ્રદર્શન તથા પ્રવચનો ગોઠવવામાં આવ્યા હતા જેમાંથી નટવરલાલ પંડયા (દેશનસ) અને જયંતિલાલ મહેતાએ પ્રવચનો આપ્યા હતા.

શ્રી મહાવીર સ્વામી દેરાસર આગળના ભાગને મહાવીર ચોક નામ આપવામાં આવ્યું છે.

એક મહાવીર કલ્યાણ ટ્રસ્ટ પણ શરૂ કરાયું છે.

વલસાડ: જન્મ કલ્યાણક દિને અત્રે સામુદાયિક આયંબિલ થયા અને ૬૦૦ ભિખારીઓને સ્નેહભોજન અપાયું. આ કલ્યાણકની ઉજવણી ત્રણ દિવસ સુધી કરાઈ. ૨૩મીએ મહાવીર ચોક દેરાસરમાં સ્નાત્ર ભણાવાયું. બપોરે નીકળેલ રથયાત્રામાં પાંચેય કલ્યાણકની રચનાઓ બતાવાઈ. રાતે રંગ ઉપવનમાં શ્રી રાયચંદ ગુલાબચંદ અમછારીવાળાની અધ્યક્ષતામાં યોજાયેલ ગુણાનુવાદ સભામાં પારસી, મુસલમાન, ખ્રિસ્તી, હિન્દુ વિદ્વાનોએ પ્રવચન આપ્યાં.

સૌરાષ્ટ્રના ગીરના સાસણ ગામથી પંદરેક કિલોમિટર દૂર આવેલ કિરધાર ગામે એક ચિત્તો હળી ગયો હતો. બે છપર્મા બનેલો આ બનાવ છે. આ ચિત્તાનો ભય ટાળવા માટે ગુજરાત સરકાર તરફથી એના જંગલખાતાને એવો આદેશ મળ્યો કે ગમે તેમ કરીને આ ચિત્તાનો ભય સત્વર દૂર કરીને કિરધાર ગામને ભયમુક્ત કરો. પણ અત્યારે ભગવાન મહાવીરના પચીસસોમા વર્ષની ઉજવણી ચાલી રહી હોવાથી એક વર્ષ માટે આખા રાજ્યમાં શિકારબંધી કરવામાં આવી છે. માટે ચિત્તાનો શિકાર ન કરતાં, ગમે તેમ કરીને, એને જીવતો પકડીને ઊંડે ગીચ જંગલમાં દૂર છૂટો મૂકી દેજો. અને જંગલખાતાના સાહસિક રખેવાળોએ, જીવસટોસટનું સાહસ ખેડીને, એ ચિત્તાને જીવતો પકડીને દૂર દૂર જંગલમાં છોડી દીધો.





શંખેશ્વર : શ્રી શંખેશ્વર તીર્થમાં આગમમંદિરના નિર્માણનું કાર્ય ચાલી રહ્યું છે. આ નિર્માણ સ્થળે શ્રી પાર્શ્વનાથ ભ ના કલ્યાણક દિવસોમાં ચરમ તીર્થંકર શ્રી મહાવીર પરમાત્માના જીવનદર્શનની અદ્યતન કલાશીલીવાળી કૃતિઓ તથા પુરાતત્ત્વવિદ્ ડૉ. હરિભાઈ ગોદાની કૃત દર્શનીય ચિત્રપટોની આકર્ષક રચના કરવામાં આવી હતી.



# ભાવનગરમાં

## મહાવીર નગર અને ક્ષત્રિયકુંડ નગરની રચના

ભાવનગર : પૂજ્ય પ્રાકૃત-વિશારદ આચાર્યદેવ શ્રી વિજયકસ્તુરસૂરિજી મહારાજ, પૂજ્ય પ્રવચનકુશલ આચાર્યશ્રી વિજયચંદ્રોદયસૂરિજી મહારાજ, આદિ ઠાણા દસની નિશ્રામાં અત્રે નિર્વાણ મહોત્સવ અનેકવિધ ઉપાસના અને અનુષ્ઠાનપૂર્વક શાનદાર રીતે ઉજવાયો. ભાવનગર જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક તપાસંઘના ઉપક્રમે પૂજ્ય આચાર્ય-દેવોની મંગળ નિશ્રામાં આ મંગળ અવસરે સતત પાંચ દિવસનો ભવ્ય કાર્યક્રમ થયો.



□ અંજનશલાકા માટે મૂકાયેલ જિનબિંબો □

મહોત્સવનો શુભારંભ ૧૫ ઓગસ્ટ ૧૯૭૪ના સવારના ૭ વાગે મંગળ પ્રભાત ફેરીથી થયો. પાઠશાળાનાં બાળકો અને બાલિકાઓ સહિત વડીલોએ પણ તેમાં ઉમંગથી ભાગ લીધો. પ્રભાતફેરી શહેરના બધા જૈન વિસ્તારોમાં ભગવાનનો જયનાદ કરતી ઘૂમી. મહોત્સવનું ઉદ્‌ઘાટન શ્રી સંઘના પ્રમુખ શેઠશ્રી ભોગીલાલ મગનલાલે કર્યું. નૂતન જૈન ઉપાશ્રયમાં યોજાયેલ આ ઉદ્‌ઘાટન સમારોહમાં પૂજ્ય આચાર્ય ભગવંતોએ મંગળ પ્રવચનો કર્યા તેમજ સ્ટેટ બેન્ક ઓફ સૌરાષ્ટ્રના ડેપ્યુટી જનરલ મેનેજર શ્રી વી. કે. મહેતાએ ભગવાન શ્રી મહાવીર પ્રભુના જીવન અને ઉપદેશ અંગે સુંદર શૈલીમાં મનનીય વિવેચન કર્યું.

**માત્ર — પુરુષો માટે / બહેનો માટે**

બીજે દિવસે ૧૬મીએ સવારે પૂજ્ય આચાર્ય શ્રી ચંદ્રોદયસૂરિજી મહારાજ અને પૂજ્ય આચાર્યશ્રી રૂચકચંદ્રસૂરિજી મહારાજે ભગવાનના અલૌકિક મહિમાને તેમજ જૈન દર્શન અંગે મંત્રમુગ્ધ વ્યાખ્યાન આપ્યા. રાતે શ્રી મોતીબાગ ઓપન થિયેટરમાં માત્ર પુરુષો માટે જ શહેરનાં જુદા જુદા મંડળોએ જૈન સાંસ્કૃતિક કાર્યક્રમ આપ્યો.

ત્રીજે દિવસે તા. ૧૭ મીએ સવારના પૂજ્ય આચાર્ય ભગવંતોએ પ્રભાવક પ્રવચન આપ્યું. રાતે શ્રી મોતીબાગ ઓપન થિયેટરમાં માત્ર બહેનો માટે જ



બપોરના પૂજ્ય આચાર્ય શ્રી ચંદ્રોદયસૂરિજી મહારાજે 'વીર વંદના'નો કાર્યક્રમ કરાવ્યો. તેમાં સેંકડો આરાધકોએ ઉત્સાહથી ભાગ લીધો.

રાતે શ્રી વૃદ્ધિચંદ્રજી જૈન સંગીત કળા મંડળ અને સાથમાં બોટાદવાળા શ્રી પ્રવીણભાઈ દેસાઈ અને તેમના કલાવૃંદે ભાવનામાં ભાવિકોને ભક્તિથી રસતરબોળ કર્યા હતાં.

મહોત્સવના પૂર્ણાહુતિ દિને સવારે પૂજ્ય આચાર્યશ્રીએ સુંદર શૈલીમાં અસરકારક વ્યાખ્યાન આપ્યું. રાતના ભગવાનના જીવન અને ઉપદેશ અંગે ઇનામી વક્તૃત્વ સ્પર્ધા યોજવામાં આવી. તેમાં ઘણાં વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓએ ભાગ લીધો હતો. વિજેતાઓને ઇનામ અપાયા.

શહેરનાં જુદા જુદા મહિલા મંડળોએ જૈન સાંસ્કૃતિક કાર્યક્રમ આપ્યો.

ચોથા દિવસે તા. ૧૮મીએ ભગવાનના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણકને અનુલક્ષીને ૨૫૦૦ ઉપવાસની સામુહિક આરાધના થઈ. સવારે ભવ્ય સ્નાત્ર પૂજા ભણાવાઈ. તપમાં ત્રણ હજારથી વધુ ભાવિકો જોડાયા હતા. આરાધકોને એક સદ્‌ગૃહસ્થ તરફથી પ્રભાવના આપવામાં આવી.

આ દિવસે જ રથયાત્રાનો ભવ્ય વરઘોડો નીકળ્યો. વરઘોડામાં અનેક ટ્રકોને અને મોટરોને શણગારવામાં આવી હતી. બહેનોએ ટ્રકોમાં બેસી દાંડિયા, ખંજરી વગેરેથી ભગવાનનો લયબદ્ધ જયનાદ કર્યો. એક માઈલ લાંબા વરઘોડામાં જૈન-જૈનેતરો બધાએ ભાગ લીધો હતો.

અંજન શલાકા પ્રસંગે પૂજ્ય શ્રમણો અને શ્રમણીઓ તેમજ જૈન મેદનીની બે તસ્વીરો.





# એક કરોડ મંત્રનો જાપ

ભાવનગરમાં
નં.કળેલ વિરાટ
રથયાત્રાનું દૃશ્ય.

આ ઉત્સવની સાથોસાથજ પૂજ્ય આચાર્ય શ્રી કસ્તુરસૂરિજી મહારાજ અને આચાર્ય શ્રી ચંદ્રોદયસૂરિજી મહારાજની પ્રેરણાથી એક જ દિવસે ૨૫૦૦ સામાયિક થયા અને એવી જ રીતે એક જ દિવસે ૬૦૦૦ જણે સામુદાયિક સામાયિકની આરાધના કરી.

મહોત્સવની ઉજવણીનો આદેશ શેઠશ્રી હીરાલાલ જુઠાલાલભાઈએ લીધો હતો. પાંચેય દિવસ દાદા સાહેબના ઉપાશ્રયમાં ભગવાનના જીવન પ્રસંગને આલેખતું એક ભવ્ય રંગોળી પ્રદર્શન પણ યોજાયું હતું.

પૂજ્ય આચાર્યશ્રીની નિશ્રામાં બીજા વરસે ૧૯૭૫મા અત્રે ફેબ્રુઆરી માસમાં [શ્રાવણ માસ] ભવ્ય અંજનશલાકા મહોત્સવ ઉજવાયો. દાદા સાહેબના દેરાસરના વિશાળ કમ્પાઉન્ડમાં ક્ષત્રિયકુંડ નગરની રચના કરાઈ હતી અને ત્યાં પાંચેય કલ્યાણકોની ભવ્ય ઉજવણી થઈ હતી. આ ઉજવણીમાં ભાગ લેવા માટે જૈન વેપારી ભાઈઓએ પોતાની દુકાનો બપોર પછી ખોલી હતી. આ પ્રસંગે 'ચઉવિસંપિ જિણવરા તિત્થયરા મે પસિયંતુ'નો એક કરોડનો જાપ કરાયો હતો.

ભાવનગર : શ્રી શ્રેયસ જૈન મંડળ તરફથી 'ભગવાન મહાવીરના ૨૫૦૦મો નિર્વાણ કલ્યાણક મહોત્સવ અને ફળશ્રુતિ' વિષય ઉપરની નિબંધ સ્પર્ધા યોજાયેલ. જેમાં મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓએ ભાગ લીધેલ.

અમદાવાદ (નવરંગપુરા): પૂજ્ય આચાર્યશ્રી વિજયયશોભદ્રસૂરિજી મહારાજ આદિની નિશ્રામાં અત્રે પાંચ ઇંચથી માંડીને ૫૧ ઇંચ સુધીની સોએક જિનપ્રતિમાઓનો અંજન શલાકા મહોત્સવ શાનદાર રીતે ઉજવાયો.

મહાસુદ એકમથી કલ્યાણકોની શરૂઆત થઈ. મહાસુદ ચોથે દીક્ષા કલ્યાણકનો [વરસીદાન]નો ભવ્ય વરઘોડો નીકળ્યો.

અમદાવાદ : પૂજ્ય આચાર્ય શ્રી વિજયમુક્તિચંદ્રસૂરિજી મહારાજની નિશ્રામાં 'શ્રી વર્ધમાન જિન સંગીત મંડળ રાજકોટ'ની સ્થાપના થઈ.



સિદ્ધારથના રે નંદન ! વિનવું વિનતડી અવધાર,
ભવમંડપમાં નાટક નાચિયો, હવે મુજ પાર ઉતાર.

<u>સિદ્ધારથના રે નંદન !</u>....

ત્રણ રતન મુજ આપો તાતજી, જિમ નાવે તે સંતાપ,
દાન દીયંત રે પ્રભુ કોસર કીસી, આપો પદવી રે આપ.

<u>સિદ્ધારથના રે નંદન !</u>....

ચરણ અંગુઠે રે મેરુ કંપાવિયો, મોડયાં સુરનાં રે માન,
અષ્ટ કરમના રે ઝગડા જીતવા, દીધાં વરસી રે દાન.

<u>સિદ્ધારથના રે નંદન !</u>....

શાસનનાયક શિવસુખદાયક, ત્રિશલા કુખે રતન,
સિદ્ધારથનો રે વંશ દીપાવિયો, પ્રભુજી તુમ ધન ધન.

<u>સિદ્ધારથના રે નંદન !</u>...

વાચકશેખર કીર્તિવિજયગુરુ, પામી તાસ પસાય,
ધર્મતણા એ જિનચોવીસમા, વિનયવિજય ગુરુ થાય.



## પાલિતાણામાં નિર્માણ થતાં સમવસરણ મંદિરમાં

**૨૫૦૦ વર્ષમાં થયેલ શાસન પ્રભાવકોના સપરિચય તૈલચિત્રો મૂકાશે**

પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી કસ્તુરસૂરિજી મહારાજની પ્રેરણાથી અને પૂજ્ય આચાર્યશ્રી વિજયચંદ્રોદયસૂરિજી મહારાજના માર્ગદર્શન હેઠળ તિર્થાધિરાજ શ્રી શત્રુંજય (પાલિતાણા–સૌરાષ્ટ્ર) ગિરિની પુનિતપાવન છાયામાં ૧૦૮ ફુટ ઊંચું શ્રી ૧૦૮ જૈન તીર્થ દર્શન ભવન અને સમવસરણ મંદિરનું નિર્માણ કામ શરૂ થઈ ગયું છે.

શ્રી શત્રુંજયગિરિ ચડતાં શરૂમાં જ પશ્ચિમ દીશા તરફ શ્રી સરસ્વતી મંદિરવાળી વીસ હજાર ચોરસવાર જમીન ઉપર નવ નિર્મિત થતાં આ અદ્વિતીય સમવસરણ મંદિરમાં, ભગવાન શ્રી મહાવીરસ્વામીના સાત હ઼ાથના દેહ પ્રમાણના પ્રતિમાજી (ચૌમુખજી) બિરાજિત કરાશે અને ૨૫૦૦ વર્ષમાં થઈ ગયેલા પરમ પ્રભાવક આચાર્ય અને સાધુ ભગવંતો, સાધ્વીગણની મહત્તરા સાધ્વીજી મહારાજો તેમજ સુપ્રસિદ્ધ શ્રમણોપાસકો અને શ્રમણોપાસિકાઓ આદિ શાશન પ્રભાવકોના મિતાક્ષરી પરિચય સાથે તૈલચિત્રો મૂકાશે.

આ ઉપરાંત અશોકવૃક્ષ, ૧૨ પર્ષદા, ત્રણ ગઢ, બાર દરવાજા સહિતના આ અનોખા સમવસરણ મંદિરમાં ૨૪ તીર્થંકરો, શ્રી ૧૦૮ પુરુષાદાનીય પાર્શ્વનાથ ભગવંતો તેમજ ભારત ભરના ૧૦૮ પ્રાચીન અર્વાચીન તીર્થના મૂળનાયકોને તે તીર્થના પરિચય સાથે તામ્રપટ પર એમ્બોઝડ કરીને પ્રતિષ્ઠાપિત કરાશે.

## ખંભાતમાં રથ વરઘોડો

ખંભાત: મુનિશ્રી સુરેન્દ્રવિજયજી તથા મુનિશ્રી વાચસ્પતિ વિ.ની પ્રેરણાથી ૨૫૦૦મા કલ્યાણક પ્રસંગે સ્તંભતીર્થ જૈન સંઘ તરફથી કા. શુ. ૭ થી શુ. ૧૧ સુધીનો પંચાહ્નિકા મહોત્સવ ઉજવાયો. વિવિધ પૂજાઓ, રથયાત્રાનો આકર્ષક અને દોઢ માઇલ જેટલો લાંબો ભવ્ય વરઘોડો નીકળેલ. જૈન ધ્વજ, જૈન મહિલા મંડળોના રાસગરબા એ આ વરઘોડાનું આકર્ષણ હતું. તેમાં ભાગ લેવા દરેક સાધુ–સાધ્વીઓ, સંસ્થાઓ, સ્થાનકવાસીઓ, સરકારી અધિકારીઓએ હાજર રહી વરઘોડાની અતિહાસિકતામાં વધારો કર્યો હતો. આ દિવસે જીવોને અભયદાન, અપાયા ગરીબોને ભોજન અપાયું, આયંબીલ વગેરે થયા.

ખંભાત: સ્થંભતીર્થ તપગચ્છ જૈનસંઘના આશ્રયે ભ. મહાવીર રપમી નિર્વાણ શતાબ્દી પ્રસંગે કાયમ માટે દરવર્ષે ભ. મહાવીરના પાંચ કલ્યાણકનાં પાંચે વરઘોડા ચઢાવવાનું નક્કી થયું છે.

આનો લાભ યાજ્ઞિક એન્ડ કુ. વાળા ભીખાભાઈએ લીધો છે.



# અખંડ દીવા
# અખંડ જાપ

ભદ્રેસરતીર્થ : અત્રેના સમગ્ર તીર્થ કમ્પાઉન્ડને મહાવીરનગરનું નામ આપવાનો નિર્ણય થયો છે.

જેસર : મુનિ મહારાજશ્રી રામચંદ્ર વિજયજીની નિશ્રામાં સામુદાયિક એકાસણા ૨૨૫ તથા ૨૪ કલાક અખંડ દીવા સાથે નવકાર મંત્રનો અંખડ જાપ થયો.

આસો વદી ૧૪ અમાસ તથા કારતક સુદી ૧ ત્રણે દિવસે કુતરાને રોટલા, ગાયોને ઘાસ તથા ગરીબોને રાહત આપવામાં આવી હતી. ત્રણ દિવસ પ્રભુજીને અંગરચના કરવામાં આવી હતી તથા કારતક સુદ ૧ના પૂજા તથા પ્રભાવના થઈ હતી. દીવાળીના દેવવંદન કરવામાં આવ્યા હતા.

જામનગર : ભગવાનને પાલખીમાં પધરાવી અત્રે શ્રાવકપોળના દેરાસરેથી વરઘોડો નીકળ્યો. દેરાસરમાં સ્નાત્રપૂજા ભણાવાઈ. વરઘોડામાં તમામ ફિરકાના જૈન ભાઈ-બહેનોએ ભાગ લીધો.

કણોદર : પૂજ્ય આચાર્ય શ્રી વિજયભુવનશેખરસૂરિજી મહારાજ આદિની નિશ્રામાં પંચાહ્નિકા મહોત્સવ થયો. જન્મ કલ્યાણક દિને વિવિધ કાર્યક્રમો થયા.

કોઠારા : કોઠારા જૈન મિત્ર મંડળ તરફથી મંડળમાં શૈક્ષણિક શિબિર યોજાઈ.

છાણી : નિર્વાણ મહોત્સવના દિવસે અત્રે સાંજના ભ. મહાવીરના ભવ્ય સ્ટેચ્યુ સાથે મશાલ સરઘસ નીકળેલ, જાહેરસભા યોજાયેલ. નિર્વાણોત્સવની યાદમાં શ્રી સંભવનાથના મંદિરમાં ૧૨૦ સેન્ટીમીટરની પદ્માસને પ્રતિમા (સ્ટેચ્યુ) બનાવી રાખવાનું નક્કી કરાયેલ.

ડાંઠા : મુનિશ્રી નિર્મળવિજયજી તથા સાધ્વી શ્રી કુમુદશ્રીજી આદિની નિશ્રામાં ઓળીની આરાધના રૂડી રીતે થયેલ. તેમજ ૨૫૦૦મી નિર્વાણ જયંતિ નિમિત્તે શ્રી જૈન સંઘ તરફથી પાંચ દિવસનો ઓચ્છવ રાખવામાં આવેલ, જેમાં પુજા, પ્રભાવના, આંગી, તપસ્યા સારા પ્રમાણમાં થયેલ હતી.

જમ્બુસર : શ્રી સંઘ તરફથી ૨૫૦૦મી નિર્વાણ શતાબ્દી નિમિત્તે એક રથ યાત્રા ભવ્ય રીતે કાઢવામાં આવેલ. પુજા, આંગી વી. થયાં અને દિવાળીના દિવસે કતલખાના બંધ રખાવ્યાં હતાં.

નાની ખાખર : મુનિશ્રી ભુવનચંદ્ર વિજયજી મહારાજ તથા મુનિશ્રી મનોજ્ઞચંદ્ર વિજયજી મહારાજની નિશ્રામાં પંચાહ્નિકા મહોત્સવ ઉજવાયો. ભગવાનની તસ્વીર સામે સ્વસ્તિક કરાયા અને તે દરેક ઉપર ચાર આના મૂકાયા. ભગવાનના જન્મ દિવસે રથયાત્રા નીકળી. સવારે પ્રવચન થયા. રાતે ભાવના થઈ. મુંબઈથી પણ ભાવિકો પધાર્યા.

પાલીતાણા : પૂજ્ય આચાર્ય શ્રી ગુણસાગરજી મહારાજના શિષ્યા સાધ્વીશ્રી સુવ્રતાશ્રીજી મહારાજના સદુપદેશથી અત્રે શ્રી નરસીનાથા જૈન ધર્મશાળાના શ્રી ચંદ્રપ્રભસ્વામી જિનાલયમાં શ્રી લઘુ શાંતિસ્નાત્ર સહિત દશાહ્નિકા મહોત્સવ ઉજવાયો.





# □ પાંચેય દિવસ પ્રભુજીને ભવ્ય આંગી □

સુરત [નાણાવટ] અત્રે પૂજ્ય મુનિરાજ શ્રી ગુણસાગરજી મહારાજ તથા મુનિશ્રી અરુણોદયસાગરજી મહારાજની નિશ્રામાં ૧૦-૧૧-૭૪થી પંચાહ્નિકા મહોત્સવ ઉજવાયો. શ્રી સમવસરણ જિનાલયમાં પાંચેય દિવસ પ્રભુજીને આંગી થઈ તેમજ ભવ્ય રોશની થઇ.

ભગવાનના જીવનપ્રસંગોની હરતી ફરતી રચનાઓ જોવા હજારોની મેદની ઉમટી હતી.

૧૩–૧૧–૭૪ નિર્વાણ દિને ભવ્ય રથયાત્રા નીકળી. રાતે મધરાત સુધી ભક્તિધૂન જામી. બારના ટકોરે ભગવાનનો નિર્વાણ સમય સૂચવતાં ઘંટનાદ કરાયા. અને 'શ્રી મહાવીર સ્વામી પારંગતાય નમઃ'નો જાપ થયો.

આ ઐતિહાસિક અવસર નિમિત્તે ગોપીપુરા લીમડાના ઉપાશ્રયે તેમજ માલી ફળિયામાં સાગરગચ્છના ઉપાશ્રયે પાવાપુરી જળમંદિરની રંગોળી થઈ અને એક લાખ કળીનો લાડવો અને એક લાખ અખંડ અક્ષતનો સ્વસ્તિક પૂરાયો.

સમી : મુનિશ્રી માનતુંગવિજયજી [સેવક] મહારાજની નિશ્રામાં નિર્વાણ કલ્યાણકની ઉજવણી અષ્ટાહ્નિકા મહોત્સવથી કરાઈ.

સેરીસા : પૂજ્ય આચાર્ય શ્રી સુબોધસાગરસૂરિજી અને આચાર્ય શ્રી મનોહરકીર્તિસાગરસૂરિજી મહારાજની નિશ્રામાં અત્રે જન્મકલ્યાણક દિને ધામધુમથી વરઘોડો નીકળ્યો આ પ્રસંગે પૂજ્ય વિદ્વાન મુનિરાજ શ્રી જંબુવિજયજી મહારાજ પણ પધાર્યા હતા.

સાઠંબા : પંન્યાસ શ્રી સ્વયંપ્રભવિજયજી આદિની નિશ્રામાં ૨૫૦૦માં નિર્વાણ ઉત્સવ નિમિત્તે ભવ્ય વરઘોડો તથા પંચાન્હિકા મહોત્સવ, અનેરા ઉલ્લાસ પૂર્વક ઉજવાયેલ છે.

વેજલપુર : મુનિશ્રી નિત્યવર્ધન સાગરજી મહારાજની નિશ્રામાં નિર્વાણ કલ્યાણકનો ભવ્ય વરઘોડો નીકળ્યો.

વઢવાણ : શ્રી વઢવાણ મિત્રમંડળ, મુંબઈની કારોબારી બેઠકે વઢવાણ શહેરને વર્ધમાન નગરનું નામ આપવાનો અનુરોધ કરતો એક ઠરાવ પસાર કર્યો. આ ઠરાવ કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારને મોકલી અપાયો.

વાગરા [ભરૂચ] : અત્રે નિવાર્ણ વર્ષ નિમિત્તે ભવ્ય વરઘોડો નીકળેલ. પૂજા અને ભાવનાના મંગળ કાર્ય પણ થયા.

તલોદ : ભ૦ મહાવીરના ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ પ્રસંગે વ્યાખ્યાનમાળા યોજવામાં આવેલ. જેમાં આગેવાન વિદ્વાનો–વિચારકોના પ્રવચનો ગોઠવાયેલ. વ્યાખ્યાન માળાની પૂર્ણાહુતિ પ્રસંગે 'ગુજરાત સમાચાર'ના મેનેજીંગ તંત્રી શ્રી શ્રેયાંસભાઇ શાહે જણાવેલ કે ભગવાન મહાવીરે આપેલા જ્ઞાન અને ધ્યેયોને પાળીશું અને તેનો ઉપયોગ કરતા રહીશું તો જ ભ૦ મહાવીરનો દિન સારી રીતે ઉજવેલો ગણાશે.

શંખેશ્વર : શ્રી મહાવીરસ્વામીજીના ૨૫૦૧માં નિર્વાણ કલ્યાકના પ્રારંભ પ્રસંગે અને વિશ્વકલ્યાણ અર્થે આ. શ્રી સુબોધસાગરસુરિજી મ.નાં ઉપદેશથી શાહ તારાચંદ હંસરાજ (વાસાવાળા) સાબરમતીનિવાસીએ શ્રી શંખેશ્વર તીર્થમાં મા. સુદ ૯, ૧૦ અને ૧૧ ના અઠ્ઠમતપની વિધિપૂર્વક આરાધના કરાવવા સાથે, તેમાં જોડાએલા ૯૧ તપસ્વીઓની અત્તરવાયણાં પારણાં અને પ્રભાવના પુર્વક તેમ જ સાધર્મીવાત્સલ્ય રાખી સંઘની ભકિતનો સુંદર લાભ લીધો હતો.



# ગોવા

રાજ્ય સરકારે ૧૩ નવે. ૧૯૭૪ અને ૨૪ એપ્રિલ ૧૯૭૫ ના રોજ બંને દિવસ દારૂ અને માંસ રહિત દિવસોની ઘોષણા કરી. આ બંને દિવસ રાજ્યના તમામ કતલખાના બંધ રહ્યા.

ગોવા : ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશ અંગે આકાશવાણી ગોવા કેન્દ્રે વિવિધ કાર્યક્રમો આપ્યા. સ્થાનિક અખબારોએ ભાવાંજલિ અર્પતા લેખો લખ્યા, પૂર્તિઓ કાઢી.

ગોવા જૈન મંડળની વિનંતીથી ગોવા સરકારે પણજીમાં મંદિર તેમજ સંયુકત સભાગૃહ માટે વિના મૂલ્યે જમીન આપવાનું વચન આપ્યું. આ ઉપરાંત ગ્રામ્ય વિસ્તારમાં બાલ-વાડીઓની સ્થાપન માટે સહકારનુ પણ વચન આપ્યું.

બંદાલા પાર્કને "ભગવાન મહાવીર પાર્ક" "નું નામ અપાયું.

શિક્ષણ વિભાગ તરફથી દીવ, દમણ અને ગોવા વિસ્તારમાં ભગવાનના જીવન અને ઉપદેશ સંબંધી સાહિત્યનું વિતરણ કરાયું.

મડગાંવ : અત્રે નિર્વાણ કલ્યાણક, જન્મ કલ્યાણક અને દીક્ષા કલ્યાણકના મહોત્સવો ધામધુમથી ઉજવાયા. ત્રણેય પ્રસંગે વિરાટ જાહેરસભાઓ યોજાઈ અને રથયાત્રા નીકળી.

જાહેરસભામાં મોટી સંખ્યામાં ખ્રિસ્તી ભાઈ-બહેનો હાજર રહ્યા હતાં.

દીક્ષા દિને નવકાર મંત્ર અને મહાવીર વાણીની મરાઠી અને અંગ્રેજીની પ્રતો હજારોની સંખ્યામાં વ્હેંચવામાં આવી.

આ દિવસે ગોમાન્તક નિકેતનમાં જાહેરસભા યોજાઈ હતી સભાના મુખ્ય વકતા શ્રી. એ. કે. પાણ્ડેય હતા. સભા પૂરી થયા બાદ સૌને મીઠાઈની પ્રભાવના કરવામાં આવી હતી.

૦ વિરાટ રથયાત્રા
૦ જાહેર સભાઓ,
૦ મીઠાઈની પ્રભાવના

પણજી : પણજીવાસીઓએ ૧૩મી નવેમ્બર ૧૯૭૪ના રોજ દારૂ અને માંસનું વેચાણ બંધ રાખીને નિર્વાણ દિનની ઉજવણી કરી.

આ પુણ્ય દિવસે ગોવાના મુખ્ય પ્રધાન શ્રીમતિ શશીકલા કાકોડકરની અધ્યક્ષતામાં યોજાએલ જાહેર સભામાં ગોવાના રાજ્યપાલ શ્રી એસ. કે. બેનર્જીએ નિર્વાણ મહોત્સવનું ઉદ્ઘાટન કર્યું. સભામાં હજારો જૈન-જૈનેતરોએ હાજરી આપી હતી. સભાની અગાઉ શહેરમાં વિરાટ રથયાત્રા નીકળી હતી. તેમાં રાજકિય આગેવાનો સહિત દરેક ધર્મ અને સંપ્રદાયના ભાઈ-બહેનો જોડાયા હતા.

૦ સરકારી 'રજા'
૦ સાહિત્ય વિતરણ
૦ ભ. મહાવીર પાર્ક



# ગોવા

રાજ્ય સરકારે ૧૩ નવે. ૧૯૭૪ અને ૨૪ એપ્રિલ ૧૯૭૫ના રોજ બંને દિવસ દારૂ અને માંસ રહિત દિવસોની ઘોષણા કરી. આ બંને દિવસ રાજ્યના તમામ કતલખાના બંધ રહ્યા.

ગોવા : ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશ અંગે આકાશવાણી ગોવા કેન્દ્રે વિવિધ કાર્યક્રમો આપ્યા. સ્થાનિક અખબારોએ ભાવાંજલિ અર્પતા લેખો લખ્યા, પૂર્તિ ઓ કાઢી.

ગોવા જૈન મંડળની વિનંતીથી ગોવા સરકારે પણજીમાં મંદિર તેમજ સંયુકત સભાગૃહ માટે વિના મૂલ્યે જમીન આપવાનું વચન આપ્યું. આ ઉપરાંત ગ્રામ્ય વિસ્તારમાં બાલ-વાડીઓની સ્થાપન માટે સહકારનુ પણ વચન આપ્યું.

બંદાલા પાર્કને "ભગવાન મહાવીર પાર્ક"નું નામ અપાયું.

શિક્ષણ વિભાગ તરફથી દીવ, દમણ અને ગોવા વિસ્તારમાં ભગવાનના જીવન અને ઉપદેશ સંબંધી સાહિત્યનું વિતરણ કરાયું.

મડગાંવ : અત્રે નિર્વાણ કલ્યાણક, જન્મ કલ્યાણક અને દીક્ષા કલ્યાણકના મહોત્સવો ધામધુમથી ઉજવાયા. ત્રણેય પ્રસંગે વિરાટ જાહેરસભાઓ યોજાઈ અને રથયાત્રા નીકળી.

જાહેરસભામાં મોટી સંખ્યામાં ખ્રિસ્તી ભાઈ બહેનો હાજર રહ્યા હતાં.

દીક્ષા દિને નવકાર મંત્ર અને મહાવીર વાણીની મરાઠી અને અંગ્રેજીની પ્રતો હજારોની સંખ્યામાં વ્હેંચવામાં આવી.

આ દિવસે ગોમાન્તક નિકેતનમાં જાહેરસભા યોજાઈ હતી સભાના મુખ્ય વક્તા શ્રી. એ. કે. પાણ્ડેય હતા. સભા પૂરી થયા બાદ સૌને મીઠાઈની પ્રભાવના કરવામાં આવી હતી.

○ વિરાટ રથયાત્રા
○ જાહેર સભાઓ,
○ મીઠાઈની પ્રભાવના

પણજી : પણજીવાસીઓએ ૧૩મી નવેમ્બર ૧૯૭૪ના રોજ દારૂ અને માંસનું વેચાણ બંધ રાખીને નિર્વાણ દિનની ઉજવણી કરી.

આ પુણ્ય દિવસે ગોવાના મુખ્ય પ્રધાન શ્રીમતિ શશીકલા કાકોડકરની અધ્યક્ષતામાં યોજાએલ જાહેર સભામાં ગોવાના રાજ્યપાલ શ્રી એસ. કે. બેનર્જીએ નિર્વાણ મહોત્સવનું ઉદ્ઘાટન કર્યું. સભામાં હજારો જૈન-જૈનેતરોએ હાજરી આપી હતી. સભાની અગાઉ શહેરમાં વિરાટ રથયાત્રા નીકળી હતી. તેમાં રાજકિય આગેવાનો સહિત દરેક ધર્મ અને સંપ્રદાયના ભાઈ-બહેનો જોડાયા હતા.

○ સરકારનું વચન:
○ સાહિત્ય વિતરણ
○ ભ૦ મહાવીર પાર્ક



કેટલીક વ્યક્તિ પોતાના
દોષ જુએ છે, બીજાના નહિ.



કેટલીક વ્યક્તિ બીજાના
દોષ જુએ છે, પોતાના નહિ.



કેટલાક પોતાના દોષ પણ
જુએ છે, બીજાના પણ.

જ્યાં સુધી ઘડપણ હેરાન કરતું નથી,
જ્યાં સુધી રોગો વધતા નથી,
જ્યાં સુધી ઇંદ્રિયો નબળી પડતી નથી,
ત્યાં સુધી ધર્મનું પાલન કરી લેવું જોઇએ.

# હિમાચલ પ્રદેશ

**ભગવાન મહાવીર**
**૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ સમિતિ**

પ્રમુખ : રાજ્યમંત્રી, હીમાચલ પ્રદેશ.

સભ્ય : ઉપકુલપતિ અથવા એમના દ્વારા પ્રસ્તાવિત મહાનુભાવ
ડાયરેકટર, જનસંપર્ક વિભાગ, સીમલા.
ડાયરેકટર, ઓલ ઈન્ડીઆ રેડીયો સીમલા.

મંત્રી : ડેપ્યુટી ડાયરેકટર, શિક્ષણ વિભાગ, હિમાચલ પ્રદેશ.
દક્ષિણ વિભાગ, સીમલા.

## ☐ પ્રાર્થના અને પ્રવચન ☐

નાદૌના : પંડિતરત્ન શ્રી જગદીશમુનિ આદિ શ્રમણોની નિશ્રામાં મુખ્ય સંસદીય સચિવ શ્રી બાબુરામજી જંડિયાલની અધ્યક્ષતામાં યોજાએલ જાહેર-સભામાં હોશિયારપુર, કપૂરથલા, સુજાનપુરા શેહરા વગેરે ગામો-માંથી હજારો ભાઈ-બેનો હાજર રહ્યાં. સવારના ૧૧ થી બપોરના ત્રણ સુધી પ્રાર્થના અને પ્રવચન ચાલ્યા. ગવર્નમેન્ટ હાઈસ્કુલની બાળાઓએ સંગીત કાર્યક્રમ આપ્યો. નિર્વાણ ઉત્સવ સફળ બનાવવામાં હિમાચલ સરકારના અધિકારીઓએ સંપૂર્ણ સહયોગ આપ્યો.

આ ઉપરાંત રાજ્યના કાંગડા, મંડી, બિલાસપુર, રામપુર આદિ ગામોમાં પણ નિર્વાણોત્સવની ઉજવણી વિવિધ કાર્યક્રમોથી થઈ હતી.





# હરિયાણા

વર્ષ ૧૯૭૪–૭૫ તેમજ વર્ષ ૧૯૭૫–૭૬માં ૧૫ નવેમ્બર ૧૯૭૫ સુધી "શિકાર-નિષેધ વર્ષ"ની ઘોષણા કરીને હરિયાણા રાજ્યે નિર્વાણોત્સવની યાદને ' અમર બનાવી. અને તા. ૧૩ નવેમ્બર ૧૯૭૪ તેમજ ૪થી નવેમ્બર ૧૯૭૫ એમ અનુક્રમે નિર્વાણોત્સવ પ્રારંભ અને સમાપન દિવસે ' મદ્ય નિષેધ દિવસ ' જાહેર કરીને આ અમર યાદને વધુ પુણ્યવંતી બનાવી.

નિર્વાણ વર્ષ ભારે ધામધુમથી ઉજવવા માટે હરિયાણા રાજ્યમાં ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ સમિતિની અને તેના અંતર્ગત જિલ્લા નિર્વાણ સમિતિઓની પણ રચના થઈ. આ બધી સમિતિઓએ વિવિધ કાર્યક્રમો યોજીને રાજ્યભરમાં ભગવાનનો જયનાદ ગૂંજતો કર્યો.

પ્રારંભ અને સમાપન બંને દિવસની જાહેર રજા [ પબ્લીક હોલી ડે ] ઘોષિત કરીને જૈનેતરોને પણ ઉજવણીમાં ભાગ લેવાની સુવિધા કરી આપી.

રાજ્યમાં આ ઐતિહાસિક અવસરે અનેક સ્થાનો પર રચનાત્મક કામો થયાં. તેમાંના કેટલાંક આ પ્રમાણે છે :

- હિસારમાં હરિજન છોકરાઓ માટે એક છાત્રાલય થયું.
- જગાધરીમાં જૈન ગર્લ્સ હાઇસ્કુલની સ્થાપના.
- ગુડગાંવમાં ' મહાવીર પાર્ક ' અને શિક્ષા સ્થંભોનું નિર્માણ.
- હિસાર, ફતેહાબાદ, હાંસી અને શિરસામાં આવેલા સાર્વજનિક ઉદ્યાનોની સાથે એક શાકાહારી ભોજનાલયનું નિર્માણ.
- કરનાલ જિલ્લામાં કર્ણ પાર્કમાં ' મહાવીર થિયેટર'.
- કરનાલ અને પાનીપતમાં પાષાણ સ્થંભો તેમજ "ભગવાન મહાવીર મેમોરીયલ"ની સ્થાપના.
- કરનાલ રેલ્વે રોડને ' ભગવાન મહાવીર માર્ગ'નું નામાભિધાન.
- કુરુક્ષેત્ર જિલ્લામાં " શ્રી ભાગ્યતારા ભ૦ મહાવીર ભવન "નું નિર્માણ.
- કુરુક્ષેત્રની રેફરલ હોસ્પીટલને ભગવાન મહાવીર હોસ્પીટલનું નામાભિધાન.
- કુરુક્ષેત્રના નહેરૂ પાર્કથી શેખ ચેહલી



મકબરા સુધીના રસ્તાનું "ભગવાન મહાવીર માર્ગ" નામકરણ.

- કુરુક્ષેત્રમાં "જૈનિઝમ ઈન હરિયાણા" પર સંશોધન.
- મહેન્દ્રગઢ જિલ્લાના નારનૌલમાં 'ભગવાન મહાવીર પાર્ક'નું નિર્માણ.
- ગોલ ચોકનું "મહાવીર ચોક"માં રૂપાંતર.
- રેવાડીમાં "મહાવીર પાર્ક."
- રોહતક જિલ્લામાં ઝજ્જરમાં "ભગવાન મહાવીર પાર્ક'નું નિર્માણ.
- ઝજ્જરમાં ભગવાન મહાવીર હોસ્પીટલ.
- સોનીપત, ગૌહાના અને ગન્નોરમાં એક સપ્તાહ માટે નિઃશુલ્ક નેત્ર ચિકિત્સા શિબિર.
- ગૌહાનામાં જૈન મંદિર, પુસ્તકાલયની સ્થાપના
- ગન્નોરમાં ધર્માદા દવાખાનું.
- 'હરિયાણા સંવાદ' અને 'હરિયાણા રિવ્યુ'ના વિશેષાંકો પ્રગટ થયાં.

આ ઉપરાંત ૧૨-૧૩ ઓક્ટોબર ૧૯૭૪ના રોજ હિસારમાં હરિયાણા જૈન કોન્ફરન્સ મળી જેમાં સામાજિક કુરિવાજો દૂર કરવા ઠરાવ પસાર થયા.

કુરુક્ષેત્ર વિશ્વવિદ્યાલયે રાજ્યસ્તરે વક્તૃત્વ સ્પર્ધા યોજી. વિજેતાઓને પુરસ્કાર અપાયા. છબિઘરોમાં ભગવાનના જીવન અને કવનને લગતી સ્લાઈડો પ્રદર્શિત કરાઈ. જાહેર સ્થળો પર પોસ્ટરો લગાડ્યા. અને મહાવીર-સાહિત્ય પણ ઠેકઠેકાણે પહોંચવામાં આવ્યું.

## હરિયાણા રાજ્ય
## ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : શ્રી રાજ્યપાલ
પ્રમુખ: શ્રી બનારસીદાસ ગુપ્તા, મંત્રી: સિંચાઈ તથા વિજળી વિભાગ
ઉપપ્રમુખ : ચૌ. માઠૂસિંહ, શિક્ષણ મંત્રી
કાર્યકારી સભ્ય : શ્રી અશોક પાહવા, ડાયરેક્ટર, લોકસંપર્ક વિભાગ

**□ સર્વશ્રી સભ્યો □**

| | |
|---|---|
| લેખવતી જૈન, | |
| ઉપપ્રમુખ, વિધાનસભા, | હરિયાણા |
| ગુલાબસિંહ જૈન, એમ. એલ. એ. | હિસાર |
| ફુલચંદ રોહત, એમ. એલ. એ. | સોનીપત |
| શ્રીકિશનદાસ, એમ. એલ. એ. | રોહતક |
| ગૌરીશંકર, એમ. એલ. એ. | નરવાના |
| કિશોર લાલ, એમ. એલ. એ. | કાલકા |
| ખુશીદ અહ્મદ | ,, |
| હકુમતરાય, એમ. એલ. એ. | પાનીપત |
| મહાવીરપ્રસાદ એડવોકેટ | હિસાર |
| તારાચંદ પ્રેમી | ફિરોજપુર |
| પ્રીતમસિંહ જૈન, એડવોકેટ | ચંડીગઢ |
| ફતેહચંદ જૈન, | રોહતક |
| જિનેન્દ્રકુમાર જૈન, એડવોકેટ | રોહતક |
| એમ. એલ. જૈન, મહામંત્રી, | |
| એસ. એ. જૈન કોલેજ, | અંબાલાશહેર |
| દુલીચંદ જૈન | ભિવાની |
| રાજેન્દ્રપ્રસાદ જૈન, | હિસાર |
| રણધીરસિંહ જૈન | હાંસી |
| મોતીલાલ જૈન | જગાધરી |



# હિસાર સંમેલનનો ક્રાંતિકારી ઠરાવ

આ સંમેલનમાં લગ્ન પ્રસંગે ઠાઠમાઠના અર્ચાઓ ન કરવાનો તેમજ લગ્નના ફેરા વગેરેની વિધિ દિવસના સમયમાં જ કરવાનો એક ઠરાર પસાર કર્યો. ઠરાવમાં જણાવાયું હતું કે દિવસમાં લગ્ન વિધિ પતાવવાથી વિજળી, રોશની વગેરેના બીનજરૂરી ખર્ચા વગેરે આપોઆપ ઓછા થઈ જાય છે. સાથોસાથ એ પણ નિર્ણય લેવાયો કે હરિયાણાની તમામ નિર્વાણ સમિતિઓ આવો ઠરાવ કરે અને દરેક સભ્યને તેનું પાલન કરવાનો અનુરોધ કરે.

હિસાર : ૨૩ નવેમ્બરે એક ભવ્ય અને વિરાટ રથયાત્રા નીકળી રથયાત્રામાં ભગવાન મહાવીરના વિવિધ જીવનપ્રસંગોની રચનાઓ દ્વારા તેમજ સૂત્રપટો દ્વારા તેમના સંદેશનો પ્રચાર કરાયો. એક માઈલ લાંબી આ રથયાત્રામાં હિસારના જિલ્લાધીશ સહિત અનેક રાજકીય અને સામાજિક આગેવાનોએ ભાગ લીધો હતો. રથયાત્રા રામલીલા કટલામાં આવી ત્યારે માતા રાજમતીએ જૈન-ધ્વજ ફરકાવ્યો હતો.

આજ દિવસે રાતના કટલા રામલીલામાં ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ હિસાર સમિતિએ યોજેલ કવિ સંમેલનમાં દેશના આગેવાન કવિઓએ પોતાની કાવ્યકલામાં ભગવાનના ગીત ગાયા. કવિ સંમેલનનું અધ્યક્ષપદ હરિયાણાના રાજ્યપ્રધાન શ્રીમતી શારદા રાનીએ સંભાળ્યું હતું.

આ જ સમિતિએ સંસદ સભ્ય શ્રી અચલસિંહની અધ્યક્ષતામાં હરિયાણા પ્રદેશના જૈનોનું એક સંમેલન પણ યોજ્યું હતું. સંમેલનનું ઉદ્ઘાટન શ્રી બનારસીદાસ ગુપ્તાએ કર્યું. પ્રો. નાહરચન્દ્ર જૈન, પ્રો. સુખનન્દન, બ્રહ્મચારી શ્રી સન્મતિશીલ, સાધ્વી શ્રી ધનશ્રીજી અને મુનિ શ્રી સુમેરમલજીએ પ્રવચનો કર્યાં હતા.

## ઝુંબેશ

હિસારની ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિએ માંસ, દારુ તથા ઈંડાના આહાર વિરુદ્ધ ઝુંબેશ શરૂ કરી સમિતિના નિર્ણયાનુસાર વર્ષ દરમિયાન ઓછામાં ઓછી ૨૫૦૦ વ્યક્તિઓને માંસ, દારુ અને ઈંડાનો ઉપયોગ ન કરવાની પ્રતિજ્ઞાઓ લેવડાવી હતી.

□□□

હિસાર : ત્રણ દિવસ સુધી જન્મોત્સવની ધુમ રહી. ૨૪મીએ ટુ-ડલાંની કલબે ભગવાનના પાંચ કલ્યાણકો નાટ્ય, નૃત્ય અને ગીત દ્વારા પ્રદર્શિત કર્યા. ૨૫મીએ રાજ્ય વિધાનસભામાં 'અહિંસા સંમેલન' મળ્યું. ૨૬મીએ સાંસ્કૃતિક કાર્યક્રમ થયો. ૨૭મી જૈન સમાજને સામુહિક જલપાન કરાયું આ દિવસે નવયુવક મંડળની સ્થાપના થઈ.

હિસાર : ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ જિલ્લા સમિતિએ નિર્ણય લીધો હતો કે નગરપાલિકા, ઉકલાના મંડી, (જિલ્લા હિસાર) ભગવાન મહાવીર પુસ્તકાલય માટે જૈનસમાજને જમીન ભેટ આપશે અને જૈનો રૂ. ૧૫ હજારના ખર્ચે એક ભવન ઊભું કરશે. ત્યારબાદ સરકાર કેટલાક પુસ્તકોની સહાય કરશે.

હિસાર : અત્રેની નિર્વાણ સમિતિના ઉપક્રમે સી. એ. વી. હાઇસ્કુલમાં યોજાયેલ નિબંધ અને વક્તૃત્વસ્પર્ધાનું પરિણામ આ મુજબ આવ્યું હતું. નિબંધ સ્પર્ધા : ૧ : વૃજલાલ (ગ. હા. કુરડી) : ૨ : મહેન્દ્રસિંહ (ગ. હા. લાડવા) : ૩ : ઉમેદસિંહ (ગ. હા. કુરડી). વક્તૃત્વસ્પર્ધા : ૧ : નીરૂ જૈન (જૈ. ગ. હિસાર) અને આભા ગુપ્તા (રા.ક.ઉ.મા.વિ. હિસાર) : ૨ : સરિતા ભટનાગર (રા.ઉ.મા.વિ. હિસાર) : ૩ : પ્રેમકુમાર (હરિજીરામ હા હિસાર).



# વક્તૃત્વ અને નિબંધ સ્પર્ધાઓ

ફત્તેહબાદ : નિર્વાણ સમિતિ હિસાર-૧ ઉપક્રમે અત્રેની ગવર્નમેન્ટ હાયર સેકન્ડરી સ્કુલમાં શ્રી ધનસિંહ પ્રિન્સીપાલની અધ્યક્ષતામાં ફત્તેહબાદ ઉપમંડળના ઉચ્ચતર અને ઉચ્ચ વિદ્યાલયોના વિદ્યાર્થીઓ માટે વક્તૃત્વ અને નિબંધ સ્પર્ધા યોજાઈ હતી, પરિણામ આ મુજબ જાહેર કરાયા હતાઃ વક્તૃત્વ સ્પર્ધા : ૧ : વિજય મોહન [ગ.હા. ફત્તેહબાદ] : ૨ : ઉષા રાની (ગ.હા. રતિયા) : ૩: ઈન્દ્રસિંહ (ગ.હા. ભોડિયાખેડા). નિબંધ સ્પર્ધા : ૧ : રવિન્દ્રકુમાર (ગ.હા. રતિયા) : ૨ : સંતોષસિંહ (ગ.હા. ફત્તેહબાદ) : ૩ : સત્યવીરસિંહ (ગ.હા કુલ).

હાંસી : મુનિશ્રી દુલીચંદજી 'દિનકર' આદિની સાંનિધ્યમાં વિચાર-વિમર્ષ સભાઓ, શિબિર, દા કરોડના જાપ વગેરે કાર્યો યોજાયા.

હાંસી : શ્રી બી. હુકમચન્દ એડવોકેટની અધ્યક્ષતામાં અત્રેની નિર્વાણ સમિતિના ઉપક્રમે ગવર્નમેન્ટ હાયર સેકેન્ડરી સ્કુલમાં યોજાયેલ નિબંધ સ્પર્ધામાં શ્રી રામવીરસિંહ (ગવર્નમેન્ટ હાઇસ્કુલ, સોરખી) ઉષારાની (ગવ. હાઈસ્કુલ. પુઠી મંગલખા) અને ઉષા શર્મા (રા.ઉ.મા.વિ. હાંસી) એ અનુક્રમે પ્રથમ દ્વિતીય અને તૃતિય વિજેતા નંબર મેળવ્યો હતો. આ સાથે વક્તૃત્વ સ્પર્ધા યોજાઈ હતી. તેમાં પ્રથમ ત્રણ નંબરે અનુક્રમે સુરેન્દ્રકુમાર [રા.ઉ.વિ. માઠે], કૃષ્ણા ગુપ્તા [રા.ઉ.મા.વિ. હાંસી] અને શશીબાલા [રા.ઉ.વિ. હાંસી] ને વિજેતા જાહેર કરાયા હતા.

હેલીમંડી : અત્રે રથયાત્રા અને ધર્મચક્ર શોભાયાત્રા નીકળી હતી. પરોઢીથી અત્રે પાંચ માઈલ લાંબી આ યાત્રાનું ઠેકઠેકાણે સ્વાગત થયું હતું.

હેલીમંડી (ગુડગાવા): નિર્વાણ મહોત્સવ નિમિત્તે, જિલ્લા ગુડગાંવાના હેલીમંડીની પંચાયતની ધર્મશાળામાં શ્રી બિહારીલાલ જૈન ધમાર્થ ટ્રસ્ટ દ્વારા તા. ૧૯ મી અને તા. ૨૦મી ઓકટોબરે આંખના રોગોની મફત તપાસ અને ઓપરેશન દિલ્હીના સુપ્રસિદ્ધ નેત્ર વિશેષજ્ઞ ડૉ. સરાફે કરેલ.

પંચકૂલા : શ્રી જૈનેન્દ્ર ગુરુકુળે નિર્વાણ શતાબ્દી સમિતિવતી ૧૯મી ડીસેમ્બરે ધર્મચક્રનું અભૂતપૂર્વ સ્વાગત કર્યું. હરિયાણાના પ્રધાન પંડિત ચિરંજીલાલ શર્માએ સમારોહનું નેતૃત્વ સંભાળ્યું. આ પ્રસંગે હરિયાણાના ડેપ્યુટીકમિશ્નર શ્રીમતી લેખવતી, અખિલ જૈન સંઘના પ્રમુખ શ્રી પ્રીતમસિંહજી, અંબાલા-એસ. એસ. જૈન સભા । પ્રમુખ શ્રી ગોરાલાલજી, પ્રો. પૃથ્વીરાજજી જૈન, પંચકુલાના સરપંચ શકુંતલા બહેન આદિએ પ્રવચનો કર્યા.

કુરુક્ષેત્ર : નવયુવાનોએ શહેરની શેરીઓમાં અને બજારોમાં ઘૂમી વળીને દારૂ અને માંસના વેચાણને બંધ રખાવીને ભગવાન પ્રત્યે પોતાની શ્રદ્ધા વ્યક્ત કરીને મહાવીર જયંતીની શાનદાર ઉજવણી કરી.

૨૪મીએ સવારે ઉપાયુક્ત શ્રી દીપકદાસ ગુપ્તાએ નેહરુ પાર્કનાં થાનેસર તરફ જતા એક મુખ્ય માર્ગને "ભગવાન મહાવીર માર્ગ" નામ આપ્યું. નામાભિધાન બાદ શ્રી ગુપ્તાએ સભાને સંબોધતાં કહ્યું કે ભગવાન મહાવીરની સ્મૃતિને કાયમી ત્યારે જ બનાવી શકીએ કે જ્યારે તેમણે આપેલા ઉપદેશોનો અમલ આપણે આપણા દૈનિક જીવનવ્યવહારમાં કરીએ.

૨૬મીએ પ્રભાતફેરી નીકળી રાતે જિલ્હાધીશની અધ્યક્ષતામાં નગરપાલિકાના પટાંગણમાં મહાવીર જયંતી સમારોહ થયો. મહાસતીજી શ્રી આજ્ઞાવતીજી મહારાજ તેમજ આચાર્ય શ્રી અમૃતકુમારજીએ મંગળ પ્રવચન કર્યા.

રાજ્યમાં "ભાગ્યતારા મહાવીર ભવન"નું નિર્માણ થયું છે. અને "હરિયાણા અને જૈન સંસ્કૃતિ" પર સંશોધન કાર્ય ચાલી રહ્યું છે.





પાણીપતમાં ધર્મચક્ર શોભા-યાત્રા તા. ૨૭ ડીસેંબર '૭૪ના દિને સવારે જૈન હાઇસ્કુલથી નીકળી. આ આયોજનમાં ચારે સંપ્રદાયનો સહકાર હતો. સરઘસમાં સૌથી આગળ ધ્વજો, ઘોડેસ્વાર ધ્વજો અને સાથે દિલ્હીથી હિન્દુ જિયા બેન્ડ, જે સરઘસની શોભા વધારી રહ્યું હતું. તે ઉપરાંત ચાર બેન્ડ અને સ્કાઉટ, સ્કૂલ સ્ટાફ અને વિદ્યાર્થીઓ, ૧૩ વિભિન્ન ઝાંખીઓ જે સરઘસની શોભાયાત્રાને આકર્ષક રૂપ પ્રદાન કરી રહી હતી. જોનારાઓનું મન આ સરઘસને જોઈને હર્ષ-પ્રફુલ્લિત થઇ ઊઠતું હતું. પાછળ હાથી, એની પાછળ આકર્ષક રથ અને ધર્મચક્ર તથા બીજા રથમાં ભગવાન શ્રી મહાવીરની અનુપમ સવારી હતી.

પાણીપતના બધાં બજારોમાંથી થઈને આ સરઘસનું જૈન હાઇસ્કુલમાં વિસર્જન થયું. આ સરઘસ જે જે બજારોમાંથી પસાર થયું – દુકાનો, આગાસીઓ, લોબીઓમાં ઊભેલાં અસંખ્ય લોકોએ એનું સ્વાગત કર્યું. સરઘસ લગભગ એક માઈલ લાંબુ હતું જે પાનીપતના ઇતિહાસમાં પહેલી વાર આટલું આકર્ષક રીતે યોજવામાં આવ્યું હતું. બધાં બજારોને ઠેક ઠેકાણે તોરણ-દ્વારથી સજાવવામાં આવ્યા હતાં.

પાનીપતમાં હાલી પાર્કમાં એક કીર્તિ સ્થંભ બનાવવાની યોજના નક્કી થઈ છે.

# પાનીપતમાં મહાવીર જ્યોત

પાનીપત : તા. ૧૩ નવેંબર ૧૯૭૪ દીપાવલીની સવારે જૈન મંદિરજીમાં 'ભગવાન મહાવીર જ્યોતિ' પ્રગટાવામાં આવી ૧૪ નવે.થી ૨૦ નવેંબર સુધી પાણીપત શહેરમાં સવારે પ્રભાતફેરીનું આયોજન અને સાંજના મંદિરમાં ભજન, કીર્તન અને આરતીનું આયોજન કરવામાં આવ્યું.

તા. ૦ નવેંબર । મહાવીર જ્યોત વિસર્જન સરઘસનું ભવ્ય આયોજન કરવામાં આવ્યું, આ સરઘસમાં સૌથી આગળ સ્કુટરો પર ધ્વજો, ઘોડેસ્વારો, હાથીની અંબાડી પર શરણાઈવાદકોનો સમૂહ અને ઝાંખીઓનું આયોજન કરવામાં આવ્યું. વિભિન્ન પ્રકારના બેન્ડના સુરીલા ધ્વનિઓથી વાતાવરણ સૂરભિત બની ગયું હતું. આવા ચાર બેન્ડ હતા. સ્કાઉટ, સ્કુલોનો સ્ટાફ અને વિદ્યાર્થીઓ સરઘસમાં જોડાયા હતા. આ બધા કાર્યક્રમનો ભાર શ્રી જૈન મિત્રમંડળ પર હતો.

## સાધ્વીજી મહારાજોનાં પ્રેરક પ્રવચનો

હિસાર : ૨૧ સપ્ટેમ્બરે ક્ષમા દિવસનો કાર્યક્રમ ધામધુમથી ઉજવાયો જેના માટે ઊભો કરાયેલો ખાસ પેન્ડાલ ખીચોખીચ ભરાઇ ગયો હતો. સાધ્વીશ્રી મંજુલાશ્રીજી તથા સાધ્વીશ્રી કાનકુમારીજી ઉપરાંત અનેક વક્તાઓના પ્રેરક પ્રવચનો થયા. આ પ્રસંગે એક નાટક પણ યોજવામાં આવ્યું.

કૈથલ : સ્થાનિક નિર્વાણ સમિતિએ જૈન પ્રાર્થના ભવનમાં ૧૫થી ૧૭ નવેમ્બર '૭૪ ત્રણ દિવસ સુધી વિવધ કાર્યક્રમો યોજીને નિર્વાણોત્સવ ઉજવ્યો. પ્રભાતફેરી અને સરઘસ પણ નીકળ્યા.

રાનિયા : ઉમંગ અને ઉલ્લાસથી અત્રે નિર્વાણોત્સવ ઉજવાયો. બાબુ ગુલાબસિંહની અધ્યક્ષતામાં યોજાએલ જાહેર સભામાં ડૉ. હિમ્મતસિંહ, બ્રહ્મચારી શ્રી સન્માતશીલ, શાંતાકુમારી અને શ્રી ગુલાબસિંહ જૈને મનનીય પ્રવચનો કર્યા.



રેવાડી : રેવાડીમાં ભગવાન મહાવીર નિર્વાણકલ્યાણક મહોત્સવ ભારે ધામધૂમ સાથે પરિપૂર્ણ થયો. તા. ૧૪ નવેંબરે વિશાળ સરઘસ શહેરના મુખ્ય બજારોમાંથી થઇને શ્રી નસિયાંજી પહોંચ્યું, જ્યાં નિર્વાણ લાડુ ચઢાવવામાં આવ્યાં. ૧૯મી નવેંબરે રાત્રે જૈન સ્કૂલો તરફથી સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કરવામાં આવ્યો.

રોહતક : રોહતકમાં તા. ૨૪ ડીસેમ્બરથી ૨૮ ડીસેમ્બર સુધી ભગવાન મહાવીરનો નિર્વાણ મહોત્સવ ઉજવવામાં આવ્યો. રોહતકના જૈન મંદિરથી એક ભવ્ય રથયાત્રા કાઢવામાં આવી. રાત્રે રૂપક, સંગીત, વ્યાખ્યાન, નૃત્ય વગેરેનો મનોરંજક કાર્યક્રમ યોજવામાં આવ્યો. આ કાર્યક્રમોમાં જાલંધર, ગ્વાલિયર, મોરેના, સરહાનપુર, બડૌત આદિ ગામોના કલાકારોને નિમંત્રવામાં આવ્યા હતા. રથયાત્રાનું આયોજન તા. ૨૮ અને ૨૯, બંને દિવસોએ કરવામાં આવ્યું.

રાજ્યમાં આ ઉપરાંત અંબાલા, ફરીદાબાદ, રોહતક જગાધારી, જિંદ, ગુંડગાવ વગેરે ગામના લોકોએ પણ વિવિધ કાર્યો ઉજવી ભગવાનને ભાવવંદના કરી હતી.

રેવાડી : ૨૫મીએ મોતી ચોકમાં મિલન ડ્રામેટિક કલબ [દિલ્હી]ના કલાકારોએ " જીયો ઔર જીને દો "નું નાટક ભજવ્યું.

સાહેબા (ગુંડગાંવ) : ભગવાન મહાવીર જિનાલયનું તા–૨૧–૫–૭૫ના શિલારોપણ થયું. આ પ્રસંગે જાહેરસભા વગેરે સમારોહપૂવક યોજાયા.





જમ્મુ અને કાશ્મીરના પ્રજાજનોએ મહાવીર જયંતિના દિવસે "ડ્રાય ડે" પાળીને ભગવાન મહાવીરનો સક્રિય ગુણાનુવાદ કર્યો. આ દિવસે રાજ્યભરની દારૂની દુકાનો બંધ રહી અને જાહેર ભોજનાલયો, હોટલો વગેરેમાં પણ દારૂની સેવાઓ (પીરસવાનું) બંધ રહી.

રાજ્ય સરકારે મહાવીર જયંતીના દિવસે જાહેર રજા ઘોષિત કરી. નિર્વાણોત્સવની આખુ વરસ ઉજવણી કરવા માટે મુખ્ય પ્રધાન સૈયદ મીર કાસિમની અધ્યક્ષતામાં ૫૦ પ્રતિનિધિઓની બનેલી રાજ્ય નિર્વાણ મહોત્સવ સમિતિની રચના થઈ.

સમિતિના ઉપક્રમે વિશ્વવિદ્યાલય, કૉલેજ તેમજ શાળાઓમાં જૈન સાંસ્કૃતિક કાર્યક્રમો થયાં.

૧૩ નવેમ્બર ૧૯૭૪ના રોજ મુખ્યપ્રધાને નિર્વાણ મહોત્સવ વર્ષનો શુભારંભ કર્યો. શ્રી વિમલમુનિ આદિ વક્તાઓએ ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશનો પરિચય કરાવ્યો.

ભગવાન મહાવીરના ભવ્ય ચિત્રો અને અન્ય આકર્ષક રચનાઓ સાથે નીકળેલ શોભાયાત્રા અભૂતપૂર્વ બની રહી એમ ત્યાંના પ્રજાજનો હોંશથી કહેતા હતા. આ શોભાયાત્રામાં શીખ, મુસ્લીમ, બૌદ્ધો આદિ હજારો જૈનેતરોએ ભાગ લીધો.

બીજે દિવસે પરેડ ગ્રાઉન્ડમાં પણ વિરાટ જનસભા મળી. આગેવાન ન્યાયાધીશ શ્રી મૂર્તજા ફેજલ અલીએ તેમજ અન્ય વક્તાઓએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં.

૪ થી એપ્રિલ ૧૯૭૫ના રોજ મહાવીર જયંતી પણ ભવ્ય રીતે ઉજવાઈ. મુખ્ય પ્રધાન શેખ અબ્દુલ્લાએ ભગવાનને શ્રદ્ધાંજલિ આપી. શ્રી વિમલમુનિજી તેમજ મહાસતી રમાજી આદિએ પણ ભગવાનનો ગુણાનુવાદ કર્યો.

—જમ્મુ—

●

મહાવીર

જયંતીના

દિવસે

'ડ્રાય ડે'

ઘોષિત

●

કાશ્મીર

શ્રી વિમલમુનિ મહારાજની પ્રેરણાથી અને જમ્મુ-ઉધમપુરના જૈન સમાજના આર્થિક સહયોગથી "સન્મતિ સદન"નું નિર્માણ થયું છે.

બેગમ શેખ અબ્દુલ્લાની અધ્યક્ષતામાં જૈન હોલમાં જૈન તરુણી મંડળે સાંસ્કૃતિક કાર્યક્રમ આપ્યો હતો.

૧૫મી મે ૧૯૭૫ના રોજ રાષ્ટ્રીય નિર્વાણ સમિતિના અતિથિવિશેષ પૂજ્ય શ્રમણ ભગવંત આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરીશ્વરજી મહારાજ તેઓશ્રીના શિષ્ય પરિવાર સાથે પધાર્યા બાદ નિર્વાણોત્સવની ઉજવણીનો ઉમંગ ઔર વધી ગયો હતો.

જમ્મુ-કાશ્મીર સરકારે સૈદ્ધાંતિક રૂપે જમ્મુ-શ્રીનગરમાં "ભગવાન મહાવીર મેમોરિયલ" ની સ્થાપના કરવાનો, નગરના કેટલાક માર્ગોને "ભગવાન મહાવીર માર્ગ" નામ આપવાનો સ્વીકાર કર્યો છે.



# ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : શ્રી એલ. કે. ઝા, રાજ્યપાલ

પ્રમુખ : શ્રી સૈયદ મીર કાસિમ, મુખ્ય મંત્રી.

ઉપપ્રમુખ : શ્રી જી. એલ. ડાંગરા, નાણામંત્રી

સંયુક્ત સચિવ : શ્રી એચ. સી. રતનપાલ, ડેપ્યુટી ડાયરેકટર, શિક્ષણ તથા પાઠયક્રમ

સભ્ય સચિવ : શ્રી પી. એલ. જૈન, જૈન સભા

## સર્વશ્રી સભ્યો

એ. જી. ગોની
મુબારક શા, કૃષિ મંત્રી
એસ. રંગીલસિંહ, રાજ્યમંત્રી : કાયદો
મિયાં બસીર અહમદ, રાજ્ય ઉપમંત્રી
ચૌધરી મહમદ શફી
કુષક તુગધન, ઉપપ્રમુખ, લદાખ વિકાસસમિતિ
મુખ્ય સચિવ
શિક્ષણ આયુક્ત
યોજના અને વિકસ આયુક્ત
વિત્ત સચિવ
ડિવિઝનલ આયુકત, કાશ્મીર
ડિવિઝનલ આયુકત, જમ્મૂ
સચિવ, સાંસ્કૃતિક એકેડમી
વિભાગીય પ્રમુખ, ઇતિહાસ વિભાગ, જમ્મૂ વિશ્વવિદ્યાલય
ડાયરેકટર, સૂચના વિભાગ
ડૉ. કૃષ્ણ મોહન
કુમારી તારાપુરી
બ્રિગે. ધનસારાસિંહ
ત્રિલોચન દત્ત
ડી. એન. મહાજન
એસ. એન. ફ્ટેદાર
તીર્થરામ

ભગત છજ્જુરામ
ચેતનરામ ચોપડા
ઓ. પી. શરાફ
રાજ સાહની
વિલિયમ અજીજ
મિલકીરામ
ડૉ. ડી. સી. પ્રશાંત, પી.ટી.આઈ. જમ્મૂ
શેખ અબ્દુલ રહેમાન,
જી. સી જૈન, જમ્મૂ વિશ્વવિદ્યાલય
પ્રમુખ : જૈન સભા, જમ્મૂ
પ્રાચાર્ય : જૈન સ્કૂલ, જમ્મૂ
પ્રો. આર. એન. શાસ્ત્રી, જમ્મૂ
પ્રમુખ : આત્માનંદ જૈન સભા
કસ્તુરીલાલ જૈન, શ્રીનગર
વિદ્યાસાગર જૈન, જમ્મૂ
સુદર્શનકુમાર જૈન, શ્રીનગર
કાજી નિઝામુદ્દીન, જમ્મૂ
પ્રો. દેવદત્ત, જમ્મૂ
પ્રાચાર્ય, સંસ્કૃત વિદ્યાપીઠ, જમ્મૂ
ડૉ. વેદઘઈ
ડૉ. કૌશલ્યા બાલી
શ્રીમતી કમલાવતી જૈન, જમ્મૂ
એસ. કે. કૌલ, શ્રીનગર
ટી સી ઓસવાલ, જમ્મૂ

● કાર્યવાહક સમિતિના સભ્યો નીચે મુજબ રહેશે. ●

પ્રમુખ

ઉપપ્રમુખ
ઇન્ફર્મેશન ડાયરેક્ટ.

સભ્ય સચિવ
ડૉ. ડી. સી. પ્રશાન્ત

સંયુક્ત સચિવ
ડૅ. વેદ ઘઈ



જમ્મુ-કાશ્મીરના શિક્ષણ પ્રધાન શ્રી મહમદ અબ્દુલ બેગ મુનિશ્રી જનકવિજયજી મહારાજના દર્શનાર્થે.

એક મોટો વરઘોડો કાઢવામાં આવ્યો હતો અને તે મોટી સભામાં ફેરવાયો હતો. જેનું પ્રમુખસ્થાન મુખ્ય પ્રધાન શેખ અબ્દુલ્લાએ લીધું હતું.

શેખ સાહેબે જૈન ભવન નિર્માણ માટે જમીન આપવાનું વચન આપ્યું. શ્રીનગરમાં જૈન સમાજે આવો આ પહેલો ઉત્સવ ઉજવ્યો.

શ્રીનગર : નિર્વાણ મહોત્સવ અહીં ભારે ધામધુમથી ઉજવાયો. આ પ્રસંગને શાન્તમૂર્તિ શ્રી જગદીશમુનિજી મ૦, પંજાબ કેશરી જૈનભૂષણ શ્રી વિમલમુનિજી મ૦, સર્વધર્મસમન્વયી ગણીશ્રી જનકવિજયજી મ. તથા મહાસતી શ્રી ગુણમાલાજી મ. સાહેબે દિપાવ્યો હતો.



જાહેરસભામાં વ્યાસપીઠ પર મુનિશ્રી જનકવિજયજી અને શ્રી વિમલમુનિજી

જમ્મુ : નિર્વાણ મહોત્સવની રાષ્ટ્રીય સમિતિના અતિથિ વિશેષ શ્રમણ ભગવંત પૂજ્ય આચાર્યશ્રી સમુદ્રસૂરીશ્વરજી મહારાજના વરદ્ હસ્તે ૨૩મી મે '૭૫ના રોજ અત્રેના નવનિર્મિત જિનાલયમાં મૂળનાયક પદે ભગવાન શ્રી મહાવીરસ્વામીની પ્રતિષ્ઠા થઈ.

આ જિનપ્રતિમાજી ૧૧૦૦ વર્ષના પ્રાચીન છે. સંપ્રતિ રાજાએ આ પ્રતિમાજી ભરાવ્યા હતા.

પ્રતિષ્ઠા પ્રસંગે અત્રે ભવ્ય અને શાનદાર રથયાત્રા નીકળી હતી. અને તેમાં અનેક જૈનેતર ભાઈ-બહેનોએ ઉમંગથી લાભ લીધો હતો.

ભગવાન શ્રી] મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક પ્રસંગે ઉજવાતાં આ પ્રતિષ્ઠા મહોત્સવમાં ભાગ લેવા માટે મુંબઈગરા જૈનો જમ્મુ સુધીની ખાસ યાત્રા ટ્રેન લઈને પહોંચ્યા હતા.

## જમ્મુમાં પ્રતિષ્ઠા

યાત્રા-પ્રવાસ ટ્રેનનું આયોજન શ્રી આત્માનંદ જૈન સભા [મુંબઈ]એ કર્યું હતું.

૨૫૦૦નો આંક મંગળ માનીને યાત્રિકોએ અમૃતસર, કાંગડા તીર્થ, નાગેશ્વર તીર્થ આદિ સંસ્થાઓમાં રૂા. ૨૫૦૦નો ઉદારફાળો આપ્યો હતો.

જમ્મુ : રાજ્યના મુખ્ય પ્રધાન શેખ અબ્દુલ્લાએ મહાવીર જયંતી ઉજવણીની જાહેર સભામાં પ્રવચન કરતાં કહ્યું હતું કે ભગવાન મહાવીર ભારતના એક મહાન ધાર્મિક અને સામાજિક નેતા હતા. તેમણે ન્યાય અને સમાનતા માટે નૈતિક મૂલ્યોનો પ્રચાર કર્યો હતો. આ સભામાં રાજ્યપાલ શ્રી એલ. કે. ઝાએ પણ પ્રવચન કરીને ભગવાનને શબ્દાંજલિ અર્પી હતી.

કામ ભોગોમાં સતત રત રહેતો માણસ ધર્મને ઓળખી શકતો નથી.
વીર ભગવાને કહ્યું છે કે તે મહામોહમાં બિલકુલ પ્રમોદ ન કરવો.
શાંતિના સ્વરૂપનો અને મરણનો વિચાર કરીને, તથા શરીરને
નાશવંત જાણીને, કુશળ પુરુષ કેમ પ્રમાદ કરે?

★

# કર્ણાટક

કર્ણાટક સરકારે નવેમ્બર ૧૯૭૪થી નવેમ્બર ૧૯૭૫ના પૂરા એક વર્ષ સુધીના સમયને "અહિંસાવર્ષ-મત મારો વર્ષ" ઘોષિત કરીને ભગવાન મહાવીરના પ્રાણપ્રિય આદર્શ અને આદેશનું બહુમાન કર્યું. અને આખું વર્ષ નિર્વાણોત્સવની ઉજવણી કરવા માટે રૂા. બાર લાખ સાઇઠ હજારના ખર્ચનો વિવિધ કાર્યક્રમ બનાવ્યો.

**રાજય સરકારે આ પુનિત પ્રસંગે કેદીઓની સજામાં ઘટાડો કરવાનો તેમજ રોગગ્રસ્ત કેદીઓને બિનશરતે છોડી મૂકવાનો આદેશ આપીને ભગવાન મહાવીરની માનજતાને સક્રિય શ્રદ્ધાંજલિ અર્પણ કરી. અને મહાવીર જન્મકલ્યાણકના દિવસે જાહેર રજાની ઘોષણા કરી.**

મુખ્ય પ્રધાન શ્રી દેવરાજ ઉર્ષની અધ્યક્ષતામાં અને શિક્ષણ પ્રધાન શ્રી વી. મલ્લિકાર્જુન સ્વામીની કાર્યાધ્યક્ષતામાં રચાયેલ કર્ણાટક પ્રદેશ ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ તેમજ જિલ્લા નિર્વાણ મહોત્સવ સમિતિઓના ઉપક્રમે રાજ્યમાં અનેક સ્થળોએ જાહેરસભાઓ, સમ્મેલનો, સેમિનાર વગેરે યોજાયા. તેમજ ભવ્ય રથયાત્રાઓ નીકળી. પ્રદર્શન ભરાયા.

☐ કર્ણાટક વિશ્વવિદ્યાલયમાં જૈનચેરની સ્થાપનાના પ્રયત્નો ચાલુ છે. આ માટે સરકારે રૂા. પાંચ લાખ રૂપિયાની રકમ આપવાનું આશ્વાસન આપ્યું છે આટલીજ રકમ જૈન સમાજે ભેગી કરવાની છે, તેમાંથી બે લાખ જેટલી રકમ ભેગી થઈ ગઈ છે

☐ બેલગામ જિલ્લાના એક ગામમાં બ્રહ્મદેવ નામનું એક પ્રાચીન જૈન તીર્થધામ છે. અહીં રૂા. બે લાખના ખર્ચે એક ધર્મશાળા તેમજ કોમ્યુનિટી હોલનું નિર્માણ ચાલુ છે.

☐ ચિક્કોડીમાં સુધરાઈએ આપેલ જમીન પર અર્ધો લાખના ખર્ચે એક કીર્તિસ્તંભ તૈયાર થઈ રહ્યો છે.

☐ ધારવાડ અને હુબલીમાં છાત્રાલય ઊભા કરાયા છે. અને વર્ધમાન કો-ઓપરેટીવ બેન્ક ચાલુ થઈ છે.

☐ બીજાપુરના પ્રાચીન શ્રી પાર્શ્વનાથ મંદિરનો રૂા. બે લાખના ખર્ચે જીર્ણોદ્ધાર થઈ રહ્યો છે.

☐ "આધુનિક વિચારધારા મેં જૈનધર્મકી ઉપાદેયતા"—નામના વિષય પર કર્ણાટક વિશ્વ વિદ્યાલયમાં યોજાયેલ સંવિવાદમાં દેશ-વિદેશના જૈન વિદ્વાનોએ ભાગ લીધો.

☐ કન્નડ સાહિત્ય પરિષદે પણ બેંગલોરમાં ત્રણ દિવસનો એક પરિસંવાદ યોજ્યો, તેનો વિષય હતો: 'જૈન ધર્મ અને કન્નડ સાહિત્ય'.

☐ ૨૨ ડીસેમ્બર ૧૯૭૪ના રોજ શ્રમણ-બેલગોલાથી ધર્મચક્ર પ્રવર્તનનો પ્રારંભ થયો. તે પ્રસંગે હેલીકોપ્ટરમાંથી પુષ્પવૃષ્ટિ કરાઈ.

☐ કન્નડ સાહિત્ય પરિષદના સહયોગથી વિશ્વવિદ્યાલયોમાં જૈન કલા અને સાહિત્યનું પ્રદર્શન ભરાયું.

☐ રાજ્ય સમિતિ તરફથી 'સ્મારિકા' પ્રગટ થઈ.

☐ કોયલીના શાંતિગિરિની બાજુના એક ગામમાં તીર્થંકરની પ્રતિમાઓનું નિર્માણ થઈ



રચ્યું છે. તેમાં રૂા. ત્રણ લાખનો ખર્ચ થવાનો અંદાજ છે.

આ ઉપરાંત રાજ્ય સમિતિ રાજ્યના પ્રાચીન જિનાલયોના જીર્ણોધ્ધાર માટે ભારત સરકાર તેમજ રાજ્ય સરકારનો સંપર્ક કરી રહી છે, જૈન ગ્રન્થોની પાંડુલિપિયોના સંગ્રહ અને સંરક્ષણનો કાર્યક્રમ બનાવ્યો છે. મૈસુર વિશ્વ વિદ્યાલયમાં પ્રાકૃત અને જૈન વિદ્યાવિભાગને ઉચ્ચ અધ્યયન સંસ્થાનના રૂપમાં વધુ વિકસિત કરવાના પ્રયત્નો પથ ચાલુ છે.

## કર્ણાટક રાજ્ય

## ભગવાન મહાવીર

## ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષણ : માનનીય શ્રી રાજ્યપાલ

પ્રમુખ : મુખ્ય પ્રધાન

કાર્યવાહક : શિક્ષણ પ્રધાન

સભ્યશ્રીઃ ઉપકુલપતિ બેંગ્લોર વિશ્વવિદ્યાલય.

| | |
|---|---|
| ઉપકુલપતિ, બેંગલોર વિશ્વવિદ્યાલય, બેંગલોર. | |
| ઉપકુલપતિ, કર્ણાટક વિશ્વવિદ્યાલય. | ધારવાડ |
| ઉપકુલપતિ, મૈસુર વિશ્વવિદ્યાલય, મૈસુર. | |
| કે. એચ. રંગનાથન્ એમ. એલ. એ. | |
| પ્રમુખ મૈસુર પ્રદેશ કોંગ્રેસ કમિટી | |
| એમ. બી. કૃષ્ણપ્પા એમ. પી. | |
| જે. એસ. અમનવાર, એમ. એલ. એ. | |
| જે. એચ શાહ, એમ. એલ. સી. એલેન્ડ | જિલ્લા—ગુલબર્ગા |
| ટી. કે. તુકોલ. | બેંગલોર |
| સુબ્રમન્યેયા અર્સ. | મૈસુર |
| ડા એ. એમ. ઉપાધ્યે | મૈસુર |
| ગોપાલ જયવનાથ દેસાઇ | |
| પ્રમુખઃ જિલ્લા કોંગ્રેસ કમિટિ. | બેલગાંવ |
| શ્રીમતી વેંકટેશ આયંગાર | બેંગલોર |
| જી. પી. રાજરત્નમ | બેંગલોર |
| એમ. સી. અનન્તરાજૈયા | બેંગલોર |
| પારસનાથ | તુમકુર. |
| આર. એસ. સુરેન્દ્ર | બેંગલોર. |
| બી. ટી. ચન્દ્રણ | દેવનગર |
| એસ. પી. શંતરાજ | મૈસુર |
| જે. જોરતીમલ. | બેંગલોર |
| જીવરાજ પી. ચૌહાન, | બેંગલોર |
| વસપ્પા ગોગી | શિમોગા |
| શિખરચંદ, પ્રમુખ જૈનસંઘ | મૈસુર |
| બી. પી. કોઠારી | ગુલબર્ગ |
| આર. એસ. મહેન્દ્ર | બેંગલોર |
| એસ. નભિરાજૈયા, | બેંગલોર |
| હીરાચંદ કપુરચંદ શાહ | બીજાપુર |
| દેવચંદભાઇ બી. શાહ | નિપાની |
| કે. ટી. ધરેન્દ્રયા, પ્રમુખ : ટી. સી. સી. | ચલકેર |
| જી. એમ, અહિરાજૈયા | બેંગલોર |
| જયકુમાર આંગોલ, આઇ. એ. એસ. | બેંગલોર |
| હેમ્પા નાગરાજૈયા | બેંગલોર |
| મિરજી અન્નરૈયા | શિહવાલ |
| કે. પી. સુરેન્દ્રનાથ સંયુક્ત નિર્દેશક, લોક-નિર્દે. | |
| ઉપ-નિર્દેશક-સાંસ્કૃતિક અને સાહિત્ય વિકાસ | |



બેંગલોર: કર્ણાટકના રાજ્યપાલ શ્રી સુખડિયાજીએ રાજ્ય સરકાર અને અત્રેના સમસ્ત જૈન સમાજના સંયુક્ત ઉપક્રમે રવિન્દ્ર કલા ક્ષેત્રભવનમાં યોજાયેલ ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સમારોહનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

ઋગ્વેદનો હવાલો ટાંકીને જૈન ધર્મની પ્રાચીનતાનો સ્વીકાર કરતાં રાજ્યપાલશ્રીએ પોતાના ઉદ્‌ઘાટન પ્રવચનમાં કહ્યું કે મહાવીર અહિંસાના ઉપાસક હતા. તે પાપીની નહિ પાપની ઘૃણા કરતા હતા. પ્રાણીમાત્ર પ્રત્યે મૈત્રીભાવ રાખનાર દયાળુ હતા. એ ઉગ્ર તપસ્વી હતા. તપ કરીને તે સુવર્ણ પુરુષ બની ગયા. તેમની પાસે આત્માની અનંત શક્તિ હતી. તેમના ધર્મની પાછળ પણ આ જ આત્મશક્તિ રહેલી છે.

ભાષણના ઉપસંહારમાં રાજ્યપાલશ્રીએ જનતાને મહાવીરના માર્ગનું અનુસરણ કરવાનો અનુરોધ કર્યો હતો.

સમારંભનું અધ્યક્ષસ્થાન રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી દેવરાજ ઉર્સે સંભાળ્યું હતું. તેમણે પોતાના પ્રવચનમાં ભગવાન મહાવીરના પાંચ મહાવ્રતોને જીવનમાં ઉતારવા અંગે ભાર મૂક્યો હતો. તેમણે કહ્યું હતું કે ભગવાન મહાવીરના આ નિર્વાણ મહોત્સવ વર્ષમાં જૈન ધર્મના અનુયાયીઓ અપરિગ્રહ વ્રતનું આચરણ કરીને

**મંગલ–ઉદ્‌ઘાટન** રવીન્દ્ર કલાક્ષેત્ર (બેંગલોર)માં નિર્વાણ મહોત્સવનું કર્ણાટકના રાજ્યપાલ શ્રી મોહનલાલ સુખડિયા મંગળદીપ પ્રગટાવીને ઉદ્‌ઘાટન કરી રહ્યા છે. બાજુમાં જૈન સમિતિના ઉપાધ્યક્ષ શ્રી ધનરાજ શેઠિયા છે.

રાષ્ટ્ર સમક્ષ એક આદર્શ મૂકી શકે તેમ છે. સમારંભના પ્રારંભ-

## બેંગલોર

માં પ્રો. પ્રતાપકુમાર ટોલિયા અને તેમના કલાવૃંદે જૈન ભક્તિ ગીતો ગાયા હતા.

મુનિ ધનરાજજીએ પ્રાસંગિક પ્રવચન કરતાં કહ્યું હતું કે ભગવાન મહાવીરના સિદ્ધાંતોને જીવનમાં ઉતારવામાં આવે તો રાષ્ટ્રનું જરૂર કલ્યાણ થઈ શકે. આત્મ-નિયંત્રણ, અપરિગ્રહ અને અહિંસાને વ્યવહારમાં ઉતારવાથી શાંતિની સ્થાપના થઈ શકશે.



બેંગલોર : આચાર્ય શ્રી વિજયચંદ્રકરસૂરિજી અને પંન્યાસ શ્રી પુણ્યવિજયજી મ. આદિ શ્રમણ ભગવંતોની નિશ્રામાં નિર્વાણ કલ્યાણકના મંગલ દિને વરઘોડો નીકળ્યો. મહાવીર સેવા મંડળે આકર્ષક રંગોળી પ્રદર્શન યોજ્યું. શ્રી લબ્ધિસૂરિ પાઠશાળાના બાળકોએ આ પ્રસંગે ફટાકડા ન ફોડતાં તેના પૈસા ભેગા કરી અનાથોને ભોજનદાન કર્યું.

**ફટાકડાં ન ફોડતા તે પૈસાથી ભોજનદાન**

બેંગલોર : મુનિશ્રી ધનરાજજીની સાંનિધ્યમાં સાત દિવસનો કાર્યક્રમ યોજાયો હતો. જેના ઉદ્ઘાટન સમારંભનું પ્રમુખસ્થાન બેંગલોર વિશ્વવિદ્યાલયના હિન્દી વિભાગના અધ્યક્ષ ડૉ. હિરણ્યયાએ લીધું હતું.

આ પ્રસંગે, તા. ૧૭ નવેમ્બરે, વિશાટ વરઘોડો કાઢવામાં

**રાજકિય આગેવાનોની ભગવાનને શ્રદ્ધાંજલિ...**

આવ્યો હતો. કર્ણાટક રાજ્યના શિક્ષણપ્રધાન શ્રી મલ્લિકાર્જુન સ્વામીના પ્રમુખસ્થાને જાહેર સભા યોજાઇ હતી. અન્ય યોજાએલ જાહેરસભામાં રાજ્યપાલ શ્રી મોહનલાલજી સુખડિયા, મુખ્યમંત્રીશ્રી દેવરાજ ઉર્સ તથા બેંગલોર યુનિ.ના ઉપકુલપતિશ્રી ટી. કે. તુકોલના પ્રવચનો થયા હતા.

બેંગ્લોર : મુનિશ્રી સુમેરમલજી 'સુમન'ના સાંનિધ્યમાં અત્રેના તેરાપંથી સભા ભવનમાં 'અહિંસા દિવસ' મનાવીને ભગવાનના જન્મોત્સવનો શુભારંભ કરાયો. ઉત્સવ ત્રણ દિવસ ઉજવાયો.

૨૪મીએ જાહેરસભામાં બેંગલોર નગર નિગમના સર્વોચ્ચ અધિકારી શ્રી એન. લક્ષ્મણરાવજીએ ઉદ્ઘાટન પ્રવચનમાં કહ્યું :

"મહાવીર માનવમાંથી મહામાનવ અને મહામાનવમાંથી તીર્થંકર ભગવાન બન્યા. મહાવીરે કહ્યું: કોઈપણ પ્રાણીની હિંસા નહિ થવી જોઈએ. મરવું કોઈને ગમતું નથી. મહાવીરે જાતિવાદનો વિરોધ કર્યો. તેમણે જાતિને આત્મઘાતક માની. મહાવીર જેવા આપણે ન બની શકીએ પરંતુ તેમના ગુણોનું અનુકરણ કરી સાચા માનવ તો જરૂર બની શકીએ."

શ્રી એસ. એન. કૃષ્ણસ્વામીજીએ પોતાના અધ્યક્ષીય ભાષણમાં કહ્યું કે ભગવાન મહાવીરના સિદ્ધાંત મહત્વપૂર્ણ છે. દૈનિક જીવનમાં તેનું આચરણ સાધ્ય છે.

૨૪મીએ મુનિશ્રી સુમેરમલજીની નિશ્રામાં "મહાવીર નગર" માં સમગ્ર જૈન સમાજની જાહેરસભા થઈ. કર્ણાટક રાજ્યના શિક્ષણપ્રધાન શ્રી એન. મલ્લિકાર્જુન સ્વામી સભાના અધ્યક્ષ હતા. તેમણે પોતાના પ્રવચનમાં કહ્યું કે:

"અહિંસાની પૃષ્ઠભૂમિ પર મહાવીરે પંચ મહાવ્રત, રત્નત્રય આદિ આધ્યાત્મિક તત્ત્વોનું નિર્માણ કર્યું. તેમનો સિદ્ધાંત માનવ પ્રગતિની દૃષ્ટિએ આચરણીય છે."

**તેમણે કહ્યું : મહાવીરના ગુણનું અનુકરણ કરી માનવ બનીએ...**

બેંગલોર: સ્થાનકવાસી જૈન સંઘ અને જૈન ટ્રસ્ટના ઉપક્રમે નાટક, ભક્તિસંગીત, સંવાદ, રથયાત્રા, સભા વગેરે કાર્યક્રમો દ્વારા નિર્વાણોત્સવની ઉજવણી થઇ. ગુજરાતી મહિલા મંડલ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો.



○ ગુલેદમાં
સ્મારક ભવન
○ શ્યામપુરામાં
સ્વાધ્યાય મંડળ

હુબલી : સાધ્વી રૂપાંજીના સાંનિધ્યમાં અણુવ્રત કન્યામંડળની બહેનોએ ચંદનબાળા નાટક ભજવ્યું. કાર્યક્રમથી પ્રભાવિત થઈ પ્રેક્ષકોએ કન્યા મંડળને રૂા. ૧૨૦૦ની મદદ કરી.

ગુલેદ : શ્રી જૈન લોકકલ્યાણ ટ્રસ્ટ ગુલેદગુડ્ડ તરફથી ઊભા થનારા 'મહાવીર સ્મારક ભવન'નો શ્રી માણેકચંદજી બેતાલા (બાગલકોટ) એ શિલાન્યાસ કર્યો.





□ ગુણાનુવાદ □

બેંગ્લોરમાં ટાઉનહોલની જાહેરસભાની વ્યાસપીઠ પર રાજ્યપાલ શ્રી સુખાડિયા અને મુખ્યપ્રધાન શ્રી ઉર્સ અને અન્ય મહાનુભાવો.

શ્યામપુરા : શ્રી ભવંરલાલજી જૈન અને શ્રી લલ્લુલાલજી જૈનના સંચાલન હેઠળ અત્રે શ્રી મહાવીર સ્વાધ્યાય મંડળની સ્થાપના થઇ.

ઉટાકામન્ડ : યુવાનોએ શ્રી જૈન નવયુવક મંડળની સ્થાપના કરી અને 'પદમ' નામે નવા દયા'ને દયાનમાં રાખીને જૈન વાચનાલય શરૂ કર્યું. અન્ય વિવિધ કાર્યક્રમો પણ યોજાયા.

□ માનવ મહેરામણ □
બેંગ્લોરમાં મોટી જાહેરસભાનું દૃશ્ય

ચુલ્લકિશનગર : શ્રી જીવદયા જ્ઞાનપ્રચારક સંઘે જીવદયાના પ્રચાર-સાહિત્યનું મોટા પાયે વિતરણ કર્યું.

☐ પ્રભુ ભક્તિ
☐ ભાવ એક
☐ ભાષા અનેક

જન્મકલ્યાણક પ્રસંગે બેંગલોરમાં યોજાયેલ વિવિધ ભાષિક કવિ સંમેલનમાં ભારત જૈન મહામંડળના અધ્યક્ષ શ્રી શાદિલાલ જૈન પ્રવચન કરે છે.











સુસ્વાગતમ્ ● નિર્વાણોત્સવ જૈન સમિતિના મહાસચીવ પ્રો. પ્રતાપકુમાર ટોલિયા કવિઓનું સ્વાગત કરી રહ્યા.

## ઘરે ઘરે ● અને ● પેઢીઓ પર ● જૈન ધ્વજ ●

મ્હૈસુર : શહેર અને જિલ્લાના નામાંકિત ૫૦ સભ્યોની જિલ્લા સમિતિ રચાઈ. તેના ઉપક્રમે વર્ષભર વિવિધ કાર્યક્રમો અને રચનાત્મક કામોના આયોજનો થયા.

સમિતિ દ્વારા મ્હૈસુર યુનિવર્સિટીમાં રૂા. ૪ હજારનું દાન આપી 'ગોલ્ડ મેડલ'ની ઇનામી યોજના બનાવવામાં આવી. જૈન ધર્મના વિષયમાં પીએચ. ડી. થનર વિદ્યાર્થીને પ્રતિવર્ષ આ ઈનામ આપવામાં આવશે. સમિતિ દ્વારા ચેરિટી ફંડ કરી સહાયતાના કાર્યો પણ કરવામાં આવ્યા. 'મહાવીર ભવન' નિર્માણ માટે પ્રયત્ન ચાલી રહ્યો છે. ઉજવણીના પૂરા વર્ષ દરમ્યાન શહેરમાં જુદા જુદા સ્થળે રંગીન બોર્ડ–પડદા મૂકવામાં આવ્યા. બે પ્રવેશદ્વાર બનાવવામાં આવ્યા. ઘરે–ઘરે તેમ વ્યાપારી પેઢીઓમાં જૈનધ્વજ ફરકાવવામાં આવ્યા.

### યુનિવર્સિટીમાં ગોલ્ડ મેડલ'ની યોજના

મ્હૈસુર : ૨૩મી એપ્રિલે વિવિધ શૈક્ષણિક સંસ્થાઓએ સાંસ્કૃતિક કાર્યક્રમ આપ્યો. બાળકો અને પ્રૌઢોની વિવિધ સ્પર્ધાઓ યોજાઇ. શહેરની વિવિધ હોસ્પીટલ, અનાથલયોમાં ફળ વ્હેંચાયા. ૨૫૦૦ વ્યક્તિઓને ભોજન અપાયું.

૨૪ મીએ રથયાત્રા નીકળી. સાંજે ભારત જૈન મહામંડળના અધ્યક્ષ શ્રી શાદીલાલની અધ્યક્ષતામાં જાહેરસભા થઇ કન્નડ વિદ્વાન શ્રી અશ્વત્થજી તેમજ પ્રો. એ. એન. ઉપાધ્યેના પ્રવચનો થયાં.

બેંગલોર નિર્વાણ મહોત્સવ સમિતિ દ્વારા આયોજીત રથયાત્રા (૨૭ નવેમ્બર ૭૪)માં ફરતી 'ઝાંખી'નું દૃશ્ય. જમણી બાજુ શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન પાઠશાળાની બાળિકાઓને રથયાત્રામાં ગીતો ગવડાવી દોરી જતાં અધ્યાપક પંડિત સુરેન્દ્રભાઇ. ● રથયાત્રા



જૈન ધર્મના સિદ્ધાંતો મને ખૂબ જ ગમે છે.
જો પુનર્જન્મ હોય તો મૃત્યુ પછી મારો
જન્મ જૈન કુટુંબમાં થાય એમ હું ઇચ્છું છું.

—બર્નાર્ડ શૉ

★

★ ★

★ ★ ★



વૈરાગ્ય—ત્યાગાદિ સાથે જો આત્મજ્ઞાન હોય તો સફળ છે.
અર્થાત્ મોક્ષની પ્રાપ્તિના હેતુ છે. અને જ્યાં આત્મજ્ઞાન
ન હોય ત્યાં પણ જો તે આત્મજ્ઞાનના અર્થે કરવામાં
આવતા હોય તો તે આત્મજ્ઞાનની પ્રાપ્તિના હેતુ છે.

# ● ● જૈન તીર્થોની ફિલ્મનું પ્રદર્શન

મ્હૈસુર : જિલ્લા સમિતિ તરફથી આઠ દિવસનો મહોત્સવ અને તે દરમ્યાન શહેરના વિવિધ સ્થળોએ પોસ્ટરો, જૈનધ્વજો અને પ્રતિક લગાડવામાં આવ્યા. તેમ જ દિગમ્બર જૈન બોડિંગમાં 'મહાવીર મંડપ'ની વિશાળ રચના કરવામાં આવી.

તા. ૧૩ નવેમ્બરના પ્રભાતફેરી, ધ્વજારોપણ, સભા અને સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયા. ૧૫ નવે.ના જિલ્લાધિકારીના નેતૃત્વ નીચે વિરાટ શોભાયાત્રા નીકળી. શહેરના સુપ્રસિદ્ધ બેન્ડો તેમ જ શહેરના રાજ્યાધિકારીઓ, આગેવાનો અને ઘણી મોટી સંખ્યામાં જૈન-જૈનેતર ભાઇ-બહેનો આ શોભાયાત્રામાં જોડાયા હતાં. વળી, આ પ્રસંગને અનુલક્ષી સ્કૂલ-કોલેજોમાં રજા રાખવામાં આવતા વિદ્યાર્થીઓ પણ સારી એવી સંખ્યામાં સામેલ થયા હતા. આ શોભાયાત્રાએ શહેરની શોભામાં ચાર ચાંદ લગાવી દીધા હતા.

૧૮ નવેમ્બરના મ્હૈસુર વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી જવેર ગોડાના પ્રમુખસ્થાને જાહેરસભા યોજાઇ હતી. તા. ૧૮-૧૯ના વર્ધમાન ભારતી-બેંગલોર દ્વારા પ્રો. પ્રતાપકુમાર ટોલિયા અને તેમના કલાકાર વૃંદે તેમજ જાણીતા સંગીતકાર જયંત કુમાર રાહીએ ભક્તિસંગીતના જમાવટભર્યાં કાર્યક્રમો પીરસ્યા હતા. તા. ૨૦ના જુદા જુદા વિદ્યાલયોના ઉપક્રમે નાટક-સંગીતના કાર્યક્રમો ઉજવાયા હતા. તેમ જ વક્તૃત્વ અને ચિત્ર સ્પર્ધા પણ યોજાઇ હતી.



પ્રદર્શન ● પદ્મશ્રી મહિલા મંડળ મ્હૈસુરમાં યોજેલ પ્રદર્શનમાં 'સમવસરણ'નું દૃશ્ય

એક વિશાળ પ્રદર્શન યોજાતા માનનીય મહારાણી સાહેબા વગેરે અગ્રગણ્ય વ્યક્તિઓ અને આમજનતા જોવા ઉમટી હતી. મુનિશ્રી સુમેરમલજી 'સુમન'ના સાતે દિવસ પ્રવચનો યોજાયા હતા. તેઓશ્રીનું રાજ્યની જેલમાં પણ પ્રવચન ગોઠવાયું હતું. જાણીતા વિદ્વાનોના પ્રવચનો પણ યોજાયા હતા. જૈન તીર્થોની માહિતી અને દર્શન આપતી ફિલ્મ બતાવવામાં આવી હતી. ઉજવણીના આ વિવિધ કાર્યક્રમો સાથે સાથે સ્થાનિક અખબારોએ પણ વિશેષાંકો અને પૂર્તિઓનું પ્રકાશન કરીને વીર પ્રભુની વાણી અને સંદેશને બુલંદ બનાવ્યો હતો.

આ ઉપરાંત રાજ્યમાં બેલગાંવ, બિજાપુર, ધારવાડ, રાયચૂર, ગદગ, જમખંડી, દાંડેલી, દાવણગીરી વગેરે ગામોમાં અનુષ્ઠાનો તેમજ રથયાત્રા વગેરે કાર્યક્રમો ઉજવાયા હતા.

જે ઉત્તમ છે તે દૂર છે,
અને
જે દૂર છે તે ઉત્તમ છે.
હે પુરુષ,
તું સત્યને જ ઓળખ.
સત્યની આરાધના કરતો,
પ્રયત્નશીલ, સ્વહિતમાં તત્પર
ધર્મને અનુસરતો
મેધાવી પુરુષ જ
મૃત્યુને તરે છે.
અને
શ્રેયનું દર્શન કરે છે.
કષાયોનો ત્યાગ
કરનારો તે
પોતાના પૂર્વકર્મોનો
નાશ કરી શકે છે.



જેમ સરખી જમીન પર આવેલો, પાણીથી ભરેલો, રજ વિનાનો અને પોતાને આશરે રહેલાં અનેક જંતુઓની રક્ષા કરનારો કોઇ એક મોટો ધરો હોય, તેમ આ સંસારરૂપી પ્રવાહમાં જ્ઞાનીપુરુષ છે. તે સકળ ગુણ સંપત્તિથી પરિપૂર્ણ હોય છે, સમભાવી હોય છે, પાપમળ વિનાનો હોય છે, જગતમાં નાનાં મોટાં સૌ પ્રાણીઓની રક્ષામાં તત્પર હોય છે. તથા તેની બધી ઇન્દ્રિયો વિષયોમાંથી વ્યાવૃત હોય છે. એવા મહર્ષિઓને આ જગતમાં કશી જ કામના હોતી નથી. તેઓ કાળની વાટ જોતાં આ જગતમાં વિચર્યા કરે છે.

# કેરળ



કોચીનના જૈન મંદિરના રંગમંડપમાં ૧૩ નવેમ્બર ૧૯૭૪ના રોજ વિશ્વશાંતિ માટે પ્રાર્થના કરીને કેરળવાસીઓએ ભગવાન મહાવીરની ૨૫ મી નિર્વાણ શતાબ્દી ઉજવણીનો મંગળ પ્રારંભ કર્યો.

કેરળ હીસ્ટ્રી એસોસીએશને ઉજવણીમાં સક્રિય રસ લીધો. તેણે "કેરળમાં જૈનધર્મ" તેમજ "ચિલાપ્પડિકરમ અને જૈનધર્મ" એ બે વિષય પર બે સંવિવાદ ખૂબજ સફળતાથી યોજ્યા. આ પ્રસંગે વાંચવામાં આવેલા મનનીય નિબંધો એસોસીએશનની પત્રિકાનાં વિશેષાંકમાં પ્રગટ કરાશે.

"જૈન ધર્મની આચાર સંહિતામાં શાશ્વત મૂલ્ય" એ વિષય પર પણ એસોસીએશને સંવિવાદ યોજ્યો હતો. તેના સમારોહનું ઉદ્‌ઘાટન રાજ્યપાલે કર્યું હતું.

રાજ્ય સરકારના પુરાતત્ત્વ વિભાગે "કેરળમાં જૈન ધર્મ" સંબંધી બહુ મૂલ્યવાન અને માહિતીપ્રદ પ્રદર્શન યોજ્યું હતું.

રાજ્ય નિર્વાણ સમિતિ તરફથી શાળા અને કોલેજોના વિદ્યાર્થીઓ માટે અલગ અલગ નિબંધસ્પર્ધા યોજાઈ હતી. કોલેજના વિદ્યાર્થીઓ માટેનો નિબંધ હતો : "કેરળમાં જૈન ધર્મ". અને શાળાના વિદ્યાર્થીઓ માટે વિષય હતો : "મહાવીર". લગભગ ૨૦૦ વિદ્યાર્થીઓએ આ સ્પર્ધામાં ભાગ લીધો હતો. પ્રથમ ત્રણ વિજેતાઓને અનુક્રમે રૂ. ૫૦૦, ૩૦૦ અને રૂ. ૧૦૦ નો પુરસ્કાર અપાયો હતો.

રાજ્ય સરકારે "કેરળમાં જૈન ધર્મ" નામના પુસ્તકનું પ્રકાશન કર્યું અને વિશિષ્ટ વ્યક્તિઓને તે ભેટ અપાયું.

આકાશવાણીએ પણ પ્રસંગે પ્રસંગે જૈન ધર્મ અને મહાવીર અંગે વિવિધ કાર્યક્રમો કર્યા.

સ્ટેટ ઈન્સ્ટીટ્યૂટ ઓફ લેંગ્વેજીક તરફથી પંડિત હીરાલાલ જૈન લિખિત "ભારતીય સંસ્કૃતિમાં જૈન ધર્મનું યોગદાન" પુસ્તકનો અંગ્રેજી અને મલયાલમ ભાષામાં અનુવાદ પ્રકાશિત કરવાનો નિર્ણય લેવાયો હતો.



# કેરળ રાજ્ય

## ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

પ્રમુખ : મુખ્ય મંત્રી

ઉપપ્રમુખ : ગૃહમંત્રી

ઉપપ્રમુખ : શ્રી કે. પી. કેશવ મેનન

### ● સર્વશ્રી સભ્યો ●

સુરાનંદ કુંજન પિલ્લઇ
ડો. પી. કે. રવિંદ્રન, ઇતિહાસ વિભાગ, કેરલ વિશ્વવિદ્યાલય.
એ. શ્રીધર મેનન, રજીસ્ટ્રાર, કેરલ
પ્રો. એમ. જી. એસ. નારાયણ, કાલીકટ વિશ્વવિદ્યાલય.
પ્રો. સુકુમાર અઝિકોડે
એલ. પી. મનમાધન,
ડો. સી કે. કરીમ
ડો. એન. વી. કૃષ્ણાવેરિયર
ટી. સી. કીઝે કેમુરી
વીરેન્દ્રકુમાર, મેયર, કોચીન કોર્પોરેશન
પી. એસ. વેલાયુધન
લીલા દામોદર મેનન
પી. એ. સૈયદ મોહમ્મદ
પી. કે. ગોપાલ કૃષ્ણન
પોનકુનામ બાર્કી
પ્રો. એન. કૃષ્ણા પિલ્લઈ
કે. પી. એલાનકથ
પી. સી. સુકુમારન નૈયર, ત્રિવેન્દ્રમ.
કે. આર. ચુમાર ત્રિવેન્દ્રમ.
કે. વિજયરાઘવન ”
ટી. એ. ભંસાલી, કોચીન.
કાંતિલાલ પી. મહેતા ”
વિશેષ સચિવ, લોક વિભાગ
ડાયરેકટર, પબ્લીક ઈન્સ્ટ્રકસન
” પુરાતત્વ વિભાગ
” જનસંપર્ક વિભાગ

---

કોચીન : કેરળ હીસ્ટ્રી એસોસીએશન અને સ્થાનિક જૈન સમાજના સંયુક્ત ઉપક્રમે ૧૩મી નવેમ્બરથી યોજાયેલ પાંચ દિવસના કાર્યક્રમમાં ૧૩મીએ દેરાસરમાં વિશ્વશાંતિ માટે પ્રાર્થના કરાઇ હતી અને ગરીબોને ભેજન અપાયું હતું. ૧૪ મીએ પૂજા ભણાવાઈ. ૧૫ મીએ “ કેરળમાં જૈન ધર્મ ” અંગે કેરળ રાજ્યના પુરાતત્વ વિભાગે ચિત્ર પ્રદર્શન યોજ્યું હતું. ૧૫મીએ રથયાત્રા નીકળી હતી.

કેરલ: તા. ૧૬ નવેંબર સાંજે ૪-૩૦

## વિશ્વશાંતિ માટે

## દેરાસરમાં પ્રાર્થના

વાગે સમારંભનુ ઉદ્ઘાટન કેરલના રાજ્યપાલ શ્રી. એમ. એન. વાંછુ એ કર્યું. પ્રો. પ્રતાપકુમાર ટોલિયા પ્રમુખપદે હતા. ગૃહમંત્રી શ્રી કે. કરૂણાકરને શ્રી. પી. કે. ગોપાલ-કૃષ્ણન લિખિત ‘ જૈનીઝમ ઇન કેરલા ’ પુસ્તકનું ઉદ્ઘાટન કર્યું. રાત્રે સાડા સાત વાગ્યે કેરલા કલા મંડલમ્ દ્વારા ‘ ચિલ્લાપાદિકરમ્ ’ બેલે રજુ કરવામાં આવ્યું.

તા. ૧૭ નવેંબરે કોચીનમાં સવારે દસ વાગ્યે ‘ જૈન ધર્મ ’ વિશે સેમિનાર યોજાયો. તેમાં





આપ્યો. સમારંભ સમિતિએ મુખ્ય મંત્રીના રાહત ફંડમાં પાંચ હજાર રૂપિયા તથા ગુજરાત દુષ્કાળ ફંડમાં પાંચ હજાર રૂપિયા ભેટ આપ્યા.

કોચીન : શ્રી જૈન દેરાવાસી સંઘ તરફથી શ્રી જૈન મેડિકલ ટ્રસ્ટની સ્થાપના તા. ૧૧-૧૧-૭૪ ના કરવામાં આવી છે.

તા. ૧૩થી તા. ૧૭ નવે. ૧૯૭૪ સુધીના પાંચ દિવસ શાંતિસ્નાત્ર સહ મહોત્સવ તેમ જ વિશાળ શોભાયાત્રા, જાહેરસભા, પ્રદર્શન, સેમિનાર, સાંસ્કૃતિક કાર્યક્રમ વગેરેનું સુંદર આયોજન થયું. આ મહોત્સવ પ્રસંગે કેરલના ગવર્નર શ્રી એન. એન. વાંચ્છુ, ગૃહપ્રધાન શ્રી કે. કરૂણાકરણ, શ્રી એમ. પી. મેયર વગેરે ઉપસ્થિત રહ્યા હતા.

અનેક વિદ્વાનોએ પોતાના સંશોધિત નિબંધોનું વાંચન કર્યું.

બપોરે ૩ વાગ્યે ફરી બીજો વિષય ' ચિલ્લપાદિકરમ્ અને જૈન ધર્મ ' વિશે સેમિનાર યોજવામાં આવ્યો. રાત્રે આઠ વાગ્યે જૈન સમાજન. કલાકારોએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કર્યો.

રાજ્ય સરકારના પબ્લિક રીલેશન્સ વિભાગે કેરલમાં ' જૈનીઝમ ઇન કેરલા ' પુસ્તકનું પ્રકાશન કર્યું. આર્કયોલૉજી વિભાગે કેરલમાં જૈન ધર્મ વિશે પાંચ દિવસ માટે પ્રદર્શનનું આયોજન કર્યું. લગભગ દસ હજાર વ્યક્તિઓએ પ્રદર્શન જોયું.

આકાશવાણી, ફિલ્મ ડિવીઝન વગેરેએ સંપૂર્ણ સહકાર

**○ રથયાત્રા ○**

એલપ્પીમાં નીકળેલ રથયાત્રાની બે આબેહુબ તસ્વીરો.





# મધ્યપ્રદેશ

મધ્યપ્રદેશ સરકારે શિકાર પ્રતિબંધ, પશુબલિ બંધ તેમજ શરાબ અને માંસ વેચાણ બંધના સમય મર્યાદિત સત્તાવાર હુકમો બહાર પાડીને ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ દિનની રોમહર્ષક ઉજવણી કરી.

રાજ્ય સરકારે ઇ. સ. ૧૯૭૪, ૧૯૭૫ અને ૧૯૭૬ એમ ત્રણ વરસ માટે રાજ્યભરમાં શિકાર પર પ્રતિબંધ મૂક્યો. આ ગાળામાં કોઈને શિકાર માટેના નવા પરવાના નહિ આપવાની પણ આ હુકમમાં જોગવાઇ કરવામાં આવી.

રાજ્યમાં કેટલાંક ધાર્મિક સ્થાનોમાં, મેળાઓ તેમજ પૂજાઓમાં ધર્મના નામે પશુઓના બલિદાન દેવાય છે. ધર્મના નામે થતી આ જીવહત્યાઓને અટકાવવા રાજ્ય સરકારે પશુબલિ પ્રતિબંધનો આદેશ બહાર પાડયો. આદેશમાં સ્પષ્ટતા કરવામાં આવી કે આ હુકમનો ભંગ કરનાર દંડ તથા સજાને પાત્ર ઠરશે.

રાજ્ય સરકારે અબોલ અને અસહાય પશુઓને આ પ્રમાણે અભયદાન આપવા ઉપરાંત વિવિધ ગુનાઓ માટે કેદની સજા ભોગવી રહેલા કેદીઓમાંથી ૯૧૩ (જેમાં આજીવનની સજા પામેલાં એક પુરુષ અને એક સ્ત્રી) કેદીઓને કેદમાંથી મુક્ત કરીને તેમ જ અનેક કેદીઓની સજામાં ઘટાડો કરીને માનવતા અને કરુણાનું પણ ઉત્તમ ઉદાહરણ પૂરું પાડયું છે.

સરકારી ફરમાનો બહાર પાડવા ઉપરાંત નિર્વાણ વર્ષમાં વિવિધ રચનાત્મક અને પ્રચારાત્મક કાર્યક્રમોનો વ્યવસ્થિત અમલ કરવા માટે રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી પ્રકાશચંદ્ર શેઠીની અધ્યક્ષતામાં રાજ્ય સ્તરે એક વિશાળ અને વગદાર સમિતિની રચના કરાઈ તેનાં અંતર્ગત આઠ ઉપસમિતિઓની રચના થઇ. અને ૪૫ જિલ્લાઓમાં ૨૨૮ સ્થાનિક સમિતિઓની પણ રચના કરાઇ. આ બધી સમિતિઓ તેમજ જૈન સંઘો અને જૈન સંસ્થાઓ અને પૂજ્ય શ્રમણ–શ્રમણીઓના ઉપક્રમે રાજ્યના અનેક નાના–મોટા ગામ શહેરોમાં આખા વર્ષ દરમ્યાન અનેકવિધ કાર્યક્રમો થયાં. ધાર્મિક અનુષ્ઠાનો થયાં. અને કાયમી સ્મારકો પણ નિર્માણ થયાં.

રાજ્ય સરકારે નિર્વાણ વર્ષની ઉજવણી માટે રૂા. દસ લાખના જંગી ખર્ચનો ત્રેવીસ સૂત્રીય કાર્યક્રમ ઘડયો હતો. આ કાર્યક્રમમાં પાઠયપુસ્તકોમાં અપરિગ્રહનો પાઠ રાખવાનો, રાજ્યના એક વિશ્વવિદ્યાલયમાં જૈન ચેર સ્થાપવાનો અને શોધ સંસ્થાન શરૂ કરવાનો ભોપાલમાં ભગવાન મહાવીરનું સ્મારક બનાવવાનો, રાજ્યના પુરાતત્ત્વ સંગ્રહાલયમાં અલગ જૈન પુરાતત્ત્વ કક્ષ ખોલવાનો તેમજ જિલ્લાઓનાં મુખ્ય કાર્યાલયોમાં ભગવાનના વિચાર સૂત્રો અને શિલાલેખો અંકિત કરવાના કાર્યક્રમોનો સમાવેશ થાય છે.

આ કાર્યક્રમનો અમલ પણ પૂરી નિષ્ઠાથી થઈ ગયો છે. પાઠય પુસ્તકોમાં ભગવાન મહાવીર અને અહિંસા તેમજ અપરિગ્રહ અંગેના પાઠોનો



સમાવેશ કરાયો છે. ઉજ્જૈનમાં વિક્રમ વિશ્વવિદ્યાલયમાં જૈનચેરની સ્થાપના માટેનો નિર્ણય લેવાયો છે. અને આ માટે રાજ્ય સમિતિએ રૂા. દોઢ લાખની રકમનું અનુદાન આપ્યું છે.

બીજા એક વિદ્યાલયમાં શોધ સંસ્થાન શરૂ કરવાનો વિચાર સક્રિયપણે ચાલુ છે. જ્યાંથી રૂા. ચાર લાખની રકમ મળશે તે સ્થાનના વિશ્વવિદ્યાલયમાં આ સંસ્થાન શરૂ થશે.

રાજ્યના પ્રકાશન સંચાલનાલયે ભગવાનના વિચારોને સમજાવતી એક પુસ્તિકા પણ હજારોની સંખ્યામાં પ્રકાશિત કરી હતી. રાજ્ય સમિતિ તરફથી મધ્ય પ્રદેશ શાસન સાહિત્ય પરિષદ દ્વારા પંડિત શ્રી હીરાલાલ જૈનનો સુવિખ્યાત ગ્રન્થ "ભારતીય સંસ્કૃતિ મેં જૈન ધર્મ કા યોગદાનનું પુનઃ પ્રકાશન કાર્ય ચાલી રહ્યું છે.

રાજ્યમાં આવેલા તીર્થસ્થાનો કુંડલપુર, સુરઈ, સોનાગીરી, બનેડિયા, હાશમપુરા, સિદ્ધવરકુટ, શુબોનતીર્થમાં સડક, વીજળી અને પાણીની સગવડો પણ પૂરી પાડવાનું કામ આ વરસે રાજ્ય સરકારે કર્યું છે.

રાજ્ય સરકારે ભારત બહાર વિદેશમાં અમેરિકામાં બની રહેલ જૈન દેરાસર માટે પણ રૂા. ૨૫ હજારની રકમનું પ્રતીક દાન આપ્યું છે.

રાજ્યના પુરાતત્વ વિભાગે રાજકીય સંગ્રહાલયમાં (મ્યુઝીયમ) તેમજ પ્રદેશ સંચાલનાલયે અનેક શહેરોમાં જૈન કલા અને સાહિત્યનાં પ્રદર્શનો પણ યોજ્યા હતા.

ભગવાનની વાણીનો વધુ વ્યાપક પ્રચાર થાય તે હેતુથી રાજ્ય સમિતિના અનુદાનથી તા. ૧૩ નવેમ્બર ૧૯૭૪ના રોજ ઈન્દોરથી એક ધર્મચક્ર પણ ભારત. યાત્રાએ નીકળ્યુ હતું.

રાજ્યમાં નિર્વાણ વર્ષ દરમ્યાન જુદા જુદા સ્થળોએ વિવિધ નિર્માણ કાર્યો અને પ્રચાર કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું, તે આ પ્રમાણે છે:—

## નિર્માણ કાર્યો

૧ : ભોપાલમાં વર્ધમાન પાર્ક ૨ : બૈતુલમાં 'મહાવીર પરબ', 'મહાવીર પાઠશાળા' અને મહાવીર વાચનાલય. ૩ : બાગબાહરામાં મુખ્ય માર્ગો પર કાયમી ધોરણે મહાવીરવાણીના પાટિયા. ૪ : ભુલ્લદેહડીમાં 'મહાવીર નિર્વાણ ભવન' ૫ : છત્તરપુરમાં 'મહાવીર શિશુ મંદિર' અને 'કીર્તિસ્થંભ' ૬ : ડોંગરગાવમાં 'મહાવીર ભવન' ૭ : ધમતરીમાં મહાવીર કેન્દ્ર ૮ : ગંજબાસોદામાં 'ભગવાન મહાવીર વિહાર' ગૈરતગંજમાં 'મહાવીર ઉદ્યાન' ૯ : ઈન્દોરમાં' વર્ધમાન વિશ્રાંતિ ભવન' 'અનેકાંત વિદ્યાપીઠ' 'પોરવાલ ભવન' 'સ્વાધ્યાય ભવન' ૧૦ : જબલપુરમાં શીલાલેખ ૧૧ : મંદસોરમાં 'પૌષધશાળા' અને શીલાલેખ ૧૨ : મહાસમુન્દમાં 'મહાવીર જૈન પુસ્તકાલય' ૧૩: રાયપુરમાં પ્રસુતીગૃહ અને જૈન ભવન : ૧૪ : શિલવાનીમાં 'આયુર્વેદ ઔષધાલય અને ઉજ્જૈનમાં મહાવીર માંગલિક ભવન અને સ્મૃતિ સ્તુપ.

## પ્રચાર કાર્યો

૧ : ભોપાલ, ૨ : બૈતુલ, ૩ : રાજસમંદ અને ૪ : ખજુરાહો, પ્રચાર કાર્યો.

૧ : બૈતુલ, ૨ : છત્તરપુર, ૩ : ગંજબાસોદા, ૪ : કરંજી, ૫ : કટની...માં મહિલા સંમેલન (આ સંમેલનોમાં દહેજ પ્રથા પર પ્રતિબંધ મૂકવાના ઠરાવ થયાં.)

૧ : ઈન્દોર, ૨ : પપૌરા, ૩ : રતલામ, ૪ : શાહડોલ, ૫ : સાગર અને ૬ : ઉજ્જૈનમાં નિઃશુલ્ક નેત્ર ચિકિત્સા શિબિર.

આ ઉપરાંત અનેક સ્થળોએ પ્રભાતફેરી, જાહેરસભાઓ, યુવક સંમેલન અહિંસા સંમેલન અને પદયાત્રા આદિ કાર્યક્રમો પણ થયાં.





# મધ્યપ્રદેશ રાજય

## ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : **શ્રી સત્યનારાયણસિંહ રાજ્યપાલ**

પ્રમુખ : **શ્રી પ્રકાશચંદ્ર શેઠી, મુખ્યપ્રધાન**

ઉપપ્રમુખ : **શ્રી ચંદ્રપ્રકાશ તિવારી, વિધિ તથા સમાજ કલ્યાણ પ્રધાન**

" **શ્રી અર્જુનસિંહ, કેળવણી પ્રધાન**

" **શ્રી અમોલક છાજેડ, સિંચાઈ તથા વિદ્યુત ખાતાના પ્રધાન**

### સર્વશ્રી સભ્યો

ડૉ. ડી. એસ. નાગ — ભોપાલ
કુ. વિમલા વર્મા, રાજ્યમંત્રી વાણિજ્ય–ઉદ્યોગ તથા લોકસ્વાસ્થ્ય
ડૉ. હુમનલાલ, રાજ્યમંત્રી, વિધિ તથા સમાજકલ્યાણ
ઉમરાવસિંહજી, ઉપ-મંત્રી, મધ્યપ્રદેશ
પં. દ્વારકાદાસ મિશ્ર — જબલપુર
ભગવતરાવ મંડલોઈ — ખંડવા
રાજા નરેશચંદ્રસિંહ — સારંગઢ
શ્યામચરણ શુકલ — રાયપુર
શંભુનાથ શુકલ — રીવા
શિવમંગલસિંહ સુમન — ઉજ્જૈન
શેઠ ગોવિંદદાસ — જબલપુર
મહારાજા માર્તંડસિંહ — રીવાં
મંગરુ ઉઇંકે — મંડલા
વિદ્યાવતી ચતુર્વેદી — છતરપુર
રામસહાય પાંડે, સંસદ સભ્ય
કૈલાસ જોશી, વિધાયક — દેવાસ
મથુરાપ્રસાદ દુબે — બિલાસપુર
નર્મદાપ્રસાદ શ્રીવાસ્તવ, વિધાયક — બાલાઘાટ
ગૌતમ શર્મા, વિધાયક — ઉદયપુરા
સવાઈમલ જૈન " — શાજાપુર
શ્રીમતી સિંહદેવ " — સરગુજા
મહેન્દ્રકુમાર માજવ " — છતરપુર
ડાલચંદ જૈન " — સાગર
હરિભાઉ જોશી, " — શાજાપુર
બલદેવપ્રસાદ મિશ્ર " — દુર્ગ
તર્જી મશરિકી " — ભોપાલ
ડૉ. શ્રીધર મિશ્ર " — બિલાસપુર
અકબરઅલી આરિફ " — રતલામ
બલદેવસિંહ વિશેષ સચિવ, લોકસ્વાસ્થ્ય વિભાગ, ભોપાલ
જસ્ટીસ શ્રી ટી. પી. નાયક — જબલપુર
પી. એસ. બાફણા — ઈન્દોર
લીલાધર જોષી — શુજાલપુર
ગોપીકૃષ્ણ વિજયવર્ગી



| | |
|---|---|
| બડી બેગમ સાહેબા | ભોપાલ |
| તખ્તમલ જૈન | વિદિશા |
| મિશ્રીલાલ ગંગવાલ | ઈન્દોર |
| કનૈયાલાલ ખાદીવાલા | ઈન્દોર |
| ચાંદમલ લૂનિયા | કસરાબાદ |
| યમુનાપ્રસાદ શાસ્રી | રીવાં |
| નેમીચંદ જૈન | રાયપુર |
| ચંદ્રકલા સહાય | ગ્વાલીયર |
| ડૉ. સંતોષસિંહ | ભોપાલ |
| અક્ષયકુમાર જૈન | નવીદિલ્હી |
| કે. પી. નારાયણન | ભોપાલ |
| લાભચંદ છજલાની | ઇન્દોર |
| રામગોપાલ માહેશ્વરી | ભોપાલ |
| ગુરુદેવ ગુપ્તા | ભોપાલ |
| મનોજ માથુર | ભોપાલ |
| તરંગીજી | ભોપાલ |
| બાબુલાલ પાટોદી | ઇન્દોર |
| સ્વામી આત્માનંદજી | રાયપુર |
| બાલમુકુંદ બાબા | ઇન્દોર |
| આર્કબિશપ એગેત | ભોપાલ |
| બાલકૃષ્ણ મૂછાલ | ઈન્દોર |
| સોભાગમલ જૈન | શુજાલપુર |
| અનંતરાજ વૈદ્ય | ઉજ્જૈન |
| પં. ભવાનીપ્રસાદ તિવારી | |
| હિરાલાલ જૈન | બાલાઘાટ |
| શેઠ જગદીશચંદ | સિવની |
| સુશીલચંદ દિવાકર | જબલપુર |
| રાજકુમારસિંહ | ઈન્દોર |
| કુસુમ જૂન | ભોપાલ |
| તેજકુમાર સેઠી | ઉજ્જૈન |
| વાચાવત એડવોકેટ | મન્દસોર |
| હસ્તીમલ જૈન | ઈન્દોર |
| દેવકુમાર સિંહ | ઈન્દોર |
| હીરાલાલ કાસલીવાલ | ઈન્દોર |
| નથૂલાલ જૈન શાસ્રી | ઈન્દોર |
| ગુલાબચંદ બડજાત્યા | વિદિશા |
| સત્યેન્દ્રકુમાર સેઠી | ઉજ્જૈન |
| ચાંદમલ મેહતા, એડવોકેટ | ઉજ્જૈન |
| ઇન્દ્રમલ ગાદિયા | ઉજ્જૈન |
| લલિતકુમાર જૈન | ઉજ્જૈન |
| બાબુલાલ જૈન | ભોપાલ |
| અક્ષયકુમાર જૈન પ્રો. સેફિયા કોલેજ | ભોપાલ |
| નરેન્દ્રકુમાર જૈન છાજેડ, એડવોકેટ | ઉજ્જૈન |
| સચિવ, મધ્યપ્રદેશ શાસન, શિક્ષણ વિભાગ | ભોપાલ |







# ૪૭ કેદીઓને કેદમાંથી મુક્તિ

જન્મ-કલ્યાણકની ભવ્ય ઉજવણી

ભોપાલના તમામ દેરાસરો પર રોશની

સામુહિક કળશનો અભિષેક

ભોપાલ : રાજ્ય સરકારે વિવિધ સજા પામેલા ૪૭ કેદીઓને કેદમાંથી છોડી મૂકીને ભગવાનના જન્મ દિવસે પોતાની ભાવસભર શ્રદ્ધાંજલિ વ્યક્ત કરી.

આ ઉપરાંત રાજ્ય સરકારે આ પાવન દિવસે ભોપાલ વિશ્વ વિદ્યાલયમાં જૈન શોધ સંસ્થાન સ્થાપવા માટે પણ સંમતિ આપી.

સમગ્ર જૈન સમાજે વિવિધ કાર્યક્રમો દ્વારા ભગવાનનો જન્મ-કલ્યાણક નવ દિવસ સુધી ઉજવ્યો. ૨૦ થી ૨૭ એપ્રિલ સુધી શહેરમાં રોજ પ્રભાતફેરી નીકળી.

૨૩મીએ રાજ્યના પંચાયત પ્રધાન શ્રી ગુલાબચન્દ તામોટની અધ્યક્ષતામાં અને રાજ્યપાલ શ્રી સત્યનારાયણ સિંહાની અતિથિ વિશેષતામાં ટી. ટી. નગર જૈન મંદિરમાં જાહેરસભા મળી. પંડિત જગન્મોહનલાલજી શાસ્ત્રી (કટની) સભાના મુખ્ય વકતા હતા.

૨૪મીએ શોભાયાત્રા નીકળી. જૈન બાલ સાંસ્કૃતિક સમિતિએ ભગવાનના પાંચ કલ્યાણક અંગે છ રચનાઓ યાત્રામાં ફરતી મૂકી હતી. ધર્મચક્ર પણ આ યાત્રામાં ફર્યું હતું. આ દિવસે





બપોરના શ્રી દિગંબર જૈન ધર્મશાળામાં ભગવાનનો સામુહિક કળશાભિષેક થયો. રાતે સુભાષ ચોકમાં કેન્દ્રના પ્રધાન શ્રી શંકરદયાળ શર્માની અધ્યક્ષતામાં જાહેરસભા થઈ.

૨૫મીએ શ્રી મિશ્રીલાલજી ગંગવાલની અધ્યક્ષતામાં ભારત હેવી ઈલેકટ્રીકલ્સ પીપલાણીમાં જાહેર સભા થઈ. શ્રી મહાવીર શરણજી [જબલપુર] મુખ્ય વકતા હતા.

૨૬મીએ મંગલવારા જૈન મંદિરની પાસે ભોપાલ વિશ્વવિદ્યાલયના કુલપતિ ડો. રવિપ્રકાશજીની અધ્યક્ષતામાં મળેલી જાહેરસભામાં શ્રી બાબુ સૌભાગ્યમલજી જૈન અને ડો. ઇન્દ્રસેન શાસ્ત્રીએ પ્રવચનો કર્યા.

૨૭ અને ૨૮ બંને દિવસ શ્રી દિગંબર જૈન વિદ્યાલય ચોકમાં ડો. લાલબહાદુર શાસ્ત્રીએ [દિલ્હી] ભગવાનના જીવન અને ઉપદેશ અંગે વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિવેચના કરી.

૨૩ થી ૨૮ સુધી શહેરના તમામ જૈન દેરાસરો પર રોશની કરવામાં આવી હતી.



ભોપાલ : ૧૪–૭–'૭૫ના અત્રે ભગવાનનો ચ્યવનકલ્યાણક મહોત્સવ પ્રભાતફેરી, સામુહિક પૂજા તેમ જ જાહેરસભા આદિ કાર્યક્રમોથી ઉજવાયો. સભામાં પ્રો. લક્ષ્મીચંદ જૈને [સિહોર] ગણિતના માધ્યમથી આત્મા અને પુદ્‌ગલનું રહસ્ય સમજાવ્યું.

ભોપાલ : સંગ્રહાલય ભવન, બાણગંગામાં જૈન કલા પ્રદર્શન યોજાયું હતું. આ પ્રસંગે ડો. કૃષ્ણદત્ત વાજપેયીની અધ્યક્ષતામાં વ્યાખ્યાનમાળા પણ યોજાઈ હતી.

ભોપાલ : નિર્વાણ મહોત્સવના અવસરે ભોપાલ આસપાસના શ્રી સમસંગઢ, ભોજપુર તથા કુરાનાના કાચા માર્ગો પાકા કરવાનો નિર્ણય લેવાયો છે. આ નિર્ણય રાજ્ય સરકારે લીધો છે.

ભોપાલ : તા. ૨૪–૭–૭૫ના રોજ વીર શાસન જયંતી બહુ ઉત્સાહપૂર્વક મનાવવામાં આવી. સવારે પ્રભાતફેરીમાં સેંકડો લોકોએ ભાગ લીધો. તેઓનું સૂત્ર હતું "સુનો સબ મહાવીર સંદેશ, વિપુલાચલ પર દિયા ગયા જો પ્રથમ ધર્મ ઉપદેશ."

રાત્રે મધ્ય પ્રદેશના ભૂતપૂર્વ પ્રધાન શ્રી મિશ્રીલાલજી ગંગવાલના પ્રમુખપદે સભા યોજાઈ હતી. આ સભામાં અરેરા કોલોનીનું નામ 'ભગવાન મહાવીર નગર' તથા ભોપાલમાં વર્ધમાન પાર્ક બનાવવા માટે સુધરાઈને અભિનંદન આપ્યા હતા.

બૈતુલ : પર્યુષણપર્વ નિમિત્તે જૈન નવયુવક મંડળ દ્વારા ૧૮ દિવસનો એક કાર્યક્રમ યોજાયો. તેમાં મહાવીરના જન્મથી મોક્ષ સુધીના પ્રસંગોને આવરી લેતો એક સાંસ્કૃતિક નાટ્ય કાર્યક્રમ યોજાયો હતો.

બૈતુલ : મહાવીર પાઠશાળા અને મહાવીર વાંચનાલયની શરૂઆત કરવામાં આવી. પુસ્તકાલયમાં એક વિશેષ વિભાગ ખોલવામાં આવ્યો. જેમાં નિર્વાણ મહોત્સવ પર પ્રકાશિત તમામ સાહિત્ય રાખવામાં આવ્યું છે.



## વિક્રમ વિશ્વવિદ્યાલયમાં 'જૈન ચેર'

ભોપાળ : વિક્રમ વિશ્વવિદ્યાલયમાં "જૈન ચેર" અને શોધ સંસ્થાન સ્થાપવામાં આવશે. આ માટે રૂા. દોઢ લાખની માતબર રકમ મંજુર કરવામાં આવી છે. રાજ્યના મુખ્ય પ્રધાનશ્રીની અધ્યક્ષતામાં મળેલ નિર્વાણ મહોત્સવની ઉપસમિતિની બેઠકમાં આ નિર્ણય લેવાયો હતો.

બદનાવર : શ્રી મહાવીર નિર્વાણ યુવક સમિતિ અને ભારત જૈન મહામંડળના માર્ગદર્શન હેઠળ અત્રે વિવિધ કાર્યક્રમો યોજીને નિર્વાણ મહોત્સવ ઉજવાયો. ૧૩ નવેમ્બર '૭૪ના રોજ સમગ્ર જૈન સમાજ તરફથી પ્રભાતફેરી નીકળી અને શ્રી ઈન્દ્રમલજી સરાફના પ્રમુખપદે જાહેરસભા મળી. ૧૬મી નવેમ્બરે પણ જાહેરસભા થઈ. જેના પ્રમુખપદે શ્રી માણેકલાલ વકીલ હતા અને ઈન્દોરના શ્રી ફકીરચંદજી મહેતા મુખ્ય અતિથિ હતા. શ્રી પવન જૈને સભાનું સંચાલન કર્યું હતું. ૧૮ નવેમ્બરે બડનગરની ભજન મંડળીએ જિન ભક્તિ કાર્યક્રમ આપ્યો.



બેતુલ : ધારાસભ્ય ડૉ. એન. એન. પાન્સેએ 'મહાવીર પરખ'નું ઉદ્ઘાટન કરીને મહાવીર જયંતી ઉત્સવનું મંગલાચરણ કર્યું હતું. ૨૪ અને ૨૫ એપ્રિલ બે દિવસ ઉજવણી થઈ હતી. ૨૪મીએ સવારે રથયાત્રા નીકળી હતી અને રાતના ડૉ. રતનકુમારે ભગવાનના જીવન સિદ્ધાંત ઉપર પ્રવચન આપ્યું હતું.

૨૫મીએ સવારે મહિલા સંમેલન મળ્યું હતું. સાંજે યોજાયેલ જૈન સંમેલનમાં જિલ્લાના તમામ સ્થાનોના પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. રાત્રે મહાવીર પ્રદર્શન ખુલ્લું મૂકાયું હતું. અને કવિ સંમેલનમાં કવિઓએ ગીતો અને ગઝલો દ્વારા ભગવાનનો ગુણાનુવાદ ગાયો હતો.

☐ ગરીબોને અન્નદાન

☐ મહાવીર–પ્રદર્શન

ભિલાઈ : ૧૩મી નવેંબર ૧૯૭૪ના સવારે નિર્વાણ લાડુ ચઢાવ્યા બાદ ભિલાઈ આયર્ન એન્જીનીયરીંગના મેનેજીંગ ડાયરેક્ટર શ્રી શિવરાજ જૈને ધ્વજા રોહણ કર્યું. ત્યારબાદ રથયાત્રા નીકળી. રથયાત્રા પૂરી થયા બાદ જૈન ભવનમાં દુષ્કાળ પીડિત ગરીબોને અન્નદાન અપાયું.

૧૪મીના નાનાં ભૂલકાંઓએ ધાર્મિક અને સાંસ્કૃતિક કાર્યક્રમ આપ્યો. ૧૫મીએ રાતે શ્રી સુનિર્મલ કાંતિના પ્રમુખપદે પરિસંવાદ યોજાયો. તેમાં રેવરન્ડ પન્નાલાલ, ડૉ એચ. એલ. સાહૂ,





સ્વામી દિવ્યાનંદ સરસ્વતી, ભિક્ષુ સત્યાનંદ ભન્તે, સરદાર શેરસિંહ, જનાબ રીઝવી સાહેબ અને બાબુલાલ આકુલે મનનીય પ્રવચનો કર્યા.

૧૬મીએ રાતે ઉપશિક્ષણ પ્રધાન ભંવરસિંહના પ્રમુખપદે અખિલ ભારતીય કવિ સંમેલન યોજાયું. ૧૭મીએ રાતે ખામગાંવના ચન્દ્રપ્રભુ જૈન પાઠશાળા વાદ્યવૃન્દે કાર્યક્રમ આપ્યો. ૮ ડીસેમ્બરના તેમણે બીજો કાર્યક્રમ પણ રજૂ કર્યો હતો.

મુલતાઈ : મુનિશ્રી પદ્મપ્રકાશજીની પ્રેરણાથી ૩ ફેબ્રુઆરીએ મહાવીર નિર્વાણ ભવનનો શિલાન્યાસ કરવામાં આવ્યો હતો.

ચિચોલી (જિલ્લા બૈતુલ) ૧૨મી માર્ચ ૭૫ના સવારે પ્રભાત ફેરી અને બપોરના શોભાયાત્રા દ્વારા શહેરની સમગ્ર જનતાએ નિર્વાણ મહોત્સવની ઉજવણી કરી.

## ☐ કથક નૃત્યથી વીરવંદના ☐

**ભાગલપુર** : ૧૩મીએ રથયાત્રા નીકળી. આ યાત્રા શ્રી ચંપાપુર દિ જૈન સિદ્ધક્ષેત્ર પાસે જાહેરસભામાં ફેરવાઈ ગઈ. મુનિશ્રી સુપાર્શ્વસાગરજી આદિએ ભગવાનના જીવન અને ઉપદેશ અંગે વૈવિધ્યપૂર્ણ રજૂઆત કરી. ૧૪મીએ શ્રમણ સંસ્કૃતિ દિવસ ઉજવાયો. ૧૫મીએ રાતે પંડિત શ્રી લાલચંદજીએ ભગવાનના ત્યાગમય જીવન વિષે વાર્તાલાપ આપ્યો. ૧૬મીએ સવારે ટપાલ ટિકિટનું ઉદ્‌ઘાટન કરાયું. આ રાતે કુમારી વિભા ખંડેલવાલે કથક નૃત્ય કરી ભગવાનને ભાવસભર વંદના કરી. ૧૭મીએ દિગંબર જૈન ભવનમાં જાહેર સભા મળી.

છત્તરપુર : ખજુરાહો તીર્થક્ષેત્રમાં ૧થી ૬ માર્ચ '૭૫ સુધી વિવિધતા ભર્યા કાર્યક્રમો થયાં. જેમાં શ્રી સિદ્ધચક્ર મંડળ વિધાન, 'ભારતીય પુરાતત્ત્વમાં જૈન સ્થાપત્ય અને શિલ્પકળાનું સ્થાન' વિષય પર ચર્ચાસભા, મહિલા સંમેલન, રીવા વિભાગીય નિર્વાણ મહોત્સવ સમિતિનું અધિવેશન, વર્ધમાન નાટ્ય મંડળી, દેવેન્દ્ર નગર દ્વારા અભિપ્રેત નાટક અને શ્રી નીરજ દ્વારા પ્રદર્શિત ફિલ્મ શો મુખ્ય હતાં.

છત્તરપુર : અત્રેની સ્યાદ્વાદ પરિષદના ઉપક્રમે ૧૦ માર્ચ '૭૫ ના રોજ શાસકીય મહારાજ મહાવિદ્યાલયના સભાખંડમાં શ્રી પ્રકાશચન્દ્રજીએ [ઇન્દોર] 'આજ કે યુવા આક્રોશ શાંત કરનેમેં ભગવાન મહાવીર કે ઉપદેશોંકા યોગદાન' વિષય પર મનનીય પ્રવચન આપ્યું હતું.

છત્તરપુર : જૈન સમાજ છત્તરપુર દ્વારા જૈન ધર્મશાળામાં મહાવીર શિશુ કેન્દ્રની સ્થાપના કરવામાં આવી છે.

છત્તરપુર : અહીં નૂતન ભવન પાસે મેલા ગ્રાઉન્ડમાં નિર્વાણ મહોત્સવની પવિત્ર સ્મૃતિમાં એક કીર્તિ સ્થંભ ઉભો થઈ રહ્યો છે. જેનો શિલાન્યાસ સુખરાઈ પ્રમુખ શ્રી વિષ્ણુપ્રસાદજી શ્રીવાસ્તવના હાથ થયો.

ઉમરગાંવ : ૧૮ થી ૨૪ એપ્રિલ સુધી ઉજવાયેલા મહાવીર જન્મોત્સવ દરમ્યાન શ્રી ચંપાલાલજી શ્રીમાલે 'મહાવીર ભવન'નું ઉદ્‌ઘાટન કર્યું હતું. ડૉ. પ્રકાશચન્દ્રજી [ઇંદોર]એ ભગવાનની તસ્વીરનું અનાવરણ કર્યું હતું. ૨૪મીએ સવારે રથયાત્રા-ત્સવ, અભિષેકપૂજન અને રાતે ડૉ. ચંપાલાલજી જૈનની અધ્યક્ષતામાં જાહેરસભા વગેરેના કાર્યક્રમો થયા હતા.

આગબાહુરા : ૧૩ થી ૧૫ નવેમ્બર ૧૯૭૪ના ત્રણ દિવસ સુધી શહેરના કતલખાના અને શરાબખાના સંપૂર્ણ બંધ રહ્યા.

સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિએ ૧૩મીથી સાત દિવસનો ઉત્સવ ઉજવ્યો. પ્રભાત ફેરી, સ્નાત્રપૂજા, ખૂહદ્‌પૂજા અને રાત્રિ જાગરણ આદિ કાર્યક્રમો થયા.

સમિતિએ શહેરના મુખ્ય માર્ગો પર કાયમી રૂપે ભગવાનની વાણીના સૂત્રો મૂક્યાં છે.

છત્તીસગઢ : આ ક્ષેત્રના દુર્ગ, રાયપુર, રાજનાંદગાંવ, ધમતરી, મહાસમુન્દ, મુંગેલી, પંડરિયા, ઢાઢી. કવર્ધા, ખૈરાગઢ, કુસમકસા ઝરણદલ્લી, બાલાઘાટ, કટંગી, ખરિયારરોડ આદિ સ્થળે નિર્વાણવર્ષના ઉપલક્ષમાં સાધ્વીશ્રી મનોહરશ્રીજી આદિની નિશ્રામાં મહોત્સવ, પ્રભાતફેરી, રથયાત્રા, પ્રવચનો, તપ-ત્યાગ, પ્રભુભક્તિ આદિના કાર્યક્રમ યોજાયા. કેટલાક સ્થળે દેરાસર, હૉસ્પિટલ, વિદ્યાલય, મહાવીર ભવન વગેરેનું નિર્માણ થયું.

ગંજ બસોદા : ૮ મી ડીસેમ્બરે ભગવાનના દીક્ષા કલ્યાણકનો દિવસ ભવ્યક કાર્યક્રમથી ઉજવાયો. સવારે પ્રભાતફેરી નીકળી. બપોરે મહિલા સંમેલન મળ્યું. રાતના જાહેરસભા મળી. આ પ્રસંગે 'મહાવીર નિબંધ સ્પર્ધા'ના વિજેતાઓને પુરસ્કારો અપાયા.

**નેત્ર શિબિર**

છત્તરપુર : દ્રોણપ્રાંતીય નવયુવક સેવાસંઘે દ્રોણગિરિના ઉપક્રમે જૈન સમાજ-ઘીરાના સહયોગથી ૬ થી ૧૮ ફેબ્રુઆરી સુધી નિઃશુલ્ક નેત્ર ચિકિત્સા શિબિર યોજી હતી. જિલ્લાધ્યક્ષ શ્રી એસ. કે. જોષીએ શિબિરનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

**કીર્તિસ્તંભ**

૩ અને ૪ માર્ચે અનુક્રમે ફત્તેહપુર [ગુજરાત] અને ઇન્દોરથી આવી પહોંચેલા ધર્મચક્રનું સંયુક્ત સ્વાગત કરાયું. આ પ્રસંગે પ્રવચન, રથયાત્રા, કીર્તિસ્તંભનું શિલારોપણ, વિદ્વાનોનું સન્માન, ફિલ્મ પ્રદર્શન આદિ કાર્યક્રમો થયા.

ગોન્દિયા : શ્રી સંઘ તરફથી રૂા. પચાસહજારના ખર્ચે કીર્તિસ્થંભ બંધાનાર છે. ઉપાશ્રય પાસેના રોડનું નામ 'મહાવીર માર્ગ' જાહેર કરવામાં આવ્યું છે.

દેવલપુર : શ્રી વનેડિયાજીથી ત્રણ કિલોમિટર દૂર અત્યંત પ્રાચીન શ્રી દિ. જૈન મંદિર દેવાલપુર (જિ. ઇન્દોર) નો જીર્ણોદ્ધાર કરાવવાનું શરૂ થયું છે.

છાવણી : શ્રી દિગંબર જૈન મંડળ-છાવણી (ઇન્દોર)ના અધ્યક્ષ અને નવયુવાન સમાજસેવક શ્રી જયસેન જૈનનું રવીન્દ્ર નાટ્યગૃહમાં તેમના સમાજસેવાઓ માટે જાહેર સન્માન કરાયું હતું. આ પ્રસંગે છાવણી જૈન સમાજે તેઓશ્રી વધુ ઝડપથી અને સુવિધાથી સમાજ સેવા કરે તે માટે તેમને એક સ્કુટર ભેટ આપ્યું હતું.



☆☆☆ ## મહિલાઓનું સન્માન ☆☆☆

ગંજ બાસોદા : દેશના દિવસ પ્રસંગે ગાંધીચોક ખાતે જાહેર-સભા રાખવામાં આવી હતી. આ પ્રસંગે સમાજના અગ્રણી મહિલાઓ વિદુષી કમલાબાઈ, શ્રીમતી મુલ્લીબાઈ અને શ્રીમતી વીણા શાહનું સન્માન કરાયું હતું. ચાંદીનો ચંદ્રક તથા એક પ્રમાણપત્ર આપવામાં આવ્યું હતું.

આ પ્રસંગે વિદુષી કમલાબાઈ અને ભમરીબાઈએ દહેજ પ્રથાને એક સામાજિક રોગ તરીકે વર્ણવ્યો હતો.

卐卐卐卐卐卐卐卐卐卐

ગૈરનગંજ : અત્રેની નિર્વાણ મહોત્સવ ક્ષેત્રિય સમિતિએ 'મહાવીર ઉદ્યાન'નું નિર્માણ કર્યું છે. બસ સ્ટેન્ડથી કિસાન મહોલ્લા સુધીના રસ્તાને " ભગવાન મહાવીર માર્ગ " નામ અપાયું છે. સમિતિ દ્વારા જાહેર સ્થાનો પર ભગવાનની વાણી પણ લખાવાઈ છે.

ગંજ બાસોદા : ભોપાલ વિશ્વવિદ્યાલયના કુલપતિ ડૉ. રવિપ્રકાશ માથુર અને ડૉ. ભાગચન્દજી 'ભાગેન્દુ'એ ૨૪મીની જાહેરસભામાં પ્રવચનો આપ્યાં. સાંજે કુલપતિએ 'ભગવાન મહાવીર વિહાર'નો શિલાન્યાસ કર્યો.

જબલપુર : ૧૨ થી ૧૮ નવેમ્બર સુધી સાપ્તાહિક કાર્યક્રમનું આયોજન થયું. તેમાં અહિંસા સંમેલન આદિ સમારોહ પણ યોજાયા.

આચાર્યશ્રી જયદેવસૂરિજી, પ્રવર્તક મુનિશ્રી યશોવિજયજી, મુનિશ્રી યતીન્દ્રવિજયજી અને મુનિશ્રી વિમલભદ્રવિજયજી મ.ની પ્રેરણાથી નીમચ છાવનીમાં આરાધના ભવન, ચિતાખેડામાં ભગવાનની ચરણપાદુકા અને ધર્મશાળાનો બીજો માળ, ઈન્દોરમાં નૂતન જિનાલય અને આરાધના

★ આરાધના ભવન
★ ચરણપાદુકા અને
★ પૌષધશાળા....

ભવન, ટાંકખુર્દમાં આરાધના ભવન, ઉજ્જૈનમાં શ્રી આદીશ્વર દેરાસરમાં વિશાળ સભામંડપ, મંદસોરમાં પૌષધશાળાના બીજા માળનું તેમ જ અનેક સ્થળે શિલાલેખો આદિનું નિર્માણ થયું. દરેક કલ્યાણકોની ઠાઠની ઉજવણી કરવામાં આવી. સ્થળે સ્થળે ભગવાનનો સંદેશ ગુંજતો કરતા પ્રવચનો થયા.

卐卐卐卐卐卐卐卐卐卐

જબલપુર : ૧૫ ઓગસ્ટના સરકારી હાઈસ્કુલમાં એક શિલાલેખ સ્થાપવામાં આવ્યો. જેમાં ભ. મહાવીરના ઉપદેશો અંકિત કરવામાં આવ્યા છે. આવા બીજા પણ શિલાલેખો ઊભા કરવામાં આવનાર છે.

જાલના : જાલના નિર્વાણ મહોત્સવ સમિતિએ સાત દિવસના વિવિધ કાર્યક્રમોથી નિર્વાણ મહોત્સવ ઉજવ્યો. ૧૩મીએ પ્રભાતફેરી, જૈન ધ્વજવંદન અને મુનિભગવંતોના પ્રવચનો થયાં. ૧૪મીએ જાહેરસભા મળી. ૧૫મીનો દિવસ ત્યાગ–પચ્ચક્ખાણ દિવસ તરીકે ઉજવાયો. ૧૬મીએ અન્નદાન કરાયું. ૧૭મીએ ભગવાનના તૈલચિત્ર સાથે રથયાત્રા નીકળી; અને જંબુકુમાર નાટિકા ભજવાઈ. ૧૮મીએ સાહિત્ય પ્રચાર કરાયો. અને ૧૯મીએ ચર્ચાસભા મળી.

**દારૂ— માંસ— વિરોધી ઝુંબેશ**

બદનાવર : જૈન યુવક મંડળના સહયોગે ૧૯ અને ૨૦ નવેમ્બર ૧૯૭૪ના બે દિવસ હરિજન અને આદિવાસી વસ્તીમાં જઈને માંસ અને દારૂ ત્યાગની ઝુંબેશ ચલાવી; અને આદિવાસી વિસ્તારોમાં અહિંસાના સિદ્ધાંતોનો પ્રચાર કર્યો.

**—નવા —જુના કપડાંનું વિતરણ**

ધમતરી : મહાવીર કલ્યાણ કેન્દ્રની સ્થાપના અને તેના ઉપક્રમે 'મહાવીર કલ્યાણ કેન્દ્ર અસ્પતાલ'નું નિર્માણ કરવામાં આવ્યું. જુદા જુદા ૨૨ કેમ્પો યોજવામાં આવ્યા. નવા-જુના કપડા તેમજ અનાજ એકત્ર કરી દુષ્કાળગ્રસ્ત ગામોમાં વહેંચવામાં આવેલ.

દુર્ગ : ૧૩મી નવેમ્બરે દિગમ્બર જૈન મંદિરમાં લાડુ ચઢાવવામાં આવ્યા અને પંચરંગી ધ્વજ લહેરાવવામાં આવ્યો. બપોરે ૧ વાગ્યે આદિનાથ શ્વેતામ્બર મંદિરના સભાભવનમાં કલેકટર શ્રી. કૌલે મહોત્સવનું ઉદ્‌ઘાટન કર્યું. સભામાં શ્રી મનોહરશ્રીજી અને એમની શિષ્યાએ પ્રવચન કર્યું.

તા. ૧૪ નવેમ્બરે શ્વેતામ્બર મંદિરમાં લાડુ ચઢાવવાનો અને ધ્વજારોહણનો કાર્યક્રમ થયો. તા. ૧૫ની રાત્રે ૭-૩૦ વાગ્યે જૈન મિત્ર મંડળ અને મહાવીર નવયુવક સંઘ દ્વારા આદિનાથ શ્વેતામ્બર મંદિરમાં સંગીતનો એક રંગ કાર્યક્રમ રાખવામાં આવ્યો.

૧૬મી નવેંબરે શ્રી. ખંડેલવાલ જૈન ભવનમાં બપોરે એક વાગ્યાથી મહિલા સંમેલન ભરાયું. આ સંમેલનનું પ્રમુખપદ રાયપુરના શ્રી વિજયાદેવી સુરાનાએ શોભાવ્યું તથા ઉદ્‌ઘાટન શ્રી હેમા બોસે કર્યું. સંમેલનમાં રાયપુરના શ્રી. કૌશલ્યાદેવી, ડૉ રૂકમણી જૈન અને દુર્ગના ડૉ. શકુન્તલા જૈને પ્રભાવશાળી પ્રવચનો કર્યાં. શ્રી. તારાબાઈ પાંડ્યા અને શ્રી. કિરણલતા પાટનીનાં ગીતોની લોકોએ પ્રશંસા કરી.



સંમેલનમાં બલિપ્રથા અને માંસાહાર વિરુદ્ધ એક ઠરાવ તૈયાર કરીને પ્રાંતીય સરકારને મોકલવાનો નિર્ણય કરવામાં આવ્યો.



આ સંમેલનના મુખ્ય ભાષણોને આકાશવાણી, રાયપુરથી સાંજના પ્રસારિત કરવામાં આવ્યા એ રાત્રે બાલિકા મંડળની બાલિકાઓએ 'સતિ અંજના' નાટક રજુ કર્યું.

તા. ૧૭મી નવેંબરે બપોરે સંપૂર્ણ જૈન સમાજનું એકત્ર સર ઘસ કાઢવામાં આવ્યું. અને રાત્રે આઠ વાગ્યે ગાંધી ચોકમાં ખૈરાગઢની સંગીતકલા વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી. ગુલાબચંદજી જૈનના પ્રમુખપદે 'મહાવીરના સિદ્ધાંતોની લોકોપયોગિતા' વિશે શ્રી. વાલચંદ કછવારા, શ્રી શરદ ગુપ્તા, શ્રી. કૃષ્ણચંદ્ર શાસ્રી, શ્રી શરદ કોઠારી અને શ્રી. મોહનલાલ બાટલીવાલના પ્રવચનો થયા.

તા. ૧૮ નવેંબરે ગાંધી ચોકમાં રાત્રે આઠ વાગ્યે શ્રી. સંતોષ ઝાનું પ્રવચન યોજવામાં આવ્યું. તા. ૧૯મીએ ખામગાંવના ૩૦ બાળકોની મંડળીએ નાટક, નૃત્ય અને સંગીતનો કાર્યક્રમ રજુ કર્યો.

તા. ૨૦મીએ દુર્ગના બાલક બાલિકાઓએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કર્યો. બધા કાર્યક્રમો જૈન સમાજના ચારે સંપ્રદાયો સાથે મળીને યોજ્યા હતા.





ગ્વાલિયર : 'નિર્વાણ મહોત્સવ નિમિત્તે શહેરના સમગ્ર જૈન સમાજ દ્વારા સાત દિવસનો કાર્યક્રમ યોજવામાં આવ્યે. સવારે ૭ વાગ્યાથી રાત્રે ૯ વાગ્યા સુધી કાર્યક્રમોનું આયોજન થયું.

તા. ૧૩મી નવેંબરે ગ્વાલિયર, મુરાર, લશ્કર તથા બિરલાનગરમાં ભવ્ય પ્રભાતફેરીઓ કાઢવામાં આવી. તા. ૧૪ મી નવેંબર રાત્રે આઠ વાગ્યે વ્યાખ્યાનમાલા યોજવામાં આવી. પ્રમુખપદે મદનમોહન હતા. ખાલાતુલસી કન્યા મંડળની કન્યાઓનાં મંગલાચરણ પછી, મંડળ તરફથી પ્રગટ કરવામાં આવેલ સ્મારિકાનું ઉદ્‌ઘાટન શિવાજી વિશ્વ વિદ્યાલયના ઉપકુલપતિ શ્રી. ગોવિંદનારાયણ ટંડને કર્યું. શ્રી સરદારસિંહજી ચોરડિયા અને પદ્મભુષણ શ્રી. પાંડેના વકતવ્ય બાદ મુનિશ્રી ચંદનમલજીએ પ્રવચન કર્યું. કાર્યક્રમનું સંચાલય મોહન અંબરે કર્યું.

તા. ૧૫ અને ૧૭ નવેંબર સવારે વીર છાત્રાવાસ, લશ્કરમાં નિર્વાણ મહોત્સવ સમિતિ તરફથી યોજવામાં આવેલ સાપ્તાહિક કાર્યક્રમમાં મુનિશ્રી ચંદનમલજીના પ્રવચનોનો જનતાએ લાભ લીધો.

લશ્કરમાં પ્રભાતફેરીઓ, પંચકલ્યાણક પૂજન, પ્રદર્શનનું આયોજન, હરીફાઈઓનું આયોજન, યુવક સંમેલન, મહિલા સંમેલન, પરિસંવાદો, સાંસ્કૃતિક કાર્યક્રમ આદિ અનેક મહત્વપૂર્ણ કાર્યક્રમોમાં હજારો સ્ત્રી પુરુષો ઉપસ્થત રહ્યા હતાં.

તા. ૧૭મી નવેંબરે રાત્રે એક સંગીત સંમેલન યોજવામાં આવ્યું. તા. ૨૦ નવેંબરે સાપ્તાહિક કાર્યક્રમોની પૂર્ણાહુતી કરવામાં આવી.

મુનિશ્રી મોહનલાલજી 'સુમન', શ્રી સિધ્ધનાથ શાસ્ત્રી માનસ, શ્રી. યોગાનંદજી આદિએ ભગવાન મહાવીરના જીવન પ્રસંગો અને ઉપદેશો વિશે વિસ્તૃત પ્રવચનો કર્યાં. કાર્યક્રમનું સંયોજન શ્રી. ટીકમજી બાફણાએ કર્યું.

卐 卐 卐

## મેળામાં થતાં પશુબલિ અટકાવ્યાં

ધમતરી : અહીંથી ૯ માઈલ દૂર ચંબર ગામમાં અંગારમોતી માતાના દેવસ્થાનમાં પ્રતિવર્ષ, દીપાવલી બાદ આવતા પહેલા શુક્રવારે, મેળો યોજાય છે. આ મેળા પ્રસંગે સેંકડો પશુબલિ થાય છે. આ વર્ષે ધમતરીના આગેવાન જૈનોએ, પશુબલિ પ્રતિબંધ કાનૂનનો બરાબર અમલ થાય તે માટે, ત્યાં હાજર રહી અને પોલિસ અધિકારીઓ સાથે સહકાર સાધી એક પણ પશુની હત્યા થવા દીધી નહિ

# ગ્વાલિયરમાં ભવ્ય ઉજવણી સપ્તાહ
# યુવક સંમેલન અને મહિલા સંમેલન
# પંચકલ્યાણક પૂજન અને પ્રદર્શન

## મહાવીર ભવન માટે રૂા. અઢી લાખનું દાન

ગ્વાલીયર : ભગવાન મહાવીર નિર્વાણ મહોત્સવ સ્મારક ફંડ દ્વારા બનનાર શ્રી મહાવીર ભવન માટે ઉદ્યોગપતિ શ્રી ઘનશ્યામદાસજી બિરલાએ રૂા. અઢી લાખનું દાન કર્યું છે.

ગધવાની : દિગંબર સમાજ તરફથી નિર્વાણ મહોત્સવ નિમિત્તે પ્રભાતફેરી, ભજન, લાડુ ચઢાવવા આદિ કાર્યક્રમો યોજાયા.

ગધવાની : ગાયત્રી પરિવારની યુગનિર્માણ શાખા તરફથી દીપોત્સવી પર્વ પૂજન અને જ્ઞાનગોષ્ઠીના આયોજનો સાથે ઉજવવામાં આવ્યો.

બિરમાવલ : 'મહાવીર સમતા ભવન'નું નિર્માણ કરવામાં આવ્યું છે.



હે પુરુષ!
તું પોતાના આત્માને જ
વશ કર,
એમ કરવાથી તું બધાં દુઃખોમાંથી
મુક્ત થઇશ.

卐

હે માનવી!
તું પોતે જ
તારો મિત્ર છે,
પછી તું
બહાર મિત્રની શોધ
શા માટે કરે છે?

卐

જે કેવળ
પોતાની જાતને જીતી લે છે
તે આખી દુનિયાને જીતી લે છે.




ઇન્દોર : તા. ૧૩મી નવેંબરે પ્રભાતફેરી, ધ્વજવંદન, ધ્વજ-ગીત, અને શ્રી મૂલચંદજી મહારાજના મંગલસંદેશ બાદ, હુકમચંદ માર્ગના કાચમંદિર પર ધર્મચક્રની સ્થાપના સાથે વિશાળ જન સમુદાય દ્વારા લાડુ ચઢાવવામાં આવ્યા. બજાર અને ઘરો તથા તોરણદ્વારો રોશનીથી ઝગમગી રહ્યા હતા. સવારે ૬ વાગ્યે હજારો નરનારી મંદીરજીકી નસિયાંથી પ્રભાતફેરીમાં જોડાયા હતા.

મહાસમિતિના પ્રમુખ શ્રી રાજકુમારસિંહ કાસલીવાલે પોસ્ટ-સ્ટેમ્પ પ્રચારમંત્રી શ્રી હસ્તીમલ ઝેલાવત પાસેથી ખરીદી, વેચાણનો શુભારંભ કર્યો. ધર્મચક્ર-સ્થાપના

## ધર્મચક્રની સ્થાપનાની બોલીની રકમમાંથી મહાવીર ટ્રસ્ટનો નિર્ણય

સમારંભમાં શ્રી કૈલાસચંદ્ર ચૌધરી, પં. શ્રી નાથુલાલ શાસ્ત્રી અને શ્રી બાબુલાલ પાટોદીએ પોતાના વિચારો વ્યક્ત કર્યા. સંચાલન શ્રી જમનાલાલ જૈને કર્યું.

ધર્મચક્ર સ્થાપના સમયે બોલીથી પ્રાપ્ત થયેલ લગભગ તેત્રીસ હજાર રૂપિયાના ફાળામાંથી મહાવીર ટ્રસ્ટ બનાવવાનો નિર્ણય કરવામાં આવ્યો.

તા. ૧૫મી નવેંબરે સુભાષ ચોકમાં સર્વધર્મ પ્રાર્થના સભા યોજવામાં આવી. આ સભામાં ઇસાઇ ધર્મના ડૉ. આર. મોન્જેજ, રામસ્નેહી સંત, પં. લક્ષ્મીરામજી મહારાજ, જ્ઞાનેશ્વરી ગોકુલનંદજી, કાજી શ્રી મોહમદ યાકુબઅલી, પારસી ધર્મના શ્રી એન. ડી. રાવ, પં. શ્રી નાથુલાલજી શાસ્ત્રી, શ્રી દાદાભાઈ નાઈક, મુનિશ્રી પ્રિયદર્શનજી અને મુનિશ્રી મૂલચંદજી મહારાજે ધાર્મિક સિદ્ધાંતો પર પ્રકાશ પાથરતાં ભગવાન મહાવીરને શ્રદ્ધા-પુષ્પ અર્પણ કર્યાં. પ્રારંભમાં શ્રી દિગમ્બર જૈન નિકલંક મંડળ દ્વારા મંગલાચરણ પછી કાર્યક્રમના સંયોજક શ્રી હસ્તીમલ ઝેલાવતે સ્વાગત કર્યું અને અંતમાં શ્રી ફકીરચંદજી મહેતાએ આભારવિધિ કર્યો.

મહાવીર ભવન, છાવની બજારમાં સાંજના કોન્ગ્રેસ પ્રમુખ શ્રી શાંતા પટેલના પ્રમુખપદે મહિલા ભજન સભાનો કાર્યક્રમ યોજવામાં આવ્યો. શ્રી ચંદ્રપ્રભા મોદીએ સ્વાગત કર્યું અને શ્રી માનકુંવર મહેતાએ આભાર માન્યો. કાર્યક્રમનું સંચાલન શ્રી પારસરાણી મહેતાએ કર્યું.

રાત્રે સુભાષ ચોકમાં શ્રી દિગ-

## મહિલા ભજન સભા. પંચકલ્યાણક નૃત્ય-નાટિકાનો કાર્યક્રમ

મ્બર જૈન નિકલંક મંડળ દ્વારા પંચકલ્યાણક નૃત્યનાટકનો આકર્ષક કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો. જિલ્લા કેળવણી અધિકારી શ્રી જે. પી. દુબેના પ્રમુખપદે અને શ્રી ફકીરચંદ મહેતાના મુખ્ય આતિથ્યમાં કાર્યક્રમ રજૂ થયો.

ઇન્દોર : ગીતાભવન ટ્રસ્ટના ઉપક્રમે નેત્રદાન શિબિર યોજાઈ જેમાં એક હજાર લોકોની સારવાર કરવામાં આવી. ૨૦૦ લોકોના મોતિયાના ઓપરેશનો કરવામાં આવ્યા.

## તપ અને વ્રત માટે પ્રતિજ્ઞાઓ

કુલિયાકલાં : સ્થાનિક નિર્વાણ સમિતિએ વિવિધ કાર્યક્રમો દ્વારા નિર્વાણ મહોત્સવ ઉજવ્યો. તમામ જૈન સંસ્થાઓ જૈનધ્વજથી શણગારાયા. આખા વરસ દરમિયાન એકાસણાં, આયંબિલ, ઉપવાસ આદિ તપ અને વ્રત—નિયમો કરવાની સેંકડોએ પ્રતિજ્ઞા લીધી. આ ઉપરાંત સ્થાનિક ઉચ્ચ માધ્યમિક વિદ્યાલયે ને જૈન સાહિત્ય આપવાનો નિર્ણય લેવાયો.



# વિશ્રાંતિ ભવનનો શિલાન્યાસ

ઈન્દૌર : શ્વેતામ્બર અને દિગમ્બર જૈનોએ એક સાથે રથયાત્રા કાઢીને ભગવાનનો જન્મ કલ્યાણક ઉત્સવ ઉજવ્યો. કપડા માર્કેટમાં નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે યોજાયેલ જાહેર સભામાં રાજ્યના શિક્ષણ પ્રધાન શ્રી અર્જુનસિંહજી આદિએ પ્રવચનો કર્યાં. પૂ૦ વિનોબા ભાવે પ્રેરિત 'સમણ સુત્ત' ગ્રંથનું ઉદ્ઘાટન થયું.

ઇન્દૌર : શ્રી શંકરલાલ કાસલીવાલે 'વર્ધમાન વિશ્રાંતિ ભવન'નો શિલાન્યાસ કર્યો. તેમણે પોતે આ ભવન માટે રૂા. ૧૧ હજારનું દાન કર્યું.

ઇન્દૌર : ર૭મી એપ્રિલે એક સમારંભ યોજી અત્રેના પીપલી બજારને "ભગવાન મહાવીર માર્ગ" નામ અપાયું. આ દિવસે ગરીબોનું આતિથ્ય કરાયું. જૈન સેવા સમિતિ તરફથી દરેક મકાન પર ભગવાન મહાવીર માર્ગની નંબર પ્લેટ લગાડાઇ છે.

ઇન્દૌર : અત્રે 'અનેકાંત વિદ્યાપીઠ'ની સ્થાપના કરાઈ. શ્રી ફકીરચંદ મહેતાએ રૂા. ૩૧ હજારની રકમ આપી. જિલ્લા નિર્વાણ સમિતિએ રૂા. બે લાખના ખર્ચે 'મહાવીર બાલ વિનય મંદિર' સ્થાપવાનો નિર્ણય કર્યો છે.

ઇન્દૌર : ૧૦ નવેમ્બર '૭૪ના ૨૫૦૦ સામાયિકની સામુદાયિક આરાધના સાથે જીવદયા પ્રેમી મંડળ રતલામના સહયોગથી રૂા. ૨૫૦૦ અભયદાન માટે અપાયા. ઇમલી બજારના પ્રાંગણમાં યોજાએલ સભામાં મુનિરાજ શ્રી મૂલચંદજી મહારાજે પ્રવચન આપ્યું. રાજકુમારસિંહ કાસલીવાલે 'ભગવાન મહાવીર સ્મારક ટપાલ ટિકિટ'નું ઉદ્ઘાટન કર્યું. મહારાજશ્રીએ ત્રણ દિવસ ઉત્તરાધ્યન સૂત્રનું વાચન કર્યું. ૧૪મીએ 'સર્વધર્મ પ્રાર્થના સભા' યોજાઈ. બપોરના 'મહાવીર ભવન'માં મહિલા સંમેલન થયું.

## ● પ્રવૃત્તિ કેન્દ્ર ●

છોટી કસરાવદ : નિર્વાણ મહોત્સવની સ્મૃતિમાં છોટી કસરાવદમાં એક મહાવીર જૈન ભવન ઓછા સમયમાં, ઓછા ખર્ચે આકર્ષક રૂપે બનીને તૈયાર થઈ ગયું છે.

આ સ્થાનને પ્રાંત્ય સ્તરે ભગવાન મહાવીરના નામે ચલાવવામાં આવતી કલ્યાણકારી યોજનાઓનું કેંદ્ર બનાવવામાં આવ્યું છે. આની અંતર્ગત પાઠશાળા, પુસ્તકાલય અને ઔષધાલયના વિવિધ કાર્યો શરૂ કરવામાં આવ્યા છે.

# સ્વાધ્યાય ભવનનો નિર્ણય

ઈન્દૌર : સ્વાધ્યાય મંડળે ન્યુ પલાસિયામાં 'સ્વાધ્યાય ભવન' બનાવવાનો નિર્ણય કર્યો.

ઇન્દૌર : તા. ૧૨, ૧૩ ઓક્ટોબર ૧૯૭૪ના રોજ શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇના પ્રમુખસ્થાને અખિલ ભારતીય કાર્યકર્તા સંમેલન યોજાયું.

ઇન્દૌર : જૈન નવયુવક મંડળ તિલકનગર અને જૈન યુવક સંઘના સંયુક્ત ઉપક્રમે "આજ મહાવીર હોતે" વિષય પર પરિસંવાદ યોજાયો હતો. શ્રી ચન્દ્રપ્રકાશજી છાજેડે તેનું અધ્યક્ષસ્થાન સંભાળ્યું હતું. સર્વશ્રી નેમિચંદજી જૈન, ઈશ્વરચંદજી જૈન, રમાશંકર કપૂર વગેરેએ તેમાં ભાગ લીધો હતો.

ઇન્દૌર : શ્રી વીરેન્દ્રકુમાર જૈન રચિત અને શ્રી વીર નિર્વાણ ગ્રન્થ પ્રકાશન સમિતિ તરફથી પ્રકાશિત "અનુત્તર યોગી, તીર્થંકર મહાવીર"ના નામની નવલકથા પ્રથમ ભાગનું ઉદ્ઘાટન તા.૧૪-૨-૭૪ના સમિતિના અધ્યક્ષ શ્રી રાજકુમારસિંહજીના હસ્તે થયું હતું.

આ જ નવલકથા ઉપર ઇન્દૌર વિશ્વવિદ્યાલયમાં સંવિવાદ પણ યોજાયો હતો.



જબલપુર : દિપાવલીની પ્રભાતે આ સંસ્કાર નગરીમાં આવેલા બધા જિનાલયોમાં નિર્વાણ લાડુ અર્પણ વિધિ બાદ એક વિશાળ વરઘોડો હનુમાનતાલમાં આવેલા જૈન મંદિરથી શ્રી ભગવાનના રથો, પાલખીયો, સુશોભીત દશ્યાવલીઓ, સ્ત્રી-પુરુષ ભજન મંડળીઓ, ગુજરાતી બંધુઓ દ્વારા ચામર નૃત્ય, ઊંટ, ઘોડા, ધ્વજ, બેનર, બેન્ડ, શરણાઇ સાથે નીકળ્યું. ધર્મચક્રની શોભા જ નિરાળી હતી.

આના પૂર્વે કિશોર સંગઠન સમિતિ દ્વારા હનુમાનતાલથી એક આકર્ષક પ્રભાતફેરી કાઢવામાં આવી હતી. રથયાત્રાની પૂર્ણતા જવાહરગંજ જૈન મંદિર પર થઈ જ્યાં કલેકટર શ્રી. વિનયશંકરે ધ્વજારોહણ કર્યું.

કમાનિયા ગેટપર અહિંસા સંમેલન આયોજન કરવામાં આવ્યું. આ સંમેલનના પ્રમુખપદેથી જનસંઘના પ્રમુખ શ્રી લાલકૃષ્ણ અડવાણીએ કહ્યું કે:—

તીર્થંકરોએ અહિંસાનો માર્ગ આપ્યો છે એટલે આપણે વર્તમાનમાં ધર્મ અને રાજનીતિના ક્ષેત્રમાં હિંસાથી બચવું જોઈએ.

સંમેલનમાં શ્રી. ગિરિજાનંદન દુબે, ન્યાયમૂર્તિ રના, અને ડો. પી. કે. મોદીએ પણ અહિંસાની ઉપયોગિતા વિશે પોતાના વિચારો વ્યક્ત કર્યા.



જગદલપુરના રાજમહેલનાં આંગણમાં સભાને સંબોધતાં પૂ. પાદ શ્રી ઉદયસાગરજી મહારાજ અને તેમના શિષ્યો. નીચેની તસ્વીરમાં વ્યાસપીઠ પર બેઠેલા સર્વશ્રી રતનચંદજી સુરાણા, કેસરીચંદજી પારખ આદિ આગેવાનો.

જબલપુર : અહીં સાત કોલેજ અને બે યુનિવર્સિટીઓમાં મહાવીરના જીવન અને ઊપદેશ ઉપર એક વક્તૃત્વસ્પર્ધા યોજવામાં આવી હતી. જેમાં ૬૧ લોકોએ ભાગ લીધો હતો.

આ બધાને જૈન સાહિત્યના પુસ્તકો ભેટ આપવામાં આવ્યા હતા.

જાવરા : પ્રવર્તકશ્રી હિરાલાલજી મહારાજ આદિની પ્રેરણાથી પાઠશાળાની શરૂઆત થઈ તેમ જ તપ-જપની સામુહિક આરાધના અને દુષ્કાળપીડિતો તથા જીવદયાના રાહત કાર્યો થયા.

કટની : હોસ્પીટલમાં દર્દીઓને ફળ વહેંચ્યા. સવારે વિમાનોત્સવ, બપોરે મહામસ્તકાભિષેક અને રાતના પંડિત સીતારામ પાંડેયની અધ્યક્ષતામાં જાહેરસભા થઈ. રપમીએ બપોરના આર્યિકા અભયમતી માતાજીની અધ્યક્ષતામાં મહિલાસભા મળી



દસાદ : અહીં 'મહાવીર ભવન'નું નિર્માણકાર્ય ચાલી રહ્યું છે.

કરધા : સાધ્વીશ્રી મનોહરશ્રીજી ની સાંનિધ્યમાં નૂતન જિનાલયની પ્રતિષ્ઠા થઈ. શ્રી ધનરાજજી બોથરાએ ભગવાન મહાવીરની એક કીલો વજનની ચાંદીની પ્રતિમાજી દેરાસરમાં અર્પણ કરી. આઠ દિવસ ભગવાન મહાવીરના સિદ્ધાંતો પર પ્રવચનો ચાલ્યા.

ખાચરોદ : તમામ ફિરકાઓના ઉપક્રમે નિર્વાણ મહોત્સવ મનાવાયો. તા. ૧૩ થી ૧૫ નવેમ્બર સુધી કતલખાના, દારૂની દુકાનો

- જૈન મેળો
- 'ચંદનબાળા'ની
- નૃત્ય નાટિકા

બંધ રહી. હોટેલમાં માંસ પિરસવાનું બંધ રહ્યું

હરદા : તમામ ફિરકાના જૈનોએ સામુહિક રીતે ૨૦ થી ૨૪ એપ્રિલ સુધી ભગવાનનો જન્મોત્સવ ઉજવ્યો. ૨૦મીએ બાળકેનો રમતોત્સવ, ૨૧મીએ 'ચંદનબાળા'ની નાટિકા, ૨૨મીએ કુલબાગમાં જૈન મેળો, ૨૩મીએ મહિલા સંમેલન અને ૨૪મીએ પ્રભાતફેરી, ધ્વજારોહણ, કલશાભિષેક, જાહેરસભા આદિ કાર્યક્રમો થયા હતા.

મક્ષીજી તીર્થ : શાજાપુર જિલ્લાના ૧૫૦ ગામોની ગૂર્જર સમાજ ની આગેવાન વ્યક્તિઓનું સમ્મેલન મુનિશ્રી સંપતમુનિજીની સાંનિધ્યમાં મળતા, મુનિશ્રીના ઉપદેશથી સામુહિક રીતે માંસ અને શરાબ ત્યાગની પ્રતિજ્ઞા લેવામાં આવી હતી.

મુરૈના : જિલ્લા સમિતિ દ્વારા મહાવીર કીર્તિસ્તંભ, ઉદ્યાન, પુસ્તકાલય, પ્રવેશદ્વાર વગેરે નિર્માણ કરવામાં આવશે. વિવિધ કાર્યક્રમોમાં કવિ સંમેલન, મહિલા સંમેલન વગેરે યોજાએલ.

जो देवाण वि देवो, न देवा पंजलि नमंसंति । त देवदेव महिअं, सिरसा वंदे महावीर ॥

જે દેવોના પણ દેવ છે,
જેને દેવો હાથ જોડીને વંદે છે,
તે દેવાધિદેવથી પૂજિત એવા ભગવાન
મહાવીરને મસ્તક નમાવી વંદુ છું.





## ગરીબોને ભોજન
## પશુઓને ઘાસ

મંદસૌર : આચાર્યશ્રી જયદેવસૂરિજી મ.ની નિશ્રામાં છપ્પન દિક્કુમારિકા, ચોસઠ ઇન્દ્ર–ઇન્દ્રાણી દ્વારા અઢીસો અભિષેક. મેરૂપર્વતની રચના, સિદ્ધાર્થની રાજસભા તથા માતા ત્રિશલાના રંગમહેલ વગેરેની આકર્ષક અને વિશાળ રચના સાથે જન્માભિષેક મહોત્સવ ઉજવાયો.

મંદસૌર : મહાવીર જૈન યુવા મંડળ દ્વારા સ્મારિકાનું પ્રકાશન કરવામાં આવ્યું, જેમાં મહાવીરના સિદ્ધાંતો ઉપર વિશેષ પ્રકાશ પાડવામાં આવ્યો હતો.

મહાસમુન્દ : જૈન–અજૈન ભાઈ-બહેનોએ ૧૩મી નવેમ્બર ૧૯૭૪ના રોજ પ્રો. પ્રતાપકુમાર ટોલિયા નિર્દેશિત ' ભક્તામર સ્તોત્ર"ની પ્રથમવાર રેકર્ડ સાંભળી આ અગાઉ ચૈત્યવંદન આદિથી ભગવાનનો ગુણાનુવાદ કરાયો હતો. જૈનધ્વજ ફરકાવી, તેમાં તોરણો લટકાવી મહોત્સવનું સ્વાગત કર્યું હતું.

કાર્તકી પૂનમે સવારના રથયાત્રા કાઢવામાં આવી. સાંજે સેવાશ્રમમાં મળેલ જાહેરસભામાં સર્વશ્રી આર. ડી. શર્મા, શાસ્ત્રીજી, પ્રેમ ત્રિપાઠી, વિશ્વનાથ યોગી, શાંતિલાલ કોઠારી તેમજ ઇન્દરચંદજી જૈને ભગવાનના જીવન અને ઉપદેશ વિષે પ્રવચનો કર્યાં હતા.

મંદસૌર : બે દિવસના રોચક કાર્યક્રમથી મહાવીર જયંતીની ઉજવણી થઈ. ગરીબોને ભોજન, ગાયોને ઘાસ અને પંખીઓને ચણ અપાયા. શ્રી સુરેન્દ્ર લોઢાની અધ્યક્ષતામાં જાહેરસભા થઈ.

### ☐ ઉદ્ઘાટન ☐

નરસિંહગઢમાં 'મહાવીર ચિકિત્સા કેન્દ્ર' કેન્દ્રીય પ્રધાન ડૉ. શંકરદયાળ શર્માના હસ્તે ખૂલ્લું મુકાયું.

મંડલેશ્વર (પ. નિમાડ) નિર્વાણ મહોત્સવ અહીં જૈન વીર મંડળના તત્ત્વાવધાનમાં ઉજવવામાં આવ્યો: સંરક્ષક બાબુ હજારીલાલ હતા. મંડલેશ્વરમાં નિર્વાણોત્સવ પ્રસંગે ટાવર ચોકમાં સાંસ્કૃતિક કાર્યક્રમોનું આયોજન કરવામાં આવ્યું.

તા. ૧૩મી નવેંબરે સવારે પ્રભાતફેરી અને ત્યારબાદ નિર્વાણ લાડુ સમારંભ યોજવામાં આવ્યો.

મંદસૌર: નિર્વાણ મહોત્સવ નિમિત્તે મંદસોરમાં નિર્વાણ લાડુ ચઢાવવામાં આવ્યા. ધ્વજારોહણ મોતીલાલ ગુલાબચંદ જૈનના હાથે થયું. એક ભવ્ય સરઘસ પણ કાઢવામાં આવ્યું.

## નરસિંહગઢમાં નેત્ર શિબિર....

નરસિંહગઢ: તા. ૧૩ અને ૧૪ નવેંબરે નિર્વાણ લાડુ ચઢાવવામાં આવ્યાં અને નવકાર મંત્રનો અખંડ પાઠ અને ગરીબોને નિઃશુલ્ક ભોજન વગેરે કાર્યક્રમો યોજવામાં આવ્યા.

તા. ૧૫મી નવેંબરે એક ભવ્ય રથયાત્રાનો સમારંભ ગીત-સંગીત સાથે યોજવામાં આવ્યો. આ રથયાત્રામાં જૈનેતર સમાજે પણ મુક્ત અને ભાગ લીધો.

તા ૧૬મી નવેંબરે કેન્દ્રના પ્રસારણમંત્રી ડૉ. શંકરદયાલ શર્માએ ભગવાન મહાવીર ધર્માર્થ ચિકિત્સા કેંદ્રનું ઉદ્‌ઘાટન કર્યું. આ કાર્યક્રમો ઉપરાંત ,સમાજ દ્વારા સંપૂર્ણ વર્ષ દરમિયાન ચર્ચા સ્પર્ધા અને નિબંધ હરીફાઈ, વિદ્વાનોના પ્રવચનો, પરિસંવાદ, સાંસ્કૃતિક કાર્યક્રમો, નેત્ર શિબિર, મહાવીર ભવન અને સાર્વજનિક પરબનું નિર્માણ તેમ જ સામુદાયિક તપ વ્રતાદિ કાર્યો સાનંદ થયા હતાં.





· રતલામ : દિલ્હીના સંત પરમાનંદ બ્લાઈન્ડ રિલીફ મિશનના સંચાલનમાં રતલામમાં શ્રી મહાવીર નેત્ર શિબિરનુ આયોજન શ્રી રિખબદાસજી રાંકાના પ્રમુખપદે કરવામાં આવ્યું. શિબિરનું ઉદ્‌ઘાટન કરતાં શ્રી ફકીરચંદ મહેતાએ કહ્યું કે, જૈન દિવાકર સ્મારકમાં મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ વર્ષમાં મહામાનવની સેવા કરી, નેત્રદાન આપી એમને દૃષ્ટિ આપશું. બાહ્ય અને આંતર જ્ઞાનદૃષ્ટિથી માનવી સુખી થશે. સંક્ષિપ્ત પરંતુ પ્રભાવશાળી ભાષણ દ્વારા નેત્ર શિબિરનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું.

શ્રી રિખબદાસજી રાંકાએ પ્રમુખપદેથી બોલતાં કહ્યું કે, મહાવીરની સાધનાનું અને એમના સંદેશનું આપણે આપણા જીવન અને આચરણમાં પાલન કરવું જોઈએ. સેવાનું જૈન દર્શનમાં અત્યંત મહત્ત્વ છે. અને નેત્ર શિબિર પણ સેવાનો એક મહત્ત્વનો કાર્યક્રમ છે. નેત્ર-શિબિરનું સંચાલન ડૉ. પ્રેમસિંહજી રાઠોડે કર્યું".

## જૈન નોબલ પુરસ્કારની યોજનાનો નિર્ણય

રતલામ : શ્રી કસ્તુરચંદજી મહારાજની સાંનિધ્યમાં સાધર્મિક સેવા સમિતિની રચના કરવામાં આવી. મહાવીર જાપ સપ્તાહ, સામુહિક ૩૬૧ અઠ્ઠમ આદિ આરાધના થઈ

શ્રી અજિતમુનિજી મહારાજે ઉજવણીને અનુલક્ષી અ. ભા. સાધર્મી (સેવા) સહયોગ સમિતિ, આંતરાષ્ટ્રીય જૈન શોધ કેન્દ્ર, અહિંસાયતન, જૈનાશ્રમ (વિશ્વકોષ), ભ. મહાવીર ૨૫૦૦મા નિર્વાણ વર્ષ ગ્રન્થ, જૈન નોબલ પુરસ્કાર વગેરેનો ભાવિ કાર્યક્રમ યોજવા નિર્ણય કરેલ.

## દંતયજ્ઞ શિબિર

રતલામ : નિર્વાણોત્સવ સમિતિના ઉપક્રમે ભગવાન મહાવીર જન્મકલ્યાણક ઠાઠથી ઉજવાયો. રતલામમાં પ્રથમવાર શ્વેતામ્બરની રથયાત્રા અને દિગમ્બરની વેદિકા એક સાથે નીકળી. પ્રભાતફેરી, મહિલા સંમેલન જાહેર સભા, દંતયજ્ઞ (શિબિર) વગેરે યોજાયેલ. ૩૦૦૦ ગરીબોને ભોજન આપવામાં આવ્યું.

ધર્મપાલ પ્રચાર-પ્રસાર સમિતિના તત્ત્વાવધાનમાં તા. ૧૬મી નવેંબરે ઉજ્જૈનથી શ્રી માનવમુનિના નેતૃત્વમાં બસો ધર્મપાલ યુવકોની પદયાત્રા રેલીનો પ્રારંભ થયો. આ પ્રસંગે સુપ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી ગનપતરાજજી બોહરાએ મુખ્ય અતિથિપદેથી બોલતા, આયોજનની સફળતાની શુભેચ્છા વ્યક્ત કરી. સમારંભમાં શ્રી. સમીરમલજી કાંઠેડ અને પત્રકાર શ્રી પ્રકાશ બોહરાએ પણ પોતાના વિચારો રજુ કર્યાં. મહાવીર વાણીના પ્રચાર-પ્રસારના ઉદ્દેશથી નીકળેલ આ રેલી ૧૦૦ માઇલની યાત્રામાં ૬૦ ગામોમાં પહોંચીને અહિંસા અને વ્યસનોનાં ત્યાગનો પ્રચાર પણ કર્યો. પદયાત્રાના અંતિમ સ્થાન બાસરામાં, તા. ૨૬ નવેંબરે વિશાળ ધર્મપાલ

## હજારથી વધુ લોકોએ માંસ-મદિરા ત્યાગવાની લીધેલી પ્રતીજ્ઞા

રતલામ : દસ જુલાઈથી ૪૮ ગામની પદયાત્રાનો તથા ધર્મ જાગરણનો કાર્યક્રમ થયો. તેમાં ૧૦૩૭ વ્યક્તિઓએ માંસ-મદિરાનો ત્યાગ કર્યો. દસ ઓગસ્ટે આ પદયાત્રાનો સમાપન સમારોહ મુનિશ્રી કંવરલાલજી મ.ના સાનિધ્યમા થયો.

શ્રી મુલચંદમુનિજી મ. તથા શ્રી પ્રદીપમુનિજી મહારાજે ધર્મસહકર યોજના તૈયાર કરી છે, જેમા ૫૦ હજાર લોકોને પાંચ વિભાગમા શિક્ષણ આપવામા આવશે.

# રકતદાન સપ્તાહ ●●●

રાયપુર : ૧૭ નવે. ૧૯૭૪ ના નિર્વાણ કલ્યાણકે નીકળેલ ધર્મયાત્રામાં શહેરના જૈન જૈનેતરો ઉપરાંત દુર્ગ, રાજનાંદગાંવ, ડોંગરગઢ, મહાસમુન્દ, બાલોદ, ધમતરી, અને છત્તીસગઢ જેવા દૂર દૂરના ગામોની જનતાએ પણ જોડ.ઈ લાભ લીધો હતો.

**"ઘર ઘરમેં ખુશિયા છાઇ હૈ, નિર્વાણ શતાબ્દી આઈ હૈ" ના સુત્રો અને ગીતો આ ધર્મયાત્રાની વિશિષ્ટતા હતી.**

સંમેલન પદ્મશ્રી ડૉ. નંદલાલ બોરદિયાના મુખ્ય અતિથિપદે યોજાઈ પૂર્ણાહુતી પામ્યું.

તા. ૧૭ નવેંબર શ્રી સ્થાનકવાસી જૈન યુવક સંઘના તત્ત્વાવધાનમાં ડૉ. એમ. સી. નાહટાના અધ્યક્ષપદે માનવસેવાના ઉદ્દેશથી નિર્વાણોત્સવ કાર્યક્રમના પ્રથમ પગલાં રૂપે રકતદાન સપ્તાહનો શુભારંભ થયો. આ કાર્યક્રમની અંતર્ગત અનેક વ્યક્તિઓએ મહારાવ યશવંતરાવ ચિકિત્સાલયમાં રકતદાન આપ્યું.

રતલામ : નિર્વાણ કલ્યાણક પ્રસંગે પૂજા, રથયાત્રા, યુવક સંમેલન, સ્નેહ સંમેલન તેમજ દિગમ્બર જૈન બોર્ડીંગમાં ગુણાનુવાદ સભા વગેરેના કાર્યક્રમ થયા.

રતલામ : મુનિશ્રી અશોકસાગરજી મ૦ની નિશ્રામાં તા. ૨૩–૪–૭૫ બુધવારના ભગવાન મહાવીરસ્વામી જન્મકલ્યાણકની ભવ્ય ઉજવણી થઈ. સવારે ઠાઠથી સ્નાત્રપૂજા જેમાં મેરુપર્વત, સૌધર્મ ઇન્દ્ર ઇન્દ્રાણી, ૪૬ દિક્કુમારીકા, ઇન્દ્રાસન આદિની આકર્ષક રચના કરવામાં આવી. આ પૂજા લગભગ ત્રણ કલાક સુધી ચાલી.

**પહેલી જ વખત સામુહિક રથયાત્રા**

રતલામ : તા. ૨૪ થી ૨૬ સુધી મહાવીર દન્ત ચિકિત્સા યજ્ઞ થયો. ઉપરાંત અત્રે પહેલીવાર જ દિગમ્બર અને શ્વેતામ્બર સમાજની સામુહિક રથયાત્રા નીકળી. ૨૪મીએ બપોરના શ્રીમતી કુસુમબેન જૈનની અધ્યક્ષતામાં મહિલા સંમેલન મળ્યું. રાતના શ્રી બુધસિંહજી બાફણાની અધ્યક્ષતામાં જાહેરસભા મળી.

રતલામ : સંત પરમાનંદ બ્લાઈન્ડ રિલિફ મિશન દિલ્હીના માર્ગદર્શન હેઠળ જૈન દિવાકર સ્મારક ભવન ખાતે નેત્રશિબિર યોજાએલ.

લખનૌ : સ્થાનિક જૈન સમાજે એક વિશાળ સભાગૃહ બંધાવવાનું નક્કી કર્યું છે. તેમાં વાચનાલય, વિદ્યાલય અને ૧૯૭૬માં પ્રાપ્ત ભવ્ય અને વિશાળ એવા ભગવાન મહાવીરજીના પ્રતિમાજી આદિ અવશેષોનું સંગ્રહાલય નિર્માણ થશે.

તેમજ યુવકોના દાંડીયારાસ આદિએ તેમાં જમાવટ કરી હતી. બપોરના રથયાત્રા નીકળેલ. તેમાં ત્રણ ઘોડેસ્વાર, ધૂન–ગાન મચાવતું વિચક્ષણ મંડળ તથા દાંડીયારાસ લેતા યુવકોએ રથયાત્રાને વધુ દીપાવી હતી. આ રથયાત્રા શહેરના મુખ્ય માર્ગે પસાર થતાં લગભગ ૨॥ કલાકે ઉતરી હતી. રાતના શ્રી પ્રભુભક્તિમાં પણ શ્રી વિચક્ષણ મંડળે સારી જમાવટ જમાવી હતી.

સવારે દાદાવાડીમાં ભિક્ષુકોને ભોજન અપાયું. એ પ્રમાણે દસ દિવસ સુધી ભિક્ષુકોને સ્નેહભોજન કરાવાયું.

રાયપુર : સ્થાનકવાસી જૈન યુવક સંઘે ૨૪ ઓગસ્ટના રોજ શ્રી ઘાડીવાલ જ્ઞાનભવનમાં એક દિવસની નિઃશુલ્ક સ્વાસ્થ્ય પરીક્ષણ શિબિર યોજી હતી.

રાયપુર : અહીં ડી. કે. હૉસ્પિટલમાં એક લાખ રૂપિયાના ખર્ચે પ્રસુતીગૃહ નિર્માણ કરવામાં



આવ્યું છે. આ માટે મધ્યપ્રદેશ સરકારે પૈસા આપ્યા છે. આ પ્રસુતિગૃહમાં બે ઓરડા જૈન મહિલા માટે અનામત રહેશે.

રજગંધા મેદાનમાં છ લાખ રૂપિયાના ખર્ચે એક જૈન ભવન બંધાઇ રહ્યું છે જેના માટે સરકારે મફત જમીન આપી છે. આ માટે શહેરના ચાર દાનવીરોએ પૈસા આપ્યા છે.

અહીંની દુર્ગા આર્ટ્સ કોલેજમાં 'જૈન દર્શન'ના અભ્યાસ માટે રૂ. પાંચ હજારના જૈન પુસ્તકો ભેટ આપવામાં આવ્યા છે.

અહીં એક જૈન છાત્રાલય પણ બનાવવામાં આવનાર છે.

## કટંગીમાં બાલસભા

કટંગી (જબલપુર) : સ્થાનિક જૈન નવયુવક સભા અને જૈન બાલ સેવા સમિતિના ઉપક્રમે ત્રણ દિવસ સુધી ભગવાનનો જન્મોત્સવ ઉજવાયો. બુધવારે રાતે શ્રી ઉદયચંદજી બજાજની અધ્યક્ષતામાં 'બાલસભા' મળી. જન્મદિને પડાવ મેદાનમાં મહામસ્તકાભિષેક કરાયો. રાતે "અહિંસા સંમેલન" મળ્યું. ત્રીજા દિવસે શ્રીમતી સુશિલાબાઈની અધ્યક્ષતામાં 'મહિલા સંમેલન' મળ્યું.

સતના : અત્રે ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ વર્ષનો મંગળ પ્રારંભ ૧૩ મી નવેમ્બર ૭૪ના રોજથી થયો. આ કાર્યક્રમ એક સપ્તાહ ચાલ્યો.

૧૩મીએ જિલ્લાધ્યક્ષ અરવિન્દ શર્માએ જૈન કલબમાં સવારે આઠ વાગે જૈન ધ્વજ ફરકાવ્યો. ૧૪મીએ જિનાલયો આગળ ગરીબોને ભોજન અપાયું. ૧૫ મીએ સવારે પ્રભાતફેરી નીકળી અને રાતના સ્થાનિક સુભાષ પાર્કનાં એક વિશાળ જાહેરસભા મળી. ૧૬મીએ ગાંધીવાદી વિદ્વાન શ્રી રાજેન્દ્રસિંહની અધ્યક્ષતામાં અત્રેની સીમેન્ટ ફેક્ટરીમાં જાહેર સભા યોજાઈ ૧૭મીએ બપોરના સીમેન્ટ કલબના સભાખંડમાં શ્રી ઋષભદાસજીની અધ્યક્ષતામાં વિચારગોષ્ઠી મળી. ૧૮, ૧૯ અને ૨૦ ત્રણેય દિવસ જાહેરસભાઓમાં ભગવાનનો ગુણાનુવાદ કરાયો.

સતના : ૮ ડીસેમ્બર ૭૪ના અત્રે વિધિ કાર્યક્રમો સાથે ભગવાનનો દીક્ષા દિવસ ઉજવાયો. સવારે ૬ વાગે જૈન મંદિરથી પ્રભાફેરી નીકળી અને સવારે ૮ વાગે બૃહદ્ અભિષેક તથા સમૂહ પૂજા થયા. અને જૈન મંદિરનાં આંગણામાં ગરીબો અને અપંગોને ભોજન અપાયું.

આ પ્રસંગે જૈન મહિલા સમાજે વસ્ત્રદાન કર્યું. બહેનોએ ઘરે ઘરે ફરીને જુના તેમજ નવા કપડાં અને ધાબળા ભેગા કર્યાં.

આજ દિવસે શ્રી સીવાનંદજીની અધ્યક્ષતામાં જૈનકલબમાં એક જ્ઞાનચર્ચા પણ યોજાઈ.

## □ જૈનભવન □ વિચારગોષ્ઠી □ વસ્ત્રદાન □

રાજસમંદ : રાષ્ટ્રીય શતાબ્દીની ઉજવણીના પ્રસંગે ભિક્ષુ બોધિ સ્થળ રાજસમંદ ખાતે મહાવીર જીવન દર્શન પર આધારિત 'મહાવીર દર્શન' યોજાયું હતું. જેનું ઉદ્ઘાટન કર્ણાટકના ગવર્નર શ્રી મોહનલાલજી સુખડિયાએ કર્યું હતું.

અમરેલી : જિલ્લા કલેકટર શ્રી શ્યામસુંદરના પ્રમુખપદે વિશાળ સભા યોજાઈ હતી. જેમાં શરૂઆતમાં શ્રી માણેકચંદ જૈનના હાથ ધ્વજવંદનનો કાર્યક્રમ થયો. આકાશવાણીના ગાયક શ્રી બદીભાઈ દિક્ષીત તથા બાળા કલ્યાણદાસે ભજનો પેશ કર્યા હતા.

શહડોલ : દ્રોણ પ્રાંતીય નવયુવક સેવાસંઘ [દ્રોણગીરી]ના ઉપક્રમે ૨૮ જાન્યુઆરીથી તેર દિવસ સુધી નેત્ર ચિકિત્સા શિબિર યોજાઈ હતી. શિબિર સંચાલન બુઢારના નવયુવક મંડળે કર્યું.



શાજાપુર : શાજાપુર જિલ્લામાં મુખ્ય સ્થળોએ નિર્વાણોત્સવનો પ્રારંભ ભારે ઉત્સાહ પૂર્વક કરવામાં આવ્યો. આ અવસરે ત્રણ દિવસ સુધી તપસ્યા, ભક્તિ પૂજા અને ધર્મચક્ર તથા સભાઓનું આયોજન કરવામાં આવ્યું.

૧૩ નવેંબર ૧૯૭૪ના રોજ જિલ્લા કલેકટરે સમિતિના કાર્યાલયનું ઉદ્ઘાટન કર્યું. આ પ્રસંગે તેઓશ્રીએ પ્રતિક્રમણ વિશે ઘણી પ્રેરણાદાયી વાતો કહી. કાલાપીપલમાં ડૉ. કૃપશંકર વ્યાસે જૈન દર્શન વિશે મનનીય પ્રવચન કર્યું.

૧૫મી નવેંબરે જબલપુરના શ્રી. કૈલાસ નારદના પ્રમુખપદે ઇંદોરના જાણીતા વકતા શ્રી સુરાગીલાલ તિવારી ન્યાયાધીશ તથા ઉજ્જૈનના ડૉ. હરીન્દ્રભૂષણના પ્રભાવશાળી તથા રોચક ભાષણો થયા.

નલખેડાના ડૉ. ઓમપ્રકાશ શર્માના પ્રમુખપદે યોજાયેલી સભામાં ઇંદોરના 'નવભારત'ના સંપાદક શ્રી કુરેશી અને શ્રી રામ કુરેશીના પ્રભાવશાળી વ્યાખ્યાનો થયા.

આવી રીતે આગરમાં હિંદી સાહિત્ય સમિતિના તત્ત્વાવધાનમાં શ્રી. ભંવરલાલ નાહરના સુપ્રયત્નોથી મુનિશ્રી સંયમમુનિના સાન્નિધ્યમાં જૈન તત્ત્વજ્ઞાન વિશે રતલામના ડૉ. શ્યામસુંદર નિગમ, કવિ શ્રી. રમેશ દવે અને સુમધુર ગાયક પુખરાજ પાંડેના પ્રવચન તથા ગીતોનો કાર્યક્રમ યોજવામાં આવ્યો.

૨૫મી નવેંબરે હિંદુ વિશ્વપરિષદે નિર્વાણોત્સવ ઉજવી ભગવાન મહાવીરને શ્રદ્ધાંજલિ અર્પણ કરી. શાજાપુરના જવાહરલાલ નેહરુ મહાવિદ્યાલયમાં, ભોપાલના ડૉ. સાગરમલ જૈને 'પ્રબુદ્ધ વ્યક્તિઓની સભામાં જૈન સિધ્ધાંતો પર પ્રકાશ પાડયો. આ બધા કાર્યક્રમોમાં જિલ્લા સમિતિના પ્રમુખ શ્રી સૌભાગ્યમલ જૈન અને કેશરીમલ જૈને આગેવાની રૂપ સહકાર આપ્યો. નિર્વાણ મહોત્સવ માટે ભારે ઉત્સાહ રહ્યો. અનેક સ્થળોએ લોકહિતની કાયમી યોજનાઓને મૂર્ત રૂપ આપવાનો નિર્ણય લેવામાં આવ્યો છે.

### ભગવાનની સાક્ષીએ...

મકસીજી તીર્થમાં, શાજાપુર જિલ્લાનાં દોઢસો ગામોમાં વસતા ગૂજર સમાજના એક હજારથી વધુ પ્રતિનિધિઓનું સમ્મેલન, મુનિશ્રી સંપતમુનિજી તથા શ્રી માનવમુનિજીના સાનિધ્યમાં મળ્યું હતું. મુનિવરોના ધર્મોપદેશથી ગૂજર સમાજના ભાઈઓ એટલા બધા પ્રભાવિત થયા કે જેથી એમણે એ સમ્મેલનમાં જ, પોતાના ઇષ્ટદેવ નારાયણ ભગવાનની સાક્ષીએ માંસ અને દારૂનો તેમ જ પશુબલિનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધી; અને પોતાના સમાજની જે વ્યક્તિ આ વ્યસનોનું સેવન કરશે એની સાથે સંબંધ નહીં રાખવાનું નક્કી કર્યું.

સતના : ત્રણ દિવસના મહાવીર જયંતી મહોત્સવમાં આયોજીત રથયાત્રામાં ગુજરાતી જૈન બહેનોએ ગરબા નૃત્યથી શહેરને ભગવાનના જયનાદથી ગૂંજવી દીધું. ૨૪મીએ રાતે સુભાષ પાર્કમાં જાહેર સભામાં પંડિત વિશ્વંભરનાથ પાંડેય, વિદુષી જ્ઞાનવતી અવસ્થી, ડૉ. સુશિલચંદ્ર દિવાકર અને પ્રો. નંદલાલ જૈને પ્રવચનો કર્યાં.

શાજાપુર : જિલ્લાના ૧૫ ગામોના ગૂજર જાતીના એક હજાર પ્રતિનિધિઓનું સંમેલન મુનિશ્રી સંપતમુનિજીની સાનિધ્યમાં મળ્યું. શ્રી માનવમુનિજીના પ્રવચનથી પ્રભાવિત થઈ દરેકે શરાબ, માંસ તથા પશુબલિ ત્યાગના નિયમો લીધા હતા.

સાગર : સાગર વિભાગીય મહોત્સવ સમિતિએ નિર્વાણ વર્ષના કાર્યક્રમના એક ભાગ રૂપે બીના, બંડા અને રાહલીમાં એમ ત્રણ સ્થળે નિઃશુલ્ક નેત્ર શિબિરોનું આયોજન કર્યું હતું.

ઝાબુઆ : દિગમ્બર સમાજ તરફથી ભગવાનના જન્મ દને ૫૦૦ જેટલાં ગરીબોને ભોજન અપાયુ.





કુક્ષી : અહીંના શ્વેતાંબર અને દિગમ્બર સમાજે સાથે મળીને નિર્વાણ મહોત્સવના કાર્યક્રમોનું આયોજન કર્યું. તા. ૧૪ થી ૧૮ નવેમ્બર '૭૪ સુધી આ મહોત્સવની અંતર્ગત શ્વેતામ્બર ઉપાશ્રયમાં અઠ્ઠઈ મહોત્સવનું આયોજન કરવામાં આવ્યુ, જેમાં પાંચેય દિવસ પૂજન અને રાત્રે ભક્તિના કાર્યક્રમનું આયોજન થયું હતું.

તા. ૧૭ અને ૧૮ નવેમ્બરે દિગમ્બર મંદિરમાં ભક્તામર સ્તોત્રનો અખંડ જાપ યોજવામાં આવ્યો. આ બધાં કાર્યક્રમમાં બંને સંપ્રદયના લોકોએ ઉલ્લાસપૂર્વક ભાગ લીધો.

બંને કાર્યક્રમોની પૂર્ણાહુતી પ્રસંગે એક સરઘસનું આયોજન કરવામાં આવ્યું હતુ જે પાછળથી સભામાં ફેરવાઈ ગયું. આ સભામાં

**ભક્તામર સ્તોત્રનો એકધારો જાપ**

**પૂજન અને આઠ દિવસનો ઉત્સવ**

કુક્ષીના સબ ન્યાયાધિશ શ્રી શ્રીકૃષ્ણ જૈને પ્રેરક પ્રવચન કરતા, બધા જૈનોને જૈન સિદ્ધાંતોને અનુસરવાનો બોધ આપ્યો. આ પ્રસંગે શ્રી મણીલાલજી પુગલિક પણ પોતાના વિચારો વ્યક્ત કર્યાં.

આ કાર્યક્રમની અંતર્ગત શહેરના બે મુખ્ય માર્ગોને ધ્વજાપતાકાંઓ અને બેનરોથી શણગારવામાં આવ્યા હતા. તા. ૨૨ મી નવેમ્બરે અસહાય અને ગરીબ વ્યક્તિઓને મફત ભોજન કરાવવામાં આવ્યું. આ કાર્યક્રમોનું આયોજન ભારત જૈન મહામંડળની કુક્ષી શાખાના તત્ત્વાવધાનમાં સ્થપાયેલી સમિતિ દ્વારા સમાજના સહકારથી કરવામાં આવ્યું. કુક્ષીમાં બંને સંપ્રદાય દ્વારા સાથે મળીને દરેક ઉત્સવનું આયોજન પહેલીવાર આટલી સફળ રીતે થયું.

સુરખી : સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે ૧૩ મી નવેમ્બર ૧૯૭૪ના રોજ શ્રી રમેશ જૈન 'અરુણ' લિખિત "જ્યોતિર્મય મહાવીર" નામની પુસ્તિકા વ્હેંચવામાં આવી. ૧૮ મીએ સાગર વિશ્વ વિદ્યાલયના હિન્દી વિભાગના અધ્યક્ષ ડૉ. ભગીરથ મિશ્રની અધ્યક્ષતામાં 'અહિંસા સંમેલન' મળ્યું. ધારાસભ્ય શ્રી ડાલચન્દજી જૈને તેનું ઉદ્‌ઘાટન કર્યું. સાગર વિશ્વ વિદ્યાલયના પુરાતત્ત્વ અને પ્રાચીન ઇતિહાસ વિભાગના અધ્યક્ષ, મુખ્ય અતિથિ વિશેષ શ્રી કે. ડી. બાજપેયીએ શીલાલેખો.ના આધાર પર જૈન ધર્મની પ્રાચીનતાનો વિશદ પરિચય આપ્યો.

શાહડોલ : જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી સુરેશચંદ્ર શર્માએ જૈનધ્વજ ફરકાવીને મહાવીર જયંતીનું મંગલાચરણ કર્યું. રથયાત્રા નીકળી. જૈન મંદિરના ચબૂતરા પર ભગવાનનો પંચામૃતથી અભિષેક કરાયો. રાતના ભજનકિર્તન થયા અને શાસકીય સ્નાતકોત્તર મહાવીર મહાવિદ્યાલયના આચાર્ય શ્રી આર. સી. સિંહજીની અધ્યક્ષતામાં 'સર્વધર્મ સંમેલન' મળ્યુ.

સિનવાના : ૨૩થી ૨૫ સુધી અત્રે મહાવીર જન્મોત્સવ ઉજવાયો. જિલ્લાધીશ શ્રી સમ્પતરામજીએ ૨૫મીએ 'શ્રી ભગવાન મહાવીર ધર્માર્થ આયુર્વેદ ઔષધાલય'નું ઉદ્‌ઘાટન કર્યું. સામાજીક અને ધાર્મિક કાર્યકર વયોવૃદ્ધ શ્રી બાબુલાલજી સિંઘઈનુ સન્માન કરાયું.

સિરોંજ : મહાવીર જન્મ કલ્યાણક દિને મંદિરેથી સવારે પાંચ વાગે પ્રભાતફેરી નીકળી. રાતે મુખ્ય બજારમાં શ્રી કનૈયાલાલજી કેસરિયા (નાયબ પ્રધાન) ની અધ્યક્ષતામાં જાહેરસભા થઈ. ૨૫મીએ કેન્દ્રીય માહિતી અને



પ્રચારણ ખાતાના વિભાગીય કાર્યાલયના સહયોગથી કવિ સંમેલન મળ્યું.

સતના : અહીંના ન્યાયાલય ભવનમાં શિલાલેખ મૂકવામાં આવ્યો, જેમાં 'જીયો ઔર જીને દો' અને 'મનુષ્ય જન્મ સે નહીં, કર્મ સે મહાન બનતા હૈ'ના સુત્રાક્ષરો કંડારવામાં આવ્યા છે.

સતના : ૬ નવેમ્બરના મુખ્યમંત્રીશ્રી પ્રકાશચંદજી શેઠીના હસ્તે 'માતા ત્રિશલા પ્રસતિગૃહ'નું શિલારોપણ થયું. આ યોજનામાં અંદાજે રૂ. ૬ લાખનો ખર્ચ થશે.

સોનકચ્છ : ૧લી જાન્યુરીએ ધર્મચક્રના શુભ ગમન પર મધ્યપ્રદેશના મુખ્યમંત્રી શ્રી પ્રકાશચંદ્ર સેઠી ખાસ સોનકચ્છ (મ. પ્ર.) ખાતે મુખ્ય અતિથિ તરીકે પધાર્યા હતા. એમની સાથે ઉપગૃહમંત્રી ચંદ્રપ્રભાવ શેખર પણ હતા. દેવાસ, ભોપાલના કેટલાક મુખ્ય અધિકારીઓ પણ હતા. નિર્વાણોત્સવ નિમિત્તે શહેરને આકર્ષક રીતે શણગારવામાં આવ્યું હતું. ધર્મચક્ર આગમન નિમિત્તે અર્ધો માઇલ લાંબું અતિહાસિક સરઘસ કાઢવામાં આવ્યું હતું. આ પ્રસંગે દિલ્હીથી અ. ભા. મહસમિતિના મહામંત્રી શ્રી સુકપાલચંદ જૈનની સાથે ઈન્દોરથી શ્રી રાજકુમાર સિંહ, શેઠ હિરાલાલ, શેઠ દેવકુમારસિંહ અને શ્રી મિશ્રીલાલ ગંગવાલ પણ આવ્યા હતા. સરઘસમાં ધ્વજ, ઘોડા, ટ્રોલિયો પર ભગવાન મહાવીરના જીવનનાં વિવિધ દૃશ્યો, નૃત્ય, ચમ્મર ઢોળતી ઇંદ્રાણીઓ, ભજન મંડળીઓ, લેજીમ વગેરેના પ્રદર્શન કરતી બાળાઓ અને મંગલકુંભ સાથે મહિલાઓ હતી. સોનકચ્છની સમગ્ર જનતાએ તોરણદ્વારો, પુષ્પહારો, આરતીઓ વગેરેથી ધર્મચક્રનું સ્વાગત કર્યું.

ઇન્દોર : શ્રી મુલચંદજી મહારાજની પ્રેરણાથી અહીં ૧૧૧ દંપતિઓએ મહિનામાં ૨૫ દિવસ બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા લીધી છે. તેમ જ તેઓશ્રીની નિશ્રામાં સામુદાયિક ૨૫૦૦ ઉપવાસ, ૩૦૦૦ આયંબિલ, ૨૫૦૦ સામાયિક અને ૧૦૦૦ દયાવ્રતના વિવિધ પચ્ચક્ખાણો થયા હતા. 'પોરવાલ ભવન' નિર્માણ માટે રૂા. ૫૦ હજાર એકઠા થયા છે.

રાત્રે એક વિશાળ સભા અ. ભા. સમિતિના મહામંત્રી શ્રી સુકપાલચંદ જૈનના પ્રમુખપદે યોજવામાં આવી. આ સભામાં શ્રી મિશ્રીલાલ ગંગવાલ, પં. જયસેન જૈન, ડો. પ્રકાશચંદ્ર અને શ્રી ભગીરથ વર્માએ મહાવીર-વાણી વિશે પ્રવચનો કર્યાં. આ સમારંભને સફળ બનાવવામાં શ્રી ગુલાબચંદ બાકલીવાલએ પ્રશંસનીય સહકાર આપ્યો હતો.

ઉજ્જૈન : અત્રે નિર્વાણ મહોત્સવને મૂર્ત સ્વરૂપ આપવા રૂા. ૧૧ લાખનું ફંડ કરી ટ્રસ્ટ બનાવાયું.

ઉજ્જૈન : તા. બીજી એપ્રિલે અખિલ ભારતીય સાધુ માર્ગી સંઘ-બિકાનેરના પ્રમુખ શ્રી ગુમાનમલજી ચોરડિયાના નેતૃત્વ હેઠળ ધર્મ જાગરણ-પદયાત્રા કાઢવામાં આવી હતી જેણે ૧૭૦ થી વધારે ગામોનો સંપર્ક કર્યો. ઈન્દોરના પદ્મશ્રી ડૉ. નન્દલાલજી ચોરડિયાએ ૭ દિવસ સુધી આ પદયાત્રામાં ગામલોકોની સુંદર સેવા કરી હતી. આ પદયાત્રાનું સમાપન મુખ્ય પ્રધાન શ્રી પ્રકાશચન્દ્ર શેઠીના હાથે થયું. આ પ્રસંગે વિક્રમ વિશ્વ વિદ્યાલયમાં 'જૈન ચેર' સ્થાપના માટે શ્રી સરદારમલજી કાંકરિયાએ રૂા. એક લાખના દાનની જાહેરાત કરી હતી.

ઉજ્જૈન : લોક કલામંડળ-ઉદયપુર દ્વારા કઠપુતલીઓના માધ્યમથી 'મહાવીર નાટિકા' ભજવવામાં આવી જે પ્રસંગે હજારો લોકો ઉપસ્થિત રહ્યા હતા. આ નાટિકા જોવા વિક્રમ વિશ્વવિદ્યાલયના કુલપતિ ડૉ. શિવમંગલસિંહ સુમન પણ પધાર્યા હતા.

શરદપુર્ણિમાએ એક સ્નેહ-સંમેલન યોજાયું હતું જે પ્રસંગે રથયાત્રા કાઢવામાં આવી હતી.




ઉજ્જૈન : જિલ્લા કલેકટર શ્રી રાવની ઉપસ્થિતિમાં મળેલ સભાએ ભ૦ મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવને મૂર્ત સ્વરૂપ આપવા રૂા. ૧૧ લાખનું ફંડ કરી, આ ટ્રસ્ટ દ્વારા સાંસ્કૃતિક સ્મારક અને માનવરાહતના કાર્યો કરવાનું નક્કી કરવામાં આવેલ.

ઉજ્જૈન : ૧૭ નવેમ્બરે ૨૫૦ જૈન યુવાન ભાઈ–બેનોએ સો માઈલના વિસ્તારના ગામોમાં તેમજ ત્યાંની હરિજન વસ્તીઓમાં જઈને દારૂબંધીનો પ્રચાર કર્યો.

૧ ડીસેમ્બરથી ૮ ડીસેમ્બર સુધી નિઃશુલ્ક નેત્ર ચિકિત્સા શિબિર યોજાઈ. તેમાં હજારો જૈન–અજૈન નેત્ર રોગીઓએ લાભ લીધો.

શ્રીમતી ભંવરીબાઈ રીખવચન્દ શેઠીએ ગરીબ વિદ્યાર્થીઓની સહાય અર્થે શ્રી સૂર્યસાગર જૈન વિદ્યાલયને આપવા માટે રૂા. બે હજારનો એક ચેક રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી પ્રકાશચંદ્ર શેઠીને આપ્યો, જે તેમણે સંસ્થાના મંત્રી શ્રી લલિતકુમારજી જૈનને અર્પણ કર્યો.

આ અગાઉ ૧૩મી નવેમ્બર ’૭૪ના રોજ જિલ્લા કલેકટરની આગેવાની હેઠળ સવારના પ્રભાતફેરી નીકળી હતી. જિલ્લા કલેકટર શ્રી આઇ. એસ. રાવે જૈન ધ્વજ ફરકાવી ધ્વજવંદન કરાવ્યું હતું. શહેરના આગેવાન ઉદ્યોગપતિ શ્રી ભુપેન્દ્રકુમાર શેઠી અને ડૉ. હરેન્દ્રભૂષણજીએ પ્રવચન કર્યા હતા. વિક્રમ મંદિર તેમજ યુવક સંમેલનમાં પંડિત સુમેરચન્દજી શાસ્ત્રી [ શિવની ]ના અભ્યાસનીય પ્રવચનો થયા હતા. ૨૦ થી ૩૦ નવેમ્બર સુધી વિવિધ સરકારી સંસ્થાઓમાં ભગવાનના જીવન વિષે વાર્તાલાપ, જ્ઞાનસત્ર તેમજ નિબંધસ્પર્ધા વગેરે યોજાયા હતા.

૧લી જાન્યુઆરી ’૭૫ના રોજ કાર્તિક મેળા મેદાનમાં યોજાએલ વિરાટ જાહેરસભામાં રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી પ્રકાશચન્દ્ર શેઠી, મુસ્લીમ સમાજના ધર્મગુરુ કાજી સાહેબ, તારાસિંહજી સા. ઘોલ, ઉજ્જૈનના ભૂતપૂર્વ નગરપતિ સત્યનારાયણ જોશી આદિ અજૈન અને જૈન વિદ્વાનોએ પોતાના પ્રવચનો દ્વારા ભગવાનને વંદના કરી.

કારંજા : શ્રી ગણપતલાલ બેહરાના પ્રમુખપદે એક જાહેરસભા યોજવામાં આવી હતી. આ સભામાં શ્રી માનવમુનિની પ્રેરણાથી ૫૦૦ વ્યક્તિઓએ માંસ, મદિરાનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી.

સાંજના માધવનગરની જૈન મહિલા સંસ્કૃતિ કેન્દ્રએ મહાવીર નાટિકા ભજવી. આ ઉપરાંત માધવનગર દિ. જૈન સમાજ નિર્મિત "મહાવીર માંગલિક ભવન"નું મુખ્ય પ્રધાનશ્રીએ ઉદ્‌ઘાટન કર્યું. આ પ્રસંગે તેઓશ્રીએ જયસિંહપુરામાં આવેલ પુરાતત્વ સંગ્રહાલય અને શોધ સંસ્થાન જૈનેચર ઉજ્જૈનમાં કાયમી કરવા માટે આશ્વાસન આપ્યું.

૨૪મીએ ડૉ. શિવમંગલસિંહ "સુમન"ની અધ્યક્ષતામાં વિક્રમ વિશ્વવિદ્યાલયમાં મહાવીર જયંતીની ઉજવણી થઇ. આ જાહેરસભામાં મુખ્યઅતિથિ ડૉ. પન્નાલાલજી અને સંત શ્રી પરમાનંદજી મહારાજે [ મુંબઈ ] પ્રવચનો કર્યા. ઉજ્જૈનના પ્રસિદ્ધ કવિ ડૉ. છૈલબિહારી ગુપ્તે સ્વરચિત "તીર્થંકર મહાવીર" નામના મહાકાવ્યમાંથી કેટલાક કાવ્યનું વાચન કર્યું. આ જ પ્રસંગે ડૉ. હરિન્દ્રભૂષણ જૈન લિખિત "જૈન અંગ શાસ્ત્ર કે અનુસાર માનવ વ્યક્તિત્વ કા વિકાસ' નામના ગ્રંથનું કુલપતિ ડૉ. શિવમંગલસિંહ 'સુમને' ઉદ્‌ઘાટન કર્યું.

ખજુરાહો : અહીંના પર્યટન વિભાગનાં એક પ્રદર્શનનું આયોજન તા. ૧૩–૧૧–૭૪થી તા. ૩–૯–૭૫ સુધી યોજાયું. જૈન સ્થાપત્યો, ચિત્રો, પ્રાચીન ગ્રન્થો વગેરે પ્રદર્શિત કરાયા.



ઉજ્જૈન : ખારા કૂવામાં આવેલ શ્રી હીરવિજયસૂરીશ્વર બડા ઉપાશ્રયમાં મધ્યપ્રદેશ જીવદયા સમિતિનું પ્રાદેશિક સંમેલન યોજવામાં આવ્યું. ઉદ્યોગપતિ શ્રી ગણપતરાવ બોહરાએ ઉદ્ઘાટન કર્યું અને શ્રી લલિતકુમાર જૈને સંમેલનનું પ્રમુખપદ શોભાવ્યું. સ્વાતંત્ર્ય-સંગ્રામના સેનાની શ્રી અવંતીલાલ જૈન મુખ્ય અતિથિ હતા. સંમેલનમાં ૨૫૦થી વધારે પ્રતિનિધિઓએ ભાગ લીધો. શાકાહાર પ્રચાર તથા કતલખાના બંધ કરાવવા સંબંધી ઠરાવો પસાર કરવામાં આવ્યા.

ઉજ્જૈનમાં માધવનગરથી ઘંટાઘર ચોકને મહાવીર ચોક, સરાફા વોર્ડ ક્ષેત્રને ભગવાન મહાવીર વોર્ડ તરીકે સુધરાઈએ જાહેર કર્યો છે. આ ઉપરાંત માધવનગરમાં ભ. મહાવીરના નામ પર સ્મૃત સ્તુપ બનાવવામાં આવે છે.

ઉરમાલ : અત્રે જૈનોના માત્ર ચાર જ ઘર છે. છતાંય સ્થાનિક જૈનેતર ભાઇ-બેનોએ ઉલ્લાસથી જન્મકલ્યાણકની ઉજવણી કરી. રથયાત્રામાં એક હજારથી વધુ ભાઈ-બેનોએ ભાગ લીધો.

રાજગઢ : રાજગઢમાં આ મહોત્સવ નિમિત્તે પ્રભાતફેરી કાઢવામાં આવી. બપોરે ભવ્ય રથયાત્રાનું આયોજન કરવામાં આવ્યું

ઉકલાનામંડી : તા. ૨૪ જુલાઈએ મુનીશ્રી હરીશજીની નિશ્રામાં દેશના દિવસ કાર્યક્રમ મનાવવામાં આવ્યો હતો. આ કાર્યક્રમમાં જનતાએ ઉત્સાહથી ભાગ લીધો હતો.

વિદિશા : નિર્વાણ સમિતિએ ૨૪ થી ૨૬ ત્રણ દિવસ સુધી વિવિધ કાર્યક્રમો યોજીને મહાવીર જન્મોત્સવ ઉજવ્યો. ત્રણેય દિવસ વિવિધ દેરાસરોએથી નીકળેલી પ્રભાત ફેરીમાં જૈન-જૈનેતર સૌએ ભાગ લીધો.

૨૪મીએ બપોરના સ્થાનિક છોટા જિનમંદિરમાં ચલ સમારોહ અને ભગવાનનો કળશાભિષેક થયો. રાતે જાહેરસભામાં ભૂતપૂર્વ ધારાસભ્ય શ્રી નિરંજન વર્માએ ભગવનના જીવન વિષે ભાષણ આપ્યું.

૨૪મીએ ગણેશ ચોકના વિશાળ મેદાનમાં યોજાયેલ જાહેરસભામાં કેન્દ્રના સંદેશવ્યવહાર પ્રધાન શ્રી શંકર દયાળ શર્મા, મધ્યપ્રદેશના પ્રધાન શ્રી ઉમરાવસિંહજી, રાજ્યપાલ શ્રી રવિપ્રકાશજી વગેરેએ પ્રવચનો કર્યા હતા.

કુરવાઈ : ૨૪-૭-૭૫ના મહાવીર દેશના દિવસ વિવિધ કાર્યક્રમોપૂર્વક ઉજવાયો. ચલ સમારોહ દ્વારા ભગવાનની વાણીનો પ્રચાર કરાયો. અને દહેજ પ્રથાના વિરોધનો ઠરાવ મંજુર કરાયો.

ઉજ્જૈન : અહિંસા ધર્મના પ્રચાર માટે ધર્મપાલ પ્રચાર-પ્રસાર સમિતિ તરફથી પ્રવાસી માનવમુનિના નેતૃત્વ હેઠળ ૨૦૦ ધર્મપાલ યુવાનોએ અત્રેથી જાવરા સુધીની પદયાત્રા કાઢી.

ઉજ્જૈન : ભગવાન મહાવીરનો દિવ્ય ધ્વનિ દિવસ તા. ૨૪ એપ્રિલે ધામધુમ પૂર્વક મનાવવામાં આવ્યો. પ્રભાતફેરી, ધ્વજવંદન વિ. કાર્યક્રમો થયા. બપોરે વિદ્યાર્થીઓએ ખાસ કાર્યક્રમ રાખ્યો હતો. રાત્રે વિનોદ મિલ્સના માલીક ભુપેન્દ્રકુમારજી શેઠીના પ્રમુખસ્થાને સભા યોજાઇ હતી જેના મધ્ય પ્રદેશ પંચાયત અને આરોગ્ય પ્રધાનશ્રી ગુલાબચંદજી તામોટે પ્રવચન કર્યું હતું.

ઊન (પ. નિમડા) : શ્રી દિગંબર જૈન સિદ્ધક્ષેત્ર શ્રી પાવાગિરીજી તરફથી નિર્મિત શ્રી મહાવીર વાચનાલયનું શિલારોપણ સૌ. ચંદ્રકાંતા ખોડે. એમ. એલ એ.ના વરદ હસ્તે કરવામાં આવ્યું. કાર્યક્રમના પ્રમુખ શ્રી સુમનાકરજી હતા. સભામાં શ્રી કનૈયાલાલજી હુમ્મડ, ખંડવા, શ્રી ચાંદમલજી લૂણિયા, કસરાવદ, આદિએ વિચારો વ્યક્ત કર્યા. કાર્યક્રમ અત્યંત ઉલ્લાસ સાથે ઉજવાયો.

અલીરાજપુર : અત્રે સભા-સરઘસ ઉપરાંત ૭૦૦ ગરીબોને ભોજન અપાયું.



## નેત્ર-શિબિર

પપૌરા [ટિકમગઢ] નિર્વાણ મહોત્સવના દ્રોણ પ્રાન્તીય નવયુવક સેવા સંઘ-દ્રોણગિરિએ દિ. જૈન અતિશય ક્ષેત્ર પપૌરામાં તા. ૧૯ થી ૨૭ નવેમ્બર સુધી નેત્ર શિબિર યોજી હતી. શિબિરમાં ૪૯૦ રોગીઓની ચિકિત્સા કરાઈ. ૧૦૧ રોગીઓ પર સફળ શસ્ત્રક્રિયા કરાઈ. પછાત અને વર્ગીકૃત જાતીના ૪૮ રોગીઓની પણ આ શિબિરમાં સફળ સારવાર કરાઈ. રોગીઓને મિષ્ટાન ભોજન કરાવી અને ચશ્મા આપીને વિદાય અપાઈ ગરીબ રોગીઓને શાલ વ્હેંચવામાં આવી.



## શોષણ નહિ કરવાનો નિર્ણય

રતલામ : શ્રી ગણપતરામજી બોહરાના પ્રમુખપદે જૈન સંઘ સભાનું આયોજન થયું. આ પ્રસંગ માનવમુનિજીની પ્રેરણાથી સ્થાનિક સમાજે ૨૫ હજાર આદિવાસીઓને દારૂ તથા પશુવધમાંથી મુક્ત કરાવવાનો તેમજ ધંધા-રોજગારમાં આદિવાસીઓનું શોષણ નહીં કરવાનો નિર્ણય કર્યો હતો.

માલપુરા : નિર્વાણોત્સવનો પ્રારંભ તા. ૩૧-૧૦-૭૪ ના પ્રભાતફેરીથી થયો. તા. ૧૨-૧૧-૭૪ના અખંડ ૨૪ કલાક નવકારમંત્રનો જાપ કરાયો.

## પ્રભુ વીરની પુણ્ય સ્મૃતિમાં

અનેકાંત વિશ્વવિદ્યાપીઠ

મધ્યપ્રદેશના જિલ્લા અધિકારી દ્વારા ઈન્દોરમાં નિમંત્રિત જિલ્લા સ્તરીય નિર્વાણોત્સવ સમિતિની બેઠકમાં અનેકાન્ત વિદ્યાપીઠની સ્થાપના કરવામાં આવી. શ્રી ફકીરચંદજી મહેતાએ રૂપિયા ૩૧,૦૦૦ આપ્યા. રૂપિયા સાડા સાત લાખનો ખર્ચ થવા સંભવ છે.

મહાવીર બાલવિનય મંદિર

રૂ. બે લાખના ખર્ચે 'મહાવીર બાલ વિનયમંદિર' પણ સ્થાપવામાં આવશે.



## કતલ ખાના બંધ

ખાચરોદ : ૧૩ થી ૧૫ નવેમ્બર સુધીના ત્રણ દિવસ કતલખાના તેમજ શરાબની દુકાનો બંધ રહી. ૧૫મીએ કસાઈઓને મીઠાઈ વ્હેંચાઈ. બંને દિવસ હોટલોમાં માંસ આપવાનું પણ બંધ રહ્યું.

૧૩મીએ સવારે સ્થાનકમાં ધ્વજવંદન થયું. ત્યારબાદ સરઘસ નીકળ્યું. અને ત્યારબાદ પ્રેરક પ્રવચનો થયા.

કુંડલપુર : ભા. દિ. જૈન સંઘનું ૩૦ મું અધિવેશન કુંડલપુરમાં મળતાં, તેમાં થોડા, પણ મહત્ત્વના ઠરાવો કરવામાં આવેલ. નવાંણોત્સવ સંબંધી ઠરાવમાં દિગંબર સમાજ દ્વારા આયોજિત દરેક કાર્યક્રમોમાં સહયોગ આપવાનું, ભ૦ મહાવીરનું જીવન આલેખતું પુસ્તક પ્રગટ કરવાનું અને વિશ્વવિદ્યાલયને જૈનચેરની સ્થાપના કરવા તથા પ્રાચ્ય વિદ્યાવિભાગોને જૈનદર્શન, સાહિત્ય, ભાષા, સંસ્કૃતિ આદિ વિષયો પાઠ્યપુસ્તકમાં આવરી લેવા માટે અનુરોધ કરવાનું નક્કી કરવામાં આવેલ. અન્ય ઠરાવોમાં દેશ-વિદેશની વિશ્વવિદ્યાલયો તથા પ્રાચ્યવેત્તાઓને 'જય ધવલા'ના ૨૫૦ સેટ ભેટ આપવાનું (સેટ ઓની કિ. રૂા. ૧૦૦થી વધુ થાય છે.). નવા જિનાલયોના અનાવશ્યક નિર્માણ અને પ્રતિષ્ઠા સામે વિરોધ કરવાનું તથા પ્રાચીન જીર્ણ-શીર્ણ મંદિરોના જીર્ણોદ્ધાર અને પુરાતત્ત્વની દૃષ્ટિથી અને મહત્ત્વપૂર્ણ એવાં સ્થળોની સુરક્ષા અને વ્યવસ્થા માટે પૂરતા પ્રયત્નો કરવાનું નક્કી કરવામાં આવેલ.

આલોટ : શ્રી મૈનાબાઈ ચાંદમલ ટ્રસ્ટ (ફર્મ : ચાંદમલ સાગરમલ) તરફથી શ્રી મહાવીર વિદ્યાલયની સ્થાપના કરવામાં આવી. વિદ્યાલયમાં ૧ થી ૧૧ ધોરણ સુધીનો અભ્યાસ કરાવવામાં આવે છે. અહીં આવેલ ત્રણ જિનાલય, ઉપાશ્રય, ઔષધાલય, મહિલા કલામંદિર આદિ દ્વારા ઉજવણીમાં ભાગ લેવાયો.

આ ઉપરાંત રાજ્યના કાલાપીપલ, રાયસેન, પટેરા, દમોહ, ગુના, બાબઈ, દતિયા, નાભા, રાજનાંદગાંવ, શમશાબાદ, ચીચોલી, ખવાસા, બાલચૌર વગેરે ગામોમાં પણ શોભાયાત્રા, સભા તેમ જ વિવિધ અનુષ્ઠાનો આદિ કાર્યો દ્વારા નિર્વાણ મહોત્સવની ઉજવણી કરવામાં આવી છે.

## મધ્ય પ્રદેશમાં ૨૭ કીર્તિસ્થંભનાં નિર્માણ

## કીર્તિસ્થંભના નિર્માણમાં વિક્રમ

અશોકનગર
અહારજી
બજરંગગઢ
દમોહ
છત્તરપુર
હરદા
ફુલઢન
ઇટારસી
જબલપુર
કવર્ધા
કૌતમા
કાયમગંજ
ખૈરાગઢ
ખુરઈ
ખંડવા
મૌ (ભિન્ડ)
મન્ડલા
નવાપુરા રાજિમ
પપૌરાજી
પન્ના
સિરોજ
સારંગપુર
સોનગિરિ
શ્યોપુર કલાં
શિવપુરી
વિદિશા (૨)

મધ્ય પ્રદેશમાં નિર્વાણ મહોત્સવની ઉજવણી રચનાત્મક પ્રચારાત્મક તેમજ ભાવનાત્મક રીતે વિરલ એવી ઉજવાઇ, ભારતભરમાં બંધાનાર કીર્તિસ્થંભમા અડધા તો આ એક જ રાજ્યમા બનનાર છે. રાજ્યમા જ્યાં કીર્તિસ્થંભ બંધાનાર છે. તેની યાદી ઉપર આપી છે.



સામાયિકથી
જીવને
શું પ્રાપ્ત થાય
છે?

સામાયિકથી
જીવને
સાવદ્યયોગોની
નિવૃત્તિ થાય છે.



શતાબ્દી ઉજવણીના વિવિધ કાર્યક્રમો માટે પ્રદેશ સરકારે રૂા. અર્ધા લાખની-રકમનો ખર્ચ કર્યો.

મણિપુરમાં 'ભગવાન મહાવીર આરોગ્ય ભવન" નિર્માણ કરવા સરકાર પાસે વિના મૂલ્યે જમીન માંગવામાં આવી છે. મળેથી આ ભવનની કાર્યવાહી શરૂ થશે. આ મ ટે રૂા દોઢેક લાખનો ખર્ચ થશે.

મણીપુરના એક રાજમાર્ગને 'ભગવાન મહાવીર માર્ગ" નામ અપાયું.

ઈમ્ફાલ : મણીપુરની રાજ્ય સરકારે આજીવન કેદની સજા પામેલા કેદીઓ સહિત ૧૧ કેદીઓને છોડી મૂકવાની તેમજ બીજા કેદીએ.ની સજાઓમાં ઘટાડો કર્યાની ઘોષણા કરીને. જન્મ દિવસે ભગવાનને ભાવભીની અંજલિ અર્પણ કરી.

અત્રે યાદ રહે કે મણિપુર રાજ્યમાં મહાપુરુષોની જયંતી પ્રસંગે કેદીઓને મુકત કરવાનો આ પ્રથમ અવસર છે.

૨૪મીએ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી રાજકુમાર દેવેન્દ્રસિંહે વિરાટ મેદનીના જયનાદ વચ્ચે જૈનધ્વજ ફરકાવ્યો. ત્યારબાદ શિક્ષણ પ્રધાનની અધ્યક્ષતામાં જાહેરસભા મળી. બપોરે નીકળેલ શોભાયાત્રામાં તમામ ધર્મ અને જાતિના લોકોએ ઉમંગભેર ભાગ લીધો યાત્રામાં રાજસ્થાની નૃત્ય મંડળી અને મણીપુરી નૃત્ય મંડળીના નૃત્ય અને સંગીતના કાર્યક્રમ પણ થયાં.

મહાવીર જયંતીના આ પાવન દિવસે નિર્વાણોત્સવ સમિતિ તરફથી જેલ I કેદીઓને મીઠાઇ પહોંચવામાં આવી.

૨૫ એપ્રિલે ભ. મહાવીર દિગંબર જૈન હાઇસ્કુલના વિદ્યાર્થીઓએ દહેજ પ્રથા અંગે વેધક નાટક ભજવ્યું. ૨૬મીએ અખંડ નવકાર મંત્રનો જાપ કરાયો. ૨૭મીએ રાજ્યના કૃષિ પ્રધાન ડૉ ચન્દ્રમણિ સિંહની અધ્યક્ષતામાં ગાંધી મેમોરિયલ હોલમાં સાંસ્કૃતિક કાર્યક્રમ થયો. કેન્દ્ર સરકારના સેન્ગ એન્ડ ડ્રામા ડીવીઝન, ઈમ્ફાલ કેન્દ્રે ભગવાનના જીવન અંગે નૃત્ય નાટિકા ભજવી. જૈન વિકાસ મંડળે "દીવાન અમરચન્દ' નાટક રજૂ કર્યું.

## મેઘાલય

શીલોંગ : નોર્થ ઈસ્ટર્ન હિલ યુનિવર્સિટીના ઉપકુલપતિ ડૉ. ચન્દ્રન ડી. એસ. દેવાનેસેને ભગવાનના જીવન પર આલોચના ચક્રનું ઉદ્ઘાટન કર્યું હતું. આલોચના ચક્રની અધ્યક્ષતા પ્રાદેશિક સમિતિના કાર્યાધ્યક્ષ શ્રી ભંવરલાલ સરાવગીએ કરી હતી

આ વર્ષમાં અત્રે દિગંબર જૈન ચૈત્યાલયની સ્થાપના કરાઈ.



## વિકાસના પગથિયાં

○ અને કર્મરહિત સ્થિતિથી મોક્ષ
○ કર્મોના નાશથી કર્મરહિત સ્થિતિ
○ તપથી પહેલાંના કર્મોનો નાશ
○ આસ્રવના રોકાણથી તપ
○ સંયમથી આસ્રવનું રોકાણ
○ પચ્ચક્ખાણથી સંયમ
○ વિજ્ઞાનથી પચ્ચક્ખાણની ભાવના
○ તત્ત્વજ્ઞાનથી વિશિષ્ટ વિજ્ઞાન (બોધ)
○ ધર્મશ્રવણથી તત્ત્વજ્ઞાન
○ સતસંગથી ધર્મશ્રવણ

મુમુક્ષુ
આખા જગતને
સમભાવથી જુવે,

તે કોઇને પ્રિય
અને કોઇને
અપ્રિય ન કહે,

કોઈ
મારે તો ક્રોધ
ન કરે,

કોઈ કડવા વેણ
કહે તો ગુસ્સે
ન થાય,

બધાં પરિષહોને
સમભાવથી સહે
અને

કોઈ
પ્રકારનો
કોલાહલ ન કરે.

ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક મહોત્સવની દેશ–વિદેશમાં જે ઉજવણી થઇ તેમાં સૌપ્રથમ ઉજવણીનો મંગલ પ્રારંભ કરવાનો યશ પરમ પૂજ્ય શાસનપ્રભાવક સ્વ. આચાર્યશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના શિષ્યરત્ન પૂજ્ય સાહિત્ય–કલારત્ન મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજના ફાળે જાય છે.

## મહારાષ્ટ્ર

૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ વર્ષનો સત્તાવાર પ્રારંભ ૧૩ નવેમ્બર ૧૯૭૪થી થયો. આના ૭ મહિના અગાઉ ૧૫ જૂન ૧૯૭૪ના રોજ પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ તથા પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી મહારાજની પ્રેરણા અને માર્ગદર્શન હેઠળ મુંબઇમાં 'તીર્થંકર ભગવાન મહાવીર ચિત્રસંપૂટ' નામના સચિત્ર ગ્રન્થની નીકળેલ ભવ્ય રથયાત્રાથી નિર્વાણ મહોત્સવનો મંગલ શંખનાદ ફુંકાયો.

આ શોભાયાત્રાના બીજા દિવસે પૂજ્ય ગુરુવર્યોની નિશ્રામાં મુંબઈમાં યોજાયેલ શાનદાર ઉદ્‌ઘાટન સમારંભે, મંગલ પ્રારંભ ઉત્સવને, ભવ્ય યશકલગી ચડાવી. આ જ સમારંભમાં નિર્વાણ મહોત્સવ બન્ને પૂજ્ય ગુરુવર્યોએ ભારે ઉત્સાહ અને આયોજનપૂર્વક ઉજવવાની જોરદાર હાકલ કરી.

અત્રે યાદ રહે કે પૂજ્ય સાહિત્ય–કલારત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ, નિર્વાણ મહોત્સવ ઉજવણી માટે રચાયેલ રાષ્ટ્રીય સમિતિના માનવંતા અતિથિવિશેષ પદે બિરાજીત થયા હતા. આ મહત્ત્વના પદની ભારે મોટી જવાબદારી તેઓશ્રીએ મુંબઈમાં અપ્રમતભાવે બિરાજીને ભારે સફળતાથી બજાવી.

રાષ્ટ્રીય સમિતિની બેઠકોમાં, સાધુ સમાચારીના કારણે તેઓશ્રી ઉપસ્થિત નહોતા રહી શક્યાં છતાંય પોતાના પ્રતિનિધિને એ બેઠકોમાં મોકલીને તેમજ સંબંધિત અધિકારીઓ અને આગેવાનો સાથે સતત પત્રવ્યવહાર કરીને તેમજ મુંબઇમાં તેઓશ્રીને નિર્વાણોત્સવ સંબંધી મળવા આવેલા રાષ્ટ્રીય સમિતિ અને મહાસમિતિના સૂત્રધારો સાથે અથાક બેઠકો યોજીને પૂજ્યશ્રીએ તબિયતને પણ હોડમાં મૂકીને સમ્યક્ માર્ગદર્શન આપ્યું હતું.

અતિથિ વિશેષ પદની આ વિરાટ જવાબદારીમાં તેઓશ્રીને તેમના પૂજ્યપાદ આરાધ્ય ગુરુદેવો પરમ પૂજ્ય જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજ તથા યુગદીવાકર પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના મંગલ આશીર્વાદ તેમજ માર્ગદર્શનપૂર્વક હાર્દિક સહકાર મળ્યો હતો.

મહારાષ્ટ્ર સરકારે તો પોતાની મર્યાદામાં રહી રાજકિય સ્તરે રાજ્યભરમાં નિર્વાણોત્સવની શાનદાર ઉજવણી કરી પરંતુ પૂજ્ય આચાર્ય ભગવંતશ્રી વિજયપ્રતાપસૂરિજી મહારાજ, પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ, સાહિત્ય–કલારત્ન મુનિશ્રી યશોવિજયજી મહારાજ અને તેઓના શિષ્યો–પ્રશિષ્યોની મંગલ પ્રેરણા અને માર્ગદર્શન હેઠળ બૃહદ્ મુંબઇમાં નિર્વાણ વર્ષમાં જે કેટલાક ચિરસ્મરણીય પ્રચારાત્મક અને નિર્માણ કાર્યો થયા તે આ પ્રમાણે છે:—

૧. વિવિધ ક્ષેત્રની જૈન–અજૈન ભાઈ–બહેનોની બનેલી ભગવાન શ્રી મહાવીર ચિત્રમય જીવન-ગ્રન્થ પ્રકાશન સમારોહ સમિતિની રચના.

૨. મુંબઈમાં તા. ૧૫ જૂનના રોજ 'તીર્થંકર ભગવાન મહાવીર ચિત્રસંપૂટ'ની દબદબાભરી જ્ઞાનયાત્રા.



૩. તા. ૧૬ જુને બિરલામાતુશ્રી સભાગારમાં વિશાળ આયોજનપૂર્વક આનંદોલ્લાસથી ઉજવાએલો અવિસ્મરણીય 'ચિત્રસંપુ'નો ઉદ્ઘાટન સમારોહ.

૪. નિર્વાણ વર્ષના પ્રારંભ અને પૂર્ણાહુતિ પ્રસંગોએ 'મુંબઈ સમાચાર' અને અન્ય દૈનિક પત્રોની પ્રગટ થયેલ વિશિષ્ટ પૂર્તિઓ. મહાવીર જીવનપ્રસંગોને અનુરૂપ સ્લાઈડનો કાર્યક્રમ.

૫. પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં પ્રદર્શન યોજાયું. જે ભગવાન મહાવીર ચિત્રસંપૂટના જ ચિત્રો ઉપરના વિશાલકાય ફોટોગ્રાફથી, વિવિધ ભાષામાં આપવામાં આવેલા પરિચયથી તેમ જ શ્વેતામ્બર, દિગમ્બરના તીર્થો, પ્રાચીન મૂર્તિઓ, હસ્તલિખિત પ્રતો, જૈન સંસ્કૃતિના પ્રતિકો સાથેનું ભવ્ય અને આકર્ષક બન્યું હતું.

૬. ઉજવણીના પ્રારંભમાં લાખો માણસોથી ઊભરાતી નીકળેલ વિરાટ રથયાત્રા.

૭. તા. ૨૩ એપ્રિલ ૧૯૭૫ના જન્મકલ્યાણકના નીકળેલ ભવ્ય વરઘોડો.

૮. મુંબઈ, ઓગસ્ટ ક્રાંતિ મેદાન [ગોવાલિયા ટેન્ક]માં પાંચ કલ્યાણકની રચનાઓ સાથેનું 'મહાવીરનગર'.

૯. મુંબઈ–વાલકેશ્વર, શ્રી આદીશ્વરજી દેરાસરના પટાંગણમાં 'પ્લાસ્ટર ઓફ પેરિસ'માંથી બનાવેલ વિશાળ પાવાપુરી જિનાલય.

◉ ◉ ◉

મહારાષ્ટ્ર એટલે પૂજ્ય સાધુ–સાધ્વી ભગવંતોના સતત ચરણસ્પર્શથી પાવન બનેલી ધરતી. ચારેય ફિરકાના પૂજ્ય શ્રમણ અને શ્રમણી ભગવંતોની પવિત્ર નિશ્રામાં રાજ્યભરમાં અનેકવિધ અનુષ્ઠાનોપૂર્વક આ ઐતિહાસિક અવસરની ઉપાસના થઈ. રાજકિય સ્તરે અને જિલ્લાસ્તરે તો અનેક નાના મોટા શહેરોમાં રથયાત્રાઓ, પ્રભાતફેરી અને જાહેરસભા આદિનું આયોજન થયું. આરાધ્ય અને પૂજ્ય સાધુ–સાધ્વીગણની છત્રછાયામાં પણ વિવિધ કલ્યાણકોના પ્રસંગે અનેક સ્થળોએ ધામ-ધૂર્વક ભવ્ય અને વિરાટ રથયાત્રાઓ નીકળી. મલાડમાં નીકળેલ રથયાત્રામાં શ્રાવકોએ હાથે રથ ખેંચ્યા.

- પાંચેય કલ્યાણક પ્રસંગે અનેક જિનમંદિરોમાં આત્મભર અને આત્મહર આંગી થઈ.
- શાંતિસ્નાત્ર, સિદ્ધચક્ર મહાપૂજન સહિત ત્રણથી આઠ દિવસના ઓચ્છવો થયાં.
- ૬૪ ઈન્દ્રો, ૫૬ દિક્કુમારી સહિતના ભક્દ સ્નાત્ર મહોત્સવ થયા.
- ૨૫૦૦ સાથિયા કરાયા.
- ૨૫ દિવસ મૌનથી સાધના થઈ.
- એક લાખ આઠ હજાર લોગસ્સનો કાઉસ્સગ્ગ થયો.
- વિવિધ તપ અને વ્રતના નિયમો લેવાયા. બાળકોએ દીવાળીમાં ફટાકડા નહિ ફોડવાની પ્રતીજ્ઞા લીધી.
- ૭૨ ગહુંલીઓ થઈ.
- ૨૪ લોગસ્સના અખંડ જાપ થયા.
- રંગોળીમાં તો મુંબઈએ વિક્રમ નોંધાવ્યો. જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ કલ્યાણક પ્રસંગે બૃહદ્ મુંબઈમાં ઉપાશ્રય અને સ્થાનકોમાં ભગવાન મહાવીરના જીવન પ્રસંગોની આબેહૂબ આકર્ષક રંગોળીઓ થઈ.
- કેટલેક સ્થળે ભગવાનના જીવન પ્રસંગોની હરતી–ફરતી રચનાઓ થઈ.
- ઘાટકોપરની સર્વોદય હોસ્પીટલની વિશાળકાય જગ્યામાં ૨૭ ફૂટની ઊંચી કાયોત્સર્ગ (ખડ્ગાસન) મુદ્રાવાળી આરસની ભવ્ય મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી. આ મૂર્તિ પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજના ઉપદેશથી અને પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના પ્રબલ સહકારથી તૈયાર કરવામાં આવી. આ મૂર્તિના શિલ્પની આકૃતિનું આયોજન મૂર્તિશિલ્પના માર્મિક અભ્યાસી પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી મહા-



રાજે કર્યું હતું. શ્વેતામ્બર સંઘમાં આટલી મોટી મૂર્તિ આ પહેલી જ સ્થાપિત થઈ.

- વિદ્વાનવક્તા પંન્યાસપ્રવર શ્રી પદ્મસાગરજી મહારાજની પ્રેરણાથી નિપાણીમાં વીસ વીસ દિવસ સુધી કતલખાના બંધ રહ્યા.
- રાષ્ટ્રીય સમિતિના અતિથિવિશેષ, સ્થા૦ જૈન શ્રમણ સંઘના પ્રમુખવિશેષ આચાર્યસમ્રાટ પૂજ્ય આચાર્યશ્રી આનંદઋષિજી મહારાજના અનુરોધથી બૃહદ્ મુંબઈનાં સમસ્ત સ્થાનકવાસી જૈન સંઘોએ પર્વાધિરાજ પર્યુષણા પર્વની આરાધના બીજા ભાદરવામાં કરવાનો નિર્ણય કર્યો.
- જીવદયા અને અભયદાનના કામો થયાં.
- સાધર્મિક ભક્તિના ફંડો થયાં.
- હોસ્પીટલોમાં હજારો દરદીઓને ફળ અને દવા વહેંચાયા.
- ગરીબોને ભોજનદાન અપાયા.
- દુષ્કાળ રાહત અને માનવ રાહતના ફંડો થયાં.

● પૂજ્ય સાધુ-સાધ્વી ભગવંતોની પ્રેરણા ઉપરાંત કેટલીક સંસ્થાઓએ પણ સ્વતંત્ર રીતે નિર્વાણ વર્ષની ઉજવણી કરી. તે આ પ્રમાણે છે :

- મુંબઈનાં શ્રી મહાવીર જૈન વિદ્યાલયે 'ન્યુ ડોકયુમેન્ટસ ઓફ જૈનીઝમ ગ્રંથ'નું પ્રકાશન કર્યું.
- મુંબઈમાં 'અનેકાંત યુવક સંઘે' ભગવાનના જીવન અને ઉપદેશ અંગે વ્યાખ્યાનમાળાઓ યોજી.
- કલા ભારતી [મુંબઈ]એ ભક્તિ સંગીત, કીર્તન, નવકારમંત્ર, ભક્તામર સ્તોત્રનું પ્રશિક્ષણ આપ્યું.

## ચિત્રસંપૂટનું ભવ્ય પ્રકાશન

- દિગમ્બર જૈન નવયુવક સંઘે ભગવાન શ્રી મહાવીરનાં જીવન પ્રસંગોની રંગોલી સ્પર્ધા યોજી. આ સ્પર્ધામાં શ્રેષ્ઠ રંગોલીનો નિર્ણય આપવાની જવાબદારી શ્વેતામ્બર સાધુ પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી (રા.સના અતિથિવિશેષ) મહારાજે સ્વીકારી હતી. નિર્વાણ મહોત્સવના નિમિત્તે બંને સંપ્રદાયો વચ્ચે આ રીતે ધાર્મિક સ્નેહસંપર્કની વૃદ્ધિ થઈ.
- પંજાબ જૈન ભ્રાતૃસભાના ઉપક્રમે કવિસંમેલન ભરાયું.
- ઘાટકોપર સ્થાનકવાસી જૈન સ્વયંસેવક મંડળે વકતૃત્વસ્પર્ધા યોજી.
- અખિલ ભારતીય અનેકાંત સાહિત્યકાર પરિષદે (જબલપુર) કવિસંમેલન યોજ્યું.
- વિશ્વ હિન્દુ પરિષદે પોતાના મુખપત્ર 'હિન્દુ વિશ્વ'નો દળદાર વિશેષાંક પ્રકટ કર્યો.
- ભારત જૈન મહામંડળે જૈન ધર્મની પરિચય પુસ્તિકાઓની શ્રેણી શરૂ કરી.
- શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ તરફથી નિર્વાણ વર્ષમાં 'જૈન' [ભાવનગર] સાપ્તાહિકમાં નિયમિત પૂર્તિ પ્રકટ થઈ.

## વિપુલ સાહિત્ય વિતરણ

## ● ● અખબારી પૂર્તિઓના વૈવિધ્યભર્યાં પ્રકાશનો ● ●



અત્રે સવિશેષ નોંધ લેવી જોઈએ કે શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ, શ્રી અ.ભા. દિગમ્બર જૈન તીર્થક્ષેત્ર કમિટી, સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ, શ્રી જૈન શ્વે. તેરાપંથી સભા, શ્રી ભારત જૈન મહામંડલ આદિ સંસ્થાઓએ સુમેળભર્યા સહકારથી નિર્વાણવર્ષની ઉજવણી સંયુક્તપણે ઉજળી કરી હતી.

આ મંગલ વર્ષમાં રાજ્યભરમાં, નાના-મોટા શહેરોમાં, ખાસ કરીને મુંબઈ, પૂના, નાગપુર, સાંગલી, કોલ્હાપુર, જલગાંવ, વર્ધા, અહમદનગર, નાંદેડ, શોલાપુર, ધુલિયા, ઔરંગાબાદ, થાણામાં ઐતિહાસિક અને અભૂતપૂર્વ રથયાત્રાઓ નીકળી. રાજકિયસ્તરે અને સંસ્થાકિય ધોરણે જાહેરસભાઓ થઈ. પ્રભાતફેરીના આયોજનો થયાં.

● રાજ્યમાં પ્રચારાત્મક અને નિર્માણ કાર્યો જે કંઈ થયા તે આ પ્રમાણે છે :

☐ અખબારી પૂર્તિઓ

મુંબઇ સમાચાર, જન્મભૂમિ, જનશક્તિ, તરુણ ભારત, સાધના, લોકસ્વરાજ્ય, નવભારત ટાઈમ્સ. ટાઇમ્સ ઓફ ઇન્ડિયા, ઇલસ્ટ્રેટેડ વિકલી, ધર્મયુગ, ફેમિના વગેરે.

☐ પ્રદર્શનો

પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી સંપાદિત, ગોકુળ કાપડીયાના ચિત્રોનાં કે તે ચિત્રો ઉપરથી આધારીત વિવિધ માધ્યમો પર કરેલા વિશાળકાય ચિત્રોનાં પ્રદર્શનો મુંબઇ પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં તેમ જ મઝગાંવ વિલેપાર્લા, પૂના, થાણા, નાગપુરમાં યોજાયા.

☐ પરિસંવાદ અને વ્યાખ્યાનમાળા

મુંબઇ, પૂનામાં.

☐ કવિ સંમેલનો

મુંબઈ, ઘાટકોપર, સાંગાલી અને શોલાપુરમાં બહુભાષી સાહિત્યસંમેલન.

☐ કીર્તિસ્તંભો

મુંબઈ-મલબારહીલ, પૂના, બારામતી, નાંદેડ, નીરા, ફલ્ટન, શોલાપુર, વિદર્ભના તમામ જિલ્લાઓમાં.

☐ મહાવીર ભવનો

શોલાપુર, તેંદાપુર, વર્ધા.

આ ઉપરાંત શોલાપુરમાં 'જૈન મ્યુઝિયમ', નાગપુરમાં અને કોલ્હાપુરમાં 'મહાવીર ઉદ્યાન' યવતમાલમાં 'જૈન વિદ્યા કેન્દ્ર'ના નિર્માણ કાર્ય પણ થયા. પૂના, કોલ્હાપુર અને સાંગલી જિલ્લામાં તો અનેકવિધ મહત્ત્વાકાંક્ષી યોજનાઓ બની છે. પૂનાની સમિતિએ રૂા. ૩૦ લાખની યોજના બનાવી 'મહાવીર આરોગ્ય ધામ', 'જૈન ચેર' વગેરે કરવાના નિર્ણયો લીધા છે.

નાગપુર અને મુંબઇમાં નિઃશુલ્ક નેત્રશિબિરો યોજાઈ.

● મહારાષ્ટ્ર રાજ્યસરકારે નિર્વાણ વર્ષની ઉજવણીમાં ઉમંગથી સક્રિયપણે ભાગ લીધો. માનનીય રાજ્યપાલની સંરક્ષકતામાં અને મુખ્ય મંત્રીશ્રી વી. પી. નાયકની અધ્યક્ષતામાં મહારાષ્ટ્ર રાજ્ય ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિની તેમજ ૨૬ જિલ્લાસ્તરીય સમિતિઓની રચના થઈ.

- રાજ્યસરકારે એક વરસ માટે રાજ્યભરમાં વન્ય પશુ-પક્ષીઓનાં શિકાર પર પ્રતિબંધ મૂકયો. જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ વર્ષના પ્રારંભ અને પૂર્ણાહુતિના- એમ પાંચ દિવસોએ રાજ્યભરના તમામ કતલખાનાઓ બંધ રાખવાનો આદેશ આપ્યો.
- નિર્વાણ મહોત્સવની ઉજવણી માટે રૂા. દસ લાખની રકમ ફાળવી. તે આ પ્રમાણે : રૂા. પાંચ લાખ રચનાત્મક સેવા કાર્યો માટે, રૂા. ત્રણ લાખ પ્રચાર અને કીર્તિસ્થંભ આદિ નિર્માણ અને સમારોહ સંબંધી પ્રચાર સાહિત્ય અને સભાના આયોજન માટે અને રૂા. બે લાખ રાજ્યના વિદ્યાલયો, વિશ્વવિદ્યાલયો તેમજ વાચનાલયોમાં સાહિત્ય વિતરણ માટે.





## રચનાત્મક અને પ્રચારાત્માક કાર્યોના અનેક આયોજનો

○ મહારાષ્ટ્ર રાજ્યે પબ્લીકને જાણ કરવા અને મહારાષ્ટ્રભરમાં ઉત્સાહ જગાડવા વિવિધ ભાષાઓમાં હજારો પોસ્ટરો બહાર પાડ્યાં.

○ ભગવાન મહાવીરના ચિત્ર અને ઉપદેશ સાથેની સચિત્ર ડાયરીનું પ્રકાશન કર્યું. તેમજ પોતાના મુખપત્ર "લોકરાજ્ય"ના મરાઠી, અંગ્રેજી અને ઉર્દુ એમ ત્રણ ભાષામાં ઉત્તમ કોટીના વિશેષાંકો પ્રગટ કર્યા. ભગવાનના જીવન અને ઉપદેશનો મીતાક્ષરી પરિચય આપતાં હજારો ફોલ્ડરો વિવિધ ભાષામાં બહાર પાડ્યા. રાજ્યની લાયબ્રેરીઓ માટે જૈનધર્મને લગતાં પુસ્તકો હજારો રૂપિયાનાં ખર્ચે રાજ્ય તરફથી ખરીદીયાં.

○ મુંબઈ શહેર સુધરાઈએ મુંબઈનાં પ્રિન્સેસ સ્ટ્રીટ અને લુહારચાલને જોડતા ચોકને 'વર્ધમાન ચોક'નું નામ આપ્યું. અન્ય શહેર સુધરાઈઓએ પણ કેટલેક સ્થળે મુખ્ય માર્ગને 'મહાવીર માર્ગ'ના નામ આપ્યાં. અને આ નિમિત્તે સભાઓ પણ યોજાઈ.

○ આકાશવાણી અને ટેલીવીઝનનાં મુંબઈ કેન્દ્રોપરથી જૈનધર્મ અને ભગવાનના જીવન અને ઉપદેશ અંગે અવારનવાર સંગીતના, વાર્તાલાપના, નાટકના વગેરે કાર્યક્રમો પ્રસારિત કર્યા. ટેલીવીઝન કેન્દ્રે સમારોહની ઉજવણીના દૃશ્યો તે જ દિવસે પ્રેક્ષકોને બતાવ્યા.

આ પ્રચાર કાર્યના આયોજનમાં પૂજ્ય મુનિશ્રી યશોવિજયજીના માર્ગદર્શન અને સહકાર ખૂબજ મહત્વનાં હતાં.

## વિશાળ અને વિરાટ રથયાત્રા

અને જાહેર કાર્યક્રમોમાં (રથયાત્રા, જાહેર સભા, પ્રદર્શન) રાજકિય પ્રધાનો, રાજકિય નેતાઓ તેમજ વિશિષ્ટ જૈનેતર વ્યક્તિઓએ પણ હાજરી આપી અને પોતાના પ્રાસંગિક પ્રવચનમાં ભગવાન મહાવીરનો ગુણાનુવાદ કરી તેઓશ્રીના મહાન સિદ્ધાન્તોને અંજલિ આપી અને તેમના ઉપદેશોને જીવનમાં ઉતારવાનું ઉદ્બોધન કર્યું.

નિર્વાણ મહોત્સવ નિમિત્તે ખાસ તૈયાર થયેલ અને બહુમાન્ય "જૈન ધ્વજ" તેમજ "જૈન પ્રતીક"નો જૈનોએ હોંશે હોંશે છૂટથી ઉપયોગ કર્યો. દુકાનો અને ઘરો પર તેમજ સંસ્થાઓના મકાનો પર, મોટરોપર 'જૈન ધ્વજ" લહેરાવ્યો. તેનાં તોરણો બાંધ્યા. અને બલા પર 'જૈન પ્રતીક' લગાડીને લોકો ઘૂમ્યા. વાહનો ઉપર પણ સ્ટીકર લગાડયા.

આમ પૂજ્ય સાધુ-સાધ્વીજી ભગવંતોની પ્રેરણાથી અને નિશ્રામાં તેમજ મહારાષ્ટ્ર સરકારના સહયોગથી અને જૈનસમાજના અગ્રગણ્ય નેતાઓ ચારેય ફિરકાના આગેવાનોના સંગઠિત સહકાર અને ઉત્સાહથી રાજ્યભરમાં નિર્વાણ મહોત્સવની ઉજવણી, રાજ્યના જૈન ઇતિહાસમાં એક સોનેરી પ્રકરણ લખી ગઈ.

## શાનદાર અને યાદગાર પદયાત્રા

## 'મહાવીરનગર' મુંબઈમાં જન્મકલ્યાણકની અપૂર્વ ઉજવણી



# મહારાષ્ટ્ર રાજ્યે

# ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : માનનીય શ્રી રાજ્યપાલ, મહારાષ્ટ્ર રાજ્ય

પ્રમુખ : માનનીય શ્રી મુખ્યમંત્રી

ચેરમેન : શ્રી એ. એન. નામજોષી, શિક્ષણમંત્રી

## ● સર્વશ્રી સભ્યો ●

| | |
|---|---|
| વી. એસ. પાગે, પ્રમુખ : વિધાન પરિષદ, મુંબઈ | |
| એસ. કે. વાનખેડે, પ્રમુખ : રાજ્ય વિધાનસભા | |
| મધુકરરાવ ચોધરી, નાણામંત્રી | |
| મહાવીર અધિકારી, સંપાદક : નવભારત ટાઇમ્સ | |
| મોતીલાલ અજમેરા | ઔરંગાબાદ |
| રામકૃષ્ણ બજાજ | મુંબઈ |
| એસ. સી. બાફના | નાગપુર |
| પી. ડી. બાફના | દહાણુ |
| સુગાલચંદ છગનમલ બાફના | ધુલિયા |
| કાંતિલાલ રતનલાલ બાંઠિયા | પનવેલ |
| માનસિંહ વૈદ | મુંબઈ |
| એડ. આઇ. વૈદમુથા | ધૂલિયા |
| ભીકુલાલ બાંઠિયા | પરભણી |
| ધર્મવીર ભારતી, સંપાદક : ધર્મયુગ | મુંબઈ |
| ચિરાઝી રાવ ભોસલે | ફલટન |
| ખીમજી એમ. ભુજપુરિયા | મુંબઈ |
| સી. યુ. બોરા | નાગપુર |
| વિજયરાજ ફતેહચંદ બરમેચા | નાસિકસીટી |
| ચંદુલાલ કસ્તુરચંદ | મુંબઈ |
| કેશવરાજ ચોગુલે એડવોકેટ | સાંગલી |
| દદોબા મલપા ચોગુલે | કોલ્હાપુર |
| શાન્તાબાઈ બાબુલાલ છાજેડ | નાસિક |
| ઉત્તમચંદ હિરાચંદ છાજેડ | ચાલીસગાંવ |
| રૂપચંદ ચાવડી | કરંજા |
| નરેન્દ્ર ચાવડી | કરંજા |
| કાન્તિલાલ ફુલચંદ ચોરડિયા | પૂના |
| લક્ષ્મીપત ચોરડિયા | મુંબઈ |
| ચંદ્રભાન ડાકલિયા | શ્રીરામપુર |
| જવાહરલાલ દર્ડા | યવતમાલ |
| ધૂડલચંદ રૂપચંદ | ઔરંગાબાદ |
| બાલચંદ હિરાચંદ દોશી | મુંબઈ |
| અમૃતલાલ કાળીદાસ દોશી | " |
| જે. એચ. દોશી | " |
| એમ. એમ. ધ્રુવ | " |
| ચેનકરણ ફતેહપુરિયા એડવોકેટ | વર્ધા |
| નવલમલજી ફિરોદિયા | પૂના |
| હુકુમચંદ મગનલાલ મહનકાટી | નાગપુર |
| વાડીલાલ ચત્રભુજ ગાંધી | મુંબઈ |
| દીપચંદભાઈ એસ. ગાર્ડી | " |
| સૂરજમલ ગોઠી | " |
| સાહુ શ્રેયાંસપ્રસાદ જૈન | " |
| વીરેન્દ્રકુમાર જૈન | " |
| શાંતિલાલ જૈન | " |
| જે. એસ. ઝવેરી | " |
| એમ. બી. કટારિયા | પૂના |
| સંપતમલ કોલિયા | " |
| ભદંતઆનંદ કૌશલ્યાયન | નાગપુર |
| આર. એમ. કાંટાવાલા | મુંબઈ |
| ધીરજલાલ કાન્તિભાઈ કપાસી | " |
| દુર્લભભાઈ કેશવજી ખેતાણી | " |
| બાબાસાહેબ ભાઉસાહેબ ખંજરી, એમ.એલ.એ. ઇચલકરંજી | |



| | |
|---|---|
| મોતીલાલ કોઠારી | પૂના |
| ચંપાલાલ કોઠારી | ,, |
| રમણિકલાલ કોઠારી | ,, |
| કેસરીમલ લલવાણી | પૂના |
| આર. એમ. વિત્તે | મુંબઇ |
| ભાગચંદ મોતીલાલ લોઢા | માલેગાંવ |
| એસ. બી. લુણાવત | મુંબઈ |
| મોહનલાલ લુંકડ | પૂના |
| નથમલ સાગરમલ લુંકડ | જલગાંવ |
| પારસમલ લુનિયા | જાલના |
| અરવિંદ મફતલાલ | મુંબઈ |
| લીલાબાઇ મર્ચન્ટ, એમ. એલ. એ. | પૂના |
| સુમતિબેન મોરારજી | મુંબઇ |
| જવાહરલાલ મુનોત | અમરાવતી |
| કનકમલ મુનોત | પૂના |
| રતિલાલ એમ. નાણાવટી | મુંબઈ |
| આર. પી. નાથ | ઔરંગાબાદ |
| આપાસાહેબ બી. પાટીલ | સતરા |
| બી. એસ. પાટીલ, એમ.એલ.એ. | શિવાને |
| બી. બી. પાટીલ | કોલ્હાપુર |
| બાલ પાટીલ | મુંબઇ |
| બાબુભાઇ પરમાર | કોલ્હાપુર |
| શાંતિનાથ પાટની | ,, |
| અમૃતલાલ પોકરણા | લાટૂર |
| ઉત્તમચંદ ત્રીકમદાસ પોકરણા | પૂના |
| હેમકુમારજી પોરવાલ | કામ્પટી |
| જીવતલાલ પ્રતાપસી | મુંબઇ |
| રિખબદાસ પી. રાંકા | ,, |
| પદ્મચંદ કચોવિત | જયસિંગપુર |

| | |
|---|---|
| ચંપાલાલ સંકલેચા | જાલ |
| સૌભાગ્યચંદ મોહનલાલ સંચેતી | મલક |
| સૂરજમલ સંઘવી | પૂ |
| ડી. સી. શાહ | મુંબ |
| કુસુમબહેન મોતીચંદ શાહ | ,, |
| ચીમનલાલ સી. શાહ | મુંબ |
| જે. આર. શાહ | ,, |
| પોપટલાલ આર. શાહ | પૂ |
| પ્રેમજી નાગજી શાહ | નાગ |
| ચારુદત્ત ચતુરભાઈ શાહ. એમ. એલ.એ. | સાંગ |
| મોતીલાલ વીરચંદ શાહ | માલેગાં |
| પદ્મશ્રી સુમતિબાઇ શાહ | શોલાપુ |
| વિરધીચંદ સેઠિયા | જાલન |
| વર્ધમાન પી. શાસ્ત્રી | શોલાપુ |
| શોભાચંદ હિરાચંદ | નાસિ |
| ખુશવંતસિંગ | મુંબ |
| કન્હૈયાલાલ મોતીલાલ તલૌરા | પૂન |
| ભવનલાલજી તેજાની | નાગપુર |
| શ્રીમલ વાલચંદ | મુંબઇ |
| એમ. યાઈ વૈદ્ય | ધુલિયા |
| ખીમચંદ મગનલાલ વોરા | મુંબઈ |

સચિવ, શિક્ષણ વિભાગ, મહારાષ્ટ્ર સરકાર
યુ. ટી. બેલાન્દે, ઉપસચિવ શિક્ષણ વિભાગ
મહાનિર્દેશક, સૂચના અને જનસંપર્ક વિભાગ
ડાયરેક્ટર ઓફ એજ્યુકેશન

ડેપ્યુટી ડાયરેક્ટર, મહારાષ્ટ્ર ઇન્ફોર્મેશન સેન્ટર
ડાયરેક્ટર, ઓલ ઈન્ડીયા રેડીઓ, મુંબઇ
ડાયરેક્ટર, સ્ટેટ ઇન્સ્ટીટ્યુટ ઓફ એજ્યુકેશન પૂના





★★★★

દિલ્હી અને મુંબઈમાં ઉજવાયેલ નિર્વાણ કલ્યાણકના
પુનિત દિનની ઉજવણીની સંયુક્ત સામુહિક તસ્વીર



ભગવાન મહાવીર પરમાત્માને કોટી કોટી વંદના

સમગ્ર દેશમાં, ખાસ કરીને મુંબઈમાં
ભગવાન મહાવીરની ૨૫મી નિર્વાણ શતાબ્દીની
ઉજવણીનું સૌપ્રથમ મંગલાચરણ

## 'તીર્થંકર ભગવાન શ્રી મહાવીર : ૩૫ ચિત્ર સંપૂટ'

નામના ભવ્ય અને અદ્વિતિય
ગ્રંથરત્નના ઉદ્‌ઘાટનથી થયો.

મહારાષ્ટ્ર રાજ્યના તે સમયના
શિક્ષણ પ્રધાન શ્રી નામદેવ જોશીએ
તા. ૧૬-૬-૭૪ના રોજ મુંબઈના
બિરલા માતુશ્રી સભાગૃહમાં યોજાયેલ
શાનદાર સમારંભમાં 'સંપૂટ'નું ઉદ્‌ઘાટન કર્યું.

આ ઐતિહાસિક અવસરની કેટલીક દસ્તાવેજી
તસ્વીરો આ પછીના પાનાઓ પર રજૂ કરી છે.





ચિત્રસંપૂટના
મુખપૃષ્ઠ
અને
ઉઘડતા પાનાની
તસ્વીર



० ० જ્ઞા ન યા ત્રા ० ० ०



મુંબઈનાં રાજમાર્ગો પર નીકળેલ
ચિત્રસંપૂટની અભૂતપૂર્વ જ્ઞાનયાત્રા

० ० જ્ઞા ન યા ત્રા ० ० ०



ચિત્રસંપૂટના ચિત્રકાર શ્રી ગોકુળભાઈ
કાપડિયા પૂજ્ય મુનિરાજશ્રીને
ચિત્રસંપુટ અર્પણ કરે છે.



ચિત્રસંપુટમાંની ચિત્રપટ્ટીઓ અને
પ્રતિકોના ચિત્રકાર શ્રી રમણિકભાઇ
કંદોઇવાળા ચિત્રસંપુટ અર્પણ કરે છે.



જૈન ચિત્રકલા નિદર્શન
સમિતિના તથા સમારોહ
સમિતિના મંત્રી
શ્રી ચિતરંજન ડી. શાહ
પ્રવચન કરી રહ્યા છે.



ગ્રંથ
પૂજન



સાહિત્ય
અને
કલાપ્રેમી બહેનો
ચિત્ર સંપૂટનું
પૂજન
કરી રહ્યા છે.



વ્યાસપીઠ પર
પૂજ્ય ગુરુવર્યો
અને
આ સમારોહના
સૂત્રધારો
શ્રી ચંદ્રસેન જી. ઝવેરી
શ્રી પ્રાણલાલ દોશી
શ્રી ગોકુલ કાપડિયા
શ્રી ધીરજલાલ ટોકરશી
શાહની
લાક્ષણિક તસ્વીર.

શ્રી મહાવીર કીર્તિસ્થંભ

SITE FOR

MAHAVIR KIRTI-STAMBHA



પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મહારાજ આદિ મુનિ ભગવંતોની નિશ્રામાં યોજાયેલ કીર્તિસ્થંભના ભૂમિપૂજન પ્રસંગે મુંબઈના મેયર શ્રી નાનાલાલભાઈ મહેતા પ્રવચન કરે છે.

卐 ——— 卐 卐 卐

પૂજ્ય સાહિત્ય કલારત્ન મુનિરાજ
શ્રી યશોવિજયજી મહારાજ સાહેબ
કીર્તિસ્થંભના નિર્માણ માટે માર્ગદર્શન આપે છે.

કીર્તિ ૦ ૦ ૦



૦ ૦ ૦



## પાટલાપૂજન □

કીર્તિસ્થંભની જગ્યા પર
ભૂમિપૂજન પહેલા
પાટલાપૂજનની મંગળ ક્રિયા
કરતાં
શ્રી શાંતિભાઈ શુંદરવાળા
અને તેમના ધર્મપત્નિ
તેમજ
શ્રી બાબુભાઇ સીતાબચંદજી
અને તેમનાં ધર્મપત્નિ





મુંબઇના
મશહુર હેંગિગ ગાર્ડન
પાસે મલબારહીલની
એક જગા પર
દિવ્ય વાતાવરણ અને
પવિત્ર મંત્રોચ્ચાર વચ્ચે
સૂચિત
કીર્તિસ્થંભનું
ભૂમિપૂજન કરતાં
મુંબઇનાં મેયર
શ્રી નાનાલાલ ડી. મહેતા
અને
તેમનાં ધર્મપત્નિ
શ્રીમતી ચંપકબહેન

## □ ભૂમિપુજન



કીર્તિસ્થંભના
ભૂમિપૂજન બાદ
પૂજ્યપાદ
આચાર્યદેવશ્રી
વિજયધર્મસૂરિજી
મહારાજ મુંબઈના
મેયર
શ્રી નાનાલાલ
મહેતાને
"તીર્થંકર ભગવાન
શ્રી મહાવીર:
૩૫ ચિત્ર સંપૂટ"
અર્પણ કરે છે.



કીર્તિસ્થંભના પ્રેરક અને માર્ગદર્શક અને
ચિત્રસંપૂટના
પ્રેરક, પ્રયોજક અને સંપાદક
પૂજ્ય મુનિરાજ
શ્રી યશોવિજયજી મહારાજ
મેયર શ્રી નાનાલાલ મહેતા
અને સુધરાઈ સભ્ય
શ્રી રમણભાઈ અંકલેશ્વરિયાને
'ચિત્રસંપૂટ'
અર્પણ કરે છે.



॥ मा हणो–मा हणो–मा हणो ॥

# ભગવાન મહાવીરનો આદેશ : અભયદાન

ભગવાન મહાવીરને પ્રાપ્ત થયેલ કેવળજ્ઞાન અને મહાનિર્વાણના સાધન રૂપ ત્યાગ, તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, અહિંસા-પાલનને અંતે તેમણે આપેલો મહામંત્ર "મા હણો" સમગ્ર વિશ્વના કલ્યાણ માટેનું કલ્પવૃક્ષ છે. શ્રી ભગવાન મહાવીરે તેને કાર્યાન્વિત કરવા અભયદાન, મૈત્રી અને કરૂણાનો જીવનનો કાયક્રમ નીરૂપ્યો. મહાવીરના તત્ત્વજ્ઞાન મુજબ સત્કાર્યો કરનાર–કરાવનાર અને તેની અનુમોદના કરનાર પુન્યના ભાગી બને છે તેમજ પાપકર્મ કરનાર, કરાવનાર અને તેની પ્રત્યક્ષ કે પરોક્ષ



અનુમોદના કરનાર પણ મહાપાપના ભાગી બને છે.

મુંબઈની શ્રી જીવદયા મંડળી અભયદાનના અનેક કાર્યો કરે છે. ગુજરાતના છેલ્લા ભીષણ દુષ્કાળ પ્રસંગે ભૂખે મરતાં ૫૦,૦૦૦ જાનવરોને ઘાસચારો આપી અભય બનાવ્યાં પણ તેનાં રૂ. પાંચ લાખના ખર્ચને પહોંચી વળવા અહિંસામાં માનનાર જૈન સમાજ જો એ અભયદાનના કાર્ય માટે ઉદાર મદદ આપી અનુમોદના કરે તો જ મંડળી પણ અભય બને. જૈન પત્રના અધિપતિએ સહાયતા માટે ભલામણ કરી–કરેલી અનુમોદના માટે આભાર.

## • મુંબઈની શ્રી જીવદયા મંડળી •

૧૨૩–૨૭, દયામંદિર, મુંબાદેવી રોડ :: મુંબઈ–૩



મુંબઇ-ઓવેલ મેદાનની જાહેર સભામાં રાજ્યપાલ અલીયાવર જંગ સહિત અનેક રાજકીય આગેવાનોની ભગવાન મહાવીરને સાદર વંદના.

## મુંબઈમાં ભવ્ય ઉજવણી

મુંબઈ : નિર્વાણોત્સવના પ્રારંભમાં તા. ૧૫-૧૧-૭૪ [ભાઇબીજ]ના રોજ, અત્રે ઓવેલ મેદાનમાં રાજ્યના રાજ્યપાલ શ્રી અલિયાવર જંગના અતિથિવિશેષ પદે યોજાયેલી જાહેરસભામાં અધ્યક્ષસ્થાનેથી રાજ્યના મુખ્ય મંત્રી શ્રી વસંતરાવ પી. નાઈકે આખા વરસ માટે શિકાર પર પ્રતિબંધ મૂકવાની ઘોષણા કરી ભગવાનને ભાવભરી વંદના અર્પી.

રાજ્ય નિર્વાણ મહોત્સવ સમિતિ તરફથી યોજાયેલ આ વિરાટ સભામાં સર્વશ્રી અલિયાવર જંગ, વી. એસ. પાગે (સ્પીકર), ખુશવંતસિંહ (તંત્રી: ઈલસ્ટ્રેટેડ વીકલી), જી. એન. વેદ (ન્યાયમૂર્તિ), મહાવીર અધિકારી (તંત્રી : નવભારત ટાઈમ્સ), કાંતિલાલ પોદ્દાર (મુંબઈના શેરીફ) આદિ રાજકિય અને સામાજિક આગેવાનોએ ભગવાનના જીવન અને સિદ્ધાંતો વિષે મનનીય પ્રવચનો કર્યાં. પુરુષોત્તમ ઉપાધ્યાય અને તેમના કલાવૃંદે જૈન ભજનો ગાયા.

અત્રે યાદ રહે કે ઓવેલ મેદાન પર પહેલીજવાર જૈનોની જંગી જાહેરસભા મળી. ૪૦ હજારથી વધુ જનમેદની થઇ હતી. વ્યાસપીઠ પર ભગવાન મહાવીરની દિવ્ય અને ભવ્ય બહુરંગી તસ્વીર મૂકાઈ હતી. શ્રી લાલચંદ હીરાચંદભાઈએ ભગવાનને ફુલહાર ચડાવ્યા બાદ સભાની કાર્યવાહીનો પ્રારંભ થયો. પ્રવચનો બાદ રાજ્યપાલશ્રી, મુખ્ય મંત્રીશ્રી અને શિક્ષણ મંત્રીશ્રીને મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ સંપાદિત અને ગોકુલભાઇ કાપડિયા ચિત્રિત "શ્રી તીર્થંકર ભગવાન મહાવીર : ચિત્રસંપૂટ" તેમજ એક વેપારીભાઈએ તૈયાર કરાવેલ ભગવાન મહાવીરના ચાંદીના સિક્કા મુનિશ્રી યશોવિજયજી મ૦ તરફથી ભેટ આપવામાં આવ્યા.

આ અગાઉ રથયાત્રાનો અભૂતપૂર્વ વરઘોડો કચ્છી વીસા ઓસવાલ દેરાવાસી જૈન મહાજન, કચ્છી વીસા ઓસવાલ સ્થાનકવાસી જૈન મહાજન, કચ્છી દશા ઓસવાલ જૈન જ્ઞાતિ મહાજન તથા અ.ભા. અચલગચ્છ (વિધિપક્ષ) શ્વે. જૈન સંઘ અને જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ, અ. ભા. દિગમ્બર તીર્થક્ષેત્ર કમિટી,




મહારા

# એ
# વર્ષે મ
# શિકા
# પ્રતિબં

અ.ભા. શ્વે. સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ, જૈન શ્વે. તેરાપંથી સભા, ભારત જૈન મહામંડળ, આત્માનંદ જૈન સભા તેમ જ ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ કલ્યાણક મહોત્સવ સમિતિના ઉપક્રમે ભાતબજાર તથા ખાંડ બજારના દેરાસરેથી બપોરના ૧-૩૦ વાગે નીકળ્યો હતો.

આ વિશાળ રથયાત્રામાં યુગદિવાકર આચાર્યશ્રી વિજય ધર્મસૂરિજી મહારાજ, આચાર્ય શ્રી શુભંકરસૂરિજી મહારાજ, મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ, ગણિવર્યશ્રી જયાનન્દવિજયજી મહારાજ, મુનિરાજશ્રી વાચસ્પતિવિજયજી મહારાજ, મુનિરાજશ્રી સૂર્યોદયવિજયજી મહારાજ આદિ શ્રમણભગવંતો તેમજ વિશાળ સાધ્વીગણ શોભાયમાન થતાં ધર્મયાત્રા જીવંત બની હતી.

આ રથયાત્રામાં જુદી જુદી બગીઓમાં તેમ જ રથમાં ભગવાન મહાવીરની છબીઓ, ડંકો, નિશાન નોબત, ભગવાનની વાણીના બેનરો, જૈનધ્વજ વગેરે શોભી રહ્યા હતા. જૈન પખવાજ ભાવના મંડળ, હાઈસ્કુલ તથા કન્યા છાત્રાલયના વિદ્યાર્થી ભાઈ-બહેનો મોટી સંખ્યામાં જોડાયાં હતાં. ખુલ્લા ખટારામાં ક.વી.ઓ. જૈન મહિલામંડળ, શીવરી જૈન મહિલા મંડળ, વીરભગીની મહિલામંડલ વડાલા, શ્રી મુનિસુવ્રત મહિલામંડળ—પારલા, શ્રી જીરાવલા પાર્શ્વનાથ મહિલામંડળ—ઘાટકોપર, શ્રી આદિજિન મહિલામંડળ માટુંગા, શ્રી સુવિધિનાથ મહિલા મંડળ—લાલબાગ, ક. વી. ઓ.

સેવિકાદળ, મુંબઈ જૈન
સેવિકા મંડળ વગેરેના સ્ત
અને જયનાદોથી તેમ જ
ઓના દાંડીયારાસ અને ભ
ગીતોથી ધર્મભક્તિની ભાગ
ચોમેર વહીને સૌનાં અં
ગદ્‌ગદ બનાવતી હતી.

ભાતબજારથી શરૂ થયેલ
વરઘોડો મસ્જીદ બંદર, પાયધુ
ઝવેરીબજાર, પ્રિન્સેસસ્ટ્રીટ, ધો
તળાવ થઈને મહોત્સવના ર
આવેલ મેદાન ઉતરી બરાબર
વાગે સભામાં ફેરવાઈ ગયો હ
આખા રસ્તે અને બધી અટા
ઓ અને બારીઓમાંથી બે લા
ઉપરાંત ભાઈ-બહેનોએ રથયાત્રા
દર્શન કર્યાં હતાં. આ રથયાત્રા
પચ્ચીસહજાર માનવ મહેરામ
જોતાં બે માઈલ લાંબી
હતી. મુંબઈ જૈન સ્વયંસેવ
મંડળનું બેન્ડ, આત્મવલ્લભ જૈ
સેવામંડળ-સાદડી [મુંબઈ]નું બેન



# બે લાખ લોકોએ બે માઈલ લાંબી નિરખેલ રથયાત્રા

હીરસૂરીશ્વરજી જૈન સેવામંડળ સાદડી (મુંબઈ)નું બેન્ડ, હીરજી ભોજરાજ છાત્રાલયનું બેન્ડ, નેશનલ બ્રાસ બેન્ડ વગેરેએ સુંદર સરોદો રેલાવી શહેરને ગુંજતું કર્યું હતું. જેઓએ આ રથયાત્રા જોઇ, તેઓને માટે સદા યાદ રહી જાય એવો આ જીવનનો લ્હાવો હતો. જાણે સમગ્ર વાતાવરણ ભગવાન મહાવીરના જયનાદોથી ગુંજારવ કરતું હતું. સરઘસની વ્યવસ્થા શ્રી મુંબઈ જૈનસ્વયંસેવક મંડળના વોલંટીયરો તથા મુંબઈ અને પરાના જુદા જુદા વોલંટીયર ભાઈઓએ સુંદર જાળવી હતી. રસ્તામાં ઠંડા–મીઠા પાણીની સગવડ રાખવામાં આવી હતી. રથયાત્રાની સફળતાનો યશ કચ્છી સમાજના આગેવાન શ્રી નારાણજી શામજી મોમાયાને ફાળે જાય છે. તેમણે ટુંકા સમયમાં રથયાત્રાની વ્યવસ્થા સતત પરિશ્રમ અને ચીવટપૂર્વક પૂર્ણ કરેલ.



## ● ● "ચિત્રસંપૂટ" અર્પણ ● ●

પૂજ્ય મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજ સંપાદિત 'તીર્થંકર ભગવાન શ્રી મહાવીર ચિત્રસંપૂટ'નો ગ્રન્થ રાજ્યપાલશ્રી અલિયાવર જંગને અર્પણ કરી રહેલા શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સના પ્રમુખશ્રી દીપચંદભાઈ સવચંદભાઈ ગાર્ડી બાર એટ-લો

સાંજના શિક્ષણ પ્રધાનશ્રી શરદ પવારે અત્રેના મ્યુઝિયમમાં જૈન ચિત્રકળા અને સ્થાપત્ય પ્રદર્શન ખૂલ્લું મૂક્યું. એમાં પૂ. મુનિશ્રી યશોવિજયજી સંપાદિત ચિત્રસંપૂટ ઉપરથી બનાવેલા વિશાળકાય ફોટોગ્રાફો મુખ્યત્વે હતા. પ્રદર્શન ભવ્ય બન્યું હતું.

□ □ □ મુંબઈ, ઓવેલ મેદાનમાં જૈન મહેરામણ □ □ □



વાલકેશ્વર : યુગદિવાકર આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી, સાહિત્યકલારત્ન મુનિશ્રી યશોવિજયજી, ગણિવર્યશ્રી જયાનંદવિજયજી મહારાજ આદિ મુનિભગવંતોની નિશ્રામાં અત્રે શ્રી કુંવરબાઈ અમીચંદ જૈન ઉપાશ્રય હોલમાં તા. ૨૨-૭-૭૪ના રોજ યોજાયેલ એક સમારંભમાં મુનિ શ્રી યશોવિજયજી મહારાજે [તે સમયના] રાષ્ટ્રપતિ શ્રી વી. વી. ગિરિને એક ફુટ ઊંચી હાથીદાંતની ખાસ બનાવેલ ભગવાન મહાવીરની મૂર્તિ અર્પણ કરી. રાષ્ટ્રપતિના ધર્મપત્ની શ્રી સરસ્વતીબહેનને ભગવાન શ્રી પાર્શ્વનાથ તથા શ્રી પદ્માવતીજીનું હાથીદાંતનું કમલ અર્પણ કરાયું. તે વખતે મુનિશ્રી યશોવિજયજીએ

## ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ શ્રી ગિરિને મહાવીરની ભવ્ય મૂર્તિ અર્પણ

પ્રેરક પ્રવચન આપ્યું.

શ્રી ગિરિએ પોતાના પ્રવચનમાં કહ્યું કે, જૈનધર્મનો હું સૌથી વધુ આદર કરું છું. તેને આપણને ઘણી નૈતિક સુશિક્ષા શીખવાડી છે. પણ દુઃખની વાત એ છે કે આપણે આપણા ધર્મના આદર્શોનું પાલન કરતા નથી.

આ પ્રસંગે પૂ. આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મહારાજે તથા પૂ. મુનિશ્રી યશોવિજયજી મહારાજે રાષ્ટ્રપતિને મંગળ આશીર્વાદ આપ્યા હતા. મહારાષ્ટ્રના કૃષિ મંત્રી [તે સમયના] શ્રી શંકરરાવ ચવ્હાણે રાષ્ટ્રપતિનું સ્વાગત કર્યું. આ સમારોહ "પીકચોરિયલ લાઈફ ઓફ ભગવાન શ્રી મહાવીર પ્રેઝન્ટેશન ફંકશન કમિટિ"એ યોજ્યો હતો.

## રાષ્ટ્રપતિ શ્રી અહમદને ચિત્ર-સંપૂટ અર્પણ

મુંબઈ : રાષ્ટ્રપતિશ્રી ફકરૂદ્દીન અલી અહમદના અહીં ૧૭, ૧૮મી ઓકટોબરના બે દિવસના રોકાણ દરમિયાન, તેઓને રાજભવનમાં એક પ્રતિનિધિમંડળ મળ્યું હતું. આ સમયે મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ સંપાદિત અને શ્રી ગોકુલભાઇ કાપડિયા ચિત્રાંકિત ભગવાન શ્રી મહાવીરનો ચિત્રસંપૂટ તેમજ બોલસેના કંપનીએ પ્રસિધ્ધ કરેલ ભગવાનના ચાંદીના સિક્કા અર્પણ કરવામાં આવ્યા. રાષ્ટ્રપતિજીએ મુનિશ્રીને વંદન પાઠવી ભવિષ્યમાં દર્શન કરવાની ભાવના વ્યક્ત કરી હતી.

## ૧૬ છોડના ઉજમણાં આકર્ષક રંગોળી અનુકંપાદાન

પ્રાર્થના સમાજ : પૂજ્ય ગણિવર્યશ્રી જયાનંદવિજયજી મહારાજ આદિની નિશ્રામાં કારતક વદ ૧૦ થી બાર દિવસનો નિર્વાણ કલ્યાણક મહોત્સવ ઉજવાયો. આ પ્રસંગે શ્રી સિદ્ધચક્ર, ઋષિમંડળ આદિ મહાપૂજનો થયાં.

ઉપાશ્રયમાં આ પ્રસંગે યોજાયેલ ૧૬ છોડના ઉજમણામાં ભગવાનના નિર્વાણ પ્રસંગને રજુ કરતું ચિત્ર-દીપકની જ્યોતમાં ભગવાનનું નિર્વાણ, એની ઉપર ભગવાનનું સિદ્ધ થવું અને આજુબાજુમાં ૧૮ ગણતંત્ર રાજાઓ દ્વારા પ્રગટાવેલ ૧૮ દીપકોની શ્રેણીનું ચિત્ર-વિશિષ્ટ હતું. પાવાપુરી જલમંદિરની રંગોળી પણ આકર્ષક રહી.

બારે દિવસ રોજ રાત્રે ભાવના થઈ. તેમજ જુદા જુદા સદ્‌ગૃહસ્થો તરફથી દેરાસરના આંગણે મીઠાઈ અપાઈ. આ ઉપરાંત અંધશાળાઓ, અનાથાશ્રમો અને રકતપિત્તયાઓની શાળાઓમાં વ્યવસ્થિત રીતે અવારનવાર ભોજન મોકલાયું.





# આચાર્ય શ્રી રામચંદ્રસૂરિજી મહારાજ

# નિશ્રામાં ઉપાસનામય ઉજવણી

ભૂલેશ્વર : મોતીશા લાલબાગ ઉપાશ્રય : પૂજ્ય આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણકલ્યાણકની આરાધના અને ઉજવણી અનેરા ઉમંગ અને ઉલ્લાસથી ચિરઃસ્મરણીય બની હતી. વદ ૧૩ને ૧૪ના છઠ્ઠ તેમજ સેંકડોની સંખ્યામાં પૌષધો, દેવવંદન, ગણણું આદિ વિધિપૂર્વક અનુષ્ઠાનો થયા. વદ ૧૪ના નિર્વાણ કલ્યાણક નિમિત્તેનો રથયાત્રાનો વરઘોડો નીકળ્યો હતો. જે ૩ રથો. ૨૪ ઘોડાની શણગારેલ બગીમાં ભગવાનની છબી. બે ઘોડાની શણગારેલ વિકટોરીયાઓ, વિમાન અને હોડીના આકારથી શણગારેલી મોટરો, અનેક બેન્ડો, પાલખી, ૨૪ બેડાયુકત બહેનો, ૫૬ દિક્કુમારિકાઓ આદિથી આકર્ષક અને અનુમોદનીય બનેલ. સવારે ૮ાા વાગે ચઢેલ આ રથયાત્રા મુંબઈના મુખ્ય વિસ્તારોમાં ફરી ૧૧ાા વાગે લાલબાગ–ભુલેશ્વરમાં ઉતરેલ.

પૂજ્ય આચાર્યશ્રી આ સાધુમહારાજો અને સા રાજો તેમ જ વિશાળ વર્ગથી આ રથયાત્રા ભ હતી. તેમ જ ભગવાન સ્વામીના જીવન પ્ર વિવિધ ચિત્રમય રચનાઓ હેલીકોપ્ટરમાંથી કરવામાં પુષ્પવૃષ્ટી આકર્ષક અને બની હતી. મુંબઈ ટેલ કેન્દ્રે તેની ફિલ્મ લઇ દશ્યો ટેલીવિઝન પર રજૂ હતા.

પાયધુની : ભગવાનના દીક્ષા કલ્યાણક પ્રસંગે પાયધુનીમાં આવેલ શ્રી ગોડીજી દેરાસરેથી ભવ્ય રથયાત્રા નીકળી હતી. શ્રી વિજયદેવસૂરિ સંઘ આયોજિત દોઢ માઇલ લાંબી આ રથયાત્રામાં અત્રેના જુદા જુદા ઉપાશ્રયોમાં બિરાજમાન આચાર્ય શ્રી વિજયપ્રતાપસૂરિજી, આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી, આચાર્યશ્રી વિજયશુભંકરસૂરિજી, મુનિપ્રવર શ્રી યશોવિજયજી, પંન્યાસ શ્રી કંચનસાગરજી, પંન્યાસ શ્રી કસ્તુરવિજયજી, પંન્યાસશ્રી પદ્મસાગરજી, ગણિવર્ય શ્રી જયાનંદવિજયજી, મુનિરાજ શ્રી ક્ષમાસાગરજી, મુનિરાજશ્રી વાચસ્પતિવિજયજી, મુનિશ્રી સૂર્યોદયવિજયજી, મુનિશ્રી પ્રમોદસાગરજી, મુનિશ્રી યશોવર્ધનસાગરજી, મુનિશ્રી અમરેન્દ્રસાગરજી, મુનિશ્રી ગૌતમસાગરજી આદિ સાધુ ભગવંતો તેમજ અનેક સાધ્વીમહારાજો પધાર્યા હતા.

**—રથયાત્રામાં—**

- ૨૭ બળદનો રથ
- ૨૭ ઘોડાની બગી
- ૧૪ સ્વપ્ન ચિત્રો
- ૧૦૦ ઘોડેસ્વાર
- ૪૫ આગમસૂત્રો

રથયાત્રામાં ઇન્દ્રધ્વજ, ૭ રથ, ૧૪ સ્વપ્નોના શોભતી ૧૪ મોટરો, સ્ગ ૨૭ ભવના પ્રતિક સમ ઘોડાની બગી અને ૨૭ બ રથ, ત્રણ પાલખી, ૧૦૦ સ્વારો, ૪૫ આગમસૂત્રો, કલ્યાણક, સમોવસરણ રચનાઓ સાથેના ખટારા જુદા જુદા મહિલા મં બહેનોના ૨૨ ખટારા જાહેર માર્ગો પર દાંડીયા, ખ મંજીરા અને તાળીઓના નો ગુંજારવ તથા યુવ રસતરબોળ ભકિતગીતો, નૃત્યો અને 'જય મહાવીર મહાવીર' ના બુલંદ ઊર્મિને હેલે ચઢાવી રહ્યા



ઉપરાંત મુંબઈ જૈન સ્વયંસેવક મંડળ, ઝાલાવાડ સ્થાનકવાસી જૈન સ્વયંસેવક મંડળ અને જૈન પખ-વાજ મંડળના બેન્ડોએ મધુર સરાદો સાથે વાતાવરણને વધુ ગુંજતું બનાવ્યું હતું. ખટારા, ઘોડા, મોટરો વગેરે વાહનો પર જૈનધ્વજો ફરકી રહ્યા હતા.

આ રથયાત્રામાં ગોડીજી દેરાસરના ટ્રસ્ટીઓ, અન્ય સંસ્થાઓ અને સંઘોના આગેવાનો તેમ જ ભાવિક ભાઈ-બહેનો ઘણી જ મોટી સંખ્યામાં જોડાયાં હતાં.

મુંબઈના નગરપતિ શ્રી બમન બહેરામ આદિ નામી આગેવાનો પણ રથયાત્રામાં જોડાયા હતા.

# ભગવાન મહાવીર

## જન્મકલ્યાણક મહોત્સવ સમિતિ, મુંબઈ.

| | |
|---|---|
| શ્રીયુત જયંતભાઈ માવજીભાઈ શાહ મંત્રી | શ્રીયુત નવીનચંદ્ર છગનલાલ કંપાણી |
| ,, ધીરજલાલ મોહનલાલ શાહ ,, | ,, ચીમનલાલ ટોકરશી |
| ,, નટવરલાલ મૂળચંદ પારેખ ,, | ,, નાડીલાલ ચત્રભૂજ ગાંધી |
| ,, દીપચંદભાઈ એસ. ગાર્ડી | ,, રસિકલાલ સોમાભાઈ વકીલ |
| ,, નારાણજી શામજી મોમાયા | ,, શાંતિલાલ મગનલાલ શાહ |
| ,, જયંતીલાલ રતનચંદ શાહ | ,, ચંદ્રસેનભાઈ જસવંતલાલ |
| ,, ધીરજલાલ ટોકરશી શાહ | ,, મોહનલાલ છોટાલાલ શાહ |
| ,, ચન્દ્રસેનભાઈ જીવણચંદ ઝવેરી | ,, ગોકુળભાઈ લલ્લુભાઈ |
| ,, કુમારપાળ વી. શાહ | ,, રમણલાલ નગીનદાસ પરિખ |
| ,, હસમુખલાલ ગણપતલાલ | ,, દીપચંદ મગનલાલ શાહ |
| ,, રવજી ખીમજી છેડા | ,, પન્નાલાલ બી. શાહ |
| ,, ટોકરશી ભુરાભાઈ | ,, રસિકલાલ સી. શાહ (કોલસાવાળા) |
| ,, રતિલાલ ગોવિંદજી | ,, વૃજલાલ જેસીંગભાઈ શાહ |
| ,, દેવચંદ જેઠાલાલ શાહ | ,, હીરાલાલ છોટાલાલ શાહ |
| ,, મનસુખલાલ ધનજીભાઈ વોરા | ,, અમૃતલાલ ડાહ્યાભાઈ શાહ |
| ,, રસિકલાલ નાથાલાલ કોરા | ,, ચીમનલાલ પાલીતાણાકર |
| ,, નરોત્તમદાસ શાહ | ,, ખીમજી માંડણ ભુજપુરીઆ |
| ,, મુક્તિલાલ મીરવાડિયા | ,, કુંવરજી માલસી ઙરીવા |
| ,, સુમતિલાલ ભોગીલાલ લ્હારવાળા | ,, કરમશી લખમશી દેઢીયા |
| ,, શાંતિલાલ કેશવલાલ દલપતભાઈ | ,, પોપટલાલ ભારમલ શાહ |
| ,, હિંમતલાલ કેશવલાલ | ,, પ્રેમજી વેલજી લખમશી |
| ,, હિંમતલાલ ડાહ્યાભાઈ કોઠારી | ,, રવજી પ્રેમજી વેરસી |
| | ,, રતિલાલ ગોવિંદજી લોડાયા |



# મુંબઈ, ગોવાલિયા ટેન્કમાં મહાવીરનગર

પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજની શુભ નિશ્રા, પ. પૂ. આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજની પ્રાણવાન પ્રેરણા અને સચોટ ઉપદેશધારા, પૂજ્ય મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજનું સુંદર માર્ગદર્શન અને ગણિવર્યશ્રી જયાનન્દવિજયજી મહારાજ, મુનિરાજશ્રી કનકવિજયજી મહારાજ, મુનિરાજશ્રી વાચસ્પતિવિજયજી મહારાજ ઉપરાંત મુખ્યત્વે મુનિરાજશ્રી મહાનન્દવિજયજી મહારાજ તથા મુનિરાજશ્રી સૂર્યોદયવિજયજી મહારાજ આદિની કાર્યકુશળતા. સુરેખ અને વ્યવસ્થિત માર્ગદર્શન અને સતત પરિશ્રમના કારણે, ભગવાન મહાવીર જન્મકલ્યાણકની ઉજવણી જૈન-જૈનેતર આલમ માટે અવિસ્મરણીય, અનુમોદનીય અને ઉલ્લાસપ્રેરક બની હતી.

આ ઉજવણીના ભવ્ય અને વિશાળ આયોજનને સફળ બનાવવા મુંબઈના તમામ વિભાગોના જૈનોની એક સમિતિ રચવામાં આવી હતી. અને ઓગસ્ટ ક્રાંતિ મેદાન [ગોવાલિયા ટેંક]માં ૨૦ થી ૨૫ હજાર માણસો એકી સાથે લાભ લઈ શકે તેવું વિશાળ 'મહાવીર નગર' ખડું કરવામાં આવ્યું હતું.

આ 'મહાવીર નગર'ના મધ્ય ભાગે આલીશાન સ્ટેજ, વિશાળ મંડપ અને મેરૂપર્વતની ભવ્ય રચના કરવામાં આવી હતી. તેની બાજુના રચના વિભાગમાં ૧૪ સ્વપ્નાનું દર્શન, પ્રભુને થયેલા ઉપસર્ગો વગેરે પ્રસંગોની આબેહુબ અને ભાવવાહી રચનાઓ, ભગવાન મહાવીર નિર્વાણ અને તે પ્રસંગે ઉપસ્થિત ૧૮ ગણરાજા દ્વારા પ્રકાશિત ૧૮ દીપકશ્રેણી, પાવાપુરી-જલમંદિરની રચના, ભગવાનના ચ્યવન, જન્મ, દીક્ષા,



કેવળજ્ઞાન અને નિર્વાણ પ્રસંગના પાંચ ઓઇલ ચિત્રો વગેરે પ્રદર્શિત કરવામાં આવ્યા હતાં. મહાવીર નગરના બધા વિભાગો વિજળીની હજારો રોશનીથી ઝળહળી રહ્યા હતા. રચનાઓ, રંગોળીઓ અને ચિત્રોના દર્શન માટે તેમજ સાંસ્કૃતિક કાર્યક્રમ જોવા પ્રતિદિન ભારે ભીડ જામતી હતી.

આ મહોત્સવના પ્રચારકાર્ય માટે પ્રસિદ્ધ દૈનિક પત્રોમાં રોજેરોજના કાર્યક્રમોની જાહેરાત અને સમાચાર પ્રસારણ ઉપરાંત હજારો ગુજરાતી-હિન્દી પોસ્ટરો, નાની-મોટી હજારો પત્રિકાઓ પ્રગટ કરવામાં આવી હતી.

મહોત્સવના પ્રથમ દિને, તા. ૨૦-૪-૭૫ના સવારે પાયધુની-ગોડીજી દહેરાસરેથી અભૂતપૂર્વ પદયાત્રા નીકળી હતી. તેમાં મુંબઈ અને ઉપનગરોની સંખ્યાબંધ પાઠશાળાના બાળકો-બાલિકાઓ, અનેક સેવામંડળો, સ્વયંસેવક દળો, ભજનમંડળીઓ, મહિલા મંડળો તેમ જ ચાર ને બે ઘોડાની બગીઓમાં ભગવાનની વિશાળકાય છબીઓ, જૈનધ્વજથી શોભતા ૨૫ સાયકલસ્વારો વગેરેએ જબરૂં આકર્ષણ જમાવ્યું. પોણો માઈલ લાંબી આ વિરાટ પદયાત્રા ચાર કલાકે ગોવાલીયા ટેન્ક-મહાવીર નગર પહોંચી હતી. બપોરે સિદ્ધચક્ર મહાપૂજન અને રાત્રે પંચકલ્યાણક-ભક્તિ નૃત્યનાટિકા વગેરે કાર્યક્રમો થયા હતા.

તા. ૨૧મીએ આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજે 'શ્રીપાળ અને મયણાસુંદરી'ના જીવન પ્રસંગો અને શ્રી સિદ્ધચક્ર ભગવંતના મહિમા વિશે સારગર્ભિત પ્રવચન આપ્યું. બપોરે

## □ વિરાટ પદયાત્રા

પૂજામાં વિશાળ સાધ્વીગણે અને બહેનોના પાંચ મહિલામંડળે પ્રભુભક્તિનો અનેરો રંગ જમાવ્યો. પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી સંપાદિત અને શ્રી ગોકુળદાસ કાપડિયાએ તૈયાર કરેલ ભગવાન મહાવીરના ચિત્રો આધારિત ભગવાનના જીવનપ્રસંગોના સ્લાઈડ ચિત્રો લ્યુમીનીસ્કોપ પદ્ધતિમાં બતાવવાનો કાર્યક્રમ રાત્રે યોજવામાં આવ્યા.

તા. ૨૨મીએ સવારે પૂજ્ય આચાર્યશ્રીએ 'નવપદમાં સર્વ તત્ત્વોનો સમન્વય અને એનો અજોડ પ્રભાવ' વિશે પ્રવચન આપ્યું. બપોરે બહેનોના અન્ય પાંચ મંડળોએ પૂજા ભણાવી. રાતે 'રૂપગર્વિતા' નામે નાટિકા ભજવાઈ.

તા. ૨૩ના જન્મકલ્યાણક દિને નીકળેલ રથયાત્રા અભૂતપૂર્વ અને અજોડ હતી. આ રથયાત્રા ડોંગરી, ભાતબજાર અને ગોડીજી–એમ ત્રણ સ્થળોની સંયુક્ત હોવાથી સમગ્ર મુંબઈ શહેર અને ઉપનગરોની જૈન–જૈનેતર જનતામાં ઉત્સાહ અમાપ પ્રગટયો હતો. ડોંગરી અને ભાતબજારની રથ, સંબેલા, રચનાઓ, બેન્ડો, બેનરો વગેરેના વૈવિધ્યભર્યા આકર્ષણોથી યુક્ત રથયાત્રા ગોડીજી દેરાસર પહોંચતા અહીંના તમામ વિસ્તારો માનવમેદનીથી જામ થઈ ગયા હતા.

લગભગ સવા માઈલ લાંબી આ અજોડ સંયુક્ત રથયાત્રા ઊંટસ્વારો, ડંકા–નિશાન, ચાંદીના બે રથો, ચાંદીની ઈન્દ્રધ્વજાની ગાડી, ચાર અને બે ઘોડાની અનેક બગીઓમાં પ્રભુજીની છબીઓ,

## □ અભયદાન □



## □ સાધર્મી વાત્સલ્ય □

૫૧ શણગારેલા ઘોડેસ્વારો, વિવિધ રીતે શણગારેલ ૫૦ ટ્રકો, જૈન ધ્વજોથી શોભતા જુદા જુદા ગાડા, લારીઓ વગેરે વાહનો ઉપરાંત ઝાંઝ–પખાજ–ખંજરીઓના નાદ સાથે દાંડીયારાસપૂર્વક ગીત અને નૃત્યથી ભક્તિની ધૂન મચાવતા સ્નાત્રમંડળો, મહિલામંડળો અને ૧૨ ઉપરાંત બેન્ડો,

## □ લ્યુમિનિસ્કોપ

## મેરૂ પર્વત □

રસ્તાઓ ગજાવતા હતા. આ રથયાત્રામાં પૂજ્ય આચાર્યશ્રી આદિ મુનિમંડલના નેતૃત્વમાં ૧૦ થી ૧૫ હજાર અગ્રગણ્ય વ્યક્તિઓ જોડાઈ હતી. રાજકીય નેતાઓ દ્વારા ભગવંતને સ્થળે સ્થળે ફૂલહાર કરાયા હતા. આમ, આ મહાન રથયાત્રાનો લાભ ૧ લાખ ઉપરાંત જનતાએ લીધો હતો. શહેરના ધબકતા હૃદય જેવા મુખ્ય વિસ્તારોમાં રથયાત્રા ફરીને 'મહાવીરનગર' ગોવાલીયા ટેંકમાં પહોંચી હતી. આ બધા માર્ગો ધજા–પતાકા–તોરણોથી શણગારાયા હતા. રથયાત્રા ઉતર્યે 'મહાવીર નગર'માં ૧૫ હજાર ભાઈ–બહેનોનું સાધર્મિવાત્સલ્ય થયું હતું.

આ સાંસ્કૃતિક અને ધાર્મિક કાર્યક્રમો ઉપરાંત પાંચે દિવસ દાન–પુન્યના અનેક કાર્યો થયા. ૨૦મીએ મુંબઈની હોસ્પીટલો, ચીલ્ડ્રનગૃહો અને અનાથાશ્રમોમાં ભોજન અપાયા. ૨૧મીએ અનાથ અને અંધ એવા દીન–દુઃખિયાઓને અનુકંપાદાન અપાયું. ૨૨મીએ બૃહદ્ મુંબઈમાં વસતા જરૂરિયતવાળા જૈન પરિવારોની સાધર્મિકભક્તિ કરાઈ. બહેનોને સાડીઓ અને રોકડ રકમ પણ

## રૂપગર્વિતા □







મહારાષ્ટ્રના મુખ્ય પ્રધાન શ્રી શંકરરાવ ચવ્હાણ ભગવાનને ફુલહાર ચડાવી વંદના કરે છે

અપાઈ. ૨૩મીએ જન્મકલ્યાણક દિને પશુ-પંખીઓને અભયદાન અપાયા. ૨૪મીએ દુષ્કાળપીડિત પ્રજા અને પશુઓને માટે રાહત-કાર્યો થયા.

બપોરે બૃહદ્ મુંબઈ મહાસ્નાત્ર મંડળ દ્વારા ૬૪ ઇન્દ્ર-ઇન્દ્રાણી અને ૫૬ દિક્કુમારિકાઓના અદ્ભુત સાજ સાથે ભારે ઉત્સાહથી સ્નાત્ર જન્માભિષેક મહોત્સવ ઉજવાયો હતો.

સાંજે ચોપાટીના સાગરતટે વિરાટ જાહેરસભા મળી હતી. પૂ. આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી





ચોપાટીના સાગરતટે યોજાએલ જાહેરસભામાં ચારેય ફિરકાના પૂજ્ય શ્રમણ ભગવંતો

પૂ. મુનિશ્રી યશોવિજયજી તથા મુનિશ્રી પુષ્કરમુનિજી, મુનિશ્રી દેવેન્દ્રમુનિ શાસ્ત્રી આદિ દરેક ફિરકાના પૂજ્ય શ્રમણ ભગવંતો અને સાધ્વી મહારાજો બિરાજ્યા હતા. મુખ્યમંત્રી શ્રી શંકરરાવ ચૌહાણે 'સમણસુત્તં' ગ્રન્થનું ઉદ્ઘાટન કર્યું હતું. ગુરુદેવો તેમ જ અગ્રગણ્ય નેતાઓ વગેરેના પ્રવચનો થયા હતા.

રાતે 'મહાવીર નગર'માં જાણીતા સંગીતકાર શ્રી કલ્યાણજી આણંદજીનો એમના ૭૪ કલા-વિશારદો સાથેનો પ્રભુભક્તિનો સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો હતો. આ પ્રસંગે ચિક્કાર મેદની જામી હતી.

તા ૨૭મીના પાંચમા અને છેલ્લા દિવસે સવારે 'મહાવીર નગર'માં ગુણાનુવાદ સભા પ. પૂજ્ય આચાર્ય શ્રી વિજયપ્રતાપ-સૂરીશ્વરજી મહારાજના મંગલા-ચરણથી પ્રારંભ થઈ. પૂજ્ય આ. શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ, પ્રો. રમણલાલ શાહ, પ્રો. તારા-બેન રમણલાલ, શ્રી જે. આર. શાહ, શ્રી ચીમનલાલ ચકુભાઈ વગેરેના પ્રવચનો થયા. સભાને અંતે ૪૦૦ નિરાધાર બાળકોને જુદા જુદા મહાનુભાવો તરફથી શાળાના ગણવેશો આપવાની જાહેરાત કરવામાં આવેલ. બપોરે બહેનોના અન્ય પાંચ મંડળોએ ઠાઠથી પૂજા ભણાવી. રાતે કાર્ય-કર્તાઓ, કાર્યક્રમના વિજેતાઓ વગેરેનું બહુમાન, શ્રી હિંમતસિંહ ચૌહાણ દ્વારા 'નેમ રાજુલ'ની નૃત્યનાટિકા અને મહિલામંડળો દ્વારા ભક્તિગીતો થયા.

**ચોપાટીની જાહેરસભામાં ઉપસ્થિત પૂજ્ય સાધ્વીજીઓ અને મહાસતીજીઓ**

આ મહોત્સવના પાંચે દિવસો દરમ્યાન યોજાયેલ પ્રભુ ભક્તિના વિવિધ કાર્યક્રમોમાં, અગાઉ નક્કી થયા મુજબ પાસની વ્યવસ્થા રાખી જે ચોખ્ખી આવક થઈ એ ગુજરાત–કચ્છ–સૌરાષ્ટ્રના દુષ્કાળરાહત કાર્યોમાં વાપરવામાં આવી હતી.

આ ઉજવણી ઉપરાંત રેડીઓ ઉપર 'મહાવીર દર્શન' અને ટી. વી. ઉપર 'મહાવીર જીવન-દર્શન'ના આકર્ષક પ્રોગ્રામો રજુ થયા. સીનેમાઘરોમાં પણ ભગવાન મહાવીરની સ્લાઈડો બતાવવામાં આવી. આ ઉજવણી દરમ્યાન આયોજિત વિવિધ કાર્યક્રમોમાં ક્યારે પણ જો ન્યૂનતા ન હોય એવો ઉત્સાહ પ્રગટેલ.



બૃહદ્ મુંબઈના શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંપ્રદાયે
શાનદાર રીતે ઉજવેલ નિર્વાણોત્સવ વર્ષના
પ્રેરક સૂત્રધારો

પરમ પૂજ્ય શાસનપ્રભાવક, યુગદિવાકર, પ્રખરવકતા, સ્થળે સ્થળે જિનમંદિરો, ઉપાશ્રયો, આયંબિલશાળાઓ, પાઠશાળાઓ વગેરેની પરબો માંડનાર, જીર્ણોદ્ધાર, જીવદયા, સાધર્મિકભક્તિ વગેરે સાતેય ક્ષેત્રોમાં લાખો રૂપિયાનો સદ્વ્યય કરાવનાર, મુંબઈ અને તેના ઉપનગર પર અનેકાનેક મહાન ઉપકારો કરનાર અને જેમનો બૃહદ્ મુંબઈ ઉપર ભારે પ્રભાવ પ્રવર્તે છે તે પરમ



પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજના પ્રબલ પુણ્ય પ્રભાવથી તથા જૈન–જૈનેતર સમાજમાં નહીં પણ દેશ–પરદેશમાં પણ જાણીતા થએલા દીર્ઘદૃષ્ટા, પ્રખર કાર્યશક્તિ અને પ્રત્યુત્પન્ન મેધા ધરાવનાર, સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં ઊંડો રસ લઈ સુંદર સર્જનો આપનાર પરમ પૂજ્ય મુનિવર્યશ્રી યશોવિજયજી મહારાજના પ્રતિભા અને આકર્ષક વ્યક્તિત્વે કેવો

પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયપ્રતાપસૂરિજી મહારાજ
પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ
અને પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ

મહત્ત્વનો ભાગ ભજવ્યો અને બન્ને ગુરુવર્યોના પ્રચંડ પુરુષાર્થથી મુંબઈ અને તેના ઉપનગરોમાં લગભગ તમામ સંઘોએ આપેલા તન-મન-ધનના પૂર્ણ સહકારથી ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવની ઉજવણી કેવી ઐતિહાસિક, યાદગાર અને અભૂતપૂર્વ રીતે થઇ, તેની ઝાંખી અહીં આપવામાં આવેલ કાર્યોની નોંધ વાંચવાથી સમજાશે.

એક વાત ખાસ યાદ આપવી જરૂરી છે કે આ ઉજવણીના સમગ્ર સંચાલનનું મધ્યબિન્દુ પરમ પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી મહારાજ હતા. શ્વેતામ્બર મૂર્તિપૂજક સંપ્રદાયમાંથી રાષ્ટ્રીય સમિતિના અતિથિવિશેષ તરીકે સમિતિએ સહુથી પ્રથમ વિનતિ મુનિશ્રીજીને કરી. શારીરિક તકલીફો અને કાર્યોના કારણે તેઓશ્રીએ એ વિનતી સ્વીકારી નહીં. ત્યારબાદ આગેવાનોનું તથા તેઓશ્રીના ગુરુદેવનું દબાણ વધતા તેઓશ્રીને અનિચ્છાએ સંમતિ આપવી પડી; અને ભારત સરકારે એ સંમતિ સ્વીકારી, તેઓશ્રીની રાષ્ટ્રીય સમિતિના અતિથિવિશેષ પદે નિમણુક કરી.

આ ઉજવણી દેશવ્યાપી બને તે માટે તેમ જ ૨૫૦૦ વર્ષે ઊભા થયેલા આ અતિ લાભદાયક અને અનેક રીતે ઉપયોગી એવા મહાન પ્રસંગથી ભગવાન મહાવીર અને તેઓના અહિંસા, અનેકાંત અને અપરિગ્રહના સિદ્ધાંતોને વ્યાપક પ્રસિદ્ધિ મળે એ માટે મુનિપ્રવરશ્રીએ સરકાર તથા રાષ્ટ્રીય સમિતિ જોડે પત્રવ્યવહાર કરી સુંદર પ્રેરણાઓ આપી. દેશની આગેવાન વ્યક્તિઓને પણ પ્રોત્સાહીત કરી. રાષ્ટ્રીય સમિતિના અનેક સભ્યોએ પૂજ્યશ્રીના દર્શનાર્થે આવીને ઉજવણી સંબંધી પ્રેરણા મેળવી. આ સભ્યો જૈન તેમ જ જૈનેતર પણ હતા. તેઓશ્રી સાથે જાત-જાતની ચર્ચા-વિચારણાઓ થઇ. પૂજ્ય મુનિપ્રવરશ્રીએ કોઈની શેહશરમમાં તણાયા વગર તટસ્થપણે સ્પષ્ટ માર્ગદર્શન આપેલ. ચારે ફિરકાઓ ખભેખભા મિલાવી ઉત્સાહથી ભાગ ભજવે એ માટે સર્વસંમત વિચારો આપ્યા. એમાં ખૂબી એ હતી કે આ જવાબદારી અદા કરતાં પોતાના વિચારોની સ્વતંત્રતા કે પોતાની શ્રધ્ધેય બાબતોને આંચ લાવ્યા વિના યશસ્વી રીતે પાર પાડી.

પૂજ્ય મુનિજીના રાજકીય, સામાજિક જૈન-અજૈન આગેવાનો તેમ જ જૈન યુવકો સાથેના સહૃદયતાભર્યા ધર્મ સંબંધોના કારણે આ ઉજવણી સફળતાને વરી હતી.

નિર્વાણ મહોત્સવની ઉજવણીને રાજકીય, સામાજિક અને ધાર્મિક ક્ષેત્રે વ્યાપક અને વિવિધ રીતે સફળ બનાવવા, પોતાની નાદુરસ્ત તબીયત અને દીર્ઘ માંદગીઓ છતાં, તન, મન અને સમયનો એકધારો ભોગ આપ્યો. ૨૫૦૦મી ઉજવણીના આ ગૌરવભર્યા અવસરને મહામના વ્યક્તિને છાજે તેવો સુવર્ણાક્ષરે લખાય એવો ફાળો આપ્યો.

આ ફાળા ઉપરાંત ભગવાન શ્રી મહાવીરના અજોડ, અદ્ભુત ધર્મ અને કલાનો સુભગ સમન્વય ધરાવતાં રંગીન ચિત્રોવાળા આ અભૂતપૂર્વ સંપૂટને વિદેશ સાથે દેશભરમાં તમામ ક્ષેત્રે સુંદર આવકાર મળ્યો. અને ઉજવણીને પ્રભાવક, પ્રેરક અને બોલતી કરવામાં કેવો રાષ્ટ્રવ્યાપી પ્રચંડ લાભ અને જનતાને મહા ઉપકારક ફાળો આપ્યો, તેની વિશાલ નોંધ લઈ શકાય તેમ હોવા છતાં અહીં તેનું સંક્ષિપ્ત ચિત્ર રજૂ કર્યું છે.

એક વાતની એક વધુ નોંધ લેવી જરૂરી છે કે પોતાના શિષ્ય-પરિવાર સાથે બંને પૂજ્ય ગુરુદેવોની મુંબઈની હાજરીઓ બૃહદ્ મુંબઇમાં અને ભગવાન મહાવીરના ઐતિહાસિક બેનમુન ચિત્રસંપૂટે દેશભરમાં, જાહેર જનતામાં પ્રચંડ ઉત્સાહ અને અનેરી ચેતનાઓ પ્રગટાવી. આ ચેતના તેઓશ્રીની મુંબઈની ઉપસ્થિતિ અને ચિત્રસંપૂટના પ્રકાશનને આભારી છે.



મુંબઈ : પૂજ્ય સાહિત્ય-કલારત્ન મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજ પ્રેરિત અને સ્થાપિત જૈન સંસ્કૃતિ કલાકેન્દ્ર તથા જૈન ચિત્રકળા નિર્દેશન સમિતિ પ્રેરિત ભગવાન શ્રી મહાવીર ચિત્રમય જીવનગ્રન્થ પ્રકાશન સમારોહ સમિતિના ઉપક્રમે ૧૬ જૂન ૧૯૭૪ના રોજ બિરલામાતુશ્રી સભાગારમાં પૂ. આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજ તથા પૂ. આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજની સાંનિધ્યમાં અને વિશાળ સાધુ-સાધ્વીગણીની ઉપસ્થિતિમાં રાજ્યના શિક્ષણમંત્રીશ્રી અનંત નામજોશીએ "તીર્થંકર ભગવાનશ્રી મહાવીર : ચિત્રસંપૂટ'નું ઉદ્ઘાટન કર્યું. આ પ્રસંગે ભારતના તમામ પ્રાંતોના ગવર્નરો, મુખ્યમંત્રીઓ, વિદ્વાનો, ઉદ્યોગપતિઓ અને જૈન સમાજના ચતુર્વિધ શ્રીસંઘના અગ્રણીઓના સંદેશાઓ આવ્યા હતા.

આ સમારોહ પ્રસંગે યુગદિવાકર આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજે તથા પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી મહારાજે પ્રવચન કરતા ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક વર્ષની ઉજવણી સંપ્રદાયના ભેદભાવ ભૂલી એકરાગથી ઉજવવા પ્રેરણા આપી હતી.

પૂ. મુનિશ્રી યશોવિજયજી મહારાજે વધુમાં, આ ચિત્રસંપૂટ પોતે કેવી રીતે તૈયાર કર્યો તેની પૂર્વભૂમિકા વર્ણવી હતી.

આ પ્રસંગે પધારેલા મુંબઈના મોટાભાગનાં આગેવાનો, કાર્યકર્તાઓ અને વિશાળ જનસમુહનું શ્રી પ્રતાપભાઇ ભોગીલાલે સ્વાગત કર્યું. ત્યારબાદ ચ રેય ફિરકાના આગેવાનોએ રજતના થાળમાં ગ્રન્થ પધરાવી પૂજ્ય આચાર્યશ્રીને અર્પણ કર્યો. ચિત્રસંપૂટના યશસ્વી કલાકારો શ્રી ગોકુલભાઈ કાપડિયા અને રમણિકભાઈ હભોઈવાળાનું સન્માન કરવામાં આવ્યું. શ્રી ચન્દ્રસેનભાઈ જીવણલાલ ઝવેરીએ ચિત્રસંપૂટનું સુવર્ણમુદ્રાથી પૂજન કર્યું. સમિતિના મંત્રીશ્રી ચિત્તરંજનભાઈ શાહ તથા શ્રી પ્રાણલાલભાઇ દોશી, શ્રી ચીમનલાલ ચકુભાઈ, શ્રી શ્રેયાંસપ્રસાદજી જૈન, શ્રી જે. આર. શાહ વગેરેના પ્રવચનો થયા. શ્રી પુરુષોત્તમ ઉપાધ્યાય અને તેની મંડળી તથા વાણી જયરામ વગેરે સંગીતકારોએ જિનભક્તિ સભર સંગીત રેલાવ્યું. શ્રી સુરેશ દલાલે સંગીત પ્રોગ્રામનું અને પં. ધીરજલાલ ટોકરશી શાહે સમ્પૂર્ણ સભાનું સંચાલન કર્યું હતું.

## ચિત્રસંપૂટ

| ભવ્ય આત્માઓ | | ભવ્ય આને | | શ્રી મહાવીર |
|---|---|---|---|---|

## ઐતિહાસિક

ઉદ્ઘાટન સમારોહના આગલા દિવસે આ ઐતિહાસિક, અજોડ અને સર્વાંગસુન્દર ચિત્રસંપૂટની ભવ્ય જ્ઞાનયાત્રા પાયધુનીથી નીકળી હતી. ચિત્રમય ગ્રન્થરત્નને વિશિષ્ટ પ્રકારે ચાર ઘોડાની બગીમાં પધરાવવામાં આવેલ. તમામ ફિરકાઓ અને જૈનેતરોએ પણ મોટી સંખ્યામાં તેમાં ભાગ લીધો હતો જ્ઞાનયાત્રામાં પૂ. આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરીશ્વરજી મ૦, પૂ. આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મ૦, પૂ. મુનિરાજશ્રી યશોવિજયજી મ૦, ગણિવર્ય શ્રી જયાનંદવિજયજી મ૦, મુનિશ્રી વાચસ્પતિવિજયજી મ૦, મુનિશ્રી સૂર્યોદયવિજયજી મ૦ આદિ સપરિવાર તેમ જ પૂ૦ આચાર્યશ્રી વિજયશુભંકરસૂરિજી મ૦, મુનિશ્રી કંચનસાગરજી મ૦, ગણિવર્યશ્રી પદ્મસાગરજી મ૦, મુનિશ્રી ક્ષમાસાગરજી મ૦ આદિ શ્રમણભગવંતો અને અનેક સાધ્વીમહારાજો પધાર્યાં હતાં. જ્ઞાનયાત્રા ગોડીજી ઉપાશ્રયે પૂર્ણ થયે પૂજ્ય ગુરુવર્યોના પ્રેરક પ્રવચનો થયો હતા. રાતે ભક્તિભાવપૂર્વક રાત્રિજાગરણ થયું હતું.



# મુંબઇમાં કીર્તિસ્થંભ

મુંબઈ : પૂજ્ય યુગદિવાકર આચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ, પૂજ્ય સાહિત્ય-કલારત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ, ગણિવર્યશ્રી જયાનંદવિજયજી, મુનિશ્રી વાચસ્પતિવિજયજી, મુનિશ્રી સૂર્યોદયવિજયજી આદિ શ્રમણ ભગવંતોની નિશ્રામાં, ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક મહોત્સવ વર્ષના સમાપનની પૂર્વ સંધ્યાએ આસો સુદ સાતમ ને સોમવાર, ૨૭મી ઓકટોબરના મુંબઈના મશહુર હેન્ગીંગ ગાર્ડન પાસે મલબાર હીલ પર, દિવ્ય વાતાવરણ અને પવિત્ર મંત્રોચ્ચાર વચ્ચે, મુંબઇ નગરપાલિકાના નગરપતિ (મેયર) શ્રી નાનાલાલ ડી. મહેતા અને તેમનાં ધર્મપત્ની શ્રીમતી ચંપકબહેને ભગવાન મહાવીરદેવના સૂચિત કીર્તિસ્થંભ માટેનું ભૂમિપૂજન કરીને, ભગવાન શ્રી મહાવીર કીર્તિસ્થંભ સ્મારક સમિતિ (મુંબઇ)એ નિર્વાણ વર્ષની ઉજવણીની યાદને અમર બનાવી.



● ભૂમિપૂજન ●
મલબાર હીલ પર કીર્તિસ્થંભના ભૂમિપૂજન પ્રસંગે પૂજ્ય આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ અને પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ મંત્રોચ્ચારપૂર્વક વાસક્ષેપ નાંખી રહ્યા છે.

પૂજ્ય આચાર્યશ્રીના મંગલાચરણ બાદ મલબારહીલ નાગરિક સંઘના સક્રિય કાર્યકર શ્રી કાંતિલાલ શાહે મહેમાનોનું સ્વાગત કર્યું. સુધરાઇના સભ્ય શ્રી અંકલેશ્વરીઆએ પ્રાસંગિક પ્રવચનમાં કીર્તિસ્થંભના નિર્માણ માટે પૂજ્ય ગુરુદેવ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ અને પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજે આપેલ પ્રેરણા અને માર્ગદર્શન માટે ખૂબ ખૂબ આભાર માન્યો અને કીર્તિસ્થંભના નિર્માણ માટેની કાર્યવાહીનો પરિચય આપ્યો.

'નવભારત ટાઈમ્સ' દૈનિક પત્રના તંત્રી શ્રી મહાવીર અધિકારીએ અને આગેવાન રાજકીય નેતા શ્રી હસુ અડવાણીએ કીર્તિસ્થંભની યોજનાને 'ઐતિહાસિક ઘટના' તરીકે ઓળખાવી હતી.

ત્યારબાદ નગરપતિ શ્રી નાનાલાલ મહેતાએ પોતાના પ્રવ-

ચનમાં કહ્યું હતું કે, આ કાર્યનો ખરો યશ તો કોર્પોરેશનના દરેક પક્ષોના સભ્યને ફાળે જાય છે. તેઓના સાથ-સહકારથી આ કાર્ય શક્ય બન્યું છે. સાથે સાથે પૂજ્ય ગુરુદેવશ્રી વિજયધર્મસૂરીશ્વરજી અને પૂજ્ય મુનિરાજશ્રી યશોવિજયજીના આશીર્વાદ હતા. મને શ્રદ્ધા છે કે તેઓશ્રીની પ્રેરણા તથા આશીર્વાદથી આ કામ સફળ થશે જ. હવે આ કાર્યની જવાબદારી માત્ર જૈનોની નથી પણ અહિંસા અને અનેકાંતવાદમાં માનનાર દરેક વ્યક્તિની છે. મને શ્રી નાનાલાલ ડી. મહેતા, શ્રી અંકલેશ્વરીઆ, શ્રી કાંતિભાઇ, શ્રી શાંતિભાઈ અને વિવિધ પક્ષના નેતાઓના સહકારથી સાકાર બન્યું તે બદલ પ્રસન્નતા અનુભવવા સાથે કાર્ય કરવામાં સાથ આપનારાઓને ધન્યવાદ આપું છું.

'પ્રભુ શ્રી મહાવીરસ્વામીને કોઇ પોતાની મિલકત રખે માને! આ મહાવિભૂતિએ અમુક કોમ કે જાતને લક્ષ્યમાં રાખી ઉપદેશ આપ્યો ન હતો, પ્રાણીમાત્ર માટે એમનો ઉપદેશ હતો. ભગવાન કોઇ વર્તુળના ન હતા, સહુના મુંબઇની શાન અને ગૌરવ વધારે તેવો સ્તુપ બનાવવાની છે. પરંતુ આ જગ્યા ૨૦x૨૦ ફૂટની જગ્યા છે. આથી વિશેષ પ્રકારનું આયોજન શી રીતે થઇ શકે તે એક મોટી સમસ્યા છે. આ જગ્યા માટે મ્યુનિસીપાલીટી વધુ ઉદાર થાય તો જ વધુ સારૂં કામ થશે. વિવિધ પક્ષના નેતાઓ મારા આ જાહેર સૂચન ઉપર ગંભીરતાથી વિચારી યોગ્ય કરશે એવી અપેક્ષા રાખું છું.'

'મહારાષ્ટ્રશાસને જે સહાનુભૂતિ વ્યકત કરી છે, તે બદલ

# મુંબઇમાં દર્શનીય નૂતન તીર્થધામ

# સ્તૂપ-નિર્માણની ભાવના

આશા છે કે સૌ પોતાની ફરજ બજાવશે.

મુનિરાજશ્રી યશોવિજયજીએ પોતાના પ્રવચનમાં જણાવેલ કે, 'અહિંસા અને ક્ષમાની મૂર્તિ ભગવાન મહાવીરે ૨૫૦૦ વરસ ઉપર પ્રગટાવેલી અહિંસા, અપરિગ્રહ અને સંયમની જ્યોત આ વિશ્વને યુગ યુગ સુધી અજવાળતી અને પાવક પ્રેરણા આપતી રહેશે. આ જ્યોતની યાદ સમગ્ર માનવજાતને સતત રહે એ માટે સેવેલું મારું સ્વપ્ન, દેવગુરુ વગેરેની કૃપા અને મુંબઇના મેયર અને સહુ માટે હતા. કરુણાસાગરની કરુણા સહુ માટે હતી. એટલે ભગવાન મહાવીરની વાણી અને ધર્મના પ્રચાર માટે જે કંઇ કરીએ તે સહુ કોઈના કલ્યાણ માટે જ કરીએ છીએ'

વધુમાં તેઓશ્રીએ જણાવેલ કે, 'મહાનગરી મુંબઈ એક નાનું ભારત છે. આ સ્મારક થશે તે ભારતનું જ ગણાશે અને અહીં સૌ કોઇનું ધ્યાન ખેંચાશે. કીર્તિસ્થંભને સુંદર બનાવવા માટે પુરોગામી વકતાઓએ અનુરોધ કરેલ છે. અમારી પણ ભાવના તેમને પણ ધન્યવાદ ઘટે છે.'

અંતમાં મુનિશ્રીએ કીર્તિસ્થંભની રૂપરેખ રજૂ કરી ઉદારતાથી નિધિ આપવા અનુરોધ કર્યો હતો.

યુગદિવાકર આચાર્ય ભગવંત શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ૦ની તબીયત આ સમયે અસ્વસ્થ બની હોવા છતાં આશીર્વાદ આપવાપૂર્વક સંક્ષેપમાં જણાવેલ કે મહાવીરસ્વામિના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક વર્ષની ઉજવણીના સમાપન સમયે એક ભવ્ય અને મંગલ કાર્યના મંગલા-



ચરણ થયા છે. આ કિર્તીસ્તંભ વિશિષ્ટ કોટિનો અને સુંદર થાય એવી અમારી ભાવના છે જેથી ભગવાન મહાવીરની પવિત્ર યાદ સહુને આવે અને તેનો મંગલ સંદેશ પ્રસારણ પામે. આ કાર્ય માટે ઉદારતાથી ફાળો આપશો.

નાગરિક સંઘના શ્રી કાંતિભાઈએ આભાર દર્શન કર્યું હતું. હારતોરા થયા બાદ "જૈનમ્ જયતિ શાસનં"ની જય બોલાવી સૌ આનંદભર્યા વાતાવરણ વચ્ચે વિખરાયા હતાં.

અત્રે યાદ આપીએ છીએ કે મુંબઈમાં કીર્તિસ્થંભ ઊભો કરવાનો નિર્ણય લેવાયો તે નિમિત્તે ૧૬–૨–૭૫ના વાલકેશ્વરમાં શ્રી આદીશ્વરજી જૈન દેરાસરના પટાંગણમાં યોજાયેલ ભવ્ય સમારોહમાં પૂજ્ય આચાર્ય શ્રી વિજયપ્રતાપસૂરિજી મહારાજે કહ્યું હતું કે, આજે હું જે બોલીશ તે દીકરાના વખાણ કરવા જેવું લાગશે, છતાં હકીકત કહ્યા વગર રહી શકતો નથી. મુંબઈમાં વર્તમાન સમયમાં સમાજ, ધર્મ અને શાસન સેવાના કેટલાય કાર્યો થયા છે જે આચાર્ય ધર્મસૂરિ અને મુનિ યશોવિજયજીને આભારી છે.

આ પ્રસંગે મહારાષ્ટ્ર રાજ્યના નવા વરાયેલા મુખ્ય મંત્રી શ્રી શંકરરાવ ચવ્હાણ પધાર્યા હતા. અને તેઓશ્રીને આચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજે મંગલ આશીર્વાદ આપ્યા હતા અને વધુમાં તેમની પાસે જનતાના દરેક કાર્યો ધર્મ, નીતિ અને ન્યાયથી થાય એવી ઇચ્છા વ્યક્ત કરી હતી. પૂજ્ય મુનિશ્રી યશોવિજયજી મહારાજે જણાવેલ કે, મુખ્યમંત્રી તરીકે નિમણુંક થતાં શંકરરાવ ચવ્હાણ રાજસભામાં જવાને બદલે પ્રથમ ધર્મસભામાં આવ્યા છે. તેમને અમારા મંગલ આશીર્વાદ છે. અને તેઓની નેતાગિરી નીચે મહારાષ્ટ્રમાં અહિંસાધર્મનો વધુ પ્રસાર થાય તેવી અભિલાષા છે.

## ઉજવણીમાં કોન્ફરન્સનો સક્રિય સહયોગ

મુંબઈ : ભગવાન મહાવીર ચ્યવનકલ્યાણકની આરાધના માટે શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ તરફથી સમસ્ત જૈન સંઘોને અખબારો અને પત્રિકા દ્વારા જાહેર વિનતિ કરવામાં આવી હતી. તેમાં મુંબઈમાં બિરાજમાન પૂજ્ય આચાર્યભગવંતાદિના માર્ગદર્શન પ્રમાણે રથયાત્રા, સમૂહ સ્નાત્રપૂજા, વિવિધ તપસ્યા, પરમાત્માના ગુણાનુવાદ, જાપ, પૂજા, આંગી, ભાવના વગેરે આરાધનામાં જોડાવાનું તેમજ અભયદાન અને અનુકંપાદાન કરવાનું જણાવવામાં આવતા. તદનુસાર મુંબઈ અને ઉપનગરોમાં સ્થળે સ્થળે ચ્યવનકલ્યાણકની સુંદર આરાધના અને ઉજવણી થઈ હતી.

આ ઉપરાંત પચીસસોમા નિર્વાણ વર્ષની અન્ય ઉજવણીઓ અને રચનાત્મક પ્રવૃત્તિઓમાં કોન્ફરન્સના અગ્રણીઓ અને સભ્યોએ સક્રિય ભાગ લીધો હતો. રાષ્ટ્રીય મહાસમિતિ અને મહારાષ્ટ્ર રાજ્યની સમિતિમાં સભ્ય પદે જોડાયને પણ તેઓએ સારો એવો ભાગ લીધો. મુંબઈની જન્મ કલ્યાણક સમિતિના આયોજનમાં તો તેઓએ અગ્રભાગે રહી ઉજવણીને શાનદાર અને યાદગાર બનાવી હતી.

ભાતબજાર : કેવળજ્ઞાન કલ્યાણકની ઉજવણી તા. ૧૭–૫–૭૫થી નવ દિવસના વિવિધ કાર્યક્રમો યોજી કરવામાં આવી. પ્રતિદિન પૂજા, હીરામોતીની આંગી અને ભાવના ભાવવામાં આવી. મહોત્સવ દરમ્યાન વિવિધ પૂજનો થયા. શ્રી અનંતનાથજી મહારાજના દેરાસરથી રથયાત્રાનો વિશાળ વરઘોડો ચઢયો. તે ઉતર્યા બાદ જ્ઞાતી ભાઈબહેનોનું સ્નેહ સંમેલન અને સાધર્મિકભક્તિ થયેલ.

વાલકેશ્વર : પૂજ્ય આં૦શ્રી વિજયધર્મસૂરિજી મ૦ આદિની નિશ્રામાં ચ્યવનકલ્યાણકની ઉજવણી ઉપરાંત જીવોને અભયદાન, ગરીબોને ભોજન, દર્દીઓને ફળાદિ તેમજ સાધ.મંડે.ને સહાય દઈ.



# ન્યુ ડોકયુમેન્ટસ્ ઓફ 'જૈનિઝમ' ગ્રંથનું પ્રકાશન

ગોવાલિયા ટેન્ક : પ્રાચીન જૈન ચિત્રકલાનું પુસ્તક ડૉ. મોતીચંદ્ર અને ડૉ. ઉમાકાન્ત શાહ લિખિત "ન્યુ ડોકયુમેન્ટસ્ ઓફ જૈન પેઇન્ટીંગ્ઝ" ગ્રંથનો પ્રકાશન સમારંભ મુંબઈ ખાતે શ્રી મહાવીર જૈન વિદ્યાલય તરફથી તા. ૯-૧૧-૭૫ના રોજ વિદ્યાલયના સભાગૃહમાં, ગણિવર્ય શ્રી પદ્મસાગરજી મહારાજની નિશ્રામાં યોજવામાં આવ્યો હતો. સંસ્થાના મંત્રી શ્રી બાલચંદભાઈ જી. દોશીએ સૌનું સ્વાગત કરી શૈક્ષણિક ક્ષેત્રની આ સંસ્થા પ્રાચીન જૈન કલાનું પુસ્તક પ્રકાશન કરે છે, તેનો આનંદ વ્યકત કર્યો હતો.

સંસ્થાના ટ્રસ્ટી અને મંત્રી શ્રી જયંતીલાલ રતનચંદ શાહે મહેમાનોનો પરિચય આપ્યા બાદ જણાવેલ કે સાહિત્ય પ્રકાશન પ્રવૃત્તિનો યશ. સ્વ. શ્રી ચંદુલાલ વર્ધમાન શાહને ફાળે જાય છે. જૈન પ્રાચીનકલાનું પુસ્તક વિદ્યાલય પ્રકાશિત કરે છે તે પ્રકાશન પ્રવૃત્તિના ઇતિહાસનું ઉજ્જવળ પાસું છે.

શેઠશ્રી માણેકલાલ ચુનીલાલે આ ગ્રંથનું પ્રકાશન જાહેર કર્યું.

---

પાયધુની : આચાર્ય શ્રી વિજયકીર્તિચંદ્રસૂરિજી મ૦ની નિશ્રામાં નમિનાથજી જૈન ઉપાશ્રયમાં નગરપતિ શ્રી નાનાલાલ મહેતાએ આચાર્યશ્રી લિખિત 'દેવાધિદેવની અલૌકિકતા' પુસ્તિકાનું ઉદ્ઘાટન કર્યું હતું.

પાયધુની : શ્રી આદીશ્વરજીની ધર્મશાળામાં પંન્યાસ શ્રી કસ્તુરવિજયજી મહારાજની નિશ્રામાં શાંતિસ્નાત્ર સહ અઠ્ઠાઈ મહોત્સવપૂર્વક નિર્વાણ કલ્યાણકની ભવ્ય ઉજવણી થઈ હતી.

ભાયખળા : મુનિરાજશ્રી મહાનંદવિજયજી તથા મુનિરાજ શ્રી મહાબલવિજયજી મહારાજની નિશ્રામાં વિવિધ ધાર્મિક અનુષ્ઠાનો પૂર્વક નિર્વાણોત્સવ ઉજવાયો. કારતક સુદ એકમ અને ચૈત્ર વદ એકમ એમ બે દિવસ ગરીબોને મીઠાઈ વહેંચાઈ. જન્મકલ્યાણક દિને છપ્પનદિક્કુમારી સહિત સ્નાત્ર મહોત્સવ ભણાવાયો.

## વર્ધમાન ચોક

લુહારચાલ ૨૫૦૦મા નિર્વાણોત્સવને અનુલક્ષી પ્રીન્સેસ સ્ટ્રીટ, લુહારચાલ તથા કાલબાદેવી રોડના રસ્તાઓને જોડતા ચોકને 'શ્રી વર્ધમાન ચોક' નામ આપવાનું મ્યુનિ. કોર્પોરેશને નક્કી કરતા, તેની નામકરણ વિધિ દશેરા તા. ૧૪-૧૦-૭૫ના રોજ મુંબઇના નગરપતિ શ્રી નાનાલાલ ડી. મહેતાના વરદ હસ્તે, શ્રી પ્રીન્સેસ સ્ટ્રીટ લુહારચાલ જૈનસંઘના ઉપક્રમે યોજાએલા એક સમારંભમાં કરવામાં આવી હતી. આ પ્રસંગે અતિથિવિશેષ તરીકે મહારાષ્ટ્ર રાજ્યના મંત્રી શ્રી જગેશભાઇ દેસાઇ પધાર્યા હતા.

પાલા ગલી : દીક્ષા કલ્યાણક પ્રસંગે લઘુ શાંતિસ્નાત્ર ભણાવવામાં આવ્યું.

ચાંચપોકલી : મહાસતીજી મણીબાઇની નિશ્રામાં અત્રેના શ્રી દામજી લક્ષ્મીચંદ જૈન ધર્મસ્થાનકમાં ૨૪ કલાકના અખંડ જાપ, ૨૪ લોગસ્સના કાઉસગ્ગ સહિત વિવિધ રીતે નિર્વાણોત્સવ ઉજવાયો. સ્થાનકના મુખ્ય દરવાજા પર નિર્વાણ વર્ષના પ્રતીક સાથેનું બોર્ડ મૂકાયું.

મઝગાંવ : મુનિરાજશ્રી નિરંજનવિજયજી મ૦ની નિશ્રામાં ઉપાશ્રય હોલમાં ભ૦ મહાવીરના જીવન પ્રસંગોનું પ્રદર્શનનું યોજાયું. તેમની પ્રેરણાથી મઝગાંવ, ધોલપદેવ, નારિયેલવાડી, ડોંગરી, કાળાચોકી, પરેલ અને સાત રસ્તાના સંઘો તરફથી ભવ્ય વરઘોડો ચઢયો હતો, અને તે ભાયખલા ખાતે ઊતરી સભાના રૂપમાં ફેરવાઈ ગયો હતો. વિશાળ ઉપસ્થિતિ રહી હતી.



કમાટીપુરા : આચાર્ય શ્રી શાંતિવિમલસુરિજી ઠાણા ત્રણની નિશ્રામાં કમાટીપુરાના દેરાસરમાં નિર્વાણ કલ્યાણકની ઉજવણી શાંતિસ્નાત્ર સહ અઠ્ઠાઇ મહોત્સવપૂર્વક થઈ.

દીક્ષા કલ્યાણકના નીકળેલા ભવ્ય વરઘોડામાં ભગવાનના જીવન પ્રસંગોની રચનાઓ અને તસ્વીરો મૂકાઈ હતી. વરઘોડો અનુમોદનીય રહ્યો.

થયું. પર્યુષણ બાદ ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો. જ્ઞાન પાંચમના સાંધાણી એસ્ટેટ ઘાટકોપરમાં આગમની પ્રતો તથા વિવિધ જ્ઞાન ઉપકરણોનું પ્રદર્શન યોજાયું.

જૈન દર્શનનું તત્વજ્ઞાન પુસ્તક છપાય છે.

માટુંગા : વિદુષી મહાસતીજી શારદાબાઈની નિશ્રામાં ઉજવાયેલ આઠ દિવસ સુધીના નિર્વાણોત્સવમાં એક લાખ આઠ હજાર લોગસ્સનો કાઉસ્સગ થયો. નિર્વાણ વર્ષ દરમિયાન ૪૫૦૦ ભાઈ-બેનોએ વિવિધ તપ કરવાના પચ્ચક્ખાણ લીધા. નિર્વાણ કલ્યાણકના દિવસે ૨૫૦ ઉપવાસ-આયંબિલ, ૫૧ પૌષધ થયા.

## શાસનની એકતા માટે

મુંબઈ : જૈન સમાજની એકતા અખંડિત રહે તે હેતુથી આચાર્યશ્રી આનંદઋષિજી મહારાજના ચાતુર્માસ સમયે બૃહદ્ મુંબઈના અઢાર શ્રી વર્ધમાન સ્થાનકવાસી જૈન સંઘોએ પર્વાધિરાજ પર્યુષણપર્વની આરાધના બીજા ભાદરવામાં કરવાનો નિર્ણય કર્યો.

મુંબઈ : મહારાષ્ટ્ર અનેકાંત યુવક સંઘના ઉપક્રમે નિર્વાણોત્સવના ઉપલક્ષમાં જાન્યુઆરીથી પ્રતિ મહિને મુંબઈનાં જુદા જુદા સ્થળે જૈન ઇતિહાસ, અહિંસાનું તત્ત્વજ્ઞાન, જૈનપૂજા, તીર્થક્ષેત્ર આદિ વિષયો ઉપર સાત વ્યાખ્યાનમાળા યોજાઈ હતી.

દાદર : મુનિશ્રી સાગરચંદ્રજી મહારાજની નિશ્રામાં 'સતી અનંગલેખા ' પુસ્તકનું પ્રકાશન

માટુંગા : ચરમતીર્થપતિ ભગવાન મહાવીર પરમાત્માની ભક્તિ નિમિત્તે પૂજ્ય ઉપા. શ્રી હેમચન્દ્રવિજયજી ગણિ આદિની નિશ્રામાં-માટુંગા જીવણ અબજી દાનમંદિરમાં શાંતિસ્નાત્ર સહિત

આઠ દિવસનો મહોત્સવ કા-વ ૨ થી કા-વ-૧૦ સુધી ભવ્ય રીતે ઉજવાયો. કા-વ-૧૦ રવિવાર-(દીક્ષા કલ્યાણક દિને) ના રોજ સવારે ભવ્ય વરઘોડો નીકળ્યો. જેમાં પ્રભુ મહાવીરના ત્રણ કલ્યાણકોની આકર્ષક રચના શણગારેલી લોરીઓમાં કરવામાં આવેલ.

અનાથાશ્રમ – રક્તપિત્તીયા તથા ગરીબોને મીઠાઈ તથા ભોજન આપવામાં આવેલ.

બપોરે શાંતિસ્નાત્ર ઘણા ઉત્સાહથી ભણાવાયું.

વીલે પાર્લા (પૂર્વ) . પૂજ્ય આચાર્ય શ્રી વિજય દેવસૂરીશ્વરજી મ૦ તથા પૂ. મુનિશ્રી પ્રદ્યુમ્ન વિજયજી મ૦ આદિની નિશ્રામાં કા. વદ ૧૦ના કલ્યાણકોની આકર્ષક રચના થઇ મંડળોની ટોળીઓ અનેક બેન્ડ તથા વિશાળ સાજન માજનથી શોભતો ભવ્ય વરઘોડો નીકળ્યો. વરઘોડા બાદ પ્રભાવના તથા ગરીબોને પણ પુરી શાક વહેંચવામાં આવેલ.

જન્મ કલ્યાણક નિમિત્તે સિદ્ધચક્ર પૂજન અને શાંતિસ્નાત્ર સહિતનો ભવ્ય અઠ્ઠાઇ મહોત્સવ ઘણા ઉમંગથી ઊજવાયો.

ચૈત્ર-સુ-૧૩ના રોજ પ્રભુના જન્મ કલ્યાણકનો ભવ્ય વરઘોડો નીકળ્યો. તેમજ પાર્લા શ્રી સંઘનું સ્વામિવાત્સલ્ય સારી વ્યવસ્થાપૂર્વક કરવામાં આવ્યું. પ્રભુના મહાવીરના ગુણાનુવાદનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો.



વિલેપારલામાં શ્રી ઘેલાભાઇ કરમચંદ સેનીટોરિયમના ઉપાશ્રયમાં ભવ્ય પ્રદર્શન યોજવામાં આવ્યું. ૮×૮ (ફુટ) ની ભ. મહાવીરની આબેહુબ રંગોળી એક મરાઠી ભાઇએ બનાવી.

માનાકુંજ : શ્રી સંભવનાથ જૈન સ્નાત્ર મંડળની વૈશાખ સુદ ૩ના સ્થાપના કરવામાં આવી.

જુહુ : જન્મકલ્યાણક નિમિત્તે રથયાત્રા, સિધ્ધચક્ર મહાપૂજન વગેરે કાર્યક્રમો સાનંદ થયા.

જવાહર નગર : આચાર્યશ્રી વિજયકીર્તિચંદ્ર સૂરિજીની મ.ની નિશ્રામાં શ્રી ધર્મનાથ સ્નાત્ર મંડળના ઉપક્રમે ૬૪ ઇન્દ્રો, ૫૬ દિક્કુમારિકાઓ અને ૧૪ સ્વપ્ન, અનેક કલાકારો સંગીત, નૃત્ય અને પ્રભુભકિતપૂર્વક સ્નાત્રમહોત્સવ ઉજવાયો. જવાહરનગર અને ગોરેગાંવ–બંને સંઘો તેમજ સ્થાનકવાસી વગેરેની ૧૦ હજારની જંગી જનમેદની સહ ભવ્ય રથયાત્રા પ્રથમવાર નીકળી.

## □ બિરુદ □

મુંબઇ : પંડિતશ્રી શેષમલજી સતાવત (બીજાપુર–રાજસ્થાનના વતની)ને મહાસમિતિએ નક્કી કરેલા જૈનધ્વજનો અનેક સ્થળે પ્રચાર–પ્રસાર કરતાં, તેમને મુંબઇના આગેવાનોએ 'ધ્વજકેશરી' નું બિરુદ આપ્યું હતું.

કાંદિવલી : નિર્વાણ કલ્યાણક નિમિત્તે આ૦ શ્રી વિજયકીર્તિચંદ્ર સુરિજી મ૦ની નિશ્રામાં પાંચ દિવસનો મહોત્સવ ઉજવાયો. આ પ્રસંગે વરઘોડો ઠાઠમાઠભરી સામગ્રી—૨ રથ, ૪ બેન્ડ, ૧૩ મહિલા મંડળો સાથે ચડયો. ભગવાનના જીવનચરિત્રની નાની બુકલેટો બહાર પાડી છુટે હાથે જૈનેતરોમાં વિતરણ કરવામાં આવી. પૂજ્યશ્રીની નિશ્રામાં ભગવાનના જીવન પ્રસંગોને, પૂજ્યશ્રીએ તેમજ અત્રેના આગેવાન નાગરિકોએ સુંદર રીતે વર્ણવ્યા હતા.

ડભોઇના જાણીતા કલાકાર શ્રી રમણીકભાઇએ આલેખેલી ત્રણ આકર્ષક રંગોળીનું પ્રદર્શન શ્રી એમ. એમ. મુંવના હસ્તે ખુલ્લું મુકાયું હતું. શ્રી નંદલાલ રૂપચંદ શાહના હસ્તે ભ૦ મહાવીરની પુસ્તિકાનું તથા શ્રી બિપીનચંદ્ર કાંતિલાલના હસ્તે 'મૃત્યુની ગોદમાં' પુસ્તકનું પ્રકાશન જાહેર થયું હતું. જવાહર નગર સંઘના મેનેજિંગ ટ્રસ્ટી શ્રી રમણલાલ મંગલદાસ શાહ દ્વારા પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી ગોકુળદાસ કાપડિયા ચિત્રિત મોટી સાઇઝના આકર્ષક એવા ભ૦ મહાવીર સ્વામીનું ચિત્રનું ઉદ્ઘાટન થયું હતું.

## ● મિની પુસ્તિકા ●

મુંબઇ : નેશનલ રીફાઇનરી પ્રાયવેટ લીમીટેડ કંપનીએ વ્યક્તિગત ધોરણે ભગવાનની સંઘચોરસ, અને ગોળ સ્મૃતિ મુદ્રા તેમજ નવકાર મંત્રની (ચાંદીની) ગોળ મુદ્રા બહાર પાડી હતી અને ભગવાનના ઉપદેશ અંગેની ટચૂકડી રંગીન પુસ્તિકા પણ પ્રકાશિત કરી હતી. મુદ્રાઓ પ્લાસ્ટિકની ડબ્બી સાથે બજારમાં મૂકી હતી. આ ઉપરાંત ભગવાનની તસ્વીરવાળું તારીખવાળું કેલેન્ડર પણ બહાર પાડયું હતું.

## □ બહુમાન □

મુંબઇ : શ્રી જૈન ધાર્મિક શિક્ષણ સંઘ–મુંબઇ દ્વારા શિક્ષક–શિક્ષિકા ઉત્કર્ષ ફંડમાંથી સરયા સાથે જોડાયેલી બૃહદ્ મુંબઇની ૭૫ પાઠશાળાઓના એકસો શિક્ષક–શિક્ષિકાઓનું દરેકને રૂા. ૧૦૧ આપવા પૂર્વક બહુમાન કરવામાં આવ્યું હતું.

મહાવીર નગરમાં પૂજ્યશ્રીની નિશ્રામાં ગૃહમંદિરનું નિર્માણ, તે પ્રસંગ નિમિત્તે મહોત્સવ અને ૧૫ હજાર રૂા.ની ટીપ થઈ. પ્રભુજીને અમીઝરણાં થતાં શાંતિસ્નાત્ર સહ આઠ દિવસનો મહોત્સવ ઉજવાયો. પૂજ્યશ્રીની નિશ્રામાં કાંદીવલીથી અગાશી તીર્થનો છ'રી પાળતો સંઘ નીકળ્યો. શ્રી ધાર્મિક શિક્ષણ સંઘના ઉપક્રમે કાંદીવલી તથા ગોરેગામમાં શિક્ષક શિક્ષિકાઓનું સંમેલન અને સન્માન થયું. પૂજ્યશ્રીએ આ વિષય પર મનનીય પ્રવચન આપ્યું.



દોલતનગર ( બોરીવલી ) : આ. શ્રી વિજયમેરુપ્રભસૂરિજી મ૦ આદિની નિશ્રામાં નિર્વાણ કલ્યાણકની ઉજવણી વિવિધ રંગોળી, તપ-૮૫ આદિ સહ ઉજવાઈ હતી. તેમ જ તેઓશ્રીની નિશ્રામાં મહાવીરપ્રભુના જન્મકલ્યાણક નિમિત્તે પાઠશાળાના બાળક-બાલિકાઓની બેન્ડવાજા સહિત પ્રભાતફેરી નીકળેલ, તેમજ રથયાત્રાનો ભવ્ય વરઘોડો ચઢેલ. પ્રવચન-પ્રભાવનાદિ પણ થયેલ. પાર્શ્વનગરવાળા ભાઇઓ તરફથી પૂજા, આંગી, લાડવાની પ્રભાવના, આંગી અને સાંજે પ્રતિક્રમણમાં રૂ. ૧ની પ્રભાવના થયેલ.

બોરીવલી : પંન્યાસશ્રી પુર્ણાનન્દ વિજયજી મહારાજની નિશ્રામાં ભવ્ય વરઘોડો ચઢ્યો. આ સાથે જ દીક્ષાર્થી જયશ્રી બહેનનો વર્ષીદાનનો વરઘોડો ચઢ્યો.

ગરીબોને ભોજન અને સીદાતા સાધર્મિઓ માટે મોટી ટીપ થઈ.

મુંબઈ : અ. ભા. અનેકાંત સાહિત્યકાર પરિષદ જબલપુર દ્વારા એક ભવ્ય કવિ સંમેલનનું આયોજન તા. ૨૦ મેના રોજ કેવળજ્ઞાન દિવસ પ્રસંગે પાટકર હોલમાં થયું હતું જેમાં પ્રમુખ સ્થાને સાહૂ શ્રેયાંસ પ્રસાદ જૈન તથા મુખ્ય અતિથિ તરીકે ભૂતપૂર્વ શેરિફ તથા ભારત જૈન મહા-મંડળના અધ્યક્ષ શ્રી શાદીલાલ જૈન હતા. સુપ્રસિદ્ધ ગીતકાર રવિન્દ્ર જૈન અને પ્રભા ઠાકુરે ગીત પિરસ્યા હતા જ્યારે વિઠ્ઠલભાઈ પટેલ અને પ્રકાશ જૈને શ્રોતાઓને રમુજમાં રાખ્યા હતા.

ભવ્ય કવિ સંમેલન

કલ્યાણક મહોત્સવ

● બાળકોના બેન્ડ સાથે વરઘોડો

● આંખના રોગનાં હજાર ઓપરેશન

● ક્ષય પીડિતોના મફત ઉપચાર

મુંબઇ : શ્રીમતી દીવાળી બહેન 'મોહનલાલ ચેરીટેબલ ટ્રસ્ટ મુંબઈ તરફથી સર્વોદય હોસ્પીટલ ( ઘાટકોપરમાં ) આંખના રોગના એક હજાર ઓપરેશન અને ક્ષયગ્રસિત ૧૨ વર્ષ સુધીના બાળકોનો મફત ઉપચાર કરાયો. શ્રી મોહનઋષિજી મહારાજ અને મહાસતીજી શ્રી ઉજ્જવળ કુંવરબાઈના પ્રેરણાથી આ માનવસેવા થઈ.



મલાડ : આર્યરક્ષિત જૈન [કચ્છી] પાઠશાળાની સ્થાપના કરવામાં આવી છે.

જોગેશ્વરી : પારસનગર કો. હાઉ. સોસાયટીના નિર્માણ સાથે અહીં ભ૦ મહાવીરસ્વામીજીના જિનાલયનું નવ નિર્માણ થનાર છે.

માંડુપ : નિર્વાણ દિને અત્રે ૧૧૫ સામાયિક પૂર્વક પંચરંગી તપ થયા.



મલાડ : આચાર્યશ્રી વિજયકીર્તિચન્દ્રસૂરિજી મહારાજની નિશ્રામાં દીક્ષા કલ્યાણકની ઉજવણી હજારોની જનમેદની સાથે અનેરી ભાત પાડતા દબદબા ભરી રીતે ચઢેલો વરઘોડો, પૂ. આ. શ્રીના મંગલપ્રવચન, આચાર્યશ્રી લિખિત ભગવાનના જીવનચરિત્રની પુસ્તિકાઓની મોટી સંખ્યામાં પ્રભાવના વગેરે પૂર્વક અનુમોદનીય રીતે થઈ.

મંછુભાઈ રોડ પર સિદ્ધાર્થ સોસાયટીમાં પૂજ્યશ્રીની નિશ્રામાં ગૃહમંદિરનું નિર્માણ ઉત્સવપૂર્વક થયું.

કેવળજ્ઞાન કલ્યાણક નિમિત્તે નાકળેલ ભવ્ય રથયાત્રામાં પૂજ્યશ્રી પધાર્યા હતા. તેઓશ્રીનું મંગલ પ્રવચન થયું હતું.

ગોરેગાંવ : શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ જિનાલયથી જન્મકલ્યાણક પ્રસંગે ચઢેલ રથયાત્રાના વરઘોડામાં દેરાવાસી તેમજ સ્થાનકવાસી, દિગંબર અને જૈનેતર ભાઈ–બહેનો મોટી સંખ્યામાં જોડાયાં. વરઘોડો શ્રી ચિંતામણી જિનાલયથી ચડી જવાહરનગર દેરાસરે ગયો હતો. ત્યાં બન્ને રથ સાથે થતાં રથયાત્રાનું દૃશ્ય ઉલ્લાસમય બન્યું હતું.

ગુણાનુવાદ સભા વગેરે કાર્યો પણ અનુમોદનીય થયા. પૂ. આ. શ્રી વિજયકીર્તિચંદ્રસૂરિજી મહારાજ આદિની નિશ્રામાં રવજી છેડાને ત્યાં સાતછોડનું ઉજમણું અઠ્ઠાઈ મહોત્સવ, પૂજન વગેરે કાર્યો થયા.

આરે રોડ પરના સોનલ એપાર્ટમેન્ટમાં પૂજ્યશ્રીની પ્રેરણાથી ગૃહમંદિરનું નિર્માણ નક્કી થયું. તાજેતરમાં તેનો પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાનાર છે.

## શ્રાવકોએ ભગવાનનો રથ ખેંચ્યો

મલાડ : મુનિપ્રવરશ્રી કનકવિજયજી તથા મુનિરાજશ્રી પૂર્ણાનંદવિજયજી (આત્મજાંધુ)ની નિશ્રામાં ૧૦૦ અઠ્ઠમો, ૩૦૦ છઠ્ઠ, સવાલાખ મંત્રના જાપ વિ. થયા. ભવ્ય વરઘોડો નીકળ્યો. ગુજરાત માટે રૂા. ૨૫૦૦નું પુરપીડીત રાહત ફંડ થયું.

વરઘોડામાં પ્રભુજીના રથને બળદોને બદલે શ્રાવકોએ ખેંચ્યો હતો.

મુંબઈ : મહારાષ્ટ્ર વિધાનપરિષદના અધ્યક્ષ શ્રી વી. એસ. પાગેએ મહાવીર પ્રભુની ૨૫૦૦મી નિર્વાણ જયંતિ ઉજવણી પ્રસંગે ઈન્ડીયા બુક હાઉસ એજ્યુકેશન ટ્રસ્ટ દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવેલા પુસ્તક ' મહાવીર'ની પ્રકાશનવિધિ કરી હતી.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટના અધ્યક્ષ શ્રી. સી. સી. શાહ આ પ્રસંગે યોજાયેલા સમારંભના પ્રમુખસ્થાને હતા. તેમણે જણાવ્યું હતું કે નિર્વાણ જયંતિ દેશ અને દુનિયા માટે એક મહત્ત્વનો પ્રસંગ છે.

## મહિલાઓનો સ્તવન કાર્યક્રમ

મુંબઈ : જૈન મહિલા સમાજ તરફથી સમાજના હોલમાં ભ. મહાવીરના સ્તવનોનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. તે પ્રસંગે મરીન ડ્રાઈવથી વાલકેશ્વર, ગોવાલિયા ટેન્ક અને સેન્ડહર્સ્ટ રોડ સુધીના મંડળોને બોલાવવામાં આવ્યા હતા. કાર્યક્રમ ત્રણ કલાક ચાલ્યો હતો. સ્તવન ગાનાર ૮૮ બહેનોને ભ. મહાવીરના ચાંદીના સિક્કાઓ અર્પણ કરવામાં આવ્યા હતા.

ભ. મહાવીર જન્મ કલ્યાણકના દિવસે રિમાન્ડ હોમના ૫૫૦ બાળકોને મિઠાઈ આપવામાં આવી હતી.

જૈન મહિલા સમાજની સ્થાપનાને ૭૫ વર્ષ થયા છે. સમાજનું સુકાન લેડીશ્રી તારાબેન પ્રેમચંદના હાથમાં છે.

## વરઘોડામાં પુસ્તિકાનું વિતરણ



## ☐ અનેક છબીઘરોમાં મહાવીર પ્રભુની સ્લાઇડોનું પ્રદર્શન

## ☐ આકાશવાણી મુંબઈ કેન્દ્ર પર વિવિધ કાર્યક્રમ

મુંબઈ : બ્લેઝ એડવર્ટાઈઝ પ્રા. લિના સહકારથી મુંબઈના ડાયરેક્ટરો મી. ડીસોઝા અને મી. નાયકના સહકારથી એક વર્ષ માટે ભ. મહાવીરની મફત સ્લાઇડો વિવિધ સિનેમા ઘરોમાં બતાવવામાં આવી હતી જે આ પ્રમાણે ૧. ન્યુએમ્પાયર, ૨. લીબર્ટી, ૩. નોવેલ્ટી, ૪. નાઝ, ૫. મીનરવા, ૬. અલંકાર, ૭. મરાઠા મંદિર, ૮. જમૂના, ૯. રોક્ષી, ૧૦. શાલીમાર, ૧૧. ચીત્રા–દાદર, ૧૦. બરખા માટુંગા બી. બી, ૧૩. બાદલ માટુંગા બી. બી. ૧૪. બીજલી–માટુંગા બી બી. ૧૫. ન્યુટોકીઝ બાંદરા, ૧૬. સંગમ–અંધેરી, ૧૭ રૂપ–સાન્તાક્રુઝ, ૧૭. ઇંજર–જોગેશ્વરી, ૧૯. સોના–કાંદીવલી, ૨૦. મિલાપ–કાંદીવલી, ૨૧. ડાયમંડ – બોરીવલી, ૨૨. આકાશ–કુર્લા, ૨૩. બસંત–ચેમ્બુર અને, ૨૪. અશોક–થાણા.

આ ઉપરાંત મયુર કાંદીવલી ખાતે શ. જગશી રવજી અને લીલાધર શામજીના ખર્ચે પણ સ્લાઇડ બતાવાઈ હતી.

મુંબઈ : ભગવાન મહાવીર ૨૫મી નિર્વાણ શતાબ્દી નિમિત્તે ઓલ–ઈન્ડીયા રેડિયો–મુંબઈ ઉપરથી મંગળવાર ૨૫–૨–૭૫ના રાત્રે ૮–૪૫ કલાકે પત્રી–કચ્છવાળા શ્રી લીલાધર શામજી દેઢિયા (કાંદીવલી)નો 'ભગવાન મહાવીર સ્વામીના જીવનના ત્રણ તબક્કા' વિષય પર વાર્તાલાપ પ્રસારિત થયો.

બહારનાં શત્રુઓ સામે લડવાથી શો ફાયદો? તારા આત્મા સાથે જ લડ. આત્મા દ્વારા આત્માને જીતનાર સુખી થાય છે.







ઉવસગ્ગહરં પાસં, પાસ વંદામિ

## ◻ ઘાટકોપરમાં ◻ રમણીય ◻ ભવ્ય ◻ જિન પ્રાસાદ ◻

ઘાટકોપર : પૂજ્ય આચાર્યશ્રી વિજયપ્રતાપસૂરિજી મહારાજ અને પૂજ્ય આચાર્ય શ્રી વિજય ધર્મસૂરિજી મહારાજની પ્રેરણાથી અને સાહિત્ય કલારત્ન મુનિશ્રી યશોવિજયજી મહારાજના મંગળ માર્ગદર્શન હેઠળ અત્રે સર્વોદય હોસ્પીટલના પ્રાંગણમાં નવનિર્મિત વિશાળ પાર્શ્વનાથ પ્રાસાદમાં પરિકર સહિત ૪૧ ફુટ ઊંચાઈ પ્રમાણના શ્રી પાર્શ્વનાથ પ્રભુજીની ભવ્ય પ્રતિમાજીની તેમજ અન્ય જિનબિંબોની અંજન શલાકાપૂર્વક પ્રતિષ્ઠા થઈ.

અત્રે યાદ રહે કે આ જિન પ્રાસાદમાં એક પણ થાંભલો નથી. ૨૩ ફુટ લાંબો, ૧૩૦ ફુટ પહોળો અને ૪૫ ફુટ ઊંચો આ જિન પ્રાસાદ સંગેમરમરના આરસથી બનેલો છે.

૨૧ ફુટ ઊંચાઈ પ્રમાણ શ્રી પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમા ભારતમાં કદાચ આ એક જ પ્રતિમાજી છે.

સર્વોદય ટ્રસ્ટના સ્થાપક શ્રી કાંતિલાલ મગનલાલની ભાવનાથી આ જિનપ્રાસાદ રમણિય અને દર્શનીય બન્યો છે.

## ☐ સાધુ-સાધ્વીઓ અને
## ☐ શ્રાવક-શ્રાવિકાઓનું સંમેલન

ઘાટકોપર : આચાર્યશ્રી અશોકચંદ્રસૂરિજી ડહેલાવાળાની નિશ્રામાં અત્રે સાંધાણી એસ્ટેટમાં પ્રભાતફેરી નીકળી તથા ગરીબોને મિઠાઈ વહેંચાઈ. અભયદાન માટે ઘણી રકમ એકઠી થઈ હતી. ઉપાશ્રયનું દેણું ફેડી નાખવામાં આવેલ.

ઘાટકોપર : વર્ધમાન સ્થાનકવાસી સંઘના ઉપક્રમે અત્રે ૮ અને ૯ ડીસેમ્બર ૭૪ના બે દિવસ માટે આચાર્યસમ્રાટ શ્રી આનંદઋષિજી મહારાજની નિશ્રામાં સ્થાનકવાસી સંઘના લગભગ ૧૪૦ જેટલા સાધુ-સાધ્વીજીઓ અને હજારો શ્રાવક-શ્રાવિકાઓનું સંમેલન મળ્યું. તેમાં દીક્ષા કલ્યાણક ભવ્યતાથી ઉજવાયું. બીજા દિવસે સંતો અને મહાસતીજીઓનું સંમેલન થયું.

ઘાટકોપર : અત્રેના સ્થાનકવાસી જૈન સંઘના સહકારથી શ્રી ઘાટકોપર સ્થા. જૈન સ્વયંસેવક મંડળે જન્મ કલ્યાણક દિને ભગવાનના જીવન અને ઉપદેશ વિષે યોજેલ વક્તૃત્વ સ્પર્ધામાં ૪૨ ભાઈ-બેનોએ ભાગ લીધો. વિજેતાઓને પુરસ્કાર અપાયા.

☐ પુરસ્કાર ☐

## ● તપ અને જપ ●

ઘાટકોપર : સાધ્વી શ્રી અરુણપ્રભાશ્રીજીની નિશ્રામાં વિવિધ દ્રવ્યોથી ૨૫૦૦ સ્વસ્તિક કરાયા. પાવાપુરીની રંગોળી કરાઈ. ૨૫-૨૫ વિવિધ તપસ્યાઓ અને ૨૫૦૦ સામાયિકની સાધના થઈ. 'ૐ હ્રીં અર્હં શ્રી મહાવીરસ્વામી અર્હંતે નમઃ'ની ૨૫૦૦ નવકારવાળી નિર્વાણ વર્ષમાં ગણવાની ઘણાએ બાધા લીધી.



## ● રથયાત્રામાં રંગોળી લઈ ઘૂમેલી બહેનો
## ● નૃત્ય નાટિકા

મુલુન્ડ : મુનિરાજ શ્રી કનકવિજયજી મહારાજ આદિ પૂજ્ય શ્રમણ ભગવંતોની નિશ્રામાં ૧-૧૨-૭૪નાં રોજ નિર્વાણ કલ્યાણકની રથયાત્રા નીકળી. આ પ્રસંગે શહેરના વિવિધ માર્ગો પર ખાસ ૨૪ કમાનો બનાવી હતી. બહેનો ચોખા, પૈસા વગેરે દ્રવ્યોની બનાવેલ રંગોળીઓ થાળીમાં લઈને રથયાત્રામાં ઘૂમી હતી. રાતે, ખાસ ઊભા કરાયેલા વર્ધમાન મંડપમાં એક જ કુટુંબના અ૦સૌ૦ ભાનુબેન નટવરલાલ શાહે તૈયાર કરેલ પાંચ કલ્યાણકની નૃત્ય નાટિકા ભજવાઈ. બીજે દિવસે શ્રી રમણિકલાલ ડભોઈવાળાએ તૈયાર કરેલ રંગોળી સાથેનું આધ્યાત્મિક ચિત્ર પ્રદર્શન શ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધીએ ખુલ્લું મૂક્યું હતું.

મુલુન્ડ : મુનિપ્રવરશ્રી કનકવિજયજી તથા મુનિરાજશ્રી પૂર્ણાનંદવિજયજી [આત્મબંધુ]ની નિશ્રામાં ૫૨૫ અઠ્ઠમો, ૨૫૦થી વધુ છઠ્ઠ, ૧૦૦૮ આયંબિલો, સવા લાખથી વધુ પ્રભુ નામ જપ અને મુલુન્ડના ઇતિહાસમાં અજોડ વરઘોડો કાઢવામાં આવ્યો હતો.



## ● પ્રશિક્ષણ ●

મુંબઈ : કલા ભારતીના ઉપક્રમે ૨૯ ડીસેમ્બરથી ૨ જાન્યુઆરી ૭૪ સુધી ભક્તિ સંગીત, કીર્તન પ્રશિક્ષણ અને સાંસ્કૃતિક કાર્યક્રમ સફળતાથી થયા. જેમાં પાંચ હજારથી વધુ લોકો નવકારમંત્ર, ભક્તામર સ્તોત્ર, ભક્તિગાન, ધ્વજવંદન આદિનું પ્રશિક્ષણ લીધું.



## ● સંવાદ ●

મુલુન્ડ : મહાસતીજી દમયંતીબાઈ સ્વામીની નિશ્રામાં મહાવીર જયંતી ઉજવાઈ. જૈન શાળાના બાળકોએ સંવાદ, નાટક વગેરેનો કાર્યક્રમ આપ્યો. શ્રી સંઘ તરફથી ગરીબોને તથા અંધશાળા વગેરે સ્થળોએ બુંદી તથા ગાંઠિયાના પેકેટ પહોંચવામાં આવ્યા.



મુંબઈ : વિશ્વ હિન્દુ પરિષદ્‌ના ઉપક્રમે તેની ભારતભરની શાખા દ્વારા સમારોહ-સભાનું આયોજન, ભ. મહાવીરનું ચિત્ર અને તેઓના જીવન તથા ઉપદેશો પર આધારિત પત્રિકાઓનું જુદી જુદી ભાષામાં વિતરણ, મુખપત્ર 'હિન્દુ વિશ્વ'ના ભગવાન મહાવીર નિર્વાણ વિશેષાંકનું હિન્દી તેમ જ અંગ્રેજીમાં જુદુ જુદુ પ્રકાશન વગેરે કાર્યો થયા.



## ● કવિસંમેલન ●

મુંબઈ : શ્રી પંજાબ જૈન ભ્રાતૃસભા [ખાર] તરફથી ભુલાભાઈ દેસાઈ ઓડિટોરિયમમાં જન્મ કલ્યાણક પ્રસંગે શ્રી લાલચંદ હીરાચંદ દોશીની અધ્યક્ષતામાં યોજાયેલ આધ્યાત્મિક કવિ સંમેલનમાં શ્રી ચંદનમલ 'ચાંદ' સહિત અનેક કવિઓએ ભાગ લીધો.



## ● પુરસ્કાર ●

મુંબઈ : દિગંબર જૈન નવયુવક સંઘ યોજીત રંગોળી પ્રદર્શનમાં પ્રથમ પુરસ્કાર શ્રી ખેમરાજ મિસ્ત્રીને મળ્યું હતું. કુલ ૧૮ પુરસ્કાર અપાયા. શ્રી શ્રેયાંસપ્રસાદ જૈનની અતિથિ વિશેષતામાં પુરસ્કાર વિતરણ કરાયા.



મુલુન્ડ : સાધ્વીશ્રી સુનંદાશ્રીજીની નિશ્રામાં દુષ્કાળ રાહત તથા જીવદયાના કાર્યો થયા હતા. પાર્શ્વચંદ્રસૂરિ જ્ઞાન મંદિરમાં ત્રણ દિવસ સુધી ભવ્ય કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો અને ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. સાધ્વીશ્રી સુનંદાશ્રીજી મહારાજે ૨૫ દિવસ મૌનનો કાર્યક્રમ રાખ્યો હતો.

ભગવાનની તસ્વીર સામે ૨૫૦૦ સાથિયા કરાયા હતા. ૨૫ નંદાવર્ત સાથિયા કરાયા. ભગવાનના નામનો ૨૫ હજાર જાપ કરાયો.

## ● પચ્ચીસસો સાથિયા પૂરાવ્યા
## ● ૨૫ દિવસના મૌનનો કાર્યક્રમ
## ● ૨૫૦૦ નવી ગાથા કરવાની બાધા

મુલુન્ડ : સાધ્વીશ્રી હરખશ્રીજીની પ્રેરણાથી ૨૫૦૦ સાથિયા, ભગવાનના ૭૨ વર્ષને અનુલક્ષી વિવિધ પ્રકારની ૭૨ ગુહુંલીઓ તેમ જ બાળકોને ઇનામો અને અલ્પાહાર આપવા સાથેના અનેક કાર્યો થયા. ૨૫૦૦ નવી ગાથા તથા ૨૫૦૦ સામાયિક કરવાની અનેક ભાવકોએ પ્રતિજ્ઞા લીધી.

'સચિત્ર કલ્પસૂત્ર', 'સ્વાધ્યાય સૌરભ' અને 'રત્નાવલી' પુસ્તિકાઓનું પ્રકાશન થયું.

કાંદીવલી : મુનિશ્રી મહાનંદવિજયજી મ. તથા મુનિશ્રી મહાબલવિજયજી મ.ની નિશ્રામાં નિર્વાણ કલ્યાણક વર્ષ ઉજવણીની પૂર્ણાહુતિ નિમિત્તે સિદ્ધચક્રયંત્ર મહાપૂજન સહિત પાંચ દિવસનો મહોત્સવ ઉજવાયો.

---

## ૨૪ કલાક નવકારનો જાપ ●
## નવકારવાળી ગણવાની બાધા ●
## ફટાકડાં નહિ ફોડવાનો નિયમ ●

ઘાટકોપર : મુનિશ્રી સૌભાગ્યમલજી મ૦ની નિશ્રામાં ૨૫૦૦ની સંખ્યામાં વિવિધ તપથી નિર્વાણ દિનની ઉજવણી કરાઇ. ગુણાનુવાદની સભા થઈ. ૨૪ કલાક નવકારનો જાપ થયો. શ્રી બચુભાઇ ગુલાબચંદ દોશીએ માનવ રાહતમાં રૂા. ૨૫૦૧ આપ્યા.

ઘાટકોપર : સાધ્વી શ્રી હેમલતાશ્રીજી અને સાધ્વીશ્રી રત્નરેખાશ્રીજી મહારાજની નિશ્રામાં જન્મકલ્યાણક ઉજવણી પ્રસંગે ૨૫૦૦ થી વધુ સામાયિક થયાં. ૧૫૦ બહેનોએ દેશાવગાસિક સામાયિક કર્યા. ઊજવણી વર્ષ દરમિયાન રોજ પાંચ નવકારવાળી ગણવાની ઘણાંએ બાધા લીધી.

સાધ્વીશ્રીની નિશ્રામાં માટુંગા અને લાલવાડીમાં ધાર્મિક અનુષ્ઠાનોથી નિર્વાણ કલ્યાણકની ઉપાસના કરાઇ. ઘણાં બાળકોએ દીવાળીમાં ફટાકડા નહિ ફોડવાના પ્રતીજ્ઞા લીધી.

મુંબઈ : નિર્વાણ વર્ષમાં વિવિધ દિવસે ચીંચપોકલી, ગોડીજી દેરાસર, ઘાટની ચાલ–ગુલાલવાડી, બોરીવલી દોલતનગર, કાંદીવલી, ધનજીવાડી, દેવચંદનગર–મલાડ, જુહુ, પાર્લા, કીંગસર્કલ, વડાલા, ગોરેગાંવ ડીલાઈલ રોડ, ઘોડપદેવ, ભાયખાલા, તારદેવ, મરીનડ્રાઇવ વગેરે સ્થળોએ યોજાયેલ પૂજા, ભાવનાના કાર્યક્રમોમાં શ્રી બંસીલાલ કાંતિલાલ શાહે (ખંભાતવાળા) વીરભક્તિ સંગીત કાર્યક્રમ આપ્યા હતા.

તેઓશ્રીએ મુંબઈ આકાશવાણી પર 'શ્રી મહાવીર સ્તવના'નો સ્વરચિત ગીત–સંગીત કાર્યક્રમ પણ આપ્યો.




## મહારાષ્ટ્રમાં ઉલ્લાસમય ઉજવણી

અમલનેર : તા. ૮ ડીસેંબર ૭૪ના રોજ ભગવાન મહાવીરનો દીક્ષા-મહોત્સવ ભારે ધામધૂમથી યોજવામાં આવ્યો. અમલનેરના સમગ્ર જૈન સમાજ તરફથી આ નિમિત્તે એક ભવ્ય સરઘસનું આયોજન કરવામાં આવ્યું. શણગારેલો સુંદર રથ, શણગારેલી ગાડીઓમાં ભગવાનના જીવન પ્રસંગોના ચિત્રો, બેંડ, શરણાઇ, એન. સી. સી. અને સ્કાઉટગાર્ડનો સમૂહ અને પાંચ હજારથી વધારે જૈન-અજૈન ભાઈ-બહેનો સરઘસમાં જોડાયા હતા. ભગવાનના જયજયકારથી વાતાવરણ ગૂંજી ઊઠયું હતું. યુવાનો હાથોમાં ભગવાન મહાવીરના ઉપદેશના બેનરો લઇને સુત્રો ઉચ્ચારતા જઇ રહ્યા હતા.

શિતલનાથ મંદિરથી નીકળેલ સરઘસ દાદાવાડીમાં વિખરાયું હતું. દાદાવાડીમાં પ્રાર્થના અને ત્યાં વિરાજીત સાધ્વીશ્રી દ્વારા મંગલ સંદેશ સંભળાવવામાં આવ્યો. આ ઉપરાંત અન્નદાન અને વસ્ત્રદાન કરવામાં આવ્યું. લગભગ બે હજાર લોકોને જમાડવામાં આવ્યા. રાત્રે ઠંડીમાં ઠુઠવાતા લોકોને, વિભિન્ન સ્થળોએ જઈને ૧૦૦ ધાબળાઓનું વિતરણ કરવામાં આવ્યું. અમલનેરના બધાં કતલખાનાઓ આ મહોત્સવ નિમિત્તે બંધ રાખવામાં આવ્યા હતા.

## ○ ○ ○ વસ્ત્રદાન

અમલનેર : દીક્ષા કલ્યાણક પ્રસંગે અન્નદાન અને વસ્ત્રદાન અપાયા. લગભગ બે હજાર ગરીબ લોકોને ભોજન અપાયું. જાહેરના જુદા જુદા સ્થળે જઈને ૧૦૦ જણાને ગરમ ધાબળા ઓઢાડાયા. આ નિમિત્તે શહેરનાં બધા જ કતલખાનાઓ બંધ રહ્યા.

આકોલા : ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક મહોત્સવને અનુલક્ષીને અહીં હાથધરવામાં આવેલા વિવિધ કાર્યક્રમોના એક ભાગરૂપ તાજેતરમાં ૨૫ હજારના ખર્ચે બંધાનાર 'ભગવાન મહાવીર કીર્તિસ્તંભ'નો પાયો નાખવાની (શિલારોપણની) ક્રિયા અત્રેના સુધરાઈ પ્રમુખ શ્રી. ડી. એમ. કરાલેએ કરી હતી. આ પ્રસંગે અત્રે ચાતુર્માસ બીરાજમાન પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયરામસૂરીશ્વરજી મ. આદિ પધારેલ. આ કાર્ય માટે સુધરાઈએ ત્રણ સભ્યોની સમિતિ રચી છે.

## અનુકંપાદાન ○ ○ ○

બારશી : તમામ ફિરકાના ઉપક્રમે નિર્વાણ મહોત્સવ ઉજવાયો. ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. મહાવીર જયંતીના દિવસે અન્નદાન અને વસ્ત્રદાન કરવામાં આવ્યું હતું. અનુકંપાદાન માટે રૂા. ૭૫ હજાર એકઠા થયા હતા. જૈન સંગીતના બહુ સારા કાર્યક્રમો ગોઠવવામાં આવ્યા હતા.



આમોદ : તા. ૨૨ નવેમ્બર ૭૪ના રોજ જલગાંવ (આમોદ) માં અ. ભા. નિર્વાણ મહોત્સવ સમિતિના સભ્ય અને ભારત જૈન મહામંડળના મંત્રી શ્રી. રિખભદાસ રાંકાએ ભગવાન મહાવીરના સિદ્ધાંતો વિશે પ્રવચન આપ્યું.

આ પ્રસંગે મુંબઈના ભગવાન મહાવીર કલ્યાણ કેન્દ્રના માનદ્ મંત્રી શ્રી. છોટાલાલ પી. કામદારે ભગવાન મહાવીર કલ્યાણ કેન્દ્રની પ્રવૃતિની માહિતી આપી હતી. જામનેરના શ્રી. દાદાસાહેબ ધામણકર પણ આ પ્રસંગે ઉપસ્થિત હતા.



## રાજકીય નેતાઓની ભગવાનને વંદના

પ્રારંભમાં જિલ્લા સમિતિના સભ્ય શ્રી ભીકમચંદ સંચેતી નાંદુરાવાળાના પ્રવચન બાદ શ્રી મિશ્રીલાલ ભણુશાલીએ સ્વાગત કર્યું. અંતમાં જિલ્લા સમિતિના સભ્ય અને નિર્વાણ મહોત્સવ સમિતિ, નાન્દુરાના મંત્રી શ્રી. પ્રેમચંદ રાંકાએ, જલગાંવવાળાઓને સહકાર આપવાનું વચન આપ્યું અને આભારવિધિ કર્યો.

અહમદનગર : જિલ્લા નિર્વાણ સમિતિએ 'ડીસેમ્બર ૭૪ના રથયાત્રા અને સભા યોજીને દીક્ષા કલ્યાણકની ઉજવણી કરી. સરઘસ શરૂ થતાં પહેલાં રાજ્યના ગૃહ નિર્માણ પ્રધાન શ્રી દાદાસાહેબ રૂપવતેએ ભગવાનની તસ્વીરને ફુલહાર ચઢાવ્યા હતાં. રથયાત્રામાં વિવિધ સંસ્થાઓએ ૨૦ રંગોળી પ્રદર્શિત કરી. શ્રી ચન્દનમલ સુરાણા અને શ્રી દાનમલજી તરફથી ૨૫૦૦ ગરીબોને ભોજન અપાયું.

બુલ્ઢાણા : તા. ૨જી ડીસેંબરે બુલઢાણાના ગરદે વાચનાલયના પ્રાંગણમાં નગરપ્રમુખ શ્રી. ડી. સી. ગુપ્તાના પ્રમુખપદે નિર્વાણ મહોત્સવ નિમિત્તે જાહેર કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. મુખ્ય વકતા 'જૈન જગત'ના સંપાદક શ્રી. ચંદનમલ 'ચાંદ' હતા.

૩જી ડીસેંબરે બુલઢાણાના જૈન સ્થાનકમાં સાધ્વી શ્રી માનકુંવરજી અને પુષ્પાકુંવરજીના સાન્નિધ્યમાં શ્રી. ચાંદજીનું ફરી ભાષણ થયું જેમાં એમણે સૌમાં નિર્વાણ મહોત્સવ ઉજવવાનો ઉત્સાહ પ્રેર્યો.

તા. ૩જી ડીસેમ્બરે અહીં સ્થાનિક જીજામાતા મહાવિદ્યાલય અને સરકારી બી. એડ. કૉલેજમાં શ્રી. ચાંદજીના પ્રવચનો યોજવામાં આવ્યાં. પ્રારંભમાં શ્રી વિજયકુમાર દેશલહરાએ શ્રી. ચાંદજીનો પરિચય આપ્યો. અને એક કલાકના ભાષણ અને કાવ્ય વાંચનથી ચાંદજીએ ઉપસ્થિત ૫૦૦ શિક્ષક–શિક્ષિકાઓને મંત્રમુગ્ધ કરી દીધાં હતાં.

બાહુબલિ : તા. ૧૩મી નવેંબર ૧૭૪ની સવારે પાંચ વાગતાં શ્રી ભગવાન મહાવીર નિર્વાણ મહોત્સવનો ભગવાનના અભિષેકથી પ્રારંભ થયો. ૬ વાગ્યે સવારે ભક્તિપાઠ પછી નિર્વાણ લાડવા ચઢાવવામાં આવ્યા. દૂર દૂરથી લોકો આ સમારંભમાં હાજરી આપવા આવ્યા હતા.

સવારે આઠ વાગે તાલુકાના તહસીલદાર શ્રી કાગલકરજીએ ધ્વજારોપણ કર્યું અને ત્યાર બાદ સભા યોજાઈ. પ્રમુખપદેથી પ્રવચન કરતા શ્રી. કાગલકર સાહેબે ભગવાન શ્રી મહાવીરના સિદ્ધાંતો-





ને અપનાવવાથી અપીલ કરી. ભૂ. પૂ. કર્મચારીઓ અને ગરીબ ભાઈબહેનોને ૨૫૦૦ રૂ. વહેંચવામાં આવ્યા. સંસ્થાના ઉપપ્રમુખ શ્રી. ઇંગિરાલે આપ્પણા, શ્રી. મણેરે અપ્પણા શ્રી. બાબુ મિયા અને મિરજના શ્રી. ચન્દ્રદત્ત પાટીલ આદિએ ભાષણો કર્યા. સંસ્થાના સંચાલક શ્રી. મા. મિસીકર ગુરુજીના આભારવિધિ સાથે કાર્યક્રમ પૂર્ણ થયો.

ચાલીસગાંવ : તા. ૨૦ નવેમ્બરે ભવ્ય વરઘોડો અને જાહેર સભાનું આયોજન કરવામાં આવ્યું. આ આયોજનમાં ચાલીસગાંવની સંપૂર્ણ જનતાએ મુક્ત અને ઉત્સાહપૂર્વક ભાગ લીધો.

ભુસાવળ : તા. ૨૧–૧૧–૭૪ ની રાત્રે નાહટા મંગલ કાર્યાલયમાં જાહેર સભાનું આયોજન કરવામાં આવ્યું. ભુસાવળના મામલતદાર શ્રી. બેડાલેજીના પ્રમુખપદે યોજાયેલી આ સભાના મુખ્ય વક્તા હતા શ્રી. રિખબદાસજી રાંકા અને શ્રી. નથમલજી લુંકડ. સભામાં ભુસાવળના બધા લોકોએ ભાગ લીધો હતો.

ધુલિયા : તા. ૧૫ નવેંબર ૭૪ના રોજ ભગવાન મહાવીરના ભવ્ય ચિત્ર સાથે રથયાત્રાનું આયોજન કરવામાં આવ્યું, જેમાં સમગ્ર જૈન સમાજે ઉત્સાહ અને ઉલ્લાસપૂર્વક ભાગ લીધો. શહેરના મુખ્ય માર્ગો પર લગભગ ત્રણ કલાક સુધી આ રથયાત્રાએ ભ્રમણ કર્યું. ત્યારબાદ માનનીય કલેક્ટર શ્રી મા. રા. પાટીલના પ્રમુખપદે એક જાહેર સભા યોજવામાં આવી. સભાના પ્રારંભમાં સાધ્વી શ્રી. ચંદનકુંવરજી અને શ્રી. કુસુમશ્રીના પ્રેરક પ્રવચનો બાદ શ્રી. પુખરાજ વોરા, શ્રી પ્રેમસુખ છાજેડ અને શ્રી પાટીલે પોતાના વિચારો વ્યક્ત કર્યા.

## ●● શ્રી મહાવીર જૈન ઔષધાલય

નિર્વાણ મહોત્સવ વર્ષમાં જિલ્લા હોસ્પીટલમાં આવનાર દર્દીઓ અને એમના સગાંવહાલાં માટે વિશ્રામ ભવન બનાવવાની યોજના શ્રી. છાજેડ અને શ્રી. પાટીલે બધા સમક્ષ રજુ કરી. શ્રી. જે. એ. વેદમુથાએ આભારવિધિ કર્યો.

૨ જે જૈન મંદિરમાં સાંસ્કૃતિક કાર્યક્રમ યોજવામાં આવ્યો. શ્રી જગદ્ગુરૂ મંડળ અને શ્રી ચંદ્રપ્રભુ મંડળના કાર્યકરોએ કાર્યક્રમને સફળ બનાવવા ભારે પરિશ્રમ કર્યો.

ઈલોરા : અહીં બંધાનાર કીર્તિ સ્તંભનું શિલારોપણ તા. ૨૯–૨–૭૫ના થયું.

ઇટારસી : અહીં જન્મકલ્યાણકની ઉજવણી સાનંદ થઇ હતી. આમસમુહે પણ ભાગ લીધેલ.

ઇચલકરંજી : પંન્યાસ શ્રી પદ્મસાગરજી મહારાજ આદિ ઠાણાની નિશ્રામાં અત્રે નિર્વાણોત્સવની ઉજવણી ધામધુમથી થઈ. શ્વેતામ્બર અને દિગમ્બર જૈનોનો સંયુક્ત ભવ્ય વરઘોડો નીકળ્યો.

ઉપાધ્યાયશ્રીની નિશ્રામાં શાંતિસ્નાત્ર ભણાવાયું. ગરીબોને ભોજનદાન અપાયું.

જાહેરસભામાં ઉપાધ્યાયશ્રીના તેમજ દિગમ્બર મુનિશ્રી સુબલસાગરજીના પ્રભાવક પ્રવચનો થયા.

અત્રેના એક ચોકને "મહાવીર ચોક" નામ અપાયું. નિપાણીના શ્રી દેવચંદભાઈ છગનલાલના હસ્તે 'શ્રી મહાવીર જૈન ઔષધાલય'નું ઉદ્ઘાટન થયું. આ ઔષધાલયમાં મફત સારવારની જોગવાઈ રખાઇ છે.

શ્વેતામ્બર, દિગંબર અને સ્થાનકવાસી સંપ્રદાયોનું એક સંયુક્ત જૈન ભવનનું નિર્માણ થયું.

ઇસ્લામપુર : પંન્યાસ શ્રી પદ્મસાગરજી મહારાજ આદિ શ્રમણભગવંતોની નિશ્રામાં શાંતિસ્નાત્ર સહ અઠ્ઠાઈ મહોત્સવ, ગરીબોને ભોજનદાન, સંયુક્ત વરઘોડો આદિ કાર્યક્રમોથી નિર્વાણ કલ્યાણકની શાનદાર ઉજવણી થઇ.



## ● મહાવીર ભવન



ચંદ્રપુર : મુનિરાજ શ્રી નવિનમુનિજીની નિશ્રામાં પ્રભાત ફેરી, ગુણાનુવાદ સભા સહિત વિવિધ કાર્યક્રમો પૂર્વક ત્રણ દિવસ સુધી મહાવીર જયંતી ઉજવાઈ. હજારો ગરીબોને ભોજન અપાયું.

ફરોઝપુર : મુનિશ્રી કમલેશકુમારજીની પ્રેરણાથી નિર્વાણ કલ્યાણક નિમિત્તે 'મહાવીર ભવન' બનાવવાનો નિર્ણય લેવાયો. આ માટે અત્રેના શ્રી જૈન સંઘ તરફથી જમીન દાનમાં અપાઈ.

ફતેહપુર : મુનિશ્રી કમલેશકુમારજીની પ્રેરણાથી ફતેહપુર ગામમાં નિર્વાણ મહોત્સવ ભારે ધામધુમથી ઉજવવામાં આવ્યો.

હિંગોલી : દીપાવલીથી જ નિર્વાણ મહોત્સવનો કાર્યક્રમ શરૂ થઈ ગયેલ. ગરીબોને ૨૫૦ ધાબળાઓ વહેંચવામાં આવ્યા. સતારા નિવાસી પ્રોફેસર રણદીવે તથા ઇંદોરના શ્રી. મોતીલાલ સુરાણાએ સ્થાનકમાં પ્રસંગોચિત પ્રવચનો કર્યા.

હીંગોલી : તેલા આદિની તપસ્યાથી નિર્વાણોત્સવ ઉજવાયો. શ્રી ભીકમચંદજી કોઠારી તરફથી ગરીબોને ૨૫૦ ધાબળા અપાયા. સ્થાનકમાં બે દિવસ શ્રી મોતીલાલજી સુરાણાના પ્રવચન થયા.

## ● વ્યસન ત્યાગ ●

ગોંદિયા : પં. રત્નથી નવીન મુનીજી મ.સા.ની પ્રેરણાથી ૨૫૦૦ વ્યક્તિઓએ માંસ, મદિરા, જુગાર અને બલિપ્રથાનો ત્યાગ કરેલો.

ઉપાશ્રયના ઉપર 'સ્વાધ્યાય ખંડ' બનાવવામાં આવ્યો છે જેનું ઉદ્દઘાટન નાગપુરના શ્રી દ્વારકાદાસ કામદારે કર્યું હતું. નાગપુર સંઘે આ માટે રૂા ૫૦૦૧ ગોંદિયા સંઘને ભેટ આપ્યા હતા.

શ્રી હેન્સલેરહીન નામનો જર્મન યુવક મહારાજશ્રી પાસે જૈન સંસ્કૃતિનું અધ્યયન કરેલ હતું. અત્યારે તે હરિદ્વાર રામાનંદ આશ્રમમાં ત્યાગીજીવન જીવે છે.

શેલુબજાર, તરાસા, એરંડ, માંગલાદેવી વિ. ક્ષેત્રોમાં 'જૈન-સ્થાનક'ની યોજના પૂર્ણ થઈ છે.

## □ વર્ધમાન જ્ઞાનપીઠ □

ચંદ્રપુર : અહીં 'વર્ધમાન જ્ઞાનપીઠ'ની સ્થાપના થયેલ છે. ચન્દ્રપુર સંઘે લગભગ ૨૫૦૦ ભિક્ષુઓને ભોજન કરાવેલ.

## જંબુકુમાર નાટિકા ●

જામનેર : અત્રેના મુખ્ય માર્ગનું નામ નગરપાલિકાએ "મહાવીર માર્ગ" જાહેર કર્યું. સભામાં જલગાંવના નેતા શ્રી નથમલજી લુંકડે પ્રવચન કર્યું. ૨૧મી નવેંબર ૭૪ની બીજી ગુણાનુવાદ સભામાં શ્રી રિખબદાસજી રાંકાએ પ્રવચન આપ્યું અને શ્રી ચન્દનમલ ચાંદે ભક્તિ કાવ્યો ગાયા.

જાલના : ૧૩ થી ૨૦ નવેમ્બર ૭૪ એક સપ્તાહ સુધી નિર્વાણ મહોત્સવ ઉજવાયો શ્રી વર્ધમાન સ્થાનકવાસી જૈન શ્રાવક સંઘ અને લાયન્સ કલબના સહયોગથી ઊભી કરાયેલ 'ભગવાન મહાવીર હોસ્પીટલ'નું નગરપરિષદના પ્રશાસક શ્રી સાને સાહેબે ઉદ્દઘાટન કર્યું. ૧૭મીએ મહિલા મંડળે 'જંબુકુમાર' નાટિકા ભજવી. ૧૮ મી ની ગુણાનુવાદ સભામાં શ્રી બ્રહ્માનંદ દેશપાંડે અને શ્રી ગંગાવિષ્ણુ શર્માએ પ્રવચનો કર્યા. ૧૯મીએ ભગવાન મહાવીર અને જૈન ધર્મ વિષેના ૫૦૦થી વધુ પુસ્તકો વહેંચાયા. ૨૦મીએ મહાવીર જૈન યુવક સંઘે પાવાપુરી સિદ્ધક્ષેત્રનું પ્રદર્શન યોજ્યું.

જનગાર : અત્રેની નિર્વાણ સમિતિએ વિવિધ કાર્યક્રમો યોજીને કેવળજ્ઞાન ઉત્સવ ૨૮મીનાં ઉજવ્યો.



શહેરના ત્રણેય દેરાસરો અને સ્થાનિક સાગર ભવનમાં અખંડ ભક્તિ સંગીત અને નવકાર મંત્રનો જાપ થયો. ૧લી જુને મહાત્મા ગાંધી ઉદ્યાનમાં જાહેર-સભા થઈ. તેમાં પ્રવચનો, ગીત, ભજન, અંત્યાક્ષરી આદિ કાર્ય-ક્રમો થયાં.

જલગાંવ : ઉપ જિલ્લાધિકારી શ્રી ધુમક સાહેબે જૈનધ્વજ ફરકાવીને ભગવાનના જન્મોત્સવનું મંગલાચરણ કર્યું હતું. બપોરના જૈન મહિલા મંડળે ચર્ચા-સભા ગોઠવી હતી. તેમાં સ્વામી સત્યભક્તે પ્રવચન કર્યું હતું. ડો. જી. ડી. બેંડાલેની અધ્યક્ષતામાં કોંગ્રેસ ભવનના પ્રાંગણમાં જાહેરસભા થઈ. ૨૫મીએ સવારે પણ જાહેરસભામાં વિવિધ વક્તાઓએ પ્રવચનો કર્યા હતા.

જલગાંવ : નગરપાલિકાએ શહેરના એક મુખ્ય માર્ગને "ભગવાન મહાવીર માર્ગ" નામ આપ્યું. આ નામકરણ સમારંભ, નિર્વાણ દિવસે જિલ્લાધિકારી શ્રી ધુમકસાહેબ રેની અધ્યક્ષતામાં થયો. સંસદ સભ્ય શ્રી વાય. એસ. મહાજને "ભગવાન મહાવીર માર્ગ" ખુલ્લો મૂક્યો.

આ ઉપરાંત જિલ્લાના ચાલીસગાવ, ધરણગાંવ, જામનેર ગામોના મુખ્ય માર્ગોને પણ 'ભગવાન મહાવીર માર્ગ'થી વિભૂષિત કરાયા.




જલગાંવની જાહેર સભામાં [ નવેમ્બર ૧૯૭૪ ] પ્રવચન કરતાં 'જૈન જગત'ના સંપાદક શ્રી ચંદનમલ 'ચાંદ'

## પુરસ્કાર

જામનેર : શ્રી ખાનદેશ ઓસવાલ શિક્ષણ સંસ્થા જામનેર (જિલ્લા જલગાંવ) એ માર્ચ-એપ્રિલ ૧૯૭૫માં લેવાયેલ ૧. બી. એ. ૨. બી. કોમ. ૩. બી એસ. સી. ૪. બી. ઈ. ૫. એમ. એ. ૬. એમ. કોમ. ૭. એન. એસ. સી. ૮. એમ. ઈ. ૯. સી. એ. ૧૦. એમ. બી. બી. ૧૧. એમ. ડી. અને ૧૨. એમ. એસ.ની પરીક્ષામાં અખિલ ભારતમાં પ્રથમ આવનાર જૈન વિદ્યાર્થીને રૂા. ૨૫૦નો પુરસ્કાર આપવાની જાહેરાત કરી હતી.

જાલના : સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિએ નગરપરિષદના સહયોગથી શહેરની મધ્યમા મહાત્મા ગાંધી માર્ગ પર બનાવેલ "મહાવીર ચોક"નું રાજ્યના નગરવિકાસ અને મહેસુલ ખાતાના પ્રધાન ડો. રફીક ઝકરિઆએ ૨૯મી માર્ચના રોજ ઉદ્ઘાટન કર્યું હતું.

કોથલી : એક સપ્તાહનો કાર્યક્રમ તા. ૧૨ નવેંબરની રાતથી પ્રારંભ થયો. પૂજન, ભજન આદિ કાર્યક્રમો ઉપરાંત વિવિધ વિષયોપર વિદ્વાનોના ભાષણ વગેરે યોજવામાં આવ્યા.



મલકાપુર : જન્મ કલ્યાણક દિને નીકળેલ રથયાત્રામાં ભગવાનના રથ સામે ઠેક ઠેકાણે જૈન-જૈનેતરોએ આરતી ઉતારી. જૈન સ્થાનકમાં રથયાત્રા પૂરી થઈ. ત્યાં મહાસતીજી પ્રીતિસુધાજીએ પ્રવચન આપ્યું.

## આમજનતાએ ઉતારેલી આરતિ

૨૦ એપ્રિલથી ૧૧ મે સુધી જૈન યુવક મંડળ તરફથી ક્ષયનિવારણ શિબિર યોજાઈ. ૨૪ એપ્રિલે, સુભાષ ચોકથી ગાંધીચોક સુધીના માર્ગને 'ભગવાન મહાવીર માર્ગ' નામ આપવામાં આવ્યું.

મલકાપુર : અત્રેના શ્રી જૈન યુવક મંડળે ૧૨ જાન્યુઆરી '૭૫થી એક રોગનિદાન શિબિરનું આયોજન કર્યું. ડૉ. સંચેતીએ શિબિરનું ઉદ્ઘાટન કર્યું. બુલઢાણા જિલ્લાના ૧૫૦૦ દરદીઓએ શિબિરનો લાભ લીધો.

મલકાપુર : ૧૩ થી ૧૯ નવેમ્બર ૭૪ એક સપ્તાહ સુધી યોજાયેલ નિર્વાણોત્સવ કાર્યક્રમનું ઉદ્ઘાટન કલેકટર શ્રી ફડનવીટરે કર્યું. સાપ્તાહિક વિવિધ કાર્યક્રમોમાં "અણુયુગમાં રાષ્ટ્ર માટે

## અહિંસાવાદ અંગે પરિસંવાદ

અહિંસાવાદની અત્યંત આવશ્યકતા" વિષય પર પરિસંવાદનો સમાવેશ થાય છે. જૈન યુવક મંડળે ૧લી ડીસેમ્બર ૭૪ના રોજ સભા અને સંગીત કાર્યક્રમ યોજ્યો.







## રંગોળી કલાકારનું સન્માન

જલગાંવ : નિર્વાણ સમિતિએ મોજેલ ભગવાનના જીવન પ્રસંગની રંગોળીનું જિલ્લાધીશ શ્રી સુખદેવસિંહજી જામરાલજીએ ઉદ્ઘાટન કર્યું હતું. રંગોળીમાં ૧૩ પ્રસંગો હતા. સમિતિએ રંગોળી કલાકાર શ્રી મધુસાલીનું રૂા. ૧૦૦૧ આપી સન્માન કર્યું.

## એક લાખના ખર્ચે મહિલા છાત્રાલય

કોલ્હાપુર : મુનિશ્રી સુમન્તભદ્રજી, મુનિશ્રી કંચનવિજયજી, ભટ્ટારક પટ્ટાચાર્ય શ્રી લક્ષ્મીસેન મહારાજ, પટ્ટાચાર્ય શ્રી જિનસેન મહારાજ આદિ સંતોની નિશ્રામાં પાંચ દિવસ સુધી નિર્વાણોત્સવ ઉજવાયો. ૧૬મીએ રાજ્યના ગૃહપ્રધાન શ્રી રત્નપ્પા કુંભારે જાહેર સભાનું ઉદ્ઘાટન કર્યું. રાતે "વીર ભામાશાહ" નાટક ભજવાયું. ૧૭ થી ૨૧ પાંચે દિવસ સવાર–સાંજ વિવિધ વિદ્વાનોના પ્રવચનો થયાં.

કોલ્હાપુર : અત્રેની દક્ષિણ ભારત જૈન સભા તરફથી વિવિધ નિર્માણ લક્ષી કાર્યક્રમોનો નિર્ણય લેવાયો તેમાં ૧. રત્નાગિરિ જિલ્લામાં ખરેપાટણમાં રૂા. ૭૫ હજારના ખર્ચે મહાવીર ભવન તથા છાત્રાલય, ૨. આજ જિલ્લાના દેવરૂખ ગામમાં જિનાલય અને છાત્રાલય, ૩. કોલ્હાપુરમાં રૂા. એક લાખના ખર્ચે મહિલા છાત્રાલય, ૪. સાંગલીમાં ૪૦ રૂમોનું ત્રણ માળનું જૈન છાત્રાલય, ૫. ઇચલકરંજીમાં મેળવેલ ત્રણ એકર જમીન પર મહિલા છાત્રાલય, ૬. જયસીંગપુરમાં મેળવેલ ચાર એકર જમીન પર વિદ્યાર્થી છાત્રાલય, ૭. કોલ્હાપુરમાં કેળવણી પ્રચારક મંડળની જમીનના સ્થળે વિશાળ ભવન, ૮. બેલગાંવ જિલ્લાના તીર્થસ્થળ સ્તવનિધિમાં ધર્મશાળા અને ૯. નિપાણીમાં છાત્રાલય આદિનો સમાવેશ થાય છે.

## નેત્રયજ્ઞ

માલેગાંવ : તમામ ફિરકાઓના ઉપક્રમે ભગવાનના નિર્વાણ દિવસે પ્રભાતફેરી કાઢવામાં આવી હતી. આચાર્ય સુદર્શનસૂરીશ્વરજીની નિશ્રામાં વરઘોડો કાઢવામાં આવ્યો હતો. ગરીબોને મફત ભોજન આપવામાં આવ્યું હતું.

સંઘ તરફથી રૂા. ૩૫ હજાર એકઠા કરી મફત નેત્રયજ્ઞ પદ્મભૂષણ મોદીનાના હાથે યોજાયો હતો જેનો લાભ ૪૫૦૦ લોકોએ લીધો હતો. આઠ દિવસ સુધી દર્દીઓને તમામ સેવા આપવામાં આવી હતી. ચશ્મા પણ અપાયાં.

જૈન રિસર્ચ ઇન્સ્ટીટયુટના પ્રિ. શાંતિલાલ ખેમચંદ શાહનું વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. પ્રા. આધારકરનું જાહેર ભાષણ પણ રખાયું હતું.

એસ. ટી. બસ સ્ટેન્ડ ઉપર ત્રણ મહિના મફત પરબ ચલાવવામાં આવ્યું હતું.

એક ચાર કલાકનો સાંસ્કૃતિક કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો.

## જિલ્લાની શાળા–કૉલેજોમાં પુસ્તક–વિતરણ

મહાવીરસ્વામી વિશેનું એક પુસ્તક પણ મરાઠીમાં તૈયાર થઈ રહ્યું છે જે નાસિક જિલ્લાની શાળા–કૉલેજોમાં મોકલાશે.

અહીંના એક મુખ્ય રસ્તાને 'મહાવીર માર્ગ' નામ આપવામાં આવશે. જૈન ક્લીનીક અને જૈન હોસ્પીટલ પણ બનાવાશે.

## કતલખાનું અને માંસની દુકાનો બંધ

મસુર (સતારા) : મુનિશ્રી નેમવિજયજીની નિશ્રામાં જન્મકલ્યાણકની ઉજવણી રથયાત્રા સાથે ઠાઠથી ઉજવાઈ. ૨૦૦૦ ગરીબોને જમાડવામાં આવ્યા. કતલખાનું અને માંસ વેચતી દુકાનો બંધ રહી. જૈનેતરોએ પણ ભગવાનને ભાવભરી વંદના કરી.



નાંદેડ : જૈનોએ તા. ૧૫–૧૧–૭૪ના ઠેર ઠેર કમાનો અને ધ્વજા લગાવી તથા ઘરે ઘરે પંચરંગી ધ્વજા ફરકાવી તેમજ શોભાયાત્રા અને સભાનું આયોજન કરી ઉલ્લાસથી ઉજવણી કરી. કલેકટર શ્રી આદિ રાજ્યાધિકારીઓ તેમ જ જૈનેતર આગેવાનો વગેરેએ પણ ઉજવણીમાં ભાગ લીધો.

નાંદુરા : જન્મ કલ્યાણક દિને અત્રે જૈન સ્થાનકથી ભગવાનના રથ સાથે ધર્મયાત્રા નીકળી અને જૈન મંદિરના દર્શન કરી નગરમાં ફરી હતી. રાતે "મહાવીર ચોક" માં યોજાયેલ જાહેર સભામાં નાગપુર યુનિવર્સિટીના પાલી અને પ્રાકૃત વિભાગના પ્રમુખ ડૉ. ભાગચંદજી 'ભાસ્કરે' પ્રવચન કર્યું.

નાંદુરા : દિક્ષા કલ્યાણકના દિવસ પ્રસંગે વિદ્યાવાચસ્પતિ શ્રી વિષ્ણુ ક્ષીરસાગરે સારગર્ભ પ્રવચન કર્યું. સમિતિના પ્રમુખ બુલઢાણાના જિલ્લાધીશ કૃષ્ણવીશ પણ સભામાં ઉપસ્થિત હતા.





## ધાર્મિક સંવાદો

નાંદેડ : શહેરના મુખ્ય માર્ગના ચોકને "મહાવીર ચોક"નું નામ અપાયું, અને એ ચોકમાં જ સૂચિત કીર્તિસ્થંભનું ભૂમિપૂજન શ્રી મોહનલાલ તારાચંદે કર્યું. આ ઉપરાંત અત્રે ઉનાળામાં બે માસ પાણીની પરબ ચલાવાઇ અને ૧૫ ઓગસ્ટે બે હજાર દલિતોને ભોજન અપાયું. વિદુષતાબહેને ભગવાનના ઉપદેશ સંબંધી પુસ્તિકા પ્રગટ કરી રાજ્યના અનેક ભાગોમાં મોકલી આપી.

નિર્વાણ વર્ષમાં અત્રે થયેલ આ ઉલ્લેખનીય કાર્યો ઉપરાંત જિલ્લા સમિતિ તરફથી ચારેય ફિરકાના ઉપક્રમે સભા અને સરઘસ યોજાયા. ડૉ. નિર્મલકુમાર ફડકુલેનું "ભગવાન મહાવીર કા તત્ત્વજ્ઞાન" વિષય પર પ્રવચન થયું. આચાર્ય શ્રી નરહર કુરંદરકરનું પણ પ્રવચન યોજાયું અને ખામગાંવ જૈન પાઠશાળાના બાળકોએ ધાર્મિક સંવાદો, નાટકો વગેરે કાર્યક્રમ આપ્યા.

નાગપુર : ગાંધીબાગમાં આવેલ જૈન ભવનમાં ૧૨ એપ્રિલ ૭૫થી યોજાયેલ પ્રદર્શનનું ઉદ્ઘાટન ફત્તેહપુર નિવાસી શ્રી બાબુભાઈ મહેતાએ કર્યું.



## નિપાણીમાં વીસ-વીસ દિવસ કતલખાના બંધ

નિપાણી : પંન્યાસપ્રવર શ્રી પદ્મસાગરજી મહારાજની વેધક પ્રેરણાથી શહેર સુધરાઈએ ૨૦ દિવસ સુધી કતલખાના બંધ રાખ્યા.

નિર્વાણોત્સવની ઉજવણી ૨૦ દિવસ સુધી વિવિધ કાર્યક્રમોથી થઈ. આ નિમિત્તે સ્થાનિક સો વરસના ઇતિહાસમાં અભૂતપૂર્વ વરઘોડો નીકળ્યો.

પંન્યાસશ્રીની નિશ્રામાં વીસ દિવસ સુધી રોજ વિદ્વાનોની ગોષ્ઠી, ભાવના અને જાહેર પ્રવચનોનું આયોજન થયું. આ ઉપરાંત તેઓશ્રીની પ્રેરણાથી ગુપ્ત રીતે ઘણાં સાધર્મિઓની ભક્તિ કરાઈ.

પંન્યાસશ્રીની વાણીથી પ્રભાવિત થઈને બસોથી વધુ અન્ય ધર્મીઓએ માંસ-દારૂના ત્યાગની પ્રતીજ્ઞા લીધી.

શેઠ શ્રી દેવચંદ છગનલાલ શાહે તમામ કાર્યક્રમોમાં આગેવાની ભર્યો ભાગ લીધો.

નાગપુર : એક સપ્તાહ સુધી નિર્વાણોત્સવ ઉજવાયો. રાજ્યના વિધાન પરિષદના સ્પીકર શ્રી. જી. એસ. પાગેની અધ્યક્ષતામાં અને મુખ્ય પ્રધાન શ્રી વસંતરાવ નાયકની અતિથિવિશેષતામાં જાહેરસભા થઈ. ૧૬મીએ સાંસ્કૃતિક કાર્યક્રમ, ૧૮મીએ મહાવીર પ્રદર્શન, ૧૯મીએ વિદ્વત્ પરિષદ, ૨૪મીએ શ્રી કે. આર. જૈન ચિકિત્સા કેન્દ્ર દ્વારા મહાવીર ભવનના વ્યાખ્યાનહૉલમાં નેત્રદાન શિબિર વગેરે યોજાયા. પૂરા સપ્તાહ સુધી ભગવાનના પૂર્વભવોના દૃશ્યોનું પ્રદર્શન યોજાયું.

## પૂનાની અજોડ રથયાત્રા

પુના : ૨૪-૧૨-૭૪ના રોજ ભવ્ય રથયાત્રા કાઢવામાં આવી હતી જેની શરૂઆત શ્રી મોહન ધારિયા તથા પૂનાના મેયર ભાઉ વૈદ્યના હાથે ભ. મહાવીરના ચિત્રને ફુલહાર અર્પણ કરીને થઇ હતી. આ રથયાત્રામાં શણગારેલા ફ્લોટ આકર્ષક હતા. વહોરા, હિન્દુ અને મરાઠા સમાજે ભ. મહાવીરને હાર પહેરાવ્યા હતા. આખું પુના શહેર શણગારવામાં આવ્યું હતું જાણે આખું શહેર હિલોળે ચઢ્યું હતું. ભારતભરમાં પૂનાનો વરઘોડો પ્રથમ હરોળમાં આવ્યો છે.

નિર્વાણ પ્રસંગે મહામહોપાધ્યાય સિદ્ધેશ્વર શાસ્ત્રીના અધ્યક્ષસ્થાને વિરાટ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું.

પૂજ્ય આચાર્ય શ્રી વિજયપ્રેમસૂરિજી મ. અને મુનિશ્રી અરુણવિજયજીની પ્રેરણાથી જાણીતા કલાકાર શાન્તિભાઈ, ગોધલેકર અને વાઈકરના બે મહિનાના સતત પ્રયાસથી પ્રદર્શન યોજાયું હતું. પ્લાસ્ટર ઓફ પેરીસની સુંદર પાવાપુરી બનાવાઈ હતી. આ પ્રદર્શન ઘણું જ આકર્ષક

**પૂનામાં ગુણાનુવાદ** ● પૂજ્ય આચાર્યશ્રી વિજયપ્રેમસૂરિજી, આચાર્યશ્રી વિજયસુબોધસૂરિજી આદિ શ્રમણો અને શ્રોતાઓની તસ્વીર






પૂનામાં યોજાયેલ પ્રદર્શનમાં પ્લાસ્ટર ઓફ પેરિસમાંથી બનાવેલ જળમંદિર

અને અદ્ભુત હતું. મુનિશ્રી કેવળવિજયજી મ. ના સહયોગથી તાડપત્રો પર લખેલા હસ્તલિખિત આગમો મુકાયા હતા. મુંબઈથી મુનિશ્રી યશોવિજયજીએ પણ સાહિત્ય-કલાને લગતો સંગ્રહ મોકલાવેલો. તે પણ સુંદર રીતે ગોઠવવામાં આવ્યો હતો. આ એક સંપૂર્ણ પ્રદર્શન હતું. પ્રદર્શન જોવા આવેલા રશિયનો, જાપાનીઓ વગેરેને ભગવાનની યાદી રૂપ વિવિધ ભેટ અપાઈ હતી.

માનચંદ બેચરદાસની વાડીમાં કેવળજ્ઞાન પ્રાપ્તિ તથા નિર્વાણની રંગોળીઓ યોજાએલ.

૨૭-૪-૭૫ના રોજ મુનિશ્રી અરૂણવિજયજી મહારાજે ભગવાન મહાવીર તથા સ્યાદ્વાદ ઉપર પુનાના અનેક પંડિતોની સંસ્કૃત સભાનું આયોજન કર્યું હતું. પંડિતોને ગરમ શાલ તથા મિઠાઈએ આપવામાં આવી હતી.

કોલેજના વિદ્યાર્થીઓ, શિક્ષકો તથા પ્રાધ્યાપકો માટે એક પરિસંવાદ યોજવામાં આવ્યો હતો. માનચંદ બેચરદાસની વાડીમાં એક પુસ્તકાલય પણ બનાવવામાં આવ્યું છે.

'તરૂણ ભારત' દૈનિક, સાધનાં સાપ્તાહિક વગેરેએ ખાસ પૂર્તિ-અંકો કાઢયા હતા. સકાળ તથા સ્વરાજ્યે ખાસ પૂર્તિઓ કાઢી હતી. 'મહાવીર સ્વામી' સ્મારિકા પણ કાઢવામાં આવી હતી. કલાકલ્પના સંઘે પણ સ્મારિકા કાઢી હતી. 'પ્રતિષ્ઠા' ગુજરાતી માસિકે પણ નિર્વાણ વિશેષાંક કાઢયો હતો.

પૂના-આદિનાથ સોસાયટી મધ્યે જૈન સમાજે ભવ્ય ત્રિ-શિખરી જિનાલય બાંધ્યું છે અને ૧૮૦૦ વર્ષના પ્રાચીન આદિનાથ ભગવાનની પ્રતિમાજી લાવ્યા છે. ગોડીજી સંઘ મંદિર, પૂનામાં ગુરુવાર પેઠના ચોકમાં કીર્તિસ્તંભ ઊભો કરવામાં આવનાર છે.

નૂતન મરાઠી શાળામાં વિશ્વ હિન્દુ પરિષદ દ્વારા ભ. મહાવીર ઉપર વ્યાખ્યાન યોજાયું હતું જેમાં મહારાષ્ટ્રભરના શિક્ષકો ઉપસ્થિત હતા.

કેવળજ્ઞાન કલ્યાણકના ઉપલક્ષમાં વિશિષ્ટ વ્યાખ્યાનમાળા યોજાઈ હતી. લશ્કર કેમ્પમાં પણ રથયાત્રા અને વ્યાખ્યાનના કાર્યક્રમો યોજાયા હતા. ક્રિશ્ચયનો સંચાલિત શાળામાં પણ જૈન ધર્મ અને અહિંસા ઉપર વ્યાખ્યાન યોજાયું હતું.

વિજયપ્રેમસુરીશ્વરજી મ.ની પવિત્ર નિશ્રામાં ૩૫૦-૪૦૦

પૂના યુનિવર્સિટીના સેમિનારમાં ઉપસ્થિત મુનિમહારાજો, વિદ્વાનો અને જાણીતા આગેવાનો.



તા. ૨૫ નવેમ્બરથી ૩૦ નવેમ્બર-૧૯૭૪ સુધી યોજાએલ સેમિનારમાં પ્રવચન આપતા મુનિરાજ શ્રી અરૂણવિજયજી મહારાજ

ભાઈઓની શિબિર યોજાઈ હતી.

ચિત્ર, કાવ્ય, વકતૃત્વ તથા નિબંધ સ્પર્ધાઓ યોજાઈ હતી. ભ. મહાવીરના તૈલચિત્રો ભંડારકર યુનિ., કોંગ્રેસ ભુવન વિ. સ્થળે મુકાયા હતા. પુના જિલ્લાની તમામ શાળાઓમાં ભ. મહાવીરની તસ્વીરો મુકવામાં આવી હતી.

જૈન આગેવાન શ્રી પોપટલાલ આર. શાહે ઠેકઠેકાણે ભાષણો યોજીને દારૂબંધી, માંસાહાર નિષેધનો પ્રચાર કર્યો હતો. અહીં । અખબારોએ પણ ભ. મહાવીર અંગે સારું એવુ સાહિત્ય પ્રકાશિત કર્યું હતું.

ગોડીજી સંઘ મંદિર તરફથી ઘણું પ્રચાર સાહિત્ય તૈયાર કરી વેચાણમાં મુકવામાં આવ્યું હતું.

પૂના : ૧૩મી નવેમ્બર-૭૪ના યોજાયેલ દીપોત્સવી હરીફાઈમાં વિજેતા બનેલાઓને અનુક્રમે રૂા. ૨૫૦, ૨૦૦ અને ૧૫૦ના, પારિતોષિક અપાયા. રથયાત્રાના સર્વોત્તમ દ્દશ્ય ને પણ પુરસ્કાર અપાયો.

૧લી ડીસેમ્બર ૧૯૭૪ના જાહેર ગુણાનુવાદ સભા યોજાઇ. આ ઉપરાંત વિવિધ દિવસોએ અને સ્થળોએ ચિત્ર હરિફાઇ, વક્તૃત્વ હરિફાઈ, નિબંધ હરિફાઈ વગેરે સ્પર્ધાઓ યોજાઇ અને વિજેતાઓને પુરસ્કાર અપાયા.

**વ્યસન ત્યાગ માટે આખું વરસ દેશ ભરમાં પ્રચાર**

પવનાર : સંત સેવક સમુદાય પરિષદે શરાબ ત્યાગ, પશુબલિ બંધ, અભયદાન, માંસાહાર ત્યાગ તેમજ સર્વધર્મ સમભાવના પંચસૂત્રી કાર્યક્રમનો ભારતભરમાં આખું વર્ષ પ્રચાર કર્યો હતો. મુનિ સંતબાલજીએ આ કાર્યક્રમનો અમલ કરવા સંતો અને સેવકોને વ્યક્તિગત સ્નેહપત્રો લખ્યા હતા.

પૂના : જિલ્લા નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે ભગવાનનો જન્મોત્સવ ઉજવાયો. ૨૪મી નવેમ્બરે નીકળેલ ધર્મયાત્રામાં પૂજ્ય સાધુ-સાધ્વી-મહાસતીજીઓ સહિત જૈન-જૈનેતરોએ ભાગ લીધો. નાનાપેઠમાં આવેલ જૈન સાધના સદનમાં જાહેરસભા મળી. તેમાં મુનિશ્રી અરૂણવિજયજી મહારાજ, મહાસતીજી કેસરબાઇ આદિએ પ્રવચનો આપ્યાં. ૨૪મી એ સાંજે 'મહાવીર નગર'માં ડૉ. સિદ્ધેશ્વર શાસ્ત્રીની અધ્યક્ષતામાં વિરાટ સભા મળી.

## ● જિનમંદિરો પર દીપમાળ ● વિવિધ પ્રકારની હરિફાઈ ●

સાંગલી : ૧૩મી નવેમ્બર ૭૪ના જિનાલયો અને જિનમંદિરોમાં દીપમાળા પ્રગટાવી તેમજ પૂજા, ભક્તિ આદિ ધાર્મિક અનુષ્ઠાનોથી સાંગલીની દક્ષિણ ભારત જૈન સભાએ જિલ્લાભરમાં નિર્વાણોત્સવની વ્યાપક ઉજવણીનો પ્રારંભ કર્યો. ૧૯મીએ રથયાત્રા સહિત જાહેરસભાનો કાર્યક્રમ થયો. આ ઉપરાંત નિબંધ સ્પર્ધા, કવિ સંમેલન, જ્ઞાનગોષ્ઠીના કાર્યક્રમો થયા. રૂા. દસ લાખની સ્થાયી યોજના પણ કાર્યાન્વિત બની છે.

સાંગલી : સમગ્ર સાંગલી જિલ્લામાં, શહેરોથી માંડીને ગામડાઓ સુધી, નિર્વાણ મહોત્સવ તા. ૧૩ નવેંબરથી ૨૧ નવેંબર ૭૪ સુધી, જૈન તથા જૈનેતર જનતાએ ઉત્સાહભેર ઉજવ્યો. રોજ ભગવાન મહાવીરની પ્રતિમાની અર્ચના, ધર્મપ્રભાવના તથા સરઘસ વગેરે વિવિધ કાર્યક્રમોથી ઉત્સાહપૂર્ણ વાતાવરણ સર્જાયું હતું. 'જીત મહાવીર', 'સતી મેના સુંદરી' આદિ નાટકોને સાંગલી, ડિગ્રજ, બુલીં, ભોસે વગેરે ગામે માં રજુ કરવામાં આવ્યાં.. નિર્વાણ મહોત્સવના કાર્યક્રમનું ઉદ્ઘાટન કલેકટર શ્રી લખનપાલના વરદ્ હસ્તે કરવામાં આવ્યું.

એડવોકેટ મા. કેશવરાજ ચૌગુલેએ કાનડવાડી, મ્હૈસાળ, અંકલી, સાંચી, ડિગ્રજ, બેલગાંવ

નિર્વાણ મહોત્સવ ઉદ્ઘાટન વખતે ભાષણ આપતા શ્રી કેશવરાવજી ચૌગુલે






શોલાપુરમાં નીકળેલ રથયાત્રામાં મૂકાયેલ 'ઝાંખી'ની તસ્વીરો

સાંગલી નગરમાં જૈન અને જૈનેતર જનતાએ સાથે મળીને હાથી, ઘોડા, રથ આદિ સાથે ભગવાન મહાવીરના જીવન દર્શન પર આધારિત ચિત્ર–રથોનું પ્રદર્શન કર્યું. આ સરઘસમાં પંદર હજાર વ્યક્તિઓએ ભાગ લીધો.

સાંગલી હાઈસ્કુલમાં સમિતિના પ્રમુખ, કલેકટર શ્રી લખનપાલના પ્રમુખપદે જાહેર સભા યોજવામાં આવી. સોલાપુરના પ્રા. નિર્મલકુમાર ફડકૂલેના ચિંતનપૂર્ણ વ્યાખ્યાન સાથે સમારંભની પૂર્ણાહુતી થઈ.

શોલાપુર : અત્રે શ્રાવિકા સંસ્થાનગર તરફથી ૧ થી ૩ માર્ચ સુધી બહુભાષી સાહિત્ય સંમેલન યોજાયું. શ્રી રતનચંદ હિરાચંદ દોશીના અધ્યક્ષપદે યોજાયેલ સંમેલનમાં ૫૦થી વધુ વિદ્વાનોએ ભાગ લીધો. વિદ્વાનોને પદવી

વગેરે સ્થળોએ મહાવીર દર્શન વિશે પ્રેરક પ્રવચનો આપ્યા તથા કાર્યક્રમોની પ્રેરણા આપી, ઠેકઠેકાણે ઉદ્ઘાટન સમારંભોની શૃંખલાઓનું નેતૃત્વ સંભાળ્યું.

જિલ્લા સમિતિના સભ્ય એડવોકેટ બી. બી. ચોધરીએ કવલાપુર આદિ ગામોમાં વ્યાખ્યાનો આપીને ગ્રામ્યજનોમાં નિર્વાણ મહોત્સવની જાગૃતિ ઉત્પન્ન કરી. શ્રી ચૌગુલેએ ઢિગજ ગામમાં મહાવીર ગ્રંથાલયનું ઉદ્ઘાટન કર્યું.

નગરના પ્રાધ્યાપકો તથા સામાજિક કાર્યકરોએ પણ આ શુભકાર્યમાં સહકાર આપ્યો. વસગડે, ભોસે, અંકલી, ભિલવડી કવલાપુર આદિ ગામોમાં વ્યાખ્યાનથી ઉપદેશાત્મક કાર્ય કરવામાં આવ્યું. ડો. ટી. પી. ઉપાધ્યે, પ્રા. એસ. એ. કાકડે, પ્રા. બી. એ. હુંજે, પ્રા. વી. વી. અષ્ટેકર આદિ વિદ્વાનોએ વિવિધ કાર્યક્રમોમાં ઉપસ્થિત રહી માર્ગદર્શન આપ્યું. સાંગલી હાઈસ્કુલમાં એક કઠ–પુતલી પ્રદર્શન યોજવામાં આવ્યું. શ્રી રાજમતીબાઈ પાટીલે કઠપુતલી કલાના

### કઠપુતળીનું
### ☐ પ્રદર્શન ☐

માધ્યમથી ભગવાન મહાવીરના જીવન ચરિત્રનો લાભ હજારો નગરવાસીઓને મળ્યો. સ્થાનિક જૈન મહિલાશ્રમના સંચાલિકા શાંતાબાઈ પાટીલ અને સૌ. ઉષાબાઈ મગદૂમજીનો પણ કાર્યમાં સારો એવો સહકાર મળ્યો.



અને પુરસ્કાર અપાયા. શ્રી શિવભદાસ રાંકાએ શ્રાવિકા સંસ્થાનગરમાં ધર્મચક્ર અને કીર્તિસ્તંભનો શીલાન્યાસ કર્યો.

શોલાપુર : સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિએ જિલ્લા ચિત્રકલા શિક્ષકસંઘના સહયોગથી બાલક-બાલિકાઓની ચિત્રકલા સ્પર્ધા યોજી હતી. સ્પર્ધામાં ૮૦૦ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. કુલ ૫૦ ચિત્રોને ઉત્કૃષ્ટ જાહેર કરાયા હતા.

શોલાપુર : ભગવાન શ્રી મહાવીરના ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ નિમિત્તે તા. ૧૮ ડીસેમ્બર ૧૯૭૪ના દિને તપસ્વી પૂજ્ય કુમારસ્વામીના વ્યાખ્યાનનું ખાસ આયોજન રાત્રે આઠ વાગ્યે કરવામાં આવ્યું. પૂજ્ય કુમારસ્વામીનું મેયર શ્રી. ભીમરાવ જાધવે સમગ્ર જનતા તરફથી સ્વાગત કર્યું. આ પહેલાં નિર્વાણ દિવસે પ્રભાતફેરી, સરઘસ વગેરેના કાર્યક્રમો રાખવામાં આવ્યા હતા. જેમાં જનતાએ મુક્ત-મને ભાગ લીધો હતો.

સંગમનેર (નગર) પં. શ્રી પૂર્ણાનંદવિજયજી (કુમારશ્રમણ)-નિશ્રામાં નવરંગબાગમાં ભવ્ય જિનમંદિરમાં શાંતિનાથ ભગવાનની ૪૧ ઈંચની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી. સુંદર વરઘોડો પણ કાઢવામાં આવ્યો હતો. દિવાળીના દિવસે ગરીબોને ભોજન આપવામાં આવ્યું. પં. પંન્યાસજી લિખિત ૧. ભગવાન મહાવીર સ્વામીનું દિવ્ય જીવન (હિન્દી), ૨. સિદ્ધચક્ર ભગવંન (મરાઠી) અને ૩. ભ. મહાવીર સ્વામીનો દિવ્ય ઉપદેશ (હિન્દી, ગુજરાતી, મરાઠી) અને ૩. ભ૦ મહાવીરસ્વામીનો દિવ્ય ઉપદેશ (હિન્દી, ગુજરાતી, મરાઠી) પુસ્તકોનું પ્રકાશન થયું. તેની ૧૨ હજાર નકલો પ્રચારાર્થે વહેંચાઈ.

- મહાવીર
- અતિથિ ભવન
- જૈન મ્યુઝિયમ

સોલાપુર : પદ્મશ્રી સુમતિબાઈજી શહાના નેતૃત્વમાં સોલાપુર જિલ્લા મહાવીર-નિર્વાણમહોત્સવ તથા ક્ષેત્રિય સમિતિએ અનેક કાર્ય હાથ ધર્યા જેમાં મહાવીર ભવન, અતિથિ ભવન, ધર્મશાળા તથા જૈન મ્યુઝિયમ બનાવાઈ રહેલ છે.

સાંગલી : પંન્યાસશ્રી પદ્મસાગરજી મ.ના તા. ૨૮ માર્ચથી ત્રણ દિવસ સુધી જનતા નાટ્યગૃહમાં 'ધર્મ ઔર વિજ્ઞાનકા સમન્વય', 'હમ કહાં જા રહે હૈં' અને 'ભગવાન મહાવીર કા માનવધર્મ' ઉપર જાહેર પ્રવચનો થયા હતા. ૪૦૦૦ હજાર જેટલી માનવમેદનીએ નિયમિત પ્રવચનોનો લાભ લીધો હતો. તેમજ અષ્ટોત્તરી, સિદ્ધચક્ર પૂજન, શાંતિસ્નાત્ર, અઢારઅભિષેક વગેરે અનુષ્ઠાનોથી 'જૈનમ્ જયતિ શાસનમ્'ના મંગલનાદ વડે સાંગલી ગામ ગુંજી ઉઠ્યું હતું.

આ દરેક પ્રસંગોમાં સંઘના આગેવાન શ્રી ચારૂભાઈ શાહ એમ. એલ. એ.ની હાજરી અને વ્યવસ્થા રહી. મહોત્સવમાં ગુજરાતી, મારવાડી અને કચ્છી સમાજ તેમ જ દિગંબર સંઘની વિશાળ સંખ્યા જોડાઈ. વરઘોડામાં જૈન તેમજ જૈનેતર આગેવાનો પણ જોડાયા. પંન્યાસશ્રીની સ્થિરતા દરમ્યાન મહારાષ્ટ્ર વિધાનપરિષદના ચેરમેન વી. એસ. પાગે, શ્રી વસંતરાવ પાટિલ વગેરે અધિકારીઓ દર્શનાર્થે આવ્યા હતા.





શેંદુર્ણી : ભગવાનના તૈલ-ચિત્ર સાથે નીકળેલ પ્રભાતફેરીથી અત્રે નિર્વાણ મહોત્સવનો પ્રારંભ થયો. ૧૯મી નવેમ્બર ૭૪નાં નીકળેલ રથયાત્રામાં ભગવાનના જીવનપ્રસંગોની રચનાઓ હતી. જૈન સ્થાનકમાં જાહેરસભા થઇ.

તોડાપુર : ફત્તેપુરથી સંત શ્રી કમલેશમુનિ અત્રે પધાર્યા. તેમની પ્રેરણાથી "મહાવીર ભવન"નો શીલાન્યાસ કરાયો. તેમના ઉપદેશથી અત્રેના ખાટ-કીઓ અને કસાઈઓએ મહિનામાં ચાર દિવસ દારૂ–માંસ સેવનનો ત્યાગ કરવાની પ્રતીજ્ઞા લીધી.

તલાસરી : મુનિશ્રી શુભ-કરણજી આદિ શ્રમણોની નિશ્રામાં વિશ્વ હિન્દુ પરિષદ સંચાલિત અત્રેના વનવાસી છાત્રાલયમાં ગુણાનુવવાદ સભા યોજાઈ. પરિ-ષદના આગેવાનોએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં. જૈન સાહિત્યનું નિઃશુલ્ક વિતરણ કરાયું.

## વિનોબાજીનો અનુરોધ

સેવાગ્રામ [ વર્ધા ] ભગવાન મહાવીરની ૨૫૦૦મી નિર્વાણ સંવત્સરી પ્રસંગે શ્રી વિનોબા-ભાવેએ સર્વ સેવા સંઘના દરેક સેવાભાવી કાર્યકરોને માંસાહાર, માછલી, ઈન્ડાનો જીવનભર ત્યાગ કરવા અનુરોધ કર્યો.

થાણા : ૨૪ નવેમ્બર ૧૯૭૪-ના જિલ્લા નિર્વાણ સમિતિ તરફ-થી રથયાત્રા નીકળી જે થાણાના ઇતિહાસમાં સૌથી મોટી હતી. આ યાત્રા શિવાજી મેદાનમાં જાહેરસભામાં ફેરવાઈ. કલેકટર શ્રી એન. જયરામને અધ્યક્ષસ્થાન સંભાળ્યું. અતિથિ વિશેષ શ્રી ભાઉસાહેબ વર્તક [રાજ્યનાં નાણાં પ્રધાન] અને શ્રી ચંદન-મલ ચાંદે પ્રાસંગિક પ્રવચન કર્યાં.

સમિતિ તરફથી અત્રેના જૈન મંદિરમાં ભગવાનના પૂર્વ-ભવો વગેરેની, ત્રિશલામાતાના ૧૪ સ્વપ્નો વગેરેની ઝાંખી કરાવતું ૧૦મી ડીસેમ્બરના રોજ



● દીપમાળથી શણગારેલ થાણાનું જિનાલય ●

પ્રદર્શન યોજાયું. જિલ્લા પરિષદના પ્રમુખ શ્રી તારાબાઈ વર્તકના અધ્યક્ષસ્થાને યોજાયેલ ઉદ્ઘાટન સમારંભમાં શ્રી રિષભદાસ રાંકાએ પ્રદર્શન ખુલ્લું મૂક્યું. આ પ્રદર્શન જિલ્લાના ૧૩ ગામોમાં યોજાયું.

થાણા : શ્રી સિદ્ધચક્ર જૈન નવયુવક મંડળ દ્વારા નિર્વાણ મહોત્સવ વર્ષના ઉપલક્ષમાં 'મહાવીર નિર્વાણ સ્મારિકા'નું પ્રકાશન કરવાનું આવ્યું.

શ્રી સિદ્ધચક્ર જૈન નવયુવક મંડળે આ નિર્વાણોત્સવની ભવ્ય રીતે ઉજવણી કરી. ધાર્મિક ઉપકરણ કેન્દ્ર ખોલવામાં આવ્યું. શ્રી મુનિસુવ્રતસ્વામી જિનાલય પર 'જૈનધ્વજ'ને કલેકટર શ્રી જયરામનના વરદ હસ્તે ફરકાવવામાં આવ્યો. તેમજ જિનાલયને રોશનીથી ભવ્ય રીતે શણગારમાં આવેલ.

## વિનોબાજીએ 'સમણસુત્ત' ગ્રન્થનું કરેલ ઉદ્ઘાટન

વર્ધા : આચાર્ય વિનોબા ભાવેએ જન્મ કલ્યાણક દિને "સમણસુત્તં" [ભગવાન મહાવીરનાં ઉપદેશવચનો] ગ્રંથનું ઉદ્ઘાટન કર્યું. શ્રી શ્રીમન્નારાયણની અધ્યક્ષતામાં જાહેરસભા મળી. આ પ્રસંગે 'સ્વાધ્યાય મંડળ'ની રચના થઈ.

વિદર્ભ : આ ક્ષેત્રના તમામ મુખ્ય જિલ્લાઓના મોટા શહેરોમાં "ભગવાન મહાવીર સ્થંભ" સ્થાપવાનો નિર્ણય કરાયો છે. અમરાવતી નગરપાલિકાએ સ્થંભ ઊભો કરવા માટે રૂા. નવ હજારની રકમ તેમજ શહેરની મધ્યમાં જગ્યા ફાળવી આપી છે.

નાગપુરમાં વર્ધમાનનગર ક્ષેત્રમાં 'મહાવીર ઉદ્યાન અને સ્થંભ' બનાવવાની યોજના





કાર્યાન્વિત બની છે.

યવતમાલ જિલ્લા નિર્વાણ સમિતિએ સાડા પાંચ એકર જમીન ખરીદી છે. ત્યાં વિદ્યાકેન્દ્ર, ઉદ્યાન, પુસ્તકાલય અને અન્ય રચનાત્મક પ્રવૃત્તિઓનું કેન્દ્ર બનાવવાની યોજના ઘડી છે.

બાળુલગાવ : શ્રી નવીનમુનિજી 'ગુજરાતી'ની પ્રેરણાથી અહીં તેમ જ આજુબાજુમાં ૨૫૦૦ અજૈન ભાઈઓએ મધ-માંસ, રાત્રિભોજન, જુગાર આદિ ત્યાગના નિયમો લીધા. ઉપાશ્રય, મહાવીર ભવન, પાઠશાળા, પુસ્તકાલય, ઔષધાલય આદિની સ્થાપના થઈ. સાધર્મિફંડ, ગરીબોને સહાય વગેરે રાહતના કાર્યો થયા.

તપ-ત્યાગના તેમજ સાંસ્કૃતિક કાર્યક્રમો યોજાયા.

રાજ્યમાં આ બધાં ગામો અને શહેરો ઉપરાંત ચાસ, તળેગાંવ બારામતી, લોનાવલા, ઈચુરી, સીન્નર, સુપા, કલ્યાણ, કરજત, કરાડ, તાસગાંવ, ખાપોલી, રહીમતુર, શેંગાવ, હિંગનઘાટ, ભાંડુકજી તીર્થ, આલાઘાટ, બાલાપુર, પૈઠણ, ઉસ્માનાબાદ, ભંડારી, ચાંદા, ભુસાવળ, મનમાડ, ગંગાખેડ, દહાણું, વસઈ, લાતુર, વિજયદુર્ગ ગામોમાં પણ નિર્વાણ વર્ષની ઉજવણી તપ અને ત્યાગપૂર્વક થઇ હતી. તેમજ જાહેર ગુણાનુવાદ સભાઓ, પ્રભાતફેરી, પ્રદર્શનો, સાંસ્કૃતિક કાર્યક્રમો વગેરેનું આયોજન થયું હતું.

## વિદર્ભ જિલ્લાના ગામોમાં

ઠેર ઠેર ☆ મહાવીર માર્ગ ☆

વિદર્ભ જિલ્લો : મહારાષ્ટ્રના આ જિલ્લામાં જૈનસમાજના સુપ્રસિદ્ધ નેતા જવાહરલાલ મુણોતે અમરાવતી, ભંડારા, આકોલા, બુલઢાણા, નાગપુર અને ચંદ્રપુર તથા યવતમાલ જિલ્લાની ઓક્ટોબર અને નવેંબર મહિનામાં મુલાકાત લઈ નિર્વાણ-મહોત્સવનું ઉત્સાહપ્રેરક વાતાવરણ બનાવ્યું હતું.

શ્રી મુણોતે ઉપરોક્ત બધા જિલ્લામાં એક વર્ષ સુધીના કાર્યક્રમો રચનાત્મક અને પ્રચારાત્મક બંને દૃષ્ટિએ કાર્યરત કરવા માટે યોજનાઓ તૈયાર કરાવી કાર્ય આગળ વધાર્યું હતું.

જિલ્લાના નગરો અને ગામોમાં, મુખ્ય માર્ગ, પાર્ક આદિનું નામકરણ ભગવાન મહાવીરના નામ પર કરવામાં આવ્યું છે. તા. ૧૩ નવેંબરથી ૨૦ નવેંબર સુધી એક સપ્તાહ, ભારે ધામધૂમથી સર્વત્ર રથયાત્રાઓ, પ્રભાતફેરિયો, સેમિનાર, જાહેરસભાઓ આદિ યોજવામાં આવેલ.

## ભગવાન મહાવીર સ્મૃતિ ભવન

☆ જગ્યાનું દાન ☆

વર્ધા : તા. ૧૩થી ૧૫ સુધી ત્રણ દિવસનો કાર્યક્રમ થયો. ૧૫મીએ સ્થાનક ભવનમાં ભગવાનની પૂજા અને પ્રાર્થના થયા. દિગંબર જૈન બોર્ડિંગના પટાંગણમાં "ભગવાન મહાવીર સ્મૃતિ ભવન" નિર્માણ કરવાનો નિર્ણય લેવાયો અને તે માટે દિ. જૈન બોર્ડિંગ ટ્રસ્ટે દસ હજાર ચોરસ ફીટ જગ્યા આપવાનું સ્વીકાર્યું. ૧૪મીએ બપોરના શ્રી જૈન શ્વેતામ્બર ચન્દ્રપ્રભુ મંદિરથી ચાંદીની રથયાત્રા નીકળી. ૧૫મીએ સાંજે રાજ્યના પ્રધાન શ્રીમતી પ્રભારાવની અધ્યક્ષતામાં જાહેરસભા મળી. રથયાત્રાની સુંદર રચનાઓ માટે પુરસ્કારો અપાયા.



卐

રોગીની
સેવા માટે
સદાય
જાગૃત
રહેવું જોઈએ

卐

સુમતીલાલ ભોગીલાલ

ભોગીલાલ પ્રેમચંદ એન્ડ કંપની
૨૪, પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ—૪૦૦૦૦૨

卐

☐ આકાશવાણીના કોહિમા કેન્દ્રે રાજ્ય નિર્વાણ મહોત્સવ સમિતિ આયોજીત મહાવીર જન્મકલ્યાણક સમારોહનો "આંખે દીઠો અહેવાલ-રનીંગ કોમેન્ટરી" આપીને, આ ઉજવણીમાં ભાગ ન લઈ શકનાર સૌ પ્રજાજનોને ભગવાન મહાવીરનો ગુણાનુવાદ સાંભળવાનો પુણ્ય લાભ આપ્યો.

સમગ્ર ભારતના આકાશવાણી કેન્દ્રોમાં માત્ર કોહિમા કેન્દ્રે જ આ પ્રકારનો વિલક્ષણ કાર્યક્રમ આપ્યો હતો.

☐ રાજ્યના દીમાપુર શહેરમાં ભગવાન મહાવીરના નામે એક ધર્માદા દવાખાનાનું નિર્માણ થયું છે, જ્યારે 'ભગવાન મહાવીર પાર્ક'નું નિર્માણકાર્ય ચાલુ છે.

☐ આ પાર્કમાં સંગેમરમરનો કીર્તિસ્તંભ પણ તૈયાર થઇ રહ્યો છે. તેના ઉપર ભગવાન મહાવીરના ઉપદેશો શિલ્પાંકિત કરાશે.

☐ દીમાપુરમાં શરૂ થનાર લો કોલેજને 'ભગવાન મહાવીર લો કોલેજ" નામ આપવાના પ્રયત્નો ચાલુ છે.

☐ રાજકીયસ્તરે દીમાપુરમાં "મહાવીર સુપર મારકેટ' બનશે.

☐ મોકોચુંગમાં ભગવાન મહાવીર પ્રસૂતિગૃહ અને બાલકેન્દ્ર બની રહ્યા છે.







# નાગાલેન્ડ

☐ કોહિમામાં રાજકિય સ્તરે ગાંધી [સ્મારક પુસ્તકાલયમાં 'મહાવીર કક્ષ" શરૂ કરવામાં આવ્યું છે.

☐ બ્રહ્મદેશની સીમા પર મોનમાં "ભગવાન મહાવીર બાલ કેન્દ્ર" પણ બની રહ્યું છે.

☐ રાજ્ય સરકારે પ્રચાર, પ્રદર્શન, રથયાત્રા આદિ માટે અંદાજે રૂા. એક લાખથી વધુ રકમ ખર્ચી છે.

☐ દિગમ્બર સમાજની પ્રાંતિય સમિતિએ પાંચ લાખ ૩૫ હજાર રૂા. નું બજેટ નક્કી કરી જુદા જુદા કાર્યો હાથ ધર્યા હતા.

☐ નાગાલેન્ડ ટાઇમ્સ અને ઉશ મેલ સાપ્તાહિકોએ વિશેષાંક પ્રકટ કર્યાં.

☐ લાયન્સ કલબ દીમાપુરે અન્તર્સ્કુલીય વકતૃત્વ સ્પર્ધા યોજી. અને ભગવાનના જીવન અને ઉપદેશ અંગે અંગ્રેજી તેમજ સ્થાનિક ભાષામાં પુસ્તિકા પ્રકટ કરી તેનું વિતરણ કર્યું. આ કલબે મહાવીર ચિત્રકલા સ્પર્ધા પણ યોજી.

☐ મહાવીર છાત્ર પરિષદ, ગૌહત્તીના સૌજન્યથી ચિત્ર પ્રદર્શન યોજાયું.

☐ રાજ્યના તમામ છબિઘરો [થિયેટર]માં ભગવાનની વાણીની સ્લાઇડો બતાવાઇ.

☐ રેલ્વે ટિકિટ પર મહાવીર-વાણી પ્રકાશિત કરવામાં આવી હતી.



નાગાલેન્ડ રાજ્ય

## ભગવાન મહાવીર ૨૫૦૦મી
## નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : શ્રી રાજ્યપાલ, નાગાલેન્ડ
પ્રમુખ : મુખ્ય મંત્રી
ઉપ-પ્રમુખ : શિક્ષણ મંત્રી

| | |
|---|---|
| શ્રી શુભકરણ સેઠી | દીમાપુર |
| શ્રી કિશનલાલ સેઠી | " |
| શ્રી માંગીલાલ જૈન | " |
| સચિવ : શ્રી ફુલચંદ સેઠી | " |
| સહસચિવ : શ્રી મોતીલાલ છાબડા | " |
| ખજાનચી : શ્રી સોહનલાલ જૈન, બી. એ. સી. | " |

સંપર્ક તથા આયોજન અધિકારી : એજ્યુકેશન ડાયરેક્ટર, નાગાલેન્ડ.

### સર્વશ્રી સભ્યો ●

શ્રી આઇ. શશીમેરન અય્યર, વિકાસ આયુક્ત.
નાગાલેન્ડ સરકારના સચીવ, વિત્ત વિભાગ.
નાગાલેન્ડસરકારના સચીવ સમાજ કલ્યાણ વિભાગ.
એ. કેવીચૂસા (એમ. પી.)
એમ. વીરો (એમ. પી.)
ડી. એલ. મેચ (એમ. એલ. એ.)
જી સી. પૈરા, (એમ. એલ. એ.)
એમ. પેસેઇ (પ્રમુખ) દીમાપુર ટાઉન કમિટી
સરદાર, ગુરુમુખસિંહ
જે. કે. જૈન
છગનલાલ પાટની
ચૈનરૂપ બાકલીવાલ
રાજકુમાર સેઠી
ડુંગરમલ ગંગવાલ

પી. સી. બોથરા (એડવોકેટ)
ઉમાશંકર અગ્રવાલ (એડવોકેટ)
ચાંદમલ સેઠી
સુગનચંદ કાસલીવાલ
મોહનલાલ અગ્રવાલ
તારાચંદ સિંઘવી
મોહનલાલ યાદવ
માણિક ભટ્ટાચાર્ય
ઈન્દ્રજીત શર્મા
સોણાલકરમ
એસ. કે. દત્તા
એ. હુસૈન
ચાંદમલ સેઠી
ઈકબાલજીતસિંહ
મહાવીર પ્રસાદ પાટની
પ્રીન્સીપાલ, [દીમાપુર મહાવિદ્યાલય]
લોમતી સેમા

વી. કે. શુક્લા
શ્રીમતી હરિશચંદ જૈન
જ્ઞાન પ્રકાશ જૈન
સંપાદક : સીટીજન્સ વોઇસ
રૂપચંદ સરાવગી
એમ. કે. જૈન, મોકોચુંગ
કનૈયાલાલ જૈન, મોકોચુંગ
બી. એલ. ગુપ્તા ટવેનસાગ
સતીશચંદ્ર જૈન
શાંતિલાલ જૈન, કોહિમા
નાગાલેન્ડ ટાઇમ્સ, દીમાપુર.
કૃપારામ જૈન
દીપચંદ સેઠી
સોહનલાલ છાબડા
રતનલાલ સેઠી
દુલીચંદ બિનાકિયા
પંડિત ઉત્તમચંદ જૈન
પંડિત ગુલાબચંદ જૈન
ન્યામો લોથા




દીમાપુર : જૈન મંદિર સામે ખાસ ઊભા કરાયેલ ભગવાન મહાવીર પેંડાલમાં ૧૨ થી ૨૦ નવેમ્બર '૭૪ નવ દિવસ સુધી અનેકવિધ કાર્યક્રમો યોજી નિર્વાણોત્સવ ઉજવાયો. ૧૨મીએ ૨૪ કલાક અખંડ કિર્તન થયું. ૧૩મીએ પ્રભાતફેરી નીકળી, પૂજન થયું અને નિર્વાણ લાડુ ચઢાવ્યા. નાણાંપ્રધાન શ્રી એસ. સી. સમીરે જૈન ધ્વજ ફરકાવ્યો. અને શ્રી જી. સી. પૈરાના પ્રમુખપદે જાહેર સભા મળી.

આ દિવસે આરોગ્ય પ્રધાન શ્રી ઇમ્મયા લોંગાઆઓએ "ભગવાન મહાવીર દંત ઔષધાલય"નું ઉદ્દ્ઘાટન કર્યું રાતે દીપમાલા ઉત્સવ ઉજવાયો. અને શ્રી વિનયકુમાર 'પથિક' તથા શ્રી માંગીલાલ જૈને ભજન-ગીત આદિ કાર્યક્રમો રજૂ કર્યા.

નવે નવ દિવસ સુધી રોજ સવારે પ્રભાતફેરી નીકળી, મંદિરોમાં પૂજનો થયાં અને રાતે દીપોત્સવ ઉજવાયા.

૧૪ નવેમ્બરે જેલના કેદીઓને ફળ, મિઠાઈ અને જૈન સાહિત્યનું વિતરણ કરાયું. રાતે પારસ મંડળે હિન્દી નાટક "જીયો ઔર જીને દો" ભજવ્યું.

૧૫મીએ હોસ્પીટલમાં દરદીઓને ફળ, મિઠાઈ અને જૈન સાહિત્ય વ્હેંચાયું. ૧૬મીએ દીમાપુર લાયન્સ ક્લબ તરફથી, સરદાર ગુરુમુખસિંહની અતિથિ વિશેષતામાં ભગવાન મહાવીર વિષે સેમિનાર યોજાયો.

૧૭મીએ દીમાપુર રોટરી ક્લબ તરફ ચિત્રસ્પર્ધા યોજાઇ. આ દિવસે બાળગૃહોમાં ફળ અને મિઠાઈ વ્હેંચાયા. ૧૮મીએ વિદ્વાનોએ જૈન મંદિર વિષેના લેખોનું વાચન કર્યું.

૨૦મી નવેમ્બરે નીકળેલ રથયાત્રામાં ભગવાનના જીવન પ્રસંગો આલેખતા ચિત્રો અને રચનાઓ હતી.

---

## દંત ઔષધાલયનું ● નિર્માણ ● મહાવીરપાર્કમાં કીર્તિસ્થંભ

---

૮મી ડીસેમ્બરથી ત્રણ દિવસ સુધી દીક્ષા કલ્યાણક મહોત્સવ ઉજવાયો. સવારે સ્થાનિક જૈન મંદિરમાં ચોસઠ ઋદ્ધિ વિધાન યોજાયું. રાતે પંડિત ગુલાબચંદજી શાસ્ત્રીનું જાહેર પ્રવચન થયું. તા. ૯ અને ૧૦ના બંને દિવસ ભજન-કિર્તન અને વિદ્વાનોનાં પ્રવચનો થયાં. તેમજ જૈન મંદિરમાં ધાર્મિક સંગીતનો કાર્યક્રમ થયો.

૧૧ ડીસેમ્બરે વિવિધ રચનાઓ, બેનરો અને બેન્ડ સહિત સરઘસ નીકળ્યું. શ્રી ફુલચંદજી શેઠીએ ભગવાન મહાવીર પાર્કમાં કીર્તિસ્થંભ સ્થાપ્યો. સંગેમરમરના પથ્થરમાં બનેલા આ સ્થંભમાં ભગવાનના ઉપદેશો અંકિત કરાયા છે.

દીમાપુર રોટરી ક્લબ તરફથી ૧૭ની નવેમ્બરે ચિત્ર-સ્પર્ધા થઇ. આ દિવસે બાળગૃહોમાં ફળ-મિઠાઈ વહેંચવામાં આવ્યા. ૧૮મીએ વિદ્વાનોએ જૈન મંદિર વિષે લેખોનું વાંચન કર્યું.

મોકોચુન્ગ : પ્રભાત ફેરી, રથયાત્રા અને જાહેરસભા ઉપરાંત અત્રેના નગરવાસીઓએ સિવિલ હોસ્પીટલમાં દરદીઓને તેમજ જિલ્લાની જેલોમાંના કેદીઓને બિસ્કુટ, મીઠાઈ તથા પુરીઓ વહેંચીને ભગવાનનો જન્મકલ્યાણક ઉજવ્યો.

મોકોચુંગ : ઉપાયુક્તનીઅધ્યક્ષતામાં રચાયેલ જિલ્લા નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે ૧૩મી નવેમ્બર '૭૪ના રથયાત્રાથી નિર્વાણ મહોત્સવનો શુભારંભ થયો. ભગવાનના જીવન અને ઉપદેશ સંબંધી પરિસંવાદ પણ યોજાયો.

ડીહ : નિર્વાણ દિને ૧૩ નવેમ્બરે અત્રે પ્રભાતફેરી નીકળી. માં ભગવાનના ઉપદેશ વિષે તે ઠેકઠેકાણે પ્રવચનો થયાં. સવારના સરદાર ગુરુમુખસિંહના મુખ્ય અતિથિપદે સિમ્પોઝીયમ યોજાયું.



## શરણની ઝંખના

# હે દેવાધિદેવ પરમાત્મા મહાવીરસ્વામી!

આપે
અતિ આકરા તપ તપીને,
અનેક અસહ્ય સંકટો
અદીનભાવે
સહન કરીને અને
ઝંઝાવાત જેવી કષ્ટમય
સાધનાને
સફળ બનાવીને
જીવનના અમૃતસમું
પરમાત્મપદ
પ્રાપ્ત કર્યું હતું.



## હે
## પરમ ઉપકારી
## તીર્થંકર પ્રભુ!

આપને પ્રાપ્ત થયેલ એ અમૃતરસનું જગતના જીવોને પાન કરાવવા માટે આપે, ધર્મતીર્થની સ્થાપના કરીને, દિવ્ય પરબ બેસાડી હતી. એ પરબના અમૃતરસનું પાન કરીને કેટકેટલા પામર આત્માઓ પરમાત્મભાવનું વરદાન મેળવીને ધન્ય બની ગયા.

## હે વિતરાગ દેવ! આપનો જય થાઓ!

હે જગતના નાથ! હે જગતના ગુરુ! હે જગતના માર્ગદર્શક!
હે જગતના શરણ! હે ધર્મના દાતા! હે ધર્મના નાયક!
હે ધર્મસામ્રાજ્યના ચક્રવર્તી! આપને અમારા અંતરના વંદન હો!

હે કરુણાના સાગરસ્વામી! અમારા જેવા દીન-દુ:ખી
જીવોને સદાય આપના ચરણોનું શરણ હોજો!

હે ધર્મના સારથી! આપે બતાવેલો ધર્મપંથ અમારો જીવનપંથ બનજો!

ઓરિસ્સા ૨૯૧

# ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

## પ્રમુખ : શ્રી રાજ્યપાલ, ઓરિસ્સા

### સર્વશ્રી સભ્યો

| | |
|---|---|
| શ્રી કે. ટી. સતારાવાલા; રાજ્યપાલ સલાહકાર | ગોપીનાથ મહંતી ભુવનેશ્વર |
| ગૃહસચિવ શ્રી પદ્મનાભ મિશ્રા | સત્યનારાયણ રાજગુરુ, પરલાકિમેદી |
| રાજકિશોરદાસ | શાંતિકુમારજી અગ્રવાલ |
| ગોપાલચંદ્રદાસ | મદનલાલ જી. નાહટા |
| રાધાનાથ, સંપાદક : 'ધી સમાજ' | મંગલચંદ જી. ચોપડા |
| સુરેન્દ્રનાથ દ્વિવેદી, | ઇન્દુલાલજી મહેતા |
| ઉપપ્રમુખ, યોજના બોર્ડ | સચિવ, સાંસ્કૃતિક વિભાગ |

નિર્વાણોત્સવ અવસરે ઓરિસ્સા રાજ્યમાં 'અહિંસાદર્શી સમાજ'ની રચના થઈ છે. સભ્ય બનનારે પાંચ નિયમો સ્વીકારવાના હોય છે. તે આ પ્રમાણે છે:

૧. જીવનભર માંસાહાર ન કરવો.

૨. કદી દારૂ ન પીવો, જુગાર ન રમવો.

૩. સદાચારી બનવાનો અને અહિંસાત્મક વ્યવહાર રાખવાનો પ્રયત્ન કરવો.

૪. રોજ દસ મિનિટ અથવા યથાશક્તિ સમય સુધી આત્મનિરીક્ષણ કરવું.

૫. સર્વધર્મ સમન્વયની ભાવનાના વિકાસ અને પ્રચાર માટે સંપૂર્ણ સાથ આપવો.

કટક : શ્રી મનોહર મુનિજી 'કુમુદ' મહારાજની નિશ્રામાં દીક્ષા દિવસ ઉજવાયો. રાતે શ્રી વેણીભાઈ ડી. મહેતાએ 'જૈન પ્રતીક'નું ઉદ્ઘાટન કર્યું.

રૂરકેલા : નિર્વાણ સમિતિ તરફથી ૧૫ થી ૨૩ એપ્રિલ ૭૫ નવ દિવસ સુધી જન્મ કલ્યાણકની ઉજવણી થઈ. ૨૩મીએ એકહજારથી વધુ ગરીબ અને રક્તપિત્તિયાઓને ભોજન અપાયું. ૨૪મીએ બધા જ ફિરકાના જૈનોની રથયાત્રા નીકળી તે બાદ ગુર્જર જૈન ભવનના પ્રાંગણમાં સભા થઈ. સભા બાદ જૈન ભવનમાં નૌકારશી જમણ યોજાયું.

રૂરકેલા : અત્રે ૧લી ડીસેમ્બરથી આઠ દિવસ સુધી વિવિધ કાર્યક્રમો સાથે ભગવાનનો દીક્ષા કલ્યાણક મહોત્સવ ઉજવાયો. આ પ્રસંગે ઘણાંએ અનેકવિધ ત્યાગ માટેના નિયમો લીધા. 'શ્રી મહાવીર પુસ્તકાલયની' પણ સ્થાપના થઈ.



# પંજાબ

પંજાબ સરકારે ૧૩ ડીસેમ્બર ૧૯૭૪થી એક વરસ માટે સજા પામેલા કોઈપણ કેદીને દેહાંત દંડ (ફાંસી) નહિ આપવાની તેમજ કેદીઓની સજામાં ઘટાડો કરવાની ઘોષણા કરીને નિર્વાણ શતાબ્દી વર્ષની ઉજવણીને સોનેરી યશકલગી ચઢાવી.

રાજ્યભરમાં શતાબ્દી વર્ષની ઉજવણી પૂરા ઉમંગ અને ઉલ્લાસથી થઈ શકે તે માટે રાજ્ય સરકારે ઉદાર સાથ અને સહકાર આપ્યો. ભગવાન મહાવીર નિર્વાણ સમિતિની રચના થઈ ચારે સંપ્રદાયની એક પ્રતિનિધિ સંસ્થા "મહાવીરજૈન સંઘ"ની સ્થાપના થઇ. આ ઉપરાંત વિવિધ કાર્યક્રમોને કાર્યાન્વિત કરવા માટે ઉપસમિતિઓ પણ રચાઇ. તમામ કાર્યક્રમોનો સફળ રીતે અમલ થાય તેમજ યોજનાઓ કાર્યાન્વિત બને તે માટે "લોર્ડ મહાવીર ફાઉન્ડેશન"ની પણ મોટા પાયે મહત્ત્વાકાંક્ષી સ્થાપના થઇ.




રાજ્ય સરકારે શતાબ્દી વર્ષને 'અહિંસા વર્ષ' તરીકે જાહેર કર્યું. સારાય વર્ષ દરમિયાન શિકાર પર પ્રતિબંધ જાહેર કર્યો. ભગવાનના પાંચેય કલ્યાણક દિવસોને રાજ્યભરમાં 'શરાબ રહિત' અને 'માંસ રહિત' દિવસ ઘોષિત કર્યા. અને આખાય વરસ દરમિયાન સરકારી ભોજનાલયોમાં માંસ અને શરાબનું વેચાણ બંધ રખાયું.

રાજ્ય સરકારના પ્રવાસ-પર્યટન વિભાગે એપ્રિલ '૭૫થી માર્ચ ૧૯૭૬ના એક વરસની ભગવાન મહાવીરના જીવન પ્રસંગોની સચિત્ર ડાયરીનું પ્રકાશન કર્યું.

રાજ્યના વિવિધ દૈનિક અને સાપ્તાહિકોએ નિર્વાણ કલ્યાણક, જન્મ કલ્યાણક અને કેવળજ્ઞાન કલ્યાણક પ્રસંગે ખાસ પૂર્તિઓ તેમજ વિશેષાંકો પ્રકટ કર્યા.

જાહેર સંપર્ક વિભાગ-પંજાબે ભગવાનની તસ્વીરવાળા તેમજ તેમના ઉપદેશોના ભીંતપત્રો 'વોલ-પોસ્ટર્સ' બહાર પાડ્યા.

સ્થાનિક સ્વરાજ્ય વિભાગે રાજ્યની તમામ સુધરાઇઓને 'લોર્ડ મહાવીર ફાઉન્ડેશન' સંસ્થાને ફાળો આપવા માટે આદેશો આપ્યા.

દરેક ઉજવણીના દિને આકાશવાણીએ વિશેષ કાર્યક્રમ આપ્યા તેમજ સમાચાર-બુલેટિન પ્રસારિત કર્યા.

રાજ્યના તમામ જિલ્લાઓના વડા મથકમાં તેમજ પંજાબની યુનિવર્સિટીઓનાં પ્રાંગણમાં કીર્તિસ્થંભ ઊભા કરવાનો નિર્ણય લેવાયો.

ભાષા વિભાગ-પંજાબે (પતિયાલા) પંજાબી ભાષામાં ભગવાનના ઉપદેશનું એક પુસ્તક પ્રકાશિત કર્યું.

રાજ્યના સરકારી અને અર્ધ સરકારી તમામ મકાનો ઉપર રોશની કરાઇ.

રાજ્યમાં ૧૦૮ સમારોહ યોજાયા. આ તમામ સમારોહ રાજકીયસ્તરે અને જિલ્લાસ્તરે થયા.

રાજકિય પૌરવ સિવાય રાજ્યભરમાં જે અનેકવિધ નિર્માણ કાર્યો થયા તે આ પ્રમાણે છેઃ

- અમૃતસરમાં
  - –રીઝો બ્રીજને 'મહાવીર બ્રીજ'નું નામ.
  - –કાઠિયા બજારને 'મહાવીર બજાર'નું નામ.
  - –રેલ્વે રોડને ભગવાન મહાવીર માર્ગનું નામ. જંડિયાલા રચના.
  - –મહાવીર માર્ગ, પટ્ટી.
- ભટિન્ડામાં
  - –માલ રોડને 'મહાવીર રોડ'નું નામ
  - –મહાવીર પાર્ક, માનસા
  - –મહાવીર ભવન, માનસા
  - –મહાવીર મેમોરિયલ ટ્રસ્ટ

(પંજાબ–શ્રી મહાવીર જૈન સંઘના પ્રમુખ શ્રી ભોજરાજ જૈને રૂા. પાંચ લાખનું દાન આપ્યું.)

  - –સરકારી હોસ્પિટલને ભગવાન મહાવીર હોસ્પીટલનું નામ
- ભુલ્લર હેડીમાં
  - –ભગવાન મહાવીર ભવન
- ચંડીગઢમાં
  - –ડો. ઝેલસિંહ [મુખ્યપ્રધાન]ના પ્રમુખપદે 'લોર્ડ મહાવીર ફાઉન્ડેશન' સંસ્થાની સ્થાપના. આ સંસ્થાને રાજ્ય સરકારે રૂા. પાંચ લાખનું અનુદાન આપ્યું.
  - –એસ. એસ. જૈન મહાસભા દ્વારા રૂા. દસ લાખના ખર્ચે "જૈન અમર હોસ્ટેલ" અને "મહાવીર પબ્લિક સ્કુલ"
  - –મહાવીર ધર્માર્થ દવાખાનું
  - –મહાવીર ભવન, ૨૮ ડીસેમ્બર.
  - –'અનેકાંત' સામયિકનું પ્રકાશન
- દેહલામાં
  - –ભગવાન મહાવીર ભવન
- ધુરીમાં
  - –મહાવીર ચેરીટેબલ હોસ્પીટલ
- ફીરોઝપુરમાં
  - –મહાવીર જૈન ગર્લ્સ હાયર સેકન્ડરી સ્કુલ
  - –મહાવીર ભવન છીરા,
  - –મહાવીર માર્કેટ, અબોહર
- ફરીદકોટમાં
  - –મહાવીર પબ્લિક સ્કુલ (ફરીદકોટ)
  - –ભગવાન મહાવીર ભવન (જૈતો)
  - –ભગવાન મહાવીર ભવન (નિહાલસિંગવાલા).
  - –ભગવાન મહાવીર ભવન (બાધાપુરાના)
  - –ભગવાન મહાવીર શીવણ તાલીમ શાળા, [મોગા] [જૈનવિભૂષણ ભંડારી શ્રી પદમચન્દજી અને સાધ્વીશ્રી સિતાજીની પ્રેરણાથી]
  - –ભગવાન મહાવીર શીવણ તાલીમ શાળા,
  - –મહાવીર નિઃશુલ્ક નેત્ર શિબિર
  - –મહાવીર માર્ગ, માલોટ
  - –મહાવીર નિઃશુલ્ક નેત્ર શિબિર, ફરીદકોટ
  - –સિનેમા ચોકને ભગવાન મહાવીર ચોકનું નામ
  - –કોલેજ રોડને મહાવીર રોડનું નામ
  - –મહાવીર ડેકલેમેશન કોન્ટેસ્ટ, જી. ટી. બી. ગઢ.
- ગુરદાસપુરમાં
  - –જૈનભૂષણ શ્રી વિમલમુનિજીની પ્રેરણાથી સન્મતિ ભવન અને
  - –સન્મતિ જનતા સિલાઈ સ્કુલ
  - –મહાવીર સમિતિ હોલ, પઠાનકોટ
- હોશિયારપુરમાં
  - –લેપ્રસિના દરદીઓને આખું વરસ ભોજનદાન
  - –કાશ્મીર બજારને મહાવીર બજારનું નામ
  - –સિમલા હિલ્સને ભગવાન મહાવીર પાર્કનું નામ
- જાલંધરમાં
  - –મહાવીર પબ્લિક સ્કુલ
  - –મહાવીર નિઃશુલ્ક નેત્ર શિબિર
  - –જી. ટી. લિન્ક રોડને મહાવીર માર્ગ, નકોદર
  - –નવાનશહેર દોઆબામાં મહાવીર નિઃશુલ્ક નેત્ર શિબિર
  - –મહાવીર માર્ગ, નકોદર





# પંજાબની સૂચિત યોજનાઓ

પતિયાલા-પંજાબી યુનિવર્સિટીમાં
તીર્થંકર મહાવીર અધ્યયન કેન્દ્ર

○ જગરાવમાં

–જગરાવ બ્રીજને ભગવાન મહાવીર બ્રીજનું નામ.
–મહાવીર હોમિયોપેથી હોસ્પીટલ

○ કપૂરથલ્લામાં

–કપૂરથલ્લા રોડને મહાવીર માર્ગનું નામ
–ખાંસાવાલા બજાર, રૂગવાડાને મહાવીર માર્ગનું નામ,

○ લુધિયાણામાં

–સિવિલ હોસ્પીટલનું નામ ભગવાન મહાવીર સિવિલ હોસ્પીટલ
–ઐતિહાસિક કલાક ટાવરને ભગવાન મહાવીર કલાક ટાવરનું નામ.
–લુધિયાણા–ફિરોજપુર રોડને ભગવાન મહાવીર માર્ગનુ નામ
–મહાવીર ભવન, પુરાના બજાર
–મહાવીર ભવન, સિવિલ લાઇન્સ
–મહાવીર કમ્યુનીટી હોલ, માછીવાડા
–ગવર્નમેન્ટ ગર્લ્સ હાઈસ્કુલ, રાયકોટને ભગવાન મહાવીર ગવર્નમેન્ટ ગર્લ્સ હાઈસ્કુલનું નામ
–મહાવીર ભવન, દાલ બજાર
–મહાવીર નેત્ર શિબિર, રાયકોટ
–મહાવીર ભવન ચાવલ બજાર,
–મહાવીર જૈન બી. ગર્લ્સ, જૈન ધર્મશાળા, તિલક નગર

○ યુવાનોનું ચારિત્ર નિર્માણ કરવા તેમજ તેમને સમાજસેવા કરવા પ્રેરણા આપવા સમગ્ર પંજાબના મુખ્ય નગરોમાં યુવક સંઘો અને યુવક મંડળો;

○ નફા–નુકશાન વિના મહાવીર ચિકિત્સાલયમાં ઈ. સી. જી. તથા 'એકસરે'નો પ્રબંધ

○ રોપડમાં

–મહાવીર બજાર, રોપડ
–મહાવીર ચોક, ખરડ

○ આગામી વરસોમાં હાથ ધરાનાર સૂચિત યોજનાઓ નીચે પ્રમાણે છે:

–પતિયાલા, પંજાબી યુનિવર્સિટીમાં તીર્થંકર મહાવીર અધ્યયન કેન્દ્ર, પંજાબ
–મહાવીર કમ્યુનીટી હોલ, લુધિયાના
–મહાવીર મેટરનીટી હોસ્પીટલ, રાયકોટ
–મહાવીર ભવન, બરનાલા
–મહાવીર બહુહેતુક કેન્દ્ર, ફરીદકોટ
–મહાવીર જૈન હોસ્પીટલ, સુનામ
–મહાવીર કમ્યુનીટી હોલ, સામાના
–મહાવીર કમ્યુનીટી હોલ, કપૂરથલ્લા
–મહાવીર કમ્યુનીટી હોલ, રૂગવાડા
–મહાવીર કમ્યુનીટી હોલ, માલેરકોટલા.
–મહાવીર મેડિકલ કોલેજ અને અસ્પતાલ સોસાયટી, લુધિયાણા
–તમામ જિલ્લાના કાર્યાલયો અને રાજ્યની તમામ યુનિવર્સિટીઓનાં પ્રાંગણમાં મહાવીર સ્ટોર પિલર્સ સ્થપાશે.



# પંજાબ રાજ્ય

## ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : રાજ્યપાલ, પંજાબ

પ્રમુખ : મુખ્ય મંત્રી

કાર્યવાહક પ્રમુખ : શિક્ષણ મંત્રી

સભ્ય સચિવ : શિક્ષણ સચિવ, પંજાબ

### ● સર્વશ્રી સભ્યો ●

| | |
|---|---|
| પ્રમુખ, પંજાબ વિધાનસભા | |
| ઉપપ્રમુખ, પંજાબ વિધાનસભા | |
| વિત્તસચિવ,પંજાબ અથવા એમના પ્રતિનિધિ | |
| તેલુરામ જૈન | લુધિયાણા |
| મુલરાજ જૈન | લુધિયાણા |
| કસ્તુરીલાલ જૈન સરાફ | ફરીદકોટ |
| દેવીદયાલ જૈન, | માલેરકોટલા |
| વેદપ્રકાશ જૈન | નવાશહર |
| સુલતાનસિંહ જૈન | સંગરૂર |
| ચૌધરી રામલાલ જૈન | ધુરી |
| રામેશ્વરદાસ | સંગરૂર |
| દલીરામ | ધુરી |
| મદનલાલ જૈન | સુનામ |
| મુનીલાલ જૈન | અંબાલા |
| પ્રો. પૃથ્વીરાજ જૈન | અંબાલા |
| સત્પ્રકાશ જૈન | માલેરકોટલા |
| રતનલાલ જૈન [એમ. પી.] | અંબાલા |
| જ્ઞાનચંદ જૈન | માલેરકોટલા |
| પ્રીતમસિંહ એડવોકેટ | ચંડીગઢ |
| જીવનલાલ જૈન | ગોવિંદગઢ |
| ભોજરાજ જૈન | ભટિન્ડા |
| સંતકુમાર જૈન | ફરીદકોટ |
| રવિન્દ્રકુમાર જૈન | માલેરકોટલા |
| પુરુષોત્તમદાસ જૈન | ધુરી |
| ડૉ. એલ. એમ. જોશી | પતિયાલા |
| એલ. જગન્નાથ જૈન | માલેરકોટલા |
| ડૉ. કૃપાલસિંહ નારંગ | પતિયાલા |
| ભિશનસિંહ સમુન્દ્રી | અમૃતસર |
| સૂરજભાણુ | ચંડીગઢ |
| એસ. જી. ઠાકુરસિંહ | અમૃતસર |
| શ્રીમતી કુલન રાની | અમૃતસર |
| કૃપાલસિંહ | ચંડીગઢ |
| બલવંત ગાર્ગી | ચંડીગઢ |
| ડૉ. ફૌજાસિંહ, પંજાબી વિશ્વવિદ્યાલય, | પતિયાલા |
| પ્રો. પી. એલ. આનંદ | ચંડીગઢ |
| હરપાલ ટિવાના | પતિયાલા |

### ● ખાસ આમંત્રિત ●

ભંડારી શ્રી પદ્મચંદજી મહારાજ

મુનિશ્રી શાંતિપ્રિયજી મહારાજ

મુનિશ્રી પુનમચંદજી મહારાજ

સાધ્વીશ્રી મોહનકુમારીજી મહારાજ

સાધ્વીશ્રી સ્વર્ણજી મહારાજ



સભી પ્રાન્તોં કે પ્રમુખ મન્ત્રિયોં કો તથા કેન્દ્ર પ્રશાસિત ક્ષેત્રોં કે રાજ્યપાલો કો પત્ર સંખ્યા ૨૪ [જી. ઓ. આઈ.] ૨૪ દિનાંક જનવરી ૧૯૭૫ ગૃહમંત્રાલય કે કારાવાસ તથા ન્યાયાલય વિભાગ દ્વારા ભેજા ગયા પત્ર : : વિષય :

પચ્ચીસવીં મહાવીર નિર્વાણ શતાબ્દી કે અવસર
પર મૃત્યુ-દંડ પ્રાપ્ત અપરાધિયોં કો જીવનદાન!

# પંજાબ માં

# ફાંસીની સજા માફ

(રાષ્ટ્રપતિના ફરમાનનું હિન્દી રૂપાંતર)

મૈં આપકો યહ બતલા રહા હૂં કિ પચ્ચીસવી મહાવીર નિર્વાણ શતાબ્દી કે ઉપલક્ષ્ય મેં યહ નિશ્ચિત કિયા ગયા હૈ કિ ન્યાયાલય દ્વારા જો મૃત્યુ-દંડ દિયા ગયા હૈ શ્રી રાષ્ટ્રપતિજી અપની ઈચ્છા તથા અપની દયા-દાન કે અધિકાર દ્વારા ઉત સભી કૈદિયોં કો જિનકો મૃત્યુ-દંડ ૧૩ દિસમ્બર ૧૯૭૪ કે દિન યા ઈસસે પહલે યા ઉસ દિન મિલા હૈ ઉસકો આજીવન કારાવાસ મેં બદલતે હૈં, સિવાય ઉન અભિયોગોં કે જો પૈરાગ્રાફ નં. ૩ મેં દિએ ગએ હૈં!

યહ આદેશ વાયરલેસ દ્વારા ૧૫ જનવરી ૧૯૭૫ કો સમ્બદ્ધ કાર્યાલયોં કો ભેજ દિયા ગયા હૈ. જિન અપરાધિયોં કી અપીલ કો રાષ્ટ્રપતિજીને અસ્વીકાર કર દિયા થા ઔર અભી ઉનકે ઉસ દંડ કો કાર્યાન્વિત નહીં કિયા ગયા તો ઉસકી સૂચના કાર્યાલય કો ભેજ દી જાય. ઉનકી સૂચના મિલને પર તથા ઉન પર આવશ્યક કાર્યવાહી કરને કે અનન્તર ઉનકા મૃત્યુ-દંડ ભી માફ કર દિયા જાએગા.

સંવિધાન કી ધારા ૧૬૧ કે અનુસાર પ્રત્યેક પ્રાન્ત કે રાજ્યપાલ કો અધિકાર દિયા ગયા હૈ કિ વહ ભી કિસી વ્યક્તિ કો કિસી કાનૂન દ્વારા દિએ ગએ મૃત્યુ-દંડ કો આજીવન કારાવાસ કે દંડ મેં બદલ સકતા હૈ. ઇસ વિષય મેં અબ અપીલ પ્રાન્ત કે રાજ્યપાલ કે પાસ હી કી જાની ચાહિએ, રાષ્ટ્રપતિ મહોદય કે પાસ નહીં! યદિ પ્રાન્તોં કે ન્યાયાધીશ યહ સમઝે કિ રાજ્યપાલ દ્વારા માફ કિયા ગયા મૃત્યુદંડ ઉપયુક્ત નહીં હૈ ઔર કિસી ક્રૂર અપરાધી કે લિયે વહ દંડ આવશ્યક હૈ તો ઉસ અભિયોગ કો રાજ્યપાલ કી આજ્ઞા કી પ્રતિલિપિ સહિત રાષ્ટ્રપતિ કે પાસ ભેજા જાય ઔર લિખા જાય કિ ઉસ અપરાધી કો મૃત્યુ-દંડ હી ક્યોં દિયા જાય!

કૃપયા ઈસ પત્ર કી પહુંચ દેં.

પંજાબ સરકાર, ગૃહ કારાવાસ એવં ન્યાયાલય વિભાગ. ઈન્ડસ્ટ નં૦ ૨૪-જી. ઓ. આઈ-૩ જે. જે. -૭૫ દિનાંક ૫-૨-૭૫

ઇસકી એક પ્રતિલિપિ ઈન્સ્પેક્ટર જનરલ પંજાબ કોસૂચના એવં આદેશ પાલન કે લિયે તથા આગામી ક્રિયાન્વિતિ કે લિયે ભેજી ગઈ.

હ૦ સુપરિન્ટેન્ડેન્ટ, કારાવાસ એવં ન્યાયાલય, કૃતે—હોમ સેક્રેટરી, પંજાબ ગવર્નમેંટ.

વીરના જન્મકલ્યાણકના શુભ અવસરે શહેરમાં ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. ઘણાં ઉલ્લાસથી આ સમારોહ ઉજવાયો.

અંબાલા : ૩-૧૧-૭૫ના વીર નિર્વાણનો ૨૫૦૧મો દિવસ ધામધુમથી ઉજવ્યો. મંદિર પર રોશની થઇ. ભગવાનને ભવ્ય આંગી ચઢાવાઇ.

બરનાળા : શ્રી ચન્દનમુનિજી મહારાજની નિશ્રામાં જૈન હેપી મોડલ સ્કૂલના પટાંગણમાં જન્મ જયંતી ઉજવાઈ.

ભટિન્ડા : મુખ્ય પ્રધાન શ્રી જ્ઞાની ઝેલસિંગે ઓગસ્ટ ૭૫ ના 'ભગવાન મહાવીર માર્ગ'નું ઉદ્ઘાટન કરતાં કહ્યું કે આ માર્ગ નગરનો સૌથી પહોળો અને સુંદર બનશે.

ચંદીગઢ : શ્રી ટીકારામજી જૈનની અધ્યક્ષતામાં ૨૫મી મે ૭૫ના કેવળજ્ઞાન દિવસ ઉજવાયો. શ્રી નેમચન્દજી મહારાજે પ્રવચન આપ્યું. આત્મપબ્લિક સ્કુલના બાળકોએ ચન્દનબાળા અને નેમ રાજુલ વિવાહની નાટિકા, મહાવીર જૈન મંડળ ચંદીગઢના યુવાનોએ 'ધર્મપરીક્ષા' નામક નાટક તેમજ 'અનેકાન્ત' નામની સ્મારિકાનું ઉદ્ઘાટન વગેરે કાર્યક્રમો થયાં. આ ઉપરાંત એસ. એસ. જૈન સભા તરફથી શ્રી મહાવીર જૈન ચેરિટેબલ ડીસ્પેન્સરીનું ઉદ્ઘાટન કર્યુ.

શ્રી મહાવીર જૈન યુવક મંડળ, ચંદીગઢ તરફથી યુવક સમારોહ યોજાયો. શ્રી જ્ઞાનમુનિજી તથા શ્રી શિવમુનિજી મહારાજે પ્રવચનો કર્યાં. બપોરની બેઠકમાં ૨૫૦૦ યુવકની રેલી યોજવાનો નિર્ણય લેવાયો.

રાતે શ્રી મહાવીર જૈન મંડળે (ચંદીગઢ) શ્રી સુભાષ જૈન નિર્દેશિત 'મહાસતી મૈના સુંદરી'નું નાટક ભજવ્યું. તેનું ઉદ્ઘાટન શ્રી એસ. એસ. જૈન સભાના પ્રધાન શ્રી રવિન્દ્રકુમાર જૈને કર્યું.

નાટકના ઈન્ટરવલમાં ઘણાં યુવાનોએ દહેજ પ્રથા રોકવાની પ્રતિજ્ઞા લીધી. વડીલોએ પણ પોતાના સંતાનોના લગ્ન પ્રસંગે દહેજ નહિ માગવાની પ્રતિજ્ઞા લીધી.

## દહેજ પ્રથા રોકવા યુવાનો અને વડીલોની પ્રતિજ્ઞા



ચંદીગઢ : આત્માનંદ જૈન મહાસભા (ઉત્તરી ક્ષેત્ર) દ્વારા અત્રેના સેકટર ૨૭માં લગભગ રૂપિયા દસ લાખના ખર્ચે 'મહાવીર પબ્લિક સ્કુલ' અને જૈન અમર હોસ્ટેલનું નિર્માણ થઇ રહ્યું છે. રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી જ્ઞાની ઝેલસિંહે તેનો શિલાન્યાસ કર્યો હતો.

ચંદીગઢ : મહાસતી શ્રી રાજેશ્વરીજી મહારાજની નિશ્રામાં દીક્ષા કલ્યાણક પ્રસંગે ગુણાનુવાદ સભા થઈ. સાધ્વીશ્રી પ્રમોદસુધાશ્રીજી મહારાજ અને સાધ્વીશ્રી અશોકકુમારીજી મહારાજે પ્રાસંગિક પ્રવચનો કર્યાં. ગુરુકુળ પંચાકૂલાની બાલિકાઓએ પ્રવચનો કર્યાં અને સંગીત પીરસ્યું.



ધૂરી : જિલ્લા સંગરૂર પીસ એન્ડ સોલીડર્સ આગેનાઇઝેશનનાં પ્રમુખ સરદાર રાજેન્દ્રસિંહની અધ્યક્ષતામાં ૨૩ મી નવેમ્બર ૭૪ના નિર્વાણ મહોત્સવ ઉજવાયો. ધારાસભ્ય શ્રી સાજીદા બેગમે "મહાવીર નગર"નું ઉદ્ઘાટન કર્યું.

ખીઓસી : શ્રી કાન્તિમુનિજી અને તેમના શિષ્ય શ્રી શ્યામસુંદરજી મહારાજની નિશ્રામાં જન્મ કલ્યાણક પ્રસંગે યોજાયલ જાહેરસભામાં પંજાબના ભૂતપૂર્વ મુખ્ય પ્રધાન શ્રી પ્રકાશસિંહ બાદલ, સરપંચ શ્રી તિલકધર

- મહાવીર નગર
- મહાવીર બજાર

શાસ્ત્રી, રામચરણ પ્રેમી આદિ વક્તાઓએ પ્રવચનો કર્યાં. ખીયોલીની જનતાએ આવેલા મહેમાનોની સાધર્મિકભક્તિ કરી.

ફરીદકોટ : મહાસતી શ્રી સીતાજી મહારાજના સાંનિધ્યમાં અને શ્રી બાબુરામ જૈનની અધ્યક્ષતામાં ૮ મી માર્ચના નિર્વાણ મહોત્સવ ઉજવાયો. મુનિશ્રી પદ્મચન્દજી મહારાજની પ્રેરણાથી આ ઉજવણી થઇ.

ફગવાડા : સ્વાતંત્ર્યદિનના શુભ અવસરે પંજાબના આરોગ્ય પ્રધાન શ્રી બલવીરસિંહે મહાવીર સ્તંભનું ઉદ્ઘાટન કર્યું અને અહીંના મુખ્ય બજારને "મહાવીર બજાર" નામ આપ્યું.

જીરા : મુનિશ્રી અમરમુનિજીની સાંનિધ્યમાં દીક્ષાકલ્યાણકની ઉજવણી રથયાત્રાદિથી થઇ.

જીરા : મહાસતી શ્રી સીતાજી મ.ની પ્રેરણાથી મહાવીર જૈન મંડળની સ્થાપના થઇ. તેમ જ શ્રી મહાવીર જૈન લાયબ્રેરીનું શ્રી શીતલદાસ કૈલાસચન્દ્ર જૈનના વરદ હસ્તે ઉદ્ઘાટન થયું. મહાવીર જૈન મંડળે આ પ્રસંગે ભજનોનો કાર્યક્રમ આપ્યો.





# પંજાબ સરકારની ઘોષણા

☐ કેદની સજામાં રાહત.
☐ મહાવીર થિયેટર માટે દાન.
☐ કોલેજ રોડ સાથે
☐ ભગવાન મહાવીરનું નામ.
☐ સિનેમા ચોકને
☐ મહાવીર ચોકનું
☐ નામ.

ફરીદકોટ : કેવળજ્ઞાન મહોત્સવ પ્રસંગે યોજાયેલ જાહેરસભામાં પંજાબના મુખ્ય પ્રધાન શ્રી જ્ઞાની ઝેલસિંહજીએ ઘોષણા કરી કે, જે કેદીઓની સજા ત્રણ વરસથી ઓછી હોય તેમને ૨૫ દિવસની, ત્રણ વરસથી સાત વરસ સુધી સજા પામેલાઓને એક મહિનો અને પચીસ દિવસની તથા સાતથી દસ વરસની સજા પામેલાઓને બે મહિના અને ૨૫ દિવસની માફી અપાશે. અને જેમની સજા ૨૫ દિવસ કે તેથી ઓછા સમયની હશે તેઓને કેદમાંથી મુક્ત કરાશે.

આ ઉપરાંત મુખ્ય પ્રધાનશ્રીએ [૧] મહાવીર કેન્દ્રના નિર્માણ માટે જરૂરી જગા આપવાની, [૨] મહાવીર ઓપન થિયેટરના સમારકામ માટે મહાવીર જૈન મંડળ, ફરીદકોટને રૂા. ૧૦ હજારનું અનુદાન આપવાની, [૩] કોલેજ રોડનું નામ ભગવાન મહાવીર માર્ગ રાખવાનું અને [૪] સિનેમા ચોકનું નામ "મહાવીર ચોક" રાખવાની ઘોષણાઓ કરી હતી.

આ દિવસે સ્થાનિક માંસ અને દારૂના વેપારીઓએ પોતાની દુકાનો સ્વેચ્છાએ બંધ રાખીને ભગવાનને શ્રદ્ધાંજલિ આપી.

આ અગાઉ ૨૦મી મે ૧૯૭૫ના રોજ એસ. એસ. જૈન સભા–ફરીદકોટ દ્વારા બીજી અનેક સંસ્થાઓ અને શ્રી ગુરુનામસિંહજી ડી. સી.ના સહયોગથી અત્રે "મહાવીર ઓપન થિયેટર"માં જન્મ કલ્યાણક મહોત્સવ ઉજવાયો હતો. આ સભામાં આઠમીમાં ભણતી બાળા નીલમ ઈન્દુકુમાર જૈને (હોશીયારપુર) મંત્રમુગ્ધ પ્રવચન કર્યું.

આ ઉપરાંત આ પ્રસંગે ઓસવાલ સ્પીનીંગ એન્ડ વીવીંગ મિલ્સના પ્રબંધ નિર્દેશક શ્રી ધરમપાલજીએ, પોતાની મીલમાં ધીના જેટલા ડબ્બા તૈયાર થશે તે દરેક ડબ્બાના ૧૦ પૈસાના હિસાબની રકમ મહાવીર ફાઉન્ડેશનને દાનમાં આપવાની જાહેરાત કરી હતી.

મહાવીર ફાઉન્ડેશન તરફથી મુખ્ય-પ્રધાનને ૧૯૭૫નો "વિશ્વ મહાવીર એવોર્ડ" શ્રી અચલસિંહજી જૈન (સંસદ સભ્ય), સરદાર ગુરનામસિંહ અને શ્રી તિલકધર શાસ્ત્રીને "મહાવીર ટ્રોફી" એનાયત કરાયા હતા. મહાવીર ફાઉન્ડેશનના મંત્રી શ્રી પારસદાસ જૈનને 'સમાજરત્ન'ની પદવી અપાઈ હતી.

## નગરપાલિકા અને જેલોને મહાવીરના ચિત્રની ભેટ

શ્રી મહાવીર જૈન સંઘ જાલંધર તરફથી ૨૦×૩૦ની સાઈઝમાં ભગવાન મહાવીરના ચિત્ર જિલ્લાની તમામ નગરપાલિકાઓના કાર્યાલયમાં તેમજ જેલોમાં સુશોભિત કરવા ભેટ આપવામાં આવ્યા છે.

જાલંધર : મુખ્યપ્રધાન જ્ઞાની ઝેલસિંહજીએ લિન્કરોડનું નામ બદલીને "ભગવાન મહાવીર માર્ગ" ઘોષિત કર્યુ અને ૧૭ એપ્રીલ ૧૯૭૫ના રોજ ડેપ્યુટી કમિશ્નરે તેનું ઉદ્દઘાટન કર્યુ.

શ્રી મહાવીર જૈન સંઘના ઉપક્રમે જન્મકલ્યાણક દિને ચરણજીત પુરા મેદાનમાં સ્વામી રઘુવર દયાળજી આદિની સાંનિધ્યમાં અને કમિશ્નર શ્રી બી. બી. મહાજનની અધ્યક્ષતામાં જન્મ કલ્યાણક મહોત્સવ ઉજવાયો. જૈન સ્કુલના નાના બાળકો અને મહાવીર જૈનમંડળના કલાકારોએ ભક્તિ સંગીત પીરસ્યું. રાતે વિદેશપ્રધાન સરદાર સ્વર્ણસિંહની અધ્યક્ષતામાં કવિ દરબાર ભરાયો. આશાસિંહ મસ્તાના અને સુરેન્દ્ર કૌરે સંગીતનો કાર્યક્રમ આપ્યો.

જંડિયાલા : શ્રી આત્માનંદ જૈન સભા તરફથી રાજ્યના પ્રધાન શ્રી જોગિંદરપાલ પાન્ડેની અધ્યક્ષતામાં નિર્વાણોત્સવ ધામધુમથી ઉજવાયો. સર્વશ્રી સ્વર્ણદાસજી (પ્રધાન નગરપાલિકા), પ્રતાપચંદજી ભંડારી (ધારાસભ્ય) અને જયચંદજીએ પ્રાસંગિક પ્રવચનો કર્યા. જૈન સ્કુલના વિદ્યાર્થીઓએ આકર્ષક કાર્યક્રમ આપ્યો.

આ પ્રસંગે જંડિયાલા રેલ્વે રોડનું નામ "ભગવાન મહાવીર રેલ્વે રોડ" જાહેર કરાયું.

જેતોમંડી : ભંડારી શ્રી પદ્મચંદજી મ૦ તથા શ્રી અમર મુનિજી મ૦ની પ્રેરણાથી નિર્વાણ મહોત્સવ યોજાયો. અને સરદાર ગુરુચરણસિંહ નિહાલસિંહવાલના

●

## કવિ દરબાર

●

## ધાર્મિક કાર્યક્રમ

હાથે 'મહાવીર જૈન ભવન'નો શિલાન્યાસ થયો.

જેતો : જૈનભૂષણ શ્રી પદ્મચન્દજી મ૦ની પ્રેરણાથી ઊભા થનાર 'ભગવાન મહાવીર જૈન ભવન'નો સરદાર ગુરુચરણસિંહે ૧૫મી જુન '૭૫ના શિલાન્યાસ કર્યો. આ પ્રસંગે કમલા નહેરુ જૈન ગર્લ્સ હાઈસ્કુલની બાળાઓએ ધાર્મિક કાર્યક્રમ આપ્યો.

કાંગડા તીર્થ : યાત્રિકોની સગવડ માટે ધર્મશાળાનું નિર્માણ ચાલુ છે. ૪૩ રૂમો, એક વિશાળ હોલ અને એક નાનું મંદિર પણ બાંધવાની યોજના છે.

## પંજાબમાં બનનાર પચીસ મહાવીર સ્તુપો

પંજાબ સરકાર રાજ્યમાં ૨૫ "મહાવીર સ્તુપ" બનાવી રહી છે. આ સ્તુપો દરેક જિલ્લાનાં મુખ્ય શહેરોમાં અને અન્ય મહત્ત્વના સ્થળોએ ઊભા કરાશે. પંજાબ સરકાર આ માટે નિઃશુલ્ક જમીન આપશે.

હોશિયારપુર : શ્રી મહાવીર જૈન સંઘ, પંજાબ અને જિલ્લા હોશિયારપુર તરફથી એસ. ડી. હાયર સેકન્ડરી સ્કુલના મેદાનમાં, રાજ્યના શિક્ષણપ્રધાન શ્રી ગુરૂમેલ સિંહજીના મુખ્ય અતિથિપદે દીક્ષા કલ્યાણક મહોત્સવ ઉજવાયો. વ્યાસપીઠ પર પાવાપુરીની રચના મૂકાઇ હતી. સભામાં શ્રી જ્ઞાનમુનિજી મહારાજ આદિ શ્રમણો બિરાજમાન હતા.

શ્રી ગુરૂમેલસિંહે પોતાના પ્રવચનમાં જાહેર કરેલ કે સૂચિત "આઈ હોસ્પીટલ" માટે નગરપાલિકા તરફથી નિઃશુલ્ક જમીન અપાશે.

સભામાં શ્રી મહાવીર જૈન મંડળ–જાલંધર, આત્મપબ્લિક સ્કુલની શિક્ષિકાઓ, કમલા નેહરૂ જૈન મંડળ–સ્કુલ અને ફરીદકોટની એક નાની બાલિકાએ સંગીતના વિવિધ કાર્યક્રમો આપ્યા. આત્મપબ્લિક સ્કુલ–લુધિયાણાના બે નાના બાળકોએ 'ચન્દનબાળા' નાટિકા ભજવી.



## સરકારનું દાન

મોગા : મહાસતી શ્રી સીતાજી મ૦ની પ્રેરણાથી અને શ્રી મહાવીર જૈન સિલાઇ સ્કુલની થાપના થઈ. શ્રીમતી સાવિત્રીદેવી દેવરાજ અગ્રવાલે તેનું ઉદ્ઘાટન કર્યું. પંજાબ સરકારે આ સ્કુલ માટે રૂ. ૫૦૦૦નું દાન આપ્યું.

## સેવાઓ માટે સુવર્ણચંદ્રક

જાલંધર : શ્રી મહાવીર જૈન મંડળ તરફથી યોજાએલ "જૈન આશ્રયાના ભવન"માં નિઃશુલ્ક નેત્ર ચિકિત્સા શિબિરમાં ૩૫૦ ભાઇ-બેનોએ લાભ લીધો. ૪૮ સફળ ઓપરેશન થયા. શ્રી રઘુવીર દયાળજી મહારાજની નિશ્રામાં ડૉ. પી. કે. કટારિઆનું તેમની નિઃસ્વાર્થ સેવા માટે બહુમાન કરાયું. આ શિબિર માટે મંડળનો સભ્ય શ્રી દર્શનકુમાર જૈને રૂ. ૫૧૦૦નું દાન આપ્યું હતું. મંડળ તરફથી તેમને વિવિધ સેવાઓ માટે સુવર્ણચંદ્રક અપાયો.

ખરડ : પંડિતરત્ન શ્રી જ્ઞાનમુનિજી તેમજ મુનિ શ્રી શિવકુમારજીનાં સાંનિધ્યમાં મહાવીર જયંતી સમારોહ સાનંદ ઊજવાયો. ખરડના ઇતિહાસમાં આ અભૂતપૂર્વ સમારોહ બની રહ્યો. પ્રભાતફેરી નીકળી. ગીત-સંગીતનો કાર્યક્રમ યોજાયો. સંસદ સભ્ય શ્રી ગુરુચરણસિંહ નિહાલસિંહ સમારોહના અધ્યક્ષપદે હતા. જાની બાબૂ કવ્વાલે ધાર્મિક કવ્વાલિઓ ગાઈને ભગવાનને વંદના અર્પી.

## શુકનના પાંચ રૂપિયા

હોશીયારપુરઃ શ્રી સુરજપ્રકાશજી જૈને (બંસીલાલ સુરજપ્રકાશ જૈન–હોશીયારપુર) પોતાના પુત્ર તિલકરાજ જૈનની સગાઇ વખતે સારા પ્રમાણમાં કરિયાવર મળતો હોવા છતાં તેનો અસ્વીકાર કરી માત્ર શુકનના પાંચ રૂપિયાનો જ સ્વીકાર કર્યો.

## જૈન સ્થાનકથી ભવ્ય રથયાત્રા

નાંદુરા : નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે મહાવીર જયંતી સમારોહ યોજાયો. સવારે જૈન સ્થાનકથી ભગવાનના રથ સાથે ભવ્ય વરઘોડો નીકળ્યો. વરઘોડો પૂરો થયા બાદ સર્વશ્રી એકનાથજી બેરૂખકર, ભા. વિ. પાંડે, સૈયદ જુસ્કર અલી, સિ. કિ. પાંડે અને ભીકમચન્દજી સંચેતીએ પ્રાસંગિક પ્રવચનો કર્યા.

રાતે મહાવીર ચોકમાં જાહેરસભા મળી. ભાગચન્દજી જૈન "ભાસ્કર" મુખ્ય વક્તા હતા.

જાલંધર, અમૃતસર, હોશીયારપુર, રોપડ વગેરે ગામોમાં પણ પ્રભાતફેરી, પૂજા–પ્રાર્થના, પ્રવચનો વગેરે કાર્યક્રમો પૂર્વક ભગવાનનો જન્મકલ્યાણક મહોત્સવ ઉજવાયો હતો.

## સરકારી પુસ્તકાલયમાં 'જૈન વિભાગ'

કરનાલ : ૧૬ નવેમ્બર '૭૪થી ૨૧ દિવસ સુધી ઘર ઘરમાં અખંડ જાપથી અને નિર્વાણોત્સવ ઉજવાયો. હરિયાણાના શિક્ષણ પ્રધાન ચૌધરી માડુસિંહજીની અધ્યક્ષતામાં જાહેરસભા થઈ. આ અવસરે રેલવે રોડનું નામ 'મહાવીર માર્ગ' રાખવાનું, સરકારી પુસ્તકાલયમાં 'જૈન વિભાગ' શરૂ કરવાનો, કરણ પાર્કનાં ઓપન થિયેટરને 'મહાવીર ઓપન થિયેટર' નામ રાખવાનો અને સરકાર તરફથી જરૂરી જમીન મળતાં ત્યાં ભગવાન મહાવીરનું સ્મારક બનાવવાનો નિર્ણય લેવામાં આવ્યો.





લુધિયાણા : લોર્ડ મહાવીર ફાઉન્ડેશન અને મહાવીર જૈન સંઘ લુધિયાણાના સંયુક્ત ઉપક્રમે મહાવીર જયંતીની ઉજવણી ત્રણ દિવસ સુધી થઈ. ૨૪મીએ સવારે મહાવીર નગર–દરેલી મેદાનમાં પંજાબના નાણાંપ્રધાન શ્રી શર્માની અધ્યક્ષતામાં જયંતી સમારોહનો પ્રારંભ થયો.

નાણાંપ્રધાને સ્થાનિક ઘંટાઘરને 'મહાવીર ટાવર'ના નામની ઘોષણા કરી હતી. મહાવીર હોસ્પીટલના નવનિર્માણ માટે રાજ્ય તરફથી રૂા. ૫૦ લાખની રકમ આપવાનું આશ્વાસન અને ફાઉન્ડેશન માટે રૂા ૧૦ હજારનું દાન આપ્યું છે.

આ જાહેરસભામાં જૈનધર્મ દિવાકર શ્રી ફુલચન્દજી, ગણિવર્ય શ્રી જનકવિજયજી, શ્રી અમર મુનિજી, મહાસતી શ્રી લજ્જાવતીજી આદિ પૂજ્ય શ્રમણ ભગવંતો બિરાજ્યા હતાં.

લુધિયાણા : જિલ્લાધીશ સરદાર સેવાસિંહની અધ્યક્ષતામાં સભા મળી હતી. સંસદ સભ્ય શ્રી અચલસિંહ અતિથિ વિશેષપદે હતા. તેઓએ જિલ્લાધીશને ભગવાનની ચાંદીની મૂર્તિ ફાઉન્ડેશન તરફથી ભેટ આપી હતા.

લુધિયાણા : મહાસતી શ્રી મોહનદેવીજી જૈન શિક્ષણ સમિતિના ઉપક્રમે ૫મી જાન્યુઆરી ૧૯૭૫ના રોજ હંસરાજ કોલેજમાં યોજાયેલ એક સમારંભમાં કેન્દ્રીય માહિતી પ્રધાન શ્રી આઈ. કે. ગુજરાલે ૨૫૦૦ વર્ષોના વિતર-

### ☐ પ્રદર્શન ☐

પંજાબી વિશ્વવિદ્યાલયમાં યોજાયેલ "જૈન પુસ્તક પ્રદર્શન"માં વિવિધ પુસ્તકોનું દર્શન કરતાં પંજાબના ગવર્નર શ્રી પારસમલજી, શ્રી હીરાલાલજી, શ્રી એમ. એમ. ચૌધરી અને અન્ય પ્રેક્ષકો.

### ☐ સ્વાગત ☐

પરમ પૂજ્ય જૈનશાસનરત્ન આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજનું લુધિયાણામાં સ્વાગત કરતાં શિક્ષણ પ્રધાન અને અન્ય મહાનુભાવો.



ણનું ઉદ્‌ઘાટન કર્યું. રા. ડી. એસ. કોઠારીની અધ્યક્ષતામાં આ સમારંભ યોજાયો.

લુધિયાણા : અહીંથી ૩૫ કિલોમીટર દૂર માંસીવાડા ખાતે ભગવાન મહાવીર હોલનો શિલાન્યાસ પંજાબના વધુ ઉદ્યોગખાતાના નાયબપ્રધાન શ્રી ખુશહાલ બહલના હાથે કરવામાં આવ્યો હતો. આ માટે પ્રધાનશ્રીએ પોતાના ભંડોળમાંથી રૂ. ૩૧૦૦નું દાન જાહેર કર્યું હતું.

## કરિયાવર લીધા વિના લગ્ન કરવાની પ્રતિજ્ઞા

રાયકોટ : મહાસતી શ્રી કૈલાસવતીજી અને ઓમપ્રભાની નિશ્રામાં મહાવીર જયંતી ઉજવાઈ. ૨૭મીએ શ્રી શીતલપ્રકાશજીએ ભગવાનની પ્રતિમાનું અનાવરણ કર્યું.

આ પ્રસંગે મહાવીર જૈન મંડળના સભ્ય શ્રી નરેશકુમારના પુત્ર શ્રી મુનિલાલ લોઢાએ કરિયાવર લીધા વિના લગ્ન કરવાની પ્રતિજ્ઞા લીધી.

મંડળે શરાબ અને જુગારની બદીના બૂરા પરિણામો બતાવતી રચનાઓ કરી અને ચન્દનબાળાનું નાટક ભજવ્યું.

ફરીદકોટ, ખરડ, અમૃતસર, પંચકુલામાં પણ વિવિધ કાર્યક્રમો થયા.

નિકાલનિંહવાલા : જૈનવિભૂષણ શ્રી પદ્મચન્દ્રજી મહારાજ અને શ્રી અમરમુનિની નિશ્રામાં નિર્વાણ મહોત્સવ પ્રસંગે યોજાયેલ સમારંભમાં ૨૫ વ્યક્તિઓએ દારૂ અને માંસ ત્યાગની પ્રતિજ્ઞા લીધી. શ્રી મહાવીર જૈન સંઘ તરફથી શ્રી મુરલીધર જૈન અને શ્રી વિમલ પ્રકાશ જૈનનું "મહાવીર ચંદ્રક" આપીને સન્માન કરાયું.

લુધિયાણા: જિલ્લાના સૌથી મોટા અને વિશાળ એવા ફિરોજપુર રોડને 'ભગવાન મહાવીર માર્ગ'નું નામ આપવાનો સમારોહ ૧૧ ઓક્ટોબર '૭૫ના રાજકિય સ્તરે ઉજવાયો. અતિથિ વિશેષ શ્રી જોગેન્દ્રપાલ પાન્ડેએ આ મહામાર્ગનું ઉદ્‌ઘાટન કર્યું.

નોહરિયાલ જૈન મોડલ સ્કુલના પ્રાંગણમાં "ભગવાન મહાવીર માર્ગ"ની ખુશાલીમાં સમારંભ થયો. તેમાં પૂજ્ય જિનશાસનરત્ન આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરિજી, આચાર્ય શ્રી ઇન્દ્રદિન્નસૂરિજી, પંન્યાસ પ્રવર્તક શ્રી ફુલચન્દજી 'શ્રમણ' મહારાજ, મહાસતી શ્રી સિરેકુંવરજીએ મંગળ શુભકામનાઓ વ્યક્ત કરી.

આ પ્રસંગે ગીત–સંગીતનો કાર્યક્રમ યોજાયો. શ્રી આત્માનંદ જૈન મહાસભા (ઉત્તરી ભારત)ના મહામંત્રી શ્રી બલદેવરાજે સમાનું સંચાલન કર્યું.

પતિયાલા : પંજાબી વિશ્વવિદ્યાલયના ધાર્મિક અધ્યયન વિભાગ તરફથી ભગવાન મહાવીર સેમીનાર યોજાયો. સેમીનારના અધ્યક્ષ કુલપતિ શ્રી મહેન્દ્ર મોહન ચૌધરીએ આ પ્રસંગે જૈન ગ્રંથો અને ભગવાનના ચિત્રોના મહાવીર કક્ષનું ઉદ્‌ઘાટન કર્યું. મહાવીર ફાઉન્ડેશને વિશ્વવિદ્યાલયની આર્ટ ગેલેરીમાં મૂકવા માટે ભગવાનનું ભવ્ય તૈલચિત્ર ભેટ આપ્યું. આ ઉપરાંત મહાવીર કક્ષ માટે ૧૦૦ મુદ્રિત અને હસ્તલિખિત ગ્રન્થો પણ ભેટ અપાયા.

અત્રેની યુનિવર્સિટીમાં જૈન સંસ્કૃતિના ઉચ્ચ કક્ષાના અધ્યયન સંશોધન માટે 'જૈન ચેર'ની સ્થાપના થઈ છે.



લુધિયાણામાં નીકળેલ રથયાત્રાની લાક્ષણિક તસવીરો

# ○ ○ ○ અર્પણ ○ ○ ○

## [ લુધિયાણા ]

○ જૈન-શાસન-રત્ન પૂજ્ય આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરીશ્વરજી મહારાજને અર્પણ કરવામાં આવતી ભગવાનની તસ્વીર.

○ પંજાબના મુખ્યમંત્રી શ્રી ઝેલસિંગજીને 'મહાવીર એવોર્ડ' અર્પણ કરી રહેલા શ્રી સંઘના આગેવાનો.







**વંદે વીરમ્**
**લુધિયાણાની રથયાત્રામાં પ્લાસ્ટર ઓફ પેરિસની ભગવાનની પ્રતિમા**

લુધિયાણા : એસ. એસ. જૈન સભા, સિવિલ લાઈન, લુધિયાના તરફથી ૯ માર્ચ ૭૦ના રોજ રામપ્રસાદજી જૈનના પ્રમુખપદે "મહાવીર જૈન ભવન અને મહાવીર જૈન ક્લીનિક લેબોરેટરી"નો શિલાન્યાસ સમારોહ થયો. તેમાં શ્રી વિદ્યાસાગરજી ઓસવાલે "મહાવીર જૈન ભવન" અને પોતાના સ્વર્ગસ્થ ધર્મપત્ની શ્રીમતી મોહનદેવી જૈનની સ્મૃતિમાં શરૂ થનાર શ્રી મહાવીર જૈન કલીનીક લેબોરેટરનો શીલાન્યાસ કર્યો. આ પ્રસંગે શ્રી ફુલચંદજી 'શ્રમણ', સાધ્વીશ્રી નિર્મલાશ્રી મહારાજ આદિએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં.



# પશ્ચિમ બંગાળ

પશ્ચિમ બંગાળમાં આવેલ "શ્રી જોગી પહાડી" નામની જગા સાથે ભગવાનની એક અમર યાદી સંકળાયેલી છે. ચંડકૌશિકનો ઉપસર્ગ આ જગા પર થયો હોવાનું મનાય છે. જૈન સમાજે આ જગા ખરીદી, ત્યાં ઉદ્યાન બનાવી વચમાં ચંડકૌશિકના ઉપસર્ગનું શિલ્પ ઊભું કરવાનો નિર્ણય કર્યો છે.

રાજ્યમાં અનેક સ્થળોએ વિવિધ કાર્યક્રમો યોજાયા. તેમાં રાષ્ટ્રપતિ શ્રી ફકરૂદ્દીન અલી અહમદ, રાજ્યપાલ શ્રી એ. એલ. ડાયસ, રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી સિદ્ધાર્થ શંકર રે સહિત અનેક રાજકિય તેમજ ઇતર ક્ષેત્રોના જૈનેતરોએ પણ ભાગ લીધો. મહાવીર પાર્ક, મહાવીર ભવન જેવા નિર્માણ કાર્યોમાં રાજ્ય સરકારે સારો એવો સાથ અને સહકાર આપ્યો.

સીલીગુડીમાં રાજ્ય સરકારે મહાવીર પાર્ક ઊભો કરવા જમીન આપી છે. દાર્જીલીંગ શહેરમાં પણ 'મહાવીર ભવન' બનવાની સંભાવના છે. રૂા. દસ લાખના ખર્ચે કલકત્તામાં પણ 'મહાવીર ભવન' ઊભું કરવા વિચારણા થઈ હતી અને આ માટે રાજ્ય સરકારે રૂા. પાંચ લાખનું અનુદાન અપવાનું આશ્વાસન પણ આપ્યું છે. આ સૂચિત ભવનમાં પુસ્તકાલય, અહિંસા સાહિત્યનું સંશોધન, સભાગૃહ વગેરે બનશે.

રાજ્યના બર્દવાન જિલ્લાને તેમજ બર્દવાન રેલ્વે સ્ટેશનને 'વર્ધમાન' નામ આપવાનો નિર્ણય લેવાયો છે. બર્દવાન રેલ્વે સ્ટેશનનું નામ બદલીને વર્ધમાન રેલ્વે સ્ટેશન તો કરી દેવાયું છે. વિશ્વવિદ્યાલયનું નામ પણ 'વર્ધમાન' રાખવામાં આવનાર છે.

ભગવાનની સ્મૃતિમાં રાજ્યના જે જે જિલ્લાઓમાં શાળા બનશે તેને સરકાર તરફથી જમીન વિનામૂલ્યે મળશે. આ શાળામાં પ્રવેશ પામનાર બાળકોને ભગવાન મહાવીરનું જીવનચરિત્ર ભણાવાશે. આ શાળાઓનો સંપૂર્ણ ખર્ચ રાજ્ય સરકાર ભોગવશે. જૈન સમાજ તરફથી આવી છ શાળા બનાવવા માટેના વચન મળ્યા છે.

રાજ્યના શિક્ષણ વિભાગ તરફથી તમામ જિલ્લાસ્તરના વિદ્યાલય અને મહાવિદ્યાલયોમાં વક્તૃત્વ સ્પર્ધાઓ યોજવાનો આદેશ અપાયો હતો. જૈન સિદ્ધાંતોના અનુસંધાન માટે ત્રણ વિશ્વવિદ્યાલયોમાં 'ફિલોસોફી'ની વ્યવસ્થા કરાઈ છે. તેના અભ્યાસથી ડીગ્રી પણ અપાશે.

નિર્વાણ વર્ષમાં પ્રકટ થયેલ વિવિધ સાહિત્યમાં પ્રો. કે. સી. લલવાનીના ભગવતીસૂત્રના અંગ્રેજી અનુવાદનું પ્રકાશન વિશેષ ઉલ્લેખનીય છે. જૈન ભવન તરફથી પ્રકાશીત આ ગ્રન્થનું ઉદ્ઘાટન રાજ્યપાલ શ્રી ડાયસે કર્યું હતું.

કુમારસિંહ હોલ-બેલગાછિયા, જૈન મંદિર-ઉપવન, બદરીદાસ જૈન ટેમ્પલ ગાર્ડન, જૈન ભવન –કલાકાર સ્ટ્રીટ તેમજ એકેડમી ઓફ ફાઈન આર્ટસમાં જૈન ચિત્રકળા અને સ્થાપત્યના પ્રદર્શનો યોજાયા હતા. મુર્શીદાબાદ અને સીલીગુડીમાં પણ પ્રદર્શનો યોજાયા હતા.

કલકત્તામાં મહાવીર જયંતી નિમિત્તે ત્રણ અધિવેશન થયા હતા. સ્થાનિક હિન્દી દૈનિક વિશ્વમિત્રે વિશેષાંક પ્રકટ કર્યો હતો. સ્વ. જુગમંદિર દાસજી જૈન ટ્રસ્ટ તરફથી બે નિબંધ વિજેતાઓને રૂા. ત્રણ હજારનો પુરસ્કાર અપાયો હતો. શૈથિયામાં યોજાએલ એક જાહેરસભામાં શ્રી સકૌડી મુખોપાધ્યાયનું જૈન સિધ્ધાંતોનું બંગલામાં અનુવાદ કરવા બદલ સન્માન કરાયું હતું.



## પશ્ચિમ બંગાળ રાજ્યે

# ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

☐ સંરક્ષક : શ્રી રાજ્યપાલ, પશ્ચિમ બંગાળ ☐ પ્રમુખ : મુખ્ય મંત્રી શ્રી સિદ્ધાર્થ શંકર રે ☐

☐ કાર્યવાહક પ્રમુખ : શ્રી મૃત્યુંજય બેનર્જી, શિક્ષણ મંત્રી. ☐

☐ ઉપપ્રમુખ : શ્રી રામકૃષ્ણ સરાવગી; પી. ડબલ્યુ. ડી. અને રહેઠાણ ખાતાના મંત્રી. ☐

### ● સંર્વથી સભ્યો ●

| | | | | | |
|---|---|---|---|---|---|
| ન્યાયમૂર્તિ શંકરપ્રસાદ મિશ્ર | કલકત્તા | સૂરજમલ બછાવત | કલકત્તા | બી કે. બિરલા | કલકત્તા |
| શાંતિપ્રસાદ જૈન | નવી દિલ્હી | ગણેશ લલવાની | ,, | ડૉ. રમા ચોધરી | ,, |
| રામચંદ્ર સિંઘી | કલકત્તા | હિમ્મતસિંહ જૈન | ,, | ન્યાયમૂર્તિ એસ. એમ. મસૂદ | ,, |
| વિજયસિંહજી નાહર [એમ. એલ. એ.] | | મોહનલાલ બાંઠિયા | ,, | સોમેન્દ્રનાથ ટેગોર | ,, |
| કેશવલાલ જે. ખરેરિયા | ,, | દીપચંદ નાહટા | ,, | સી. આર. ઈસરાની | ,, |
| શ્રીચંદ બોથરા | ,, | રિખવદાસ ભણસાલી | ,, | ડૉ. ડી. સી. સરકાર | ,, |
| નથમલ સેઠી | ,, | તરિણીપ્રસાદ માંગી | બર્નપુર | તુષારકાંતિ ઘોષ, | |
| હનુમાનમલ બેંગાની | ,, | સુબોધકુમાર સરાફ | ઈસરી | સંપાદક : અમૃત બજાર પત્રિકા | ,, |
| પ્રફુલ્લભાઈ કોઠારી | ,, | સીતારામ સકસેરિયા | કલકત્તા | અશોકકુમાર સરકાર | ,, |
| પ્રેમચંદ મોગ્ર | ,, | મોહનકુમાર મુખર્જી | ,, | કૃષ્ણચંદ્ર અગ્રવાલ | ,, |
| ગુલાબચંદ ચડાલિયા | ,, | આર્ક બિશપ | ,, | એ. કે. ભટ્ટાચાર્ય | ,, |
| મદનલાલ પાંડયા | ,, | મહામેર એન. જિનરત્નમ | ,, | ડાયરેક્ટર, સૂચના અને જનસંપર્ક | |

# ● સરકારી કચેરીઓ બંધ ●

# ● દારૂબંધી દિવસની ઘોષણા ●

# ● આર્ટ ગેલેરીમાં પ્રદર્શન ●

કલકત્તા : પશ્ચિમ બંગાળ સરકારે સત્તાવાર રીતે મહાવીર જન્મકલ્યાણક દિવસે પોતાની કચેરીઓ બંધ રાખીને ભગવાનના જન્મોત્સવમાં જૈનો સાથે ભાગ લીધો. આ દિવસ સરકારે દારૂબંધી દિવસ તરીકે મનાવ્યો. સ્થાનિક અખબારી આલમે વિશેષાંક અને પૂર્તિઓ પ્રગટ કરી. ભગવાનના સંદેશનો પ્રચાર કર્યો.

મુનિશ્રી રૂપચન્દ્રજી મ.એ આકાશવાણી કલકત્તા કેન્દ્ર પરથી વીસ મિનિટ સુધી "ભગવાન મહાવીર ઔર સમજવાદ' વિષય પર વાર્તાલાપ આપ્યો.

અનેકવિધ સંસ્થાઓએ ખૂબ જ ઉલ્લાસ અને ઉત્સાહથી પાંચ દિવસ સુધી ભગવાનનો જન્મદિન વિવિધ કાર્યક્રમો દ્વારા ઉજવ્યો.

મુર્શીદાબાદ શ્રી સંઘે ૧૯ એપ્રિલના રવિન્દ્ર સદનના વિશાળ ખંડમાં જાહેરસભા યોજી. શ્રી સંઘની અધ્યક્ષા શ્રીમતી ઉદયકુમારી દુધેડિયાએ સૌનું સ્વાગત કર્યું. મુખ્ય વકતા મુનિશ્રી રૂપચન્દ્રજીએ પોતાના પ્રવચનના અંતે વેધક પ્રશ્ન પૂછયો હતો કે ઇતિહાસનું અવલોકન કરતાં આપણે આજ જોવાનું છે કે મહાવીર કયાં ઊભા હતા અને આજ 'આપણે કયાં ઊભા છીએ ? વર્ધમાન વિશ્વવિદ્યાલયના પ્રા. ડૉ. ગોવિન્દ ગોપાલ મુખરજીએ પણ મનનીય પ્રવચન કર્યું હતું.

કાર્યક્રમની પૂર્વે મુનિશ્રીએ એકેડમી ઓફ ફાઈનલ આર્ટ ગેલેરીમાં યોજાએલ ભગવાન મહાવીર સંબંધી ચિત્ર પ્રદર્શનનું અવલોકન કર્યું હતું. જૈન ભવને આ પ્રદર્શન યોજયું હતું. શ્રી ગણેશ લલવાણીએ તેનું નિદર્શન કર્યું હતું. પ્રદર્શનમાં પશ્ચિમ બંગાળમાંના ભગવાનના વિહાર સ્થળો અને ચિત્રો રજૂ કરાયા હતા.

શ્રી જૈન શ્વેતામ્બર મિત્ર મંડળે ૨૧ એપ્રિલે જૈન ભવનમાં મહાવીર જયંતી ઉજવી. મંડળના સભ્યોએ સૌ પ્રથમ જિનભક્તિ ગીતો ગાયા હતા. મુનિશ્રી રૂપચન્દ્રજીએ પોતાના પ્રવચનમાં ભગવાનની અહિંસાનું અર્થગાંભીર્ય સમજાવ્યું હતું.

૨૩ એપ્રિલના જૈન શિક્ષાલયના ઉપક્રમે જૈન ભવનમાં વિદ્યાલયની બાલિકાઓએ ભજન અને પ્રવચનો કાર્યક્રમ આપ્યો. એક બાળ કવિ સંમેલન પણ ભરાયું. ૭ બાલિકાઓએ સંસ્કૃત, હિન્દી, ઉર્દુ, બંગાલી, રાજસ્થાની અને અંગ્રેજી ભાષામાં કાવ્યની સરિતા વહાવી ભગવાનને વંદના કરી હતી. શ્રી વિજયસિંહજી નાહરે આ કાર્યક્રમનું અધ્યક્ષસ્થાન સંભાળ્યું હતું.

૨૪ એપ્રિલના સવારે શ્વેતામ્બર અને દિગમ્બર જૈનોની એમ બે રથયાત્રાઓ નીકળી. બંને રથયાત્રાઓ ભવ્ય અને વિરાટ હતી. સવારે નવ વાગે શ્રી જૈન શ્વેતામ્બર તેરાપંથી મહાસભાના પ્રવચન હોલમાં મુનિશ્રી રૂપચન્દ્રજીના સાન્નિધ્યમાં સભા યોજાઇ. પં. બંગાળી વિધાન સભાના ભૂતપૂર્વ અધ્યક્ષ શ્રી વિજયકુમાર બેનરજીએ આ પ્રસંગે પ્રવચનમાં કહ્યું હતું કે–

"મહાત્મા ગાંધી ભગવાન મહાવીરની અહિંસાથી પ્રભાવિત હતા. પરંતુ મહાવીરની અહિંસા ગાંધીની અહિંસાથી વધુ ઊંડી હતી. આ પાવન અવસરે હું ભગવાન મહાવીરના ચરણોમાં સાદર શ્રદ્ધાંજલિ અર્પું છું."

આજ દિવસે શ્રી દિગમ્બર જૈન સંમેલન [કલકત્તા] તરફથી હોસ્પીટલમાં રોગીઓને ફળ અને મહાવીર સાહિત્ય વહેંચવામાં આવ્યું. સંમેલન તરફથી આ પ્રસંગે સાત દિવસનો ભરચક કાર્યક્રમ યોજાયો હતો.



## □ જૈનપરિષદ □

નિર્વાણોત્સવને અનુલક્ષીને સિલિગુડીમાં શ્રી પ્રતાપસિંહજી વૈદના પ્રમુખપદે ઉત્તર-બંગાળ જૈન પરિષદની સ્થાપના કરવામાં આવી. ઉત્તર બંગાળના બધા સ્થાનોના ૭૩ સભ્યોની આ માટે નિયુક્તિ કરવામાં આવી હતી. આ સંસ્થા સિલિગુડીમાં જૈન ભવનનું નિર્માણ કરશે.

મિદનાપુર : જિલ્લાના બાગમા ગામ કલકત્તા જૈન શ્વેતામ્બર સ્થાનકવાસી સંઘ તરફથી એક માસ માટે નિઃશુલ્ક અન્નક્ષેત્ર શરૂ કરાયું હતું. રોજ ૫૦૦ જનતા લાભ લેતી હતી.

સાંજે સાત વાગે મહાવીર જયંતી સમારોહ સમિતિએ સન્મતિ સદનમાં જાહેર કાર્યક્રમ યોજ્યો હતો. કાર્યક્રમનું ઉદ્‌ઘાટન કરતાં વિશ્વમિત્રના સંપાદક શ્રી કૃષ્ણચન્દ અગ્રવાલે કહ્યું કે—

" ભગવાન મહાવીર માનવતાના મસીહા (પયગંબર) હતા. તેમનો ઉપદેશ સર્વોપકારી છે. "

વર્ધમાન વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ અને મુનિશ્રી રૂપચન્દજીએ પણ પ્રાંસગિક પ્રવચનો કર્યાં હતા.

કલકત્તા : મુનિશ્રી રૂપચન્દજીની નિશ્રામાં 'ભગવાન મહાવીર દેશના દિવસ' બહુ ઉલ્લાસથી મનાવાયો. આ પ્રસંગે કલકત્તા વિશ્વવિદ્યાલયના અધ્યક્ષ પ્રા. કલ્યાણમલ લોઢા, દિગમ્બર જૈન આચાર્ય શ્રી સન્મતિસાગરજી, મુનિશ્રી રૂપચંદજી, પં. વિજયમુનિ શાસ્ત્રી વગેરેના પ્રવચનો થયા.

કલકત્તા : નિર્વાણ મહોત્સવ અવસરે લોક કલ્યાણ અંગેની પ્રાર્થના સભામાં સુપ્રસિદ્ધ સમાજ સેવિકા મધર ટેરેસાનું માનનીય પ્રવચન થયું હતું.

કૂચબિહાર : ૧૫ નવેમ્બર '૭૪ના વિરાટ રથયાત્રા નીકળી. વિવિધ ઉછામણીઓથી સારા પ્રમાણમાં ફાળો થયો. જૈન મંદિરમાં યોજાયેલ જાહેરસભામાં પં. બંગાળના પ્રધાન શ્રી મહમદ ફઝલ હક સહિત અનેક આગેવાનોના પ્રવચનો થયા.

સિલિગુડી : ઉત્તર બંગાળમાં જૈન પરિષદના તત્ત્વાવધાનમાં ભગવાન મહાવીરનો નિર્વાણ મહોત્સવ તપસ્વિની આર્યિકા શ્રી ઈન્દુમતીજી અને સહયોગીની આર્યિકાના સાન્નિધ્યમાં સમગ્ર જૈન સમાજ દ્વારા સંયુક્ત રૂપે ઉત્સાહપૂર્વક ઉજવવામાં આવ્યો. તા. ૧૯મી ડીસેંબરે બપોરે ખાસ પ્રવચન અને રાત્રે વિવિધ કાર્યક્રમ યોજાયા. તા. ૨૦મી ડીસેંબરે પ્રવચન અને સ્થાનિક વિદ્વાનોના ભાષણ અને રાત્રે પણ વિવિધ કાર્યક્રમો યોજવામાં આવ્યા. આવી રીતે ૨૧ ડીસેંબરે પણ કાર્યક્રમ થયા. અને ૨૨ ડીસેંબરે બપોરે નિર્વાણ મહોત્સવ નિમિત્તે એક ભવ્ય રથયાત્રાનો કાર્યક્રમ થયો. હજારો લોકો સરઘસમાં જોડાયા હતા અને બધા સંપ્રદાયના જૈન તથા અજૈન કોઈ પણ જાતના ભેદભાવ વગર ભગવાન મહાવીરનો જયનાદ કરી રહ્યા હતા. રાત્રે વિભિન્ન કાર્યક્રમો પણ થયા. આ બધાં કાર્યક્રમો સિલીગુડી હાઇસ્કુલના પ્રાંગણમાં યોજવામાં આવ્યા. આસપાસના અનેક ગામો તથા શહેરના શ્રદ્ધાળુઓએ પણ કાર્યક્રમોમાં હાજરી આપી હતી.





## રાજસ્થાન

રાજસ્થાન સરકારે સાર્વજનિક સ્થાનોમાં પશુબલિ પ્રતિબંધનો કાયદો કરીને, મોતની સજા માફ કરીને અને કેદીઓની સજાઓમાં રાહતની ઘોષણા કરીને ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ વર્ષની સ્મૃતિને સોનેરી કળશ ચઢાવ્યો છે.

ફાંસીની સજા માફ કરવાની ઘોષણાથી ચાર અપરાધીઓને અભયદાન મળ્યું. તેમની ફાંસીની સજા આજીવન કેદમાં બદલવામાં આવી. અને કેદની સજાઓમાં રાહતનો લાભ લગભગ ૩૫૦૦ કેદીઓને મળ્યો.

રાજ્ય સરકારે શતાબ્દી વર્ષને "શાંતિ વર્ષ" ઘોષિત કર્યું. આ વર્ષમાં રાજ્યભરમાં શિકાર માટે નવા કોઈ કરવાના નહિ આપવાની પણ જાહેરાત કરી. અને નિર્વાણ વર્ષના પ્રથમ ત્રણ અને અંતિમ ત્રણ એમ કુલ છ દિવસ માટે રાજ્યભરમાં દારૂ અને માંસના વેચાણ પર પ્રતિબંધ મૂકયો હતો.

દીવાળી ૧૯૭૫થી દીવાળી ૧૯૭૪ સુધીમાં દેશી કે વિદેશી દારૂ માટેની નવી દુકાનોનો પરવાનો ન આપવાનો પણ નિર્ણય લેવાયો.

રાજ્ય સરકારના આ પ્રશંસનીય અને આવકારદાયક પગલાંઓ ઉપરાંત રાજકીય સ્તરે જે નિર્માણ અને પ્રચાર કાર્યો થયા તે આ પ્રમાણે છે:

- રાજ્ય વિધાનસભા–જયપુર, ઉદયપુર તથા જોધપુર વિશ્વવિદ્યાલયના પુસ્તકાલય સહિત રાજ્યના તમામ જિલ્લાઓનાં [ કુલ ૩૦ ] પુસ્તકાલયોમાં "મહાવીર કક્ષ" સ્થાપના. આ યોજના માટે જૈન સમાજ તરફથી સરકારને રૂા. સવા લાખની કિંમતના ૧૨ હજાર પુસ્તકો ભેટ અપાયા.
- રાજ્યના આઠ મ્યુઝિયમોમાં (જયપુર, જોધપુર, બિકાનેર, ઉદયપુર, અજમેર, અલવર, ભરતપુર અને કોટા) "મહાવીર કક્ષ"ની સ્થાપના ચાલું છે. આ કક્ષમાં ભગવાન મહાવીર અને જૈન ધર્મ સંબંધી પ્રાચીન કલાકૃતિ અને સાહિત્ય રખાશે.

  જયપુરના વિશ્વવિખ્યાત હવામહલમાં પણ કાયમીરૂપે 'મહાવીર કક્ષ' સ્થાપવાનો નિર્ણય લેવાયો.
- રાજ્યના તમામ ૨૬ જિલ્લા કાર્યાલયોમાં શિલાલેખ મૂકાશે.
- જયપુર શહેરમાં બજાજ નગરની પાસે 'મહાવીર ઉદ્યાન.'
- રાજસ્થાન વિશ્વવિદ્યાલય–જયપુર અને ઉદયપુર વિશ્વવિદ્યાલયમાં "જૈન ચેર"ની સ્થાપના. ઉદયપુર વિશ્વવિદ્યાલયમાં "જૈન ચેર" શરૂ કરવા માટે અખિલ ભારતીય સાધુમાર્ગી સભાએ રૂા. બે લાખનું દાન આપવા વચન આપ્યું.
- જૈન ચિત્રકળા, જૈન વાસ્તુકલા અને જૈનોનું રાજસ્થાનને પ્રદાન–આ વિષયો પર બૃહદ્ ગ્રન્થોનું નિર્માણ ચાલુ છે.

  આ પ્રકાશન કાર્ય માટે શ્રી અગરચન્દ નાહટા, ડૉ. કસ્તુરચંદ કાસલીવાલ, ડૉ. મૂલચંદ શેઠિયા, ડૉ નરેન્દ્ર ભાનાવત, ડૉ. આર. સી. અગ્રવાલ, શ્રી સંપતકુમાર ગધઇયા, શ્રી દેવેન્દ્રરાજ મહેતા અને શ્રી જિતેન્દ્રકુમાર જૈન–એમ આઠ સભ્યોની સમિતિની રચના થઈ છે.
- ભારત સરકારના સહયોગથી શ્રી નાકોડાજી તીર્થમાં 'ગ્રામીણ પુસ્તકાલય'ની સ્થાપનાનો નિર્ણય લેવાયો. જ્યારે ભવનનું નિર્માણ સ્થાનિક સંસ્થાઓ કરશે.
- ભારત સરકારના સહયોગથી "મહાવીર બાલ કેન્દ્ર" પણ શરૂ થશે.
- ચુરુ અને નાગૌરમાં હંમેશ માટે દારૂબંધી અમલમાં મૂકાઈ છે.



# • મહાસમિતિ અને જિલ્લા સમિતિઓ •

○ રાજ્યમાં શાળા, કોલેજ, છાત્રાલય, હોસ્પીટલ, ભવન, ઉપાશ્રય આદિ નિર્માણ કાર્યો માટે લોખંડ તેમજ સીમેન્ટ કન્ટ્રોલભાવે આપ્યા. અને જમીન સસ્તા દરે આપી.

○ અનુસૂચિત જાતિ તેમજ જનજાતિયો માટે સમાજ કલ્યાણ વિભાગે આ વર્ષમાં રૂા. ચાર લાખની રકમ ફાળવી. આ જાતિના લોકો માટે ૫૦૦થી વધુ મકાન બંધાશે.

○ રાજ્ય સરકારે નિર્વાણ વર્ષની ઉજવણી માટે રૂા. ૧૫ લાખની રકમ મંજુર કરી હતી.

○ રાજ્ય સરકારે તો પોતાની મર્યાદામાં રહીને નિર્વાણ વર્ષની સ્મૃતિમાં વિવિધ કાર્યો કર્યાં, પરંતુ રાજસ્થાનના જૈન સમાજે તો ઉદાર દિલે પૂરા ઉમંગ અને ઉલ્લાસથી અનેકવિધ યોજનાઓ કાર્યાન્વિત કરી.

○ રાજ્ય નિર્વાણ મહોત્સવ સમિતિનાં જેટલા જૈન સભ્યો હતા તેઓએ મહાસમિતિની રચના કરી આમાં બસોથી વધુ સભ્યો લેવાયા અને રાજ્યના તમામ જિલ્લાને તેમાં પ્રતિનિધિત્વ અપાયું. મહાસમિતિઓની અંતર્ગત જિલ્લા સમિતિઓના રચના પણ થઇ.

○ મહાસમિતિના હોદ્દેદારો અને જિલ્લા સમિતિઓના સંયોજકોના નામ આ પ્રમાણે છે:

○ મહાસમિતિના હોદ્દેદારો ○

| | | |
|---|---|---|
| અધ્યક્ષ : | શ્રી ભાગચંદજી સોની, | અજમેર |
| કાર્યાધ્યક્ષ : | શ્રી રાજરૂપજી ટાંક, | જયપુર |
| ઉપાધ્યક્ષ : | ખેલશંકરજી દુર્લભજી | ,, |
| ,, | શ્રી મન્નાલાલજી સુરાણા | ,, |
| પ્રધાનમંત્રી : | શ્રી સંપતકુમારજી ગધઇયા | ,, |
| કોષાધ્યક્ષ : | શ્રી મોહનલાલજી કાલા | ,, |
| સંગઠનમંત્રી : | શ્રી રિખવચંદજી કર્ણાવટ, | જોધપુર |

○ સર્વશ્રી સંયોજકો ○

| | |
|---|---|
| અલવર | પદમચંદજી પાલાવત |
| અજમેર | અમરચંદજી લુણાવત |
| બીકાનેર | જયચંદલાલજી નાહટા |
| બૂંદી | જયકુમારજી જૈન |
| બાંસવાડા | રામલાલજી જૈન |
| બાડમેર | ભૂરચંદજી જૈન |
| ભરતપુર | તેજપાલજી રોકડિયા |
| ભીલવાડા | શાંતિલાલજી પોકરના |
| ચુરુ | સોહનલાલજી હીરાવત |
| ચિત્તૌડ | નવરતનમલજી પટવારી |
| ડુંગરપુર | કુરીચંદજી જૈન |
| શ્રીગંગાનગર | લુણકરણજી જૈન |
| જયપુર | રાજરૂપજી ટાંક અને કપૂરચંદજી પાટની |
| જોધપુર | માણેકચંદજી સચેતી |
| ઝાલાવાડ | સંપતરાજજી સિંઘી |
| જાલોર | ભંવરલાલજી મહેતા |
| જેસલમેર | સૌભાગ્યમલજી જૈન |
| ઝુંઝનુ | વિમલચંદજી શ્રીમાલ |
| કોટા | માણેકચંદજી ગોધા |
| નાગૌર | પી. સી. જૈન |
| પાલી | સંપતમલજી ભંડારી |
| સવાઈ માધોપુર | રૂપચંદજી જૈન |
| સિરોહી | તેજરાજજી બાફના |
| સિકર | કેશરીચંદજી દીવાન |
| ટોન્ક | ફતેહલાલજી જીવાણી |
| ઉદયપુર | ભેરૂલાલજી ધાકડ |



# • તમામ જિલ્લાઓમાં •

# • • • અનેક વિધ નિર્માણ કાર્યો • • •

★

સંયોજકોએ પોતાના જિલ્લાઓમાં કરેલા કાર્યોની નોંધ આ પ્રમાણે છે:

☐ અલવર જિલ્લામાં

—રૂ. ત્રણ લાખના ખર્ચે ધર્મશાળા
—રૂ. બે „ „ માધ્યમિકશાળા
—રૂ. દોઢ „ „ દવાખાનું
—રૂ. ૫૦ હજારના ખર્ચે પુસ્તકાલય
—રૂ. ૫૦ „ „ આયુર્વેદિક રસાયનશાળા
—રૂ. ૭૫ હજારના ખર્ચે દવાખાનું
—રૂ. ૫૦ „ „ રામગઢમાં પુસ્તકાલય
—ચાર સ્થળે મહાવીર શિક્ષાસ્થંભ

☐ બૂન્દી જિલ્લામાં

—બૂન્દીમાં કીર્તિસ્થંભ
—હોસ્પીટલમાં મહાવીર વોર્ડ
—દિગમ્બર જૈન મંદિર
—તાલેડામાં ધર્મશાળા
—મહાવીર પાર્ક

☐ બાંસવાડા જિલ્લામાં

—રૂ. અઢી લાખના ખર્ચે ધર્મશાળા
—શહેરના પ્રાચીન મંદિરોનો જીર્ણોદ્ધાર
—કુશલગઢમાં 'વીતરાગ ભવન'. આમાં બાળમંદિર, શિવણ પ્રશિક્ષણ કેન્દ્ર તથા પાઠશાળા શરૂ કરાયા છે.
—બાગીડોરા તાલુકાના ચાર ગામના મંદિરોનો જીર્ણોદ્ધાર
—ઘાટોલ, ખમેરા અને તલવાડામાં પ્રાચીન મંદિરોનો જીર્ણોદ્ધાર
—તલવાડામાં નૂતન જિનાલય
—અરથુના ગામના પ્રાચીન મંદિરના અવશેષોનું પુરાતત્ત્વ વિભાગ દ્વારા ખોદકામ
—શ્રી અન્દેશ્વર પાર્શ્વનાથ અતિશય ક્ષેત્રમાં ધર્મશાળા
—બાંસવાડામાં મહાવીર શિલાલેખ અને ગાંધી હોસ્પીટલમાં ચાર કોટેજ વોર્ડ
—કુશલગઢમાં પાંચ નેત્રશિબિર

☐ બાડમેર જિલ્લામાં

| | |
|---|---|
| —નૂતન જિન મંદિર, | પંચપાદરા |
| —નૂતન જિન મંદિરમાં પ્રતિષ્ઠા, | પારલૂ |
| —નૂતન જિન મંદિર, | ચોહટન |
| —મહાવીર નગર, | બાડમેર |
| —મહાવીર નગર, | બાલોતરા |
| —અહિંસા ચોક, | બાડમેર |
| —મહાવીર ચોક, | બાડમેર |
| —મહાવીર ચોક, | જસોલ |
| —મહાવીર મંચ, | બાડમેર |
| —મહાવીર ઉદ્યાન, | બાડમેર |
| —મહાવીર ભવન, | સિવાના |
| —મહાવીર ભવન, | નાકોડાજીતીર્થ |
| —મહાવીર કોલોની, | નાકોડાજીતીર્થ |
| —મહાવીર માતૃશિશુ કલ્યાણ કેન્દ્ર | બાડમેર |
| —મહાવીર માતૃશિશુ કલ્યાણ કેન્દ્ર, | સિવાના |
| —મહાવીર બાલવિકાસ કેન્દ્ર, | બાલોતરા |
| —મહાવીર કોટેજ વોર્ડ, | બાડમેર |
| —મહાવીર હોમિયોપેથિક ચિકિત્સાલય, | સિવાના |
| —મહાવીર રાજકીય ચિકિત્સાલય, | બાલોતરા |
| —મહાવીર પ્રા. પાઠશાળા ભવન, | બાડમેર |



—મહાવીર કન્યા પાઠશાળા, સિવાના
—મહાવીર મોડલ સ્કુલ, જસોલ
—મહાવીર પ્રા. પાઠશાળા, અસાડા
—મહાવીર શિલાલેખ, બાડમેર
—મહાવીર શિલાલેખ, સિવાના
—મહાવીર શિલાલેખ, નાકોડાજીતીર્થ
—મહાવીર સ્થંભ, મોકલસર
—મહાવીર છાત્રાલય, બાડમેર
—મહાવીર જૈન ધર્મશાળા બાડમેર
—[૩] મહાવીર જૈન ધર્મશાળા,
બાડમેર-જેસલમેરના માર્ગ પર
—[૧૦] મહાવીર વિશ્રામગૃહ, ,, ,,
—મહાવીર જૈન ધર્મશાળા, ચોહટન
—જનતા ધર્મશાળા, બાડમેર
—મહાવીર રૈનબસેરા, બાલોતરા
—જૈન ધર્મશાળા, બાલોતરા
—મહાવીર પુસ્તકાલય, બાડમેર
—મહાવીર એકસરે પ્લાન્ટ, સિવાના
—જૈન ધર્મચક્ર, નકોડાજી તીર્થ
—મહાવીર પરબ, બાડમેર
—મહાવીર પરબ, સિવાના
—મહાવીર પરબ, સમદડી
—મહાવીર પરબ, જસોલ

□ ગંગાનગર જિલ્લામાં

—મહાવીર પ્રતીક્ષા કક્ષ, ગંગાનગર
—મહાવીર શીલાલેખ ગોલબજાર ચોક
—મહાવીર શોપીંગ સેન્ટર, ગંગાનગર
—મહાવીર ઉદ્યાન, ગંગાનગર
—મહાવીર નગર, ગંગાનગર
—મહાવીર ભવન, નોહર
—મહાવીર પરબ, નોહર
—મહાવીર સૂચના કેન્દ્ર, નોહર
—મહાવીર બાલ ઉદ્યાન, નોહર
—મહાવીર જૈન ભવન, સંગરિયા
—મહાવીર વાટિકા, પીલીબંગા
—રેલ્વે સ્ટેશન રોડને મહાવીર માર્ગ નામ

□ જોધપુર જિલ્લામાં

—કન્યા માધ્યમિક વિદ્યાલય માટે ભવન, જોધપુર
—મહાવીર ઈન્ડોર સ્ટેડિયમ, શેરબાગ, જોધપુર
—મહાવીર પાર્ક, જોધપુર
—મહાવીર નગર, જોધપુર
—મહાવીર પેથોલોજીકલ લેબોરેટરી, પીપાડશહેર
—પ્રસુતિ કક્ષ, પીપાડશહેર
—મહાવીર વાટિકા પીપાડશહેર
—મહાવીર હોસ્પીટલ, બિલાડા
—મહાવીર કક્ષ, ઈન્દોકા
—મહાવીર પ્રા. પાઠશાળા ભવન, બાલેસર
—કુષ્ઠ રોગીઓ માટે ૬૦ ઝૂંપડા જોધપુર
—મહાવીર કક્ષ, જોધપુર

□ ઉદયપુર જિલ્લામાં

—મહાવીર અધ્યયન કેન્દ્ર, ઉદયપુર
—મહાવીર માધ્યમિક વિદ્યામંદિર, ,,
—મહાવીર છાત્રાલય ,,
—મહાવીર સ્મારક, ફતેહસાગર
—જૈનોલોજી ચેર ઉદયપુર
—જૈન સ્થાનક ફતેહપુર
—જૈન સ્થાનક ભોપાલસાગર

∘ પાલી, જાલોર અને સિરોહી જિલ્લાવાસીઓએ રૂા. બે કરોડના ખર્ચે મહાવીર હોસ્પીટલ બનાવવાની યોજના બનાવી છે.

આ ઉપરાંત, સંવત્સરી મહાપર્વની આરાધના બધા જ ફિરકાના જૈનો એક જ દિવસે કરે તે માટે એકતાનો પ્રયાસ કરવા ઉપસમિતિની રચના થઈ.

∘ નિર્વાણ વર્ષ દરમિયાન પૂજ્ય આચાર્ય શ્રી તુલસી, આચાર્ય હસ્તીમલજી, મુનિશ્રી જયન્ત-વિજયજી-મધુકર, મુનિશ્રી વિશાળવિજયજી, મુનિશ્રી જયાનંદજી, મુનિશ્રી ક્ષુલ્લકજી, મુનિશ્રી સન્મતિસાગરજી, સાધ્વીશ્રી વિચક્ષણશ્રીજી, સાધ્વી શ્રી સૂરજકુંવરજી આદિ સાધુ-સાધ્વી ભગવંતોની પ્રેરણાથી જિનમંદિરો અને જૈન સ્થાનકોમાં આરાધના અને ઉપાસનાના અનેક કાર્યક્રમો સાનંદ સંપન્ન થયા હતા.





NI.DBEY.

# રાજસ્થાન રાજ્ય—

## ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : શ્રી રાજ્યપાલ, રાજસ્થાન રાજ્ય. પ્રમુખ : શ્રી મુખ્યમંત્રી. ઉપપ્રમુખ : શ્રી શિક્ષણમંત્રી.

**○ સર્વશ્રી સભ્યો ○**

| | |
|---|---|
| નાણાંમંત્રી | |
| લક્ષ્મણસિંહ | |
| હિરાલાલ દેવપુરા | |
| ડી. એમ. ભંડારી | |
| ભગવતસિંહ મહેતા | |
| જશવંતરાજ મહેતા | |
| શિક્ષણ કમિશ્નર | |
| નિર્દેશક, પુરાતત્વ વિભાગ | |
| એમ. પી. જૈન, કોરસપોન્ડન્ટ, એ. આઇ. આર. | |
| જી. સી. પાંડે, અધ્યક્ષ : ઇતિહાસ વિભાગ | |
| ઉસ્માન આરિફ | |
| મોહનરાજ જૈન | |
| અમૃતલાલ ગહલૌત | |
| મુખ્ય સચિવ | |
| બલવંતસિંહ મહેતા | |
| અર્થ સચિવ | |
| નિર્દેશક, પ્રાથમિક તથા માધ્યમિક શિક્ષણ | |
| કે. સી. કુલીશ | |
| એમ. પી. જૈન | |
| વિદ્યાધર શાસ્ત્રી | બિકાનેર |
| નરેન્દ્ર ભાનાવત | જયપુર |
| અગરચંદ નાહટા | બિકાનેર |
| મૂળચંદ શેઠિયા | |
| રાજરૂપ ટાંક | |
| લાલચંદ કોઠારી | |
| પુખરાજ સિંઘવી વકીલ, | સિરોહી |
| બુદ્ધસિંહ બાફણા | કોટા |
| આશાચંદ ભંડારી | દિલ્હી |
| સંપતકુમાર રાઢીયા, | જયપુર |
| ખેલશંકરભાઈ | " |
| ભંવરલાલ કર્ણાવટ | ઉદયપુર |
| દેવીલાલ સાંભર | |
| સુમેરચંદ ભંડારી એડવોકેટ | જોધપુર |
| પ્રો. ટી. એલ. દહાદ | |

| | | |
|---|---|---|
| | હીરાચંદ વૈદ્ય | જયપુર |
| | ફુલચંદ બાફણા | સાદડી |
| | પ્રકાશમલ ચતુર | ઉદયપુર |
| ☆ | અમરચંદ લુંનિયા | અજમેર |
| | એલ. એમ. સિંઘવી | નવી દિલ્હી |
| | શેઠ ભાગચંદ સોની | અજમેર |
| | મન્નાલાલ સુરાણા | જયપુર |
| | ઉત્તમચંદ શેઠિયા | જયપુર |
| | ગણેશમલ દુગડ | અમદાવાદ |
| | લક્ષ્મીપત દસાની | જયપુર |
| ☆ | લક્ષ્મીપત ચોરડિયા | મુંબઈ |
| | ખેમચંદ શેઠીઆ | કલકત્તા |
| | જંબૂકુમાર જૈન | વિજયપાડા |
| | મોતીલાલ મોઢા | ઉદયપુર |
| | ફુલચંદ જૈન સભ્ય વિધાનસભા | |
| | બુદ્ધિલાલ સેઠી | સાંભરલેક |
| | કેવળચંદ ટોલિયા | જયપુર |
| ☆ | રિખબરાજ કર્ણાવટ | જોધપુર |
| | પુખરાજ શિશોદિયા | બ્યાવર |
| | પ્રેમસુખ બોથરા | બીકાનેર |
| | લુણકરણ જૈન એડવોકેટ, | શ્રીગંગાનગર |
| | હનુમાનમલ બેંગાની (લાડનું) | કલકત્તા |
| | જ્ઞાનમલ કોઠારી | ભીલવાડા |
| | મોહનલાલજી કાલા | સવાઇ માધોપુર |
| ☆ | માનકચંદ સોગાની સભ્ય-વિધાનસભા. | |
| | કપુરચંદ પાટની | જયપુર |
| | ઉમરાવમલ ચોરડિયા, જવેલર્સ, | જયપુર |
| | ઉમરાવમલ ઢઢ્ઢા | અજમેર |
| | ગુલાબચંદ બાવેલ | કોટા |
| | પદમચંદ પાલાવત | અલવર |
| ☆ | સૂરજમલ | બીકાનેર |
| | અંબાલાલ ભટ્ટ | ઉદયપુર |
| | સોહનલાલ નાગૌરી | ભીલવાડા |
| | ઉપશાસન સચિવ સામાન્ય પ્રશાસન વિભાગ. | |

અજમેર : તા. ૧૧મી નવેમ્બરે અજમેર નગરના વૈશાલી ઉપનગરમાં મહાવીર કોલોનીનો શિલારોપણ કેન્દ્રના રાજ્યમંત્રી શ્રી રામનિવાસ મિર્ધાના વરદ હસ્તે વિધિવત પૂજન સાથે કરવામાં આવ્યો. રાજ્યના મુખ્યમંત્રી શ્રી બરકતુલ્લાજીએ શુભાશીર્વાદ આપ્યા. રાજસ્થાનના સહકારીમંત્રી શ્રી નારાયણસિંહ મસુદા પ્રમુખસ્થાને હતા.

પ્રારંભમાં શ્રી માંગીલાલ જૈને બધાનું હાર્દિક સ્વાગત કર્યું હતું અને કોલોની બંધાવી, ભારત જૈન મહામંડળને અર્પણ કરવાની જાહેરાત કરી હતી. શ્રી મીર્ધાજીએ પોતા તરફથી પૂર્ણ સહકારની ભાવના વ્યક્ત કરતાં કહ્યું કે, 'ભગવાન મહાવીરના સિદ્ધાંતો અનુસાર આ કોલોનીના નિવાસીઓનું જીવન બને, કે જેથી એ અન્ય લોકો માટે આદર્શ બની જાય.' ભારત જૈન મહામંડળના સહકારથી તૈયાર થનારા મહાવીર ભવનનો શિલારોપણ વિધિ પણ આ સમયે જ શ્રી રાંકાજીના વરદ હસ્તે થયો. આ ભવનના શિલારોપણ સાથે જેમનું નામ જોડાયેલું છે એ શ્રી ચંદ્રભાનજી ડાકલીયા તરફથી અને ભારત જૈન મંડળ તરફથી આ કાર્યમાં દસ હજાર રૂપિયા આપવાના જાહેર કરવામાં આવ્યા.

રાજસ્થાનમાં આ મહાવીર-ભવનનું સર્વ પ્રથમ નક્કી થયું.

## દયા ધર્મકા મૂલ હૈ

રાજસ્થાનમાં અપંગોના ઇલાજ માટે 'ભગવાન મહાવીર વિકલાંગ સમિતિ'ની રચના કરવામાં આવી.

રાજ્ય સરકારે આ સંસ્થાને રૂા. બે લાખનું દાન આપ્યું. રૂા. ત્રણ લાખ સમાજે આપ્યા

આ સંસ્થાને કોઈ પણ માનવતા પ્રેમી રૂા. ૨૫૧ આપીને આજીવન સભ્ય અને રૂા. ૫૦૦૦ આપીને સંરક્ષક સભ્ય બની શકે છે.

જે કોઈ અપંગ વ્યક્તિને આ સભ્યો મોકલશે તેમને મફત પગ બેસાડી આપવામાં આવશે.

જયપુરમાં કૃતિમ હાથ બનાવવાના પ્રયોગ ચાલુ છે. સફળતા મળતાં જ અપંગોને હાથ બેસાડી અપાશે.

આ સમિતિના સંયોજક શ્રી હીરાચંદજી વૈદ છે. અને એસ. એમ. એસ હોસ્પીટલમાં ડૉ. પી. કે. શેઠી અને ડૉ. સુભાષ કાસલીવાલ અપંગોની સેવા આપી રહ્યા છે.

આનંદપુર કાલુ : તા. ૧૩, ૧૪ અને ૧૫ નવેમ્બર '૭૪ના દરેક ફિરકાઓએ સાથે મળી વિવિધ કાર્યક્રમો ઉજવ્યા. શ્વેતાંબર અને દિગમ્બર મંદિરમાં નિર્વાણ લાડુના ચઢાવા, જાહેરસભા, રથયાત્રા વગેરેનું સુંદર આયોજન થયું.

અજમેર : જૈન સાહિત્ય પ્રદર્શન, મહાવીર સર્કલની સ્થાપના, નિર્ગ્રન્થ પરિષદ, શ્રમણ સંસ્કૃતિ પરિષદ, ગૌતમ ગણધર સ્મૃતિ દિવસ, મહિલા સંમેલન, કાવ્ય-ગોષ્ઠી, "માનવ સંસ્કૃતિ કી નિર્વાણવાદી વિચારધારા કા યોગદાન" વિષય પર જ્ઞાનચર્ચા, અનેકાંત પરિસંવાદ આદિ અનેક વિધ કાર્યક્રમો દ્વારા અત્રે નિર્વાણ મહોત્સવ વર્ષનું સ્વાગત કરાયું.

૮મી ડીસેમ્બર ૭૪ના જિનવાણી ભવનની સ્થાપના થઈ અને એ દિવસે રથયાત્રા પણ નીકળી. ૧૦મી ડીસેમ્બરે શ્રી મહાવીર દિગંબર જૈન ઉદાસીન આશ્રમની સ્થાપના કરવામાં આવી.

મહોત્સવની ઉજવણીમાં વિશ્વ હિન્દુ પરિષદે સક્રિય અને ઉત્સાહપૂર્વક ભાગ લીધો.

અજમેર : તા. ૭-૧૧-૭૪ થી સાત દિવસ સુધી વિવિધ ઉજવણી થઇ. દરેક ફિરકાના જૈનો તેમ જ રાજ્યાધિકારી અને શહેરના આગેવાનોએ આ ઉજવણીમાં ભાગ લીધો. શ્રી હીરાલાલજી દેવપુરાની અધ્યક્ષતામાં અને રાજ્યના મુખ્યમંત્રી શ્રી હરિદેવ જોશીના અતિથિવિશેષ પદે વિરાટ સભા યોજાઈ. ધર્મયાત્રા અને રથયાત્રા અપૂર્વ નીકળી. ધર્મયાત્રામાં ભગવાન મહાવીરના સહસ્રદળ કમલ બિરાજીત ભવ્ય ચિત્રે અનેરૂ આકર્ષણ જમાવ્યું હતું. મહિલા પરિષદ, સેમિનાર વગેરેનું પણ સુંદર આયોજન થયું.





આહોરમાં નીકળેલ રથયાત્રાનું દશ્ય.

અજમેર : અહીંના અજંતા, મેજેસ્ટીક, પ્લાઝા અને પ્રભાત થિયેટરોમાં જૈનધર્મ સબંધી સીનેમા સ્લાઈડો મફત બતાવવામાં આવી.

આઉવા : મુનિશ્રી મનોહરવિજયજી ગણિવરની સાંનિધ્યમાં તા. ૨૩ નવેમ્બરથી પાંચ દિવસનો મહોત્સવ વિંશતિ સ્થાનક પૂજન, રથયાત્રા વગેરે સહિત ઠાઠથી ઉજવાયો.

માઉન્ટઆબુ: નિર્વાણસમિતિની રચના કરવામાં આવી. તેના અધ્યક્ષપદે શ્રી કે. એસ. ગલુંડિયા (ઉપાનદેંપક, પર્યટન વિભાગ અને પ્રશાસક નગરપાલિકા–આબુ), ઉપાધ્યક્ષપદે શ્રી રામચંદ્રજી જૈન અને મંત્રીપદે શ્રી જોધસિંહજી મેહતા (મુખ્ય મેનેજર, શ્રી જૈન શ્વે. મંદિર, દેલવાડા)ની નિયુક્તિ કરવામાં આવેલ.

આ નિર્વાણ સમિતિના ઉપક્રમે વિવિધ કાર્યક્રમો અને રચનાત્મક આયોજનો થયા છે.

તા. ૧૭–૨–૭૫ના આબૂમાં ઉચ્ચ માધ્યમિક વિદ્યાલયમાં, ઉદયપુર વિશ્વવિદ્યાલયના પ્રાકૃત–સંસ્કૃત વિભાગના પ્રવકતા ડૉ. પ્રેમ સુમનજીનું જાહેર પ્રવચન યોજાયું. તા. ૨૪-૩-૭૫ના પ્રસિદ્ધ વકતા મુનિરાજશ્રી ભદ્રગુપ્તવિજયજી મહારાજનું પ્રવચન યોજાયું.

'ભગવાન મહાવીર ઔર આધુનિક યુગ' વિષય પર એક નિબંધ હરિફાઈ યોજાઈ. તેમાં પ્રથમ નિર્મલકુમાર ગંગવાલ (કુચામન સિટી), બીજા શ્રી પ્રકાશચંદ્ર જૈન (ગુડગાંવ છાવની) અને ત્રીજા સંતોષકુમારી સેઠી (ફતેહપુર સીકરી) આવેલ.

શ્રી જોધસિંહજી મેહતાએ વિવિધ લેખો પ્રકાશિત કરી જ્ઞાન-પ્રસાર કરેલ.

તા. ૨૩ એપ્રીલ ૧૯૭૫નાં ભ. મહાવીર જન્મકલ્યાણક મહોત્સવ સમિતિ (મા.આબુ) તથા નવપદ આરાધક સમિતિના ઉપક્રમે માઉન્ટ આબુની રાજપુતાના કલબમાં 'ભ. મહાવીરસ્વામી અને તેઓના સિદ્ધાંતો' વિશે પૂ. મુનિ શ્રી જિનપ્રભવિજયજી મ.નું જાહેર વ્યાખ્યાન થયું હતું. આ પ્રસંગે રાજ્યાધિકારીઓ, નામાંકિત આગેવાનો વગેરેની સારી એવી હાજરી રહી હતી.

તા. ૨૪ના દેલવાડાના દેરાસરેથી પૂજ્યશ્રીની નિશ્રામાં ભવ્ય વરઘોડો ચઢી બે માઇલ દૂર નખી તળાવ પહોંચ્યો હતો. વરઘોડામાં તમામ ફિરકાના લોકો જોડાયા હતા. સૌથી આગળ પચરંગી ધ્વજ ફરકી રહ્યો હતો. મા. આબુની બજારોમાં પ્રથમવાર જ પસાર થતાં આ વિશાળ વરઘોડાને જોવા અહીંની જનતા ઉમટી પડી હતી. નખ્ખી તળાવ પાસે ચૈત્યવંદન કરવામાં આવેલ.

આ મહોત્સવ સમિતિ દ્વારા મા. આબુ નગરપાલિકા પુસ્તકાલયમાં ભ. મહાવીર પુસ્તકાલય વિભાગ શરૂ કરવામાં આવ્યો છે.

માઉન્ટઆબુ : નિર્વાણોત્સવ સમિતિ–માઉન્ટ આબુ દ્વારા નખ્ખી લેગ ઉપર નિર્મિત શ્રી મહાવીર સ્થંભનું ઉદ્ઘાટન તા. ૧૨–૧૧–૭૫ના શ્રી તુલસીરામજી અગ્રવાલ (જીલ્લાધિશ-સીરોહી)ના હસ્તે થયું. આ સમારોહ પ્રસંગે સમિતિના મંત્રીશ્રી જોધસિંહજી





મેહતાએ (ચીફ મેનેજર, દેલવાડા શ્વે. મંદિર) સમિતિનો અહેવાલ રજુ કરેલ. શ્રી કાંતીલાલ ઉપાધ્યાયએ (મંત્રી, લાયન્સ કલબ-આબુ) જૈનધર્મની ઝાંખી કરાવેલ. હાઈસ્કુલ-આબુની બાળાઓ, શ્રી નેમિનાથ મહિલા મંડળ (મુંબઈ) અને નરેન્દ્રકુમાર તથા ચંદ્રકાંતભાઈએ ગીતો ગાયા. શ્રી તુલસીરામજીએ સ્થંભ ઉપર અંકિત ઉપદેશો જીવનમાં ઉતારવા જણાવેલ. સામનિના પ્રમુખશ્રી કુશાલસિંહજીએ (ઉપનિર્દેશક, પર્યટન વિભાગ આબુ) જીવરક્ષા અને આબુના સૌન્દર્યના રક્ષણ માટે ભાર મૂકયો. તેમ જ સમિતિ તરફથી અનાથોને રૂા. ૫૦૦ આપવાની જાહેરાત કરી.

આ સંગેમરમરનો સ્તંભ ૧૦ ફૂટ ઊંચો અને ૪ ફૂટ પહોળો છે. તેની એક બાજુ નિર્વાણોત્સવનું પ્રતિક અને બાકીની ત્રણે બાજુ ભ૦ મહાવીરનો ઉપદેશ મૂલ પ્રાકૃત તથા હિન્દી અને ગુજરાતી અનુવાદ સાથે કંડારવામાં આવેલ છે. આ સ્થંભનો ખર્ચ રૂા. ૧૭ હજાર થયો છે.

અત્રે દેલવાડા જૈન મંદિરમાં દીપોત્સવીના પૂજા ભણાઈ હતી. તથા બીજા દિવસે સવારે દ્વારોદ્ઘાટનનો શ્રીમતી જિનમતી પ્રવીણભાઇ ( નવસારીવાળા ) એ અને નિર્વાણ લાડુના પ્રથમ ચઢાવાનો શ્રી જોધસિંહજી મેહતાએ બોલીપૂર્વક લાભ લીધો હતો.



# માઉન્ટ આબૂમાં 'મહાવીર સ્થંભ'

બાડમેર જિલ્લા : મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ દ્વારા આખાયે વર્ષ દરમ્યાન વિવિધ કાર્યક્રમો અને ચિરસ્થાયી આયોજનપૂર્વક ભવ્ય ઉજવણી કરવામાં આવી છે. બાડમેર, સિવાના, બાલોતરા, સમદડી, નાકોડા અને જિલ્લાના અન્ય અનેક સ્થાનોમાં માતૃ શિશુકલ્યાણ કેન્દ્ર, છાત્રાવાસ, સ્કુલો, ચિકિત્સાલયો, પરબો તેમ જ દીન-દુઃખી, ગરીબ, અનાથ, અપંગ, રોગી, દુષ્કાળપીડિત આદિને સહાયતા-સુવિધા ઉપરાંત ધાર્મિક-સાંસ્કૃતિક કાર્યક્રમો, શિલાલેખોનું નિર્માણ વગેરે યોજનાઓ સમિતિ તરફથી કરવામાં આવી છે. જનહિતાર્થે રૂા. ૪૦ લાખ ખર્ચવામાં આવનાર છે.

ભ૦ મહાવીર જન્મકલ્યાણુકની ઉજવણી સમિતિના ઉપક્રમે બાડમેર, બાલોતરા, સિવાના વગેરે સ્થળે વિવિધ કાર્યક્રમો દ્વારા સુંદર થઇ. બાડમેરમાં નગરવાસીઓ સમેત વિવિધ તસ્વીરો, સેંકડો જૈનધ્વજ અને વીરવાણીના સંદેશ પટ્ટોથી સુશોભિત વિરાટ સરઘસ નીકળેલ. એક વિશાળ સભા યોજાઇ. આ પ્રસંગે મુનિશ્રી કીર્તિસાગરજી મહારાજે પ્રવચનમાં



કહ્યું કે, 'દરેક માણસે પોતાના જીવનમાં અહિંસાને સ્થાન આપવું જોઇએ, જેથી માત્ર દેશમાં જ નહીં સમગ્ર વિશ્વમાં શાંતિ સ્થપાય.'

એક સપ્તાહ સુધી વિવિધ કાર્યક્રમો યોજાયા. નગરપાલિકાએ પણ સારો રસ લીધો. જિલ્લાના કેટલાક સામયિકોએ 'ભગવાન મહાવીર' વિશેષાંક પ્રગટ કર્યા હતા.

સમિતિના મંત્રીશ્રી ભૂરચંદજી જૈન તરફથી ભ૦ મહાવીર છબી નિઃશુલ્ક વિતરણ કરવામાં આવી.

## 'મહાવીર કુટીર' નિર્માણ

## વિનામૂલ્યે પુસ્તિકા વિતરણ

બાડમેર : નગરપાલિકા દ્વારા ૧ લાખના ખર્ચે 'ભ૦ મહાવીર ઉદ્યાન' બનનાર છે. તેમાં ભ૦ મહાવીરના ઉપદેશોના શિલાલેખો મુકવામાં આવશે. તેમ જ જૈન સંસ્કૃતિ અને શિલ્પકલાના દિગ્દર્શન માટે ભ૦ મહાવીર કુટીર પણ બંધાશે.

બાડમેર જીલ્લાની સમસ્ત શિક્ષણ સંસ્થાઓને જોધપુર જિલ્લા–૨૫૦૦મી નિર્વાણોત્સવ સમીતી તરફથી ભ૦ મહાવીરની એક હજાર પુસ્તિકા વિનામૂલ્યે આપવામાં આવી છે.

બાડમેર : રાજકિય આરોગ્ય વિભાગ તરફથી રાજકિય ચિકિત્સાલયના પ્રાંગણમાં રૂા. ૬૫ હજારનાં જનસહયોગથી ચાર ઓરડાનો નવો કોટેજ વોર્ડ ઊભો કરાયો અને તેનું નામ "ભગવાન મહાવીર કોટેજ વોર્ડ" રખાયું. ગોલેચ્છા બંધુઓ તરફથી એક પાઠશાળા અને એક પરબ રૂા. ૬૦ હજારના ખર્ચે શરૂ થયેલ.

બાડમેર : નિર્વાણ સમિતિ દ્વારા જિલ્લામાં એકસો પાઠશાળામાં એક રૂમ તથા પાણીના અભાવવાળા ક્ષેત્રોમાં એકસો પરબ સ્થાપવાની યોજના ઘડાઈ.

બાડમેર : સ્થાનિક નગરપાલિકાના સહકાર અને દેખરેખ હેઠળ અત્રે 'ભગવાન મહાવીર મંચ' ઉચ્ચતર માધ્યમિક વિદ્યાલયના પ્રાંગણમાં નિર્માણ કરાયો છે. આ મંચ માટે જિલ્લા સમિતિએ રૂા. ૨૦૦૦ આપ્યા છે.

બાડમેર : શ્રી વર્ધમાન જૈન મંડળે 'મહાવીર કે સિદ્ધાંતોકી વર્તમાન સમયમેં ઉપયોગિતા' વિષય પર માર્ચ '૭૫માં અખિલ ભારતીય નિબંધસ્પર્ધા યોજી હતી. આ સ્પર્ધામાં શ્રી ગણપતિચન્દ્ર સાલેચા–બાડમેર [પ્રથમ], શ્રી પ્રકાશ બાલક–કોટા [દ્વિતીય] અને શ્રી અરવિંદકુમાર મોદી–જાલોર [તૃતિય] વિજેતા તરીકે જાહેર કરાયા હતા.

## 'મહાવીરનગર'ની સ્થાપના

## મદ્ય–માંસ પર પ્રતિબંધ

બાડમેર : નગરપાલિકા તરફથી શહેરમાં 'મહાવીરનગર'ની સ્થાપના કરવામાં આવી છે. તેમાં ૨૨૦૦ પ્લોટો બંધાશે. અહીં શરાબ અને માંસના વેચાણ ઉપર પૂર્ણ પ્રતિબંધ રહેશે.

આ 'મહાવીરનગર'નું શિલારોપણ શ્રી વૃદ્ધિચંદ જૈને કર્યું હતું. અહીં ભગવાન મહાવીરના ઉપદેશોનું કાયમી સ્મારક અને 'મહાવીર ઉદ્યાન' પણ બંધાશે.

બાડમેર : ભારતસરકાર સમાજ કલ્યાણ મંત્રાલય અને નહેરુ યુવક કેન્દ્રના ઉપક્રમે અત્રે "ભગવાન મહાવીર વ્યાયામ શાળા" શરૂ કરાઈ. આ માટે જિલ્લા નિર્વાણ મહોત્સવ સમિતિએ રૂા. એક હજારનું અનુદાન આપ્યું.

બાડમેર : બાડમેર–જેસલમેર સડક રોડ પર ત્રણ 'ભગવાન મહાવીર વિશ્રામગૃહના નિર્માણ' ની યોજના બની છે. આ નિર્માણ કાર્ય શ્રી શ્વેતામ્બર જૈન તીર્થ નાકોડા–મેવાનગર તરફથી થશે. બાડમેર જિલ્લાધિશે આ હેતુ માટે વિનામૂલ્યે જમીન આપવાનું વચન આપ્યું છે.





બાડમેરમાં નીકળેલ રથયાત્રામાં પંચરંગિક ઉપસ્થિતિની ઝાંખી




બાડમેર જિલ્લા નિર્વાણ સમિતિ નિર્મિત “જૈન પ્રતિક”

બાડમેર : તા. ૭ સપ્ટેમ્બર '૭૫ના ભારત સરકારના શિક્ષણ અને સમાજકલ્યાણ મંત્રાલયના નેહરૂ યુવક કેન્દ્ર દ્વારા 'ભગવાન મહાવીર બાલ વાચનાલય'ની સ્થાપના થઇ છે. શહેરમાં એકપણ વાચનાલય ન હોય ક્ષતિ દૂર થઈ છે. ત્યારબાદ એક પુસ્કાલય પણ ખોલવામાં આવ્યું છે.

બાડમેર : ભગત ચેરિટેબલ ટ્રસ્ટ તરફથી રૂા. એક લાખના ખર્ચ સરકારી હોસ્પીટલમાં માતૃ-શિશુ કલ્યાણ કેન્દ્ર થયું છે.

બાડમેર : રાજસ્થાન નહેર પર મજૂરી કરવા જતાં જિલ્લાના દુષ્કાળપીડિતોને, રસ્તાની ખાદ્ય સામગ્રી નિઃશુલ્ક આપવા જિલ્લા સમિતિએ રૂા. ૧૫૦૦૦ ફાળવ્યા.

બાડમેર : રૂા. છ લાખના ખર્ચે ભગવાન મહાવીર એડિટોરીમ ( રંગમંચ ) બંધાશે. તેમાં દિવાલો પર ભગવાનના તૈલચિત્રો અને ઉપદેશો અંકિત કરવામાં આવશે.

બાડમેર : રૂા. ૬૦ હજારના ખર્ચે શહેરના અને જિલ્લાના મુખ્ય મુખ્ય સ્થાનોએ પરબો શરૂ કરવામાં આવી.

## બાડમેરમાં રૂા. ૪૦ લાખની વિવિધ યોજના

બાડમેર : સ્ટેશનની સામે નવનિર્મિત મહાવીર માર્કેટ પાસે 'ભગવાન મહાવીર ટાવર' નિર્માણ થશે. શ્રી સિરેમલ ચોપડાએ રૂા. ૨૧ હજાર આપવાની જાહેરાત કરી છે.

શહેરના કલ્યાણપુરા જિનાલયની સામેના ચોકને 'ભગવાન મહાવીર ચોક' નામ અપાયું છે. અહીં એક ધર્મશાળા પણ બંધાઈ છે. તેમજ ચોકમાં ભગવાનના ઉપદેશોનું એક સ્મારક પણ બનશે.

બાડમેર : શ્રી પાર્શ્વનાથ જિનાલયમાં ચાર દેરીયો નિર્માણ થઈ રહી છે. તેનો અંદાજે દોઢ લાખ ખર્ચ થશે.

રૂા. ૧૫ હજારના ખર્ચે ભગવાન મહાવીર જૈન સંગ્રહાલય બનનાર છે.

બાલોતરા : રૂા. સાત લાખના ખર્ચે 'ભગવાન મહાવીર સરકારી દવાખાના'નું નિર્માણ થનાર છે. તેમ જ 'ભગવાન મહાવીર નગર'નું નિર્માણ થવા સંભવ છે.

આ તાલુકામાં દુષ્કાળપીડિતોની સહાયાર્થે રૂા. ૨૦ હજાર ખર્ચવામાં આવેલ છે.



# બાર વર્ષે ઊગ્યું અરુણ પ્રભાત

ભરતપુર : રાજ્યસરકારના પુરાતત્ત્વવિભાગે ભરતપુર સંગ્રહાલયમાં 'મહાવીર વિભાગ' નામનો વિભાગ શરૂ કરવા રૂા. ૧૫ હજારની રકમ મંજુર કરી છે. આ વિભાગમાં જૈન મૂર્તિઓ, હસ્તલિખિત ગ્રન્થો, શીલાલેખો વગેરે રાખવામાં આવશે.

ભાગરા : ગામ બહાર શ્રી મહાવીર સ્વામીના દેરાસરનાં પ્રાંગણમાં ભગવાનના જીવન પ્રસંગોના ચિત્રોનું પ્રદર્શન આખા વરસ માટે ખુલ્લું રખાયું. પ્રદર્શનમાં દક્ષિણ ભારતની જૈનધર્મ આરાધક સમિતિ તરફથી પ્રકાશિત જૈન મહાપુરુષોના ચિત્રો અને નરક ચિત્રાવલીઓ પણ મૂકવામાં આવ્યા. દેરાસરના પ્રાંગણમાં ભ૦ મહાવીરના જીવન પ્રસંગો આલેખતો સંગેમરમરનો વિવિધ રંગી ચિત્રપટ પણ બનાવવામાં આવ્યો છે.

આ ઉપરાંત ધનતેરસથી જ્ઞાનપંચમી સુધી નિત્ય પૂજા, સ્નાત્રપૂજા, ભાવનાદિપૂર્વક અઠ્ઠાઈ મહોત્સવ થયો. તેમ જ ગામના મુખ્ય ચોકમાં 'શ્રી વર્ધમાન મહાવીર રાજેન્દ્ર ભવન' અને 'શ્રી મહાવીર પરબ'નું પણ નિર્માણ થયું છે.

અસાડા : શ્રી જીતમલજી ગિરધરલાલજી ભંસાલી તરફથી રૂા. ૪૦ હજારના ખર્ચે કન્યા પાઠશાળા ભવનનું નિર્માણ થયું.

ઉપાધ્યાયશ્રી દર્શનસાગરજી, મુનિશ્રી નિત્યોદયસાગરજી આદિની નિશ્રામાં રાજસ્થાનમાં અનેક સ્થળે ધાર્મિક અનુષ્ઠાનો તથા સાંસ્કૃતિક કાર્યક્રમો ઉજવાયેલ છે. બીકાનેરમાં શ્રી શત્રુંજય તીર્થ અને જ્ઞાનની રચના સાથે અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવાયો. નાગોરથી મેડતારોડનો છ'રી પાળતો સંઘ નીકળ્યો. ગુંદોજ સંઘમાં ૧૨ વર્ષથી ચાલતા આવેલા કલેશને દૂર કરાવ્યો. ખીંડ સંઘમાં પણ કુસંપ હતો તે દૂર કરાવ્યો. પ્રાચીન જીર્ણ મંદિરને ત્રણ શિખર યુક્ત બનાવવાની—જીર્ણોદ્ધાર માટે પ્રેરણા આપી. ખીવાન્દી સાજના સંઘના આઠ ગામોમાં ઘણા વર્ષથી ચાલતા તીવ્ર કુસંપને દૂર કરાવવામાં આવ્યો. વિશલપુરમાં અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવાયો. તીખી સંઘમાં પણ સંપ તેમ અઠ્ઠાઈ મહોત્સવ થયો. ગઢસિવાણામાં કમલાબેનનો દીક્ષા મહોત્સવ ઉજવાયો. નાકોડાજી તીર્થે સંઘમાળનો પ્રસંગ ઉજવાયો. ખીવાન્દીમાં દીક્ષા—વડી દીક્ષાના ઓચ્છવો, વિવિધ તપારાધના વગેરે થયાં.

બ્યાવર : અહીં શ્રી મહાવીર જૈન નવયુવક સંઘના ઉપક્રમે 'મહાવીર વાચનાલય'નું ઉદ્ઘાટન થયું.

બુન્દી : ૨૯ અને ૩૧ ડીસેમ્બર ૧૯૭૪ના રોજ અનુક્રમે 'શ્રીપાળ મયણાસુંદરી' અને 'સતી ચન્દનબાળા' નાટિકાઓ ભજવીને ભગવાનને શ્રદ્ધાંજલિ અર્પણ કરાઈ.

બરખેડા : જયપુરથી ૨૦ માઈલ દુર આવેલ આ તીર્થમાં રાજસ્થાનના ધારાસભ્યશ્રી ગુમાનમલજી લોઢા તથા ક્ષેત્રીય ધારાસભ્ય શ્રી જયકિશનજીએ જાહેર સભામાં ભગવાનનો ગુણાનુવાદ કર્યો.





# મહાવીર માર્ગ ● મહાવીર વાટિકા

બ્યાવર : નિર્વાણોત્સવ વર્ષના દીપોત્સવી દિને એક વિશાળ સરઘસ કાઢવામાં આવ્યું, જે શેઠજીની નશિયાંથી શરૂ થઈ શહેરમાં ફરીને શ્રી જૈન શ્વેતામ્બર મંદિરે આવી ઉતર્યું. સાંજના વિરાટ સભા મળી. સભામાં કલેક્ટરશ્રી, ચીમનલાલ લોઢા આદિએ ભગવાન મહાવીરને ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ અર્પણ કરી. રાત્રે રોશનીનું આયોજન કરવામાં આવ્યું અને બધાએ દીપમાલાઓ પ્રગટાવી.

બાલોતરા : સાર્વજનિક ચિકિત્સાલય તથા બાલવિકાસ કેન્દ્ર રૂા. ૮ લાખના ખર્ચે શરૂ કરવા નિર્ણય થયેલ છે.

બ્યાવર : પંચાયતની દિ. જૈન નસિયામાં ચોસઠ સિદ્ધિ વિધાનની પૂજા, ૧૦૮ દિપકની આરતી, ભક્તિગાન, સાંસ્કૃતિક કાર્યક્રમ વગેરે થયા.

બારાંનગર : નિર્વાણોત્સવ સમિતિની સ્થાપના થઈ. તેના ઉપક્રમે પ્રભાતફેરી, સરઘસ, આધ્યાત્મિક પ્રવચનો, યુવક સમ્મેલન, મહિલા સમ્મેલન, જાહેર સભા, લેખ સ્પર્ધા, સાંસ્કૃતિકકાર્યક્રમો વગેરેની ઉજવણી કરવામાં આવી. તેમ જ 'મહાવીર પાર્ક'નું શિલારોપણ, નગરપાલિકા પુસ્તકાલયમાં 'મહાવીરકક્ષ'ની સ્થાપના, નગરના મુખ્ય માર્ગોને 'મહાવીર માર્ગ' અને 'વર્ધમાન પથ'નું નામકરણ વગેરે કાયમી અને યાદગાર કામો થયા. મહાવીર બાલમંદિર પણ નિર્માણ થનાર છે.

નગરપાલિકાએ દીપાવલિના સુઅવસરે ૨૪ તીર્થંકરોના નામના તોરણો ઊભા કરી શહેરને સુશોભિત બનાવેલ.

ભીલવાડા : અસંખ્ય લોકો વચ્ચે મુનિશ્રી સુખલાલજીનું પ્રવચન થયું. મુનિશ્રીએ દારૂ-માંસ છોડવાની આપેલી પ્રેરણાથી પ્રેરાઈને અનેક ભાઈ-બહેનોએ પ્રતિજ્ઞા લીધી. ૨૧ યુવાનોના સંયુક્ત પ્રયાસથી સંસ્કાર નિર્માણ સમિતિ સ્થાપવામાં આવી. જૈરવા મોહલ્લામાં એક સંસ્કાર નિર્માણ વાંચનાલય શરૂ કરવાનો પણ વિચાર વ્યક્ત કરવામાં આવ્યો. આવી રીતે એક સંસ્કાર કલા કેન્દ્રની યોજના પણ થઈ. આ કલા કેન્દ્રે સાંસ્કૃતિક કાર્યક્રમો દ્વારા લોકોમાં સંસ્કાર નિર્માણ કર્યું. ડીસેમ્બરમાં લુહારીયા ગામમાં એક ક્ષેત્રીય સંસ્કાર સંમેલન પણ યોજાયું. સાધ્વીશ્રી જતનકુમારીજીની પ્રેરણાથી કેટલાય ભાઈઓએ તમાકુ વગેરે વ્યસનો છોડવાની પ્રતિજ્ઞા લીધી.

છોટી સાદડી : શ્રી મહાવીર શિક્ષણ સંઘના પ્રથમ યંત્ર જ્ઞાન-મંદિરનું ઉદ્ઘાટન તા. ૧૩ માર્ચના શ્રી જસરાજ વૈદે કર્યું.

બીકાનેર : મુનિશ્રી રાજકરણજી મહારાજના સાંનિધ્યમાં ૨-૩ બેઠકો મળ્યા બાદ શ્રી અગરચંદજી નાહટાના અધ્યક્ષપદે બીકાનેર જિલ્લા નિર્વાણ સમિતિની રચના થઈ. મુખ્યમંત્રીપદ શ્રી લાલચંદ કોઠારીએ સંભાળ્યું. સમિતિના ઉપક્રમે એક વિશાળ સરઘસ ભાંડાસરજી દેરાસરથી પાર્શ્વચંદ્રસૂરિ દેરાસર સુધી નીકળ્યું તેમાં ભગવાનની ઝાંખીઓ ઉપરાંત સંગીત મંડળીઓએ અનેરૂ આકર્ષણ જમાવ્યું. જૈનસમાજ સમ્મિલિત સરઘસ ઘણું શાનદાર બનેલ. ભગવાન મહાવીરના પાંચે કલ્યાણકો તેમ જ અન્ય પ્રસંગે સાધુ-સાધ્વીજીઓ, વિદ્વાનો વગેરેના પ્રવચનો યોજાયા. વક્તૃત્વ સ્પર્ધા પણ અનેકવાર યોજાઈ.

સમિતિ તરફથી જિલ્લાની વસ્તીગણતરી, તેના ફોર્મ છપાવી કરવામાં આવી. સ્ટેશનથી ઠેઠ ગંગાશહર સુધીના લાંબા માર્ગને 'મહાવીર માર્ગ' નામ આપવામાં આવ્યું.

રાજ્ય સરકારના સહયોગથી પબ્લિક પાર્ક બહાર 'મહાવીર વાટિકા' બની. તેમાં ભગવાન મહાવીરના ઉપદેશથી અંકિત શિલાલેખ મૂકયો. આ વાટિકાના નિર્માણમાં સરકારે રૂા. ૧૫ હજાર અને જૈનસમાજે રૂા. ૫ હજાર આપ્યા.



બદા ઉપાશ્રયમાં એક જૈન પ્રદર્શનનું આયોજન ગૌતમ મંડલના કાર્યકર્તાઓએ કર્યું.

બીકાનેર : તમામ ફિરકાઓએ મળી સાધ્વીશ્રી પાનકુંવરજી તથા સાધ્વીશ્રી વનિતાશ્રીજીની નિશ્રામાં 'દેશના દિવસ' કાર્યક્રમનું વિશાળ આયોજન કર્યું.

બીકાનેર : મુનિશ્રી દુલીચંદજી 'દિનકર'ની સાંનિધ્યમાં કવિ સમ્મેલન મળ્યું. જિલ્લા સમિતિ–બીકાનેરના ઉપક્રમે સંસદ સભ્ય મહારાજા કરણીસિંહજીની અધ્યક્ષતામાં જાહેરસભા યોજાઈ. દેરાવાસી અને સ્થાનકવાસી સંપ્રદાયના સાધુ–સાધ્વીજી, રાજ્યાધિકારીઓ, આગેવાનો, વિદ્વાનો વગેરેના પ્રવચનો થયા.

બીકાનેર : રાજ્ય સરકાર દ્વારા શરૂ થયેલા ૩૦ મહાવીર કક્ષો માટે અખિલ ભારતીય સાધુમાર્ગી જૈન સંઘે રૂા. છ હજારથી વધુ કિંમતના ૨૭૯૦ પુસ્તકોના ૩૦ સેટ રાજ્યપાલને ભેટ આપ્યા. આ સંઘ દ્વારા 'ભગવાન મહાવીર આધુનિક સંદર્ભ મેં' વગેરે ગ્રન્થોનું પ્રકાશન થયું. તેમ જ ઉદયપુર વિશ્વવિદ્યાલયમાં 'જૈનચેર' સ્થાપવા રૂા. ૨ લાખ અને વિક્રમ વિશ્વવિદ્યાલયમાં 'જૈનચેર' સ્થાપવા રૂા. ૧ લાખ આપવાનું સંઘે જાહેર કર્યું છે.

ડુંગલા (ચિત્તોડ) : નવાણિયા, રૂંડેલા અને પારસોલીમાં સાધના શિબિર યોજાઈ હતી.

## મહાવીર કક્ષ માટે પુસ્તકો ભેટ

ચાડવાસ : પ્રભાતફેરી સાથે મહોત્સવનું મંગળાચરણ થયું. શ્રી જૈન શ્વેતામ્બર તેરાપંથી સભા ભવનથી શરૂ થયેલી પ્રભાતફેરી અંતે સભામાં ફેરવાઈ ગઈ. મુનિશ્રી કેસરીમલજીની નિશ્રામાં સભા મળી. અધ્યક્ષસ્થાને તહસીલદાર શ્રી રઘુનાથરાય શર્મા હતા. વિશેષ અતિથિ પંચાયત પ્રમુખ શ્રી ચોખારામજી હતા.

ચુરુ : તેરાપંથ મહિલા મંડળે 'યુગીન આવશ્યકતા ઔર મહાવીર' વિષય પર નિબંધ સ્પર્ધા યોજી હતી.

દેસુરી : રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી હરિદેવ જોશીએ ૨૧–૫–૭૫ના અત્રે રાજકિય ઉચ્ચ પ્રાથમિક બાલિકા વિદ્યાલય ભવનનું ઉદ્ઘાટન કર્યું. શાહ હિંમતલાલ મગનીરામજી ગોદાનીએ પોતાના દિવંગત પિતાશ્રી મગનીરામજી ધનરૂપજી ગોદાની અને દિવંગત ભાઈશ્રી દલીચંદજી મગનીરામજી ગોદાનીના પુણ્ય સ્મરણાર્થે બનાવેલ વિદ્યાભવન રાજ્ય સરકારને અર્પણ કર્યું.

ડુંગરપુર : શ્રી જૈન નવયુવક મંડળના ઉપક્રમે ૧૦ દિવસ સુધી વિવિધ કાર્યક્રમો યોજાયા. આ પ્રસંગે નવા વસવાટવાળા ડુંગરપુર સ્થળને 'મહાવીરનગર' નામ આપવામાં આવ્યું. આ સ્થળે શ્રી મહાવીર ઉચ્ચ પ્રાથમિક વિદ્યાલય સ્થાપવા નગરપાલિકાએ જમીન ફાળવી છે.

ઘેલડી (સ્ટે. સોમેસર): મુનિશ્રી પદ્મવિજયજી આદિની સાંનિધ્યમાં, આ નાના એવા ગામમાં, આઠ દિવસનો મહોત્સવ ઉમંગભેર ઉજવાયો.

દોસા : ૧૫ જુન '૭૫ના રોજ શ્રી બાબુલાલ જૈન દ્વારા સમર્પિત ભવન કક્ષમાં જિલ્લા ન્યાયાધીશ શ્રી પી. સી. જૈને 'ભગવાન મહાવીર ઔષધાલય'નું ઉદ્ઘાટન કર્યું.

ડુંગરગઢ : મુનિશ્રી સુમેરમલજીની સાંનિધ્યમાં રાજસ્થાનના નાણામંત્રી શ્રી ચંદનમલજી વૈદ વગેરેએ ભાગ લીધેલ. તેરાપંથી સભા તરફથી આખા વર્ષ સુધી સવારે જૈન ભજનોની રેકર્ડો પ્રસારિત કરવામાં આવી. વિવિધ તપારાધના ઘણી સારી થઈ.

કુસિયાકલાં : સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિએ સ્થાનિક રાજ્યના ઉચ્ચ માધ્યમિક

## નવા વસવાટને 'મહાવીરનગર' નામ

વિદ્યાલયને જૈન સાહિત્ય આપવાનું નક્કી કર્યું.

મહોત્સવના પ્રથમ દિવસે સવારે મંગલધ્વનિ સાથે પ્રભાતફેરી નીકળી. બપોરના નીકળેલ રથયાત્રામાં અજૈનોએ પણ શોભા વધારી. સમસ્ત જૈન સંસ્થાઓ જૈનધ્વજથી લહેરાઈ ઊઠી. સાંજના યોજાયેલ જાહેરસભામાં મનનીય પ્રવચનો તેમજ જિનભક્તિ ગીતો, ભજનો વગેરે થયા.

ફાલના : ગ્રામપંચાયત, ફાલના તથા ખુડાલાએ ફાલના સ્ટેશનથી સરકારી હોસ્પિટાલ સુધીના માર્ગને 'ભગવાન મહાવીર માર્ગ' તથા ફાલના પોસ્ટ

## જૈન રેકર્ડ

ઓફિસ પાછળના વિસ્તારને 'મહાવીરનગર' નામ આપવાનું નક્કી કર્યું છે.

ગંગાશહેર : રાજસ્થાનના સિંચાઈ અને સાર્વજનિક બાંધકામ ખાતાના મંત્રી શ્રી હીરાલાલ દેવપુરાએ અહીંથી ૧૫૦ કિ. મિ. દૂર નોહર કસ્બા ખાતે મહાવીર પાર્કનું ઉદ્ઘાટન કર્યું હતું. આ પાર્ક નોહર સુધરાઈ અને જનસહકારથી રૂા. બે લાખના ખર્ચે તૈયાર થશે.

ગંગાશહેર : સાધ્વીશ્રી મોહનકુમારીજીના સાન્નિધ્યમાં અને જિલ્લાધીશ શ્રી લક્ષ્મીનારાયણજીની અધ્યક્ષતામાં

## હોમિયોપેથિક ચિકિત્સાલય

નિર્વાણ દિવસ ઉજવાયો.

ગંગાશહેર: અહીં મહાવીર ચોકમાં એક સ્મારક બનાવવાની યોજના વિચારાઈ. તેમાં એક સાધારણસ્થિતિની વ્યક્તિએ રૂા. ૧૦ હજાર આપવાનુ વચન આપ્યું છે. 'મહાવીર હોમિયોપેથિક ચિકિત્સાલય' સ્થપાતા, તેનું ઉદ્ઘાટન જિલ્લા સમિતિના અધ્યક્ષ શ્રી અગરચંદજી નાહટાના વરદ હસ્તે થયું. તેના મકાનનિર્માણનો ખર્ચ શ્રી જસકરણજી બોથરા આદિએ આપેલ છે. તેમજ તેના સંચાલન માટે પ્રતિ વર્ષ રૂા. ૨ હજાર પાંચ વર્ષ સુધી આપવાનું જાહેર કર્યું છે. બાકીનો ખર્ચ શ્રી ઓસવાલ પંચાયતી સમિતિ આપી રહી છે.

ગંગાશહેર : જિલ્લામાં ગંગાશહેર, કરણપુર, સંગરિયા, હનુમાનગઢ, પીલીગંગા, પદ્મપુર, રામસિંહનગર, સૂરતગઢ વગેરે વિસ્તારોમાં મોટી સાઈઝના હોર્ડિંગ્ઝ લગાવવામાં આવ્યા.

જિલ્લાના તમામ સિનેમાગૃહોમાં ભગવાન મહાવીરની વાણીવાળી સ્લાઈડો બતાવવામાં આવી.

સંપૂર્ણ જિલ્લાના ૫૦ ઉપર જાહેર પુસ્તકાલય અને શાળા-કોલેજમાં ભ. મહાવીર અંગેના હજારો પુસ્તકો આપવામાં આવ્યા છે.

૨૦ વિદ્યાલયોમાં નિબંધ-સ્પર્ધા યોજાઈ હતી અને પુરસ્કાર અપાયા હતા.

૧૫ શાળા–કોલેજોમાં ભગવાન મહાવીરના મઢેલા સુંદર ચિત્ર ભેટ આપાયા.

ગૌતમપુરા : ભ. મ. નિર્વાણ શતાબ્દી સમારોહ નિમિત્તે શ્રીમતી જડાવબાઈ રાજમલજી ખાફનાએ સ્વ. માતેશ્વરી કસ્તુરીબાઇની સ્મૃતિમાં ચાર ખાટલાનો વર્ધમાન વોર્ડ ઉભો કરાવ્યો.

ધોરીમન્ના : રૂા. ૨૫ હજારના ખર્ચે 'ભગવાન મહાવીર જૈન ધર્મશાળા' બંધાઇ રહી છે.

ગુલબંપુરા : શ્રી નાનક જૈન છાત્રાલયના વાર્ષિકોત્સવ પર ૧૦મી ફેબ્રુઆરીના રાજ્યના નાણાં મંત્રી શ્રી ચન્દનમલજી વૈદે છાત્રાલયના મુખ્ય ભવન પાસે 'મહાવીર–કક્ષા'નો શિલાન્યાસ કર્યો.

## સંઘ સંમેલન

જયપુર : પ્રાંતય નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે ૧૩ નવેમ્બરથી આઠ દિવસ સુધી વિવિધ કાર્યક્રમો યોજાયા. શ્રી બાણુલાલ સેઠીના સંયોજનમાં બે દિવસ પ્રભાતફેરી યોજાઈ. ૧૩ નવેંબરે રથયાત્રા નીકળી. રામલીલા મેદાનમાં જાહેરસભા મળી. રાજ્યના મુખ્ય પ્રધાન અને નાણાં પ્રધાન આદિએ પ્રાસંગિક પ્રવચનો કર્યા.

૧૪ નવેમ્બરે શ્રી પ્રકાશચંદ્ર કાસલીવાલના મુખ્ય અતિથિપદે રામલીલા મેદાનમાં સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો. કાર્યક્રમના પ્રમુખ શ્રી ઉમરાવમલ ચોરડિયા અને સંયોજક શ્રી તિલકરાજ જૈન હતા.

૧૫ નવેમ્બરે આ જ મેદાનમાં સવારે શ્રી ચતુર્વિધ સંઘનું સંમેલન ભરાયું.







# ધાર્મિક શિક્ષણ શિબિર

૧૬ નવેમ્બરે શિવાજીરાવ ભવનમાં સાંજના જયપુરની વિવિધ ભજન મંડળીઓએ કાર્યક્રમ આપ્યો. ૧૭ નવેમ્બરે લાલભવનમાં સવારના "સ્વાસ્થ સમાજ રચના" ના વિષય પર વિચારગોષ્ઠી થઈ.

ગુલાબપુર : શ્રી સ્વાધ્યાયી સંઘ તરફથી ધાર્મિક શિબિર યોજાઈ. ૮૦થી વધુ વિદ્યાર્થીઓએ તેનો લાભ લીધો.

હિન્ડૌન : આ ક્ષેત્રમાં આવેલા પ્રાચીન જિનાલયોવાળા ગામોમાં–તીર્થોમાં નિર્વાણ મહોત્સવની ઠાઠથી ઉજવણી કરવામાં આવી. દરેક સ્થાનોમાં ત્રણ દિવસ સેંકડો દીપ પ્રગટાવવામાં આવ્યા.

હિન્ડૌન નગરમાં એક શોભાયાત્રા નીકળી. નગરનો અને આજુબાજુનો જનસમૂહ મોટી સંખ્યામાં જોડાયો. અતિશય ક્ષેત્ર શ્રી મહાવીરજીના કમલાબાઈ આશ્રમ અને કૃષ્ણાબાઈ આશ્રમની બાલિકાઓ તથા શ્રી વર્ધમાન જૈન વિદ્યાલય અને શ્વે. જૈન છાત્રાવાસના વિદ્યાર્થીઓએ ઉમંગ ભેર ભાગ લીધો. શોભાયાત્રામાં જીપમાં ફુલોથી શણગારેલ ભગવાન મહાવીરની તસ્વીર, ભગવાનની જીવનઝાંખિઓ અને પચરંગી ધ્વજ સામેલ હતા. શોભાયાત્રા પૂરી થતા સભા યોજાઇ. રાત્રે શ્વે. જૈન મંદિરમાં આરતી અને ભજન–કીર્તન થયા.

નગરના બસ સ્ટેન્ડ પાસે 'વર્ધમાન પરબ' શરૂ કરવામાં આવી. નઈમંડીમાં શિલાલેખ સ્થાપવાનું વિચારાધીન છે.

આ નિર્વાણ વર્ષમાં શ્રી મહાવીરજી તીર્થમાં, પંન્યાસ શ્રી ન્યાયવિજયજી મ૦ની નિશ્રામાં, વર્ધમાન સેવા કેન્દ્ર (મુંબઇ) ના સહયોગથી સાત દિવસની શિબિર યોજાઈ. ૪૦ ગામોના ૧૧૦ જૈન યુવકોએ ભાગ લીધો.

હિન્ડૌન ક્ષેત્રના ખેરડી, ડીગ, સિરસ, કરૌલી અને હિન્ડૌન વગેરે જિનાલયોના જીર્ણોદ્ધાર માટે મુંબઇના શ્રી નટવરભાઇ અને શ્રી કુમારપાળ વિ. શાહે એક યોજના બનાવી, જેને શેઠ આણંદજી કલ્યાણજી પેઢીએ સ્વીકારી રૂા. ૪ લાખ આપવાનો નિર્ણય કર્યો છે.

હિન્ડૌન નગરથી ૮ માઇલ દૂર ચાંદનપુર ગામમાં આવેલ અતિશય ક્ષેત્ર શ્રી મહાવીરજીમાં દર ચૈત્ર સુદ ૧૩ થી વદ ૧ સુધી મેળો યોજાય છે. આ વર્ષે પણ જૈન–જૈનેતર હજારોની સંખ્યામાં ઉમટેલ. ભવ્ય રથયાત્રા નીકળી હતી.

## —રાજસ્થાનમાં—

## કાયમી પશુ–બલિ પ્રતિબંધ

જયપુર : રાજસ્થાન વિધાનસભાએ ૩૦મી માર્ચે ૧૯૭૪ના રોજ મંદિરો અથવા મંદિરોના આંગણામાં તેમજ સાર્વજનિક ધાર્મિકસ્થાનોમાં પશુ તથા પક્ષીઓના બલિ પર પ્રતિબંધ મૂકવાનો અનુરોધ કરતો બીન સરકારી સભ્યનો એક ઠરાવ પસાર કર્યો હતો.

પ્રવર સમિતિના અધ્યક્ષ શ્રી ભીમસેને આ ઠરાવ રજુ કર્યો હતો. ઠરાવની ચર્ચામાં સભ્યોએ ભગવાન મહાવીરની અહિંસા ઉપર વિશેષ ભાર મૂકી આ ઠરાવની જોરદાર હિમાયત કરી હતી.

આ ઠરાવમાં, વિવિધ ધર્મોના અને રાષ્ટ્રના ૧૪ પર્વ દિવસોએ પશુ–પક્ષીઓનો વધ નહિ કરવાની અને માંસનું વેચાણ નહિ કરવાની જોગવાઈ છે.

આ દિવસોમાં ભગવાન મહાવીર જન્મ કલ્યાણક, દીપાવલી તેમજ કારતક પૂર્ણિમાના દિવસોનો સમાવેશ થાય છે.



જયપુર : મ. પ્ર.ના મુખ્ય પ્રધાન પ્રકાશચન્દ્ર શેઠીએ તા. ૮ નવેમ્બરે જૈન ડાયરેક્ટરીનું પ્રકાશન કર્યું. રાજસ્થાનના મુખ્ય પ્રધાન શ્રી હરિદેવ જોશીએ પોતાના પ્રવચનમાં ભ૦ મહાવીરના ઉપદેશોના ૧૪૦૦ શિલાલેખો રાજ્યમાં લગાવાની ઘોષણા કરી

અપંગોને કૃત્રિમ અંગ લગાવવાના ફંડની ઘોષણા કરવામાં આવી જેમાં રાજ્ય સરકારે રૂ. બે લાખ આપવાનું જાહેર કર્યું.

આ વર્ષમાં રાજ્યમાં દારૂ, અને શિકારના નવા લાયસંસ

જયપુર : પંન્યાસશ્રી વિશાળવિજયજી મહારાજ (વિરાટ)ની નિશ્રામાં નિર્વાણ મહોત્સવની ઉજવણીમાં શ્રી હિંમતસિંહજી ચૌહાણે 'નેમ-રાજુલ'ની એકપાત્રી નૃત્યનાટિકા તેમજ બૃહદ્ સ્નાત્ર મહોત્સવમાં સૌધર્મ ઇન્દ્ર મહારાજની ભૂમિકા ભજવી હતી.

## અપંગો માટે વિકલાંગ સમિતિ

તપાગચ્છ સંઘના ઉપક્રમે, અત્રેનાં શ્વેતાંબર જિનાલયના ઉપરના ભાગે ભગવાન શ્રી મહાવીર પ્રભુના જીવન સંબંધી પ્રસંગોના ૧૦ રંગીન ભીંત ચિત્રો આલેખિત કરાયા છે.

આ ભીંત ચિત્રો સાહિત્યકલારત્ન પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ સંપાદિત "તીર્થંકર ભગવાન શ્રી મહાવીર ચિત્ર સંપુટ' પર આધારિત છે.

રૂ. ૪૦ હજારના ખર્ચે આ બહુરંગી ભીંત ચિત્રો, લગભગ

# રાજ્યભરમાં ૧૪૦૦ શિલાલેખો લગાડાશે

નહિં અપાયા તથા કોઈને ફાંસીની સજા નહીં અપાઇ.

જયપુર : તા. ૧૩ નવેમ્બર થી ૧૯ નવેમ્બર સુધી પ્રાંતિય સમિતિ તરફથી શાનદાર કાર્યક્રમો યોજાયા. ૧૩ નવેમ્બરના વરઘોડામાં ૫૦ હજાર લોકો અને જાહેરસભામાં ૩૦ હજાર લોકો હતા. સભામાં મુખ્ય પ્રધાન શ્રી હરિદેવ જોશીનું પ્રવચન થયું. તા. ૧૪ સાંસ્કૃતિક કાર્યક્રમ, તા. ૧૫ ચતુર્વિધ સંઘ સંમેલન, તા. ૧૬ ભજન-કિર્તન, તા. ૧૭ વિચાર વિમર્શ તથા મહિલા સંમેલન, તા. ૧૮ વિદ્વાનોનું સંમેલન, તા. ૧૯ સાંસ્કૃતિક કાર્યક્રમ તથા તા.-૨૦ના સમારોહ કાર્યક્રમ થયા.

## જિનાલયમાં બહુરંગી ચિત્રો

જયપુર જૈન સંઘે શ્રી ચૌહાણને સુવર્ણ ચંદ્રક આપ્યો હતો અને 'દેવ ગાંધર્વ' તરીકે બીરદાવ્યા હતા.

આ નૃત્ય નાટિકાનો કાર્યક્રમ શ્રી શ્વેતાંબર જૈન તપાગચ્છ સંઘ અને આત્માનંદ સભા ભવન તરફથી શ્રીસંઘના પ્રમુખ શ્રી હીરાભાઇ એન. શાહના પ્રમુખપદે સુબોધ કોલેજના પટાંગણમાં યોજાયો.

પૂજ્ય પંન્યાસજી મહારાજની પ્રેરણાથી શ્રી જૈન શ્વેતાંબર

૩૦૦ વર્ગ ફુટની દિવાલમાં મૂકાવાની યોજના શરૂ થઈ ગઈ છે.

જયપુર : સંત પરમાનન્દ બ્લાઇન્ડ રિલીફ મિશન દિલ્હીના માર્ગદર્શન હેઠળ ચક્ષુ ચિકિત્સા સેવા સમિતિ જોધપુરના ઉપક્રમે તા. ૧૩-૧૪ ડિસેમ્બરે ચક્ષુ ચિકિત્સા સમારોહ યોજાયો હતો.

જયપુર : ભગવાનની વાણી ઘરઘરમાં પહોંચતી કરવા અને લોકોમાં સ્વાધ્યાયની રુચિ વધારવાના હેતુથી 'સ્વાધ્યાય મંદિર'ની સ્થાપના કરાઇ. આ સંસ્થા દ્વારા જૈન દર્શન પર પોસ્ટલ ટ્યુશન અપાશે, જૈન દર્શન પર આકાશવાણી પરથી કાર્યક્રમ



આપવામાં આવશે અને દેશ વિદેશમાં જૈન દર્શન સંબંધી પુસ્તકાલય અને વાંચનાલય ચલાવાશે.

જયપુર : 'વીર શાસન જયન્તિ' બહુ જ ધામધુમથી મનાવવામાં આવી. બપોરે શ્રી નિર્વાણસાગરજી મ.ની સાંનિધ્યમાં એક જંગી સભાનું આયોજન કરવામાં આવ્યું. રાત્રે પણ એક સભા યોજાઈ હતી.

જયપુર : શ્રી વીર બાલિકા વિદ્યાલયે નિર્વાણોત્સવ ઉજવવા સાથે જયપુર શહેરમાં મહિલા શિક્ષણ ક્ષેત્રે સર્વપ્રથમ મહાવિદ્યાલય બનવાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે.



જયપુર : પ્રભાતફેરી સાથે મહાવીર જયંતીનું મંગલાચરણ થયું. વીર સેવક મંડળ, સ્વયંસેવક મંડળ, આદર્શ મહિલા વિદ્યાલય તેમજ શહેરના અનેક આગેવાનોએ પ્રભાતફેરીમાં ભાગ લીધો. કટલેમાં પ્રભાતફેરી પૂરી થઈ. અહીં શ્રી બદરીપ્રસાદ સરાવગી [પિટણા]એ જૈન ધ્વજ ફરકાવ્યો. ત્યારબાદ મંદિરથી જલયાત્રા નીકળી અને બગીચે પહોંચી. ત્યાં ૨૧ કળશોની બોલી બોલવામાં આવી અને જલયાત્રા કટલેમાં પાછી આવી. બપોરે વીર સંગીત મંડળે પૂજન અને ભક્તિનૃત્યનો કાર્યક્રમ આપ્યો. આચાર્યશ્રી વિદ્યાસાગરજી મહારાજે પ્રવચન કર્યું.

રાતે સામુહિક આરતી અને શાસ્ત્રપ્રવચન બાદ જાહેરસભા શ્રી બદરીપ્રસાદ સરાવગીની અધ્યક્ષતામાં મળી.

ડૉ. કસ્તુરચંદજી કાસલીવાલ, ડૉ. ગોપીચન્દ પાટની, પંડિત રતનજી શાસ્ત્રી અને પંડિત કેશવજી શાસ્ત્રીના પ્રવચનો થયા.

રાતે આદર્શ મહિલા વિદ્યાલયની બાલિકાઓએ 'મયણા સુન્દરી' નામની નાટિકા ભજવી. ક્ષેત્રીય સમિતિના પ્રમુખ શ્રી મોહનલાલજી કાલાની અધ્યક્ષતામાં યોજાયેલ આ કાર્યક્રમનું ઉદ્ઘાટન ડૉ. ગોપીચન્દ પાટનીએ કર્યું.

## મહાવીર મિશન હોસ્પીટલ

બ્રાહ્મણવાડા : અત્રે રૂપિયા એકાદ કરોડના ખર્ચે મહાવીર મિશન હોસ્પીટલ બનાવવાનો નિર્ણય કરાયો છે. સિરોહી સંઘના પ્રમુખ શ્રી પુખરાજજી સિંઘીના જણાવ્યા મુજબ હોસ્પીટલમાં બસો બિછાના હશે.

જયપુર : ચિતોડ જિલ્લાના જોગણિયા માતાના મંદિર પર દર મહિને હજારો પશુઓની બલિદાન દેવાતું હતું તે મહાસતી શ્રી જશકુંવરજીના ઉપદેશથી લોકોએ સ્વેચ્છાથી બંધ કર્યું. અને ત્યાંના રહેવાસીઓએ દારૂ અને માંસ સેવન નહિ કરવાની પ્રતીજ્ઞા લીધી.

જયપુર : સાધ્વીશ્રી કલ્યાણશ્રીજી, સાધ્વીશ્રી વિચક્ષણાશ્રીજી, સાધ્વીશ્રી સજ્જનશ્રીજી આદિની પ્રેરણાથી ૧૨-૧૦-૭૫ના સામુદાયિક ૨૫૦૦ આયંબિલ થયા.

જયપુર : આચાર્ય શ્રી તુલસીની મંગળ નિશ્રામાં ઉજવાયેલ કેવળજ્ઞાન ઉત્સવમાં કેન્દ્રનાં નાણાં પ્રધાન શ્રી સી. સુબ્રમણ્યમ, તેમજ રાજસ્થાનના પ્રધાનો સર્વશ્રી ચન્દનમલ વૈદ, હીરાલાલ દેવપુરા, રામકિશોર વ્યાસ આદિએ ભાગ લીધો હતો.

જયપુર : અત્રે ભારતનાં મુખ્ય તીર્થો કલાપૂર્ણ મંદિરો અને મૂર્તિઓ વગેરેના ૨૭૫ ચિત્રોનું ભવ્ય પ્રદર્શન યોજાયું-



## અનુશીલન કાર્યક્રમ

કોટા : ઈન્કમટેક્ષ કમિશ્નર શ્રી પી. સી. ઝાલખન્ડીની અધ્યક્ષતામાં અત્રેના ગૌશાલા ભવનમાં 'ભગવાન મહાવીર અને અનુશીલન' કાર્યક્રમ યોજાયો. દિવાકર બાલ નિકેતનના બાળકોએ ભજન અને કવિતાઓ ગાઈ. નિર્વાણ સમિતિના અધ્યક્ષ શ્રી સોહનરાજ કોઠારીએ રૂા. ૧૦૧ પુરસ્કાર આપ્યો.

## ખીમેલમાં કીર્તિસ્તંભ

ખીમેલ : ભગવાન શ્રી મહાવીર દેવના ૧૨ ફુટ ઊંચો કીર્તિસ્થંભ ઊભો કરવાની યોજના સાકાર થઈ. ખીમેલ ગામના રહીશ અને યુગવીર આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના અનન્ય ભક્ત સ્વ. ભીખમચંદ ચમનાજી કોઠારી તથા તેમના સુપુત્ર સ્વ. હિંમતમલજીના સ્મરણાર્થે શ્રી બાબુલાલ હિંમતમલજી કોઠારી (હીરા મેડીકલ એન્ડ જનરલ સ્ટોર્સ, મઝગાંવ) તરફથી આ કીર્તિસ્થંભ બનશે.

શ્રી રાષ્ટ્રીય સેવાદળ-ખીમેલના પ્રયત્નથી ગ્રામ પંચાયતે ૧૦×૧૦ ફુટની જમીન કીર્તિસ્થંભ બનાવવા ભેટ આપી છે. અને આ રસ્તાને 'મહાવીર ચોક' નામ આપવાનો પંચાયતે ઠરાવ કર્યો છે.

કીર્તિસ્થંભમાં મહાવીર વાણી તથા વલ્લભવાણીના સૂત્રો અંકિત કરવામાં આવશે.



જયપુરના શ્વેતાંબર જિનાલયની દીવાલો પર ચિત્રિત ભગવાનના જીવન પ્રસંગોની કલાત્મક તસ્વીર

●

ભગવાન ૧૧ બ્રાહ્મણ પંડિતોને દીક્ષા આપે છે તે પ્રસંગનું ભીંત ચિત્ર

બ્રાહ્મણવાડજી તીર્થ : સાધ્વી શ્રી નિર્મલાશ્રીજી મ.ની સાંનિધ્યમાં સંસ્કાર અધ્યયન સત્રનું આયોજન તા. ૨૭ મેથી ૧૬ જુન ૧૯૭૫ સુધી સફળતાપૂર્વક થયું. કોલેજ અને હાઈસ્કૂલની ૨૦૦ વિદ્યાર્થિનીઓએ ભાગ લીધો. સત્રનું ઉદ્‌ઘાટન શ્રી કન્યા શિબિર આયોજન સમિતિના અધ્યક્ષ શ્રી પુખરાજજી સિંઘી, એડવોકેટ (સિરોહી)એ જ્ઞાનદીપક પ્રગટાવી કર્યું હતું. સત્રનું સંચાલન કુ. પન્નાબહેન શાહે સંભાળ્યું હતું.



પૂજ્ય આચાર્યશ્રી વિજય-સુશીલસૂરીશ્વરજી મહારાજની પ્રેરણા અને સાંનિધ્યમાં નિર્વાણ કલ્યાણક વર્ષના ઉપલક્ષમાં થયેલ શાસનપ્રભાવનાનાં અનેક કાર્યો :

૧. જાવાલમાં શ્રીસંઘ તરફથી અંબાજીની વાડીમાં ૭૨ ફુટ ઊંચો કીર્તિસ્તંભ બની રહ્યો છે. તેનું ખાત મુહૂર્ત અને શિલાન્યાસ પૂજ્યશ્રીની નિશ્રામાં સવિધિ મહોત્સવપૂર્વક થયેલ.

૨. નાડોલ તીર્થમાં સંઘવી મુલતાનમલજી મૂળચંદજી મંડલેચાએ મહોત્સવ યોજવાપૂર્વક 'શ્રી નાડોલ–સમ્મેત–પાવાપુરી જૈન-યાત્રા સંઘ' રેલ્વે દ્વારા કાઢયો.

૩. ખીમેલમાં ' શ્રી પાવાપુરીજી ' મંદિર બની રહ્યું છે.

૪. પાલીમાં શ્રીસંઘ તરફથી ત્રણ શિખરયુક્ત ભવ્ય જિનાલયનું નિર્માણ, પ્રતિષ્ઠા મહોત્સવપૂર્વક થયું.

૫. સાદડીમાં પૂજ્યશ્રીની નિશ્રામાં સંઘવી ફુલચંદજી વીરચંદજીએ મહોત્સવ કરાવવા પૂર્વક સાદડીથી છ'રી પાળતા શ્રી કેસરીયાજી તીર્થયાત્રાનો સંઘ કાઢયો.

૬. ગુડા–એન્દલામાં પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો.

૭. લુણાવામાં શા ઉંકાજી છાજેડ પરિવારે બંધાવેલ નૂતન (દાદાવાડી) જિનપ્રાસાદમાં જિનબિંબોની પ્રતિષ્ઠા સહિત મહોત્સવ ઉજવાયો.

૮. જોધપુરમાં ચાતુર્માસ દરમ્યાન અષ્ટાન્હિકા મહોત્સવ યુક્ત શ્રી અર્હદ્ અભિષેક સહિત તથા પુનઃ અષ્ટાન્હિકા મહોત્સવ સહિત શ્રી વીશસ્થાનક પૂજન થયા. બન્ને પૂજનો અહીં પ્રથમ જ વાર થયા.

૯. જોધપુરમાં ભાદરવા સુદ ૧૩ના ' શ્રી વર્ધમાન જૈન ધાર્મિક પાઠશાળા 'નું ઉદ્ઘાટન થયું.

# વ્યસન ત્યાગ માટે શિબિરો

જોધપુર : રાજસ્થાન ટેમ્પરેન્સ સોસાયટી તરફથી નશા–નિવારણનું વાતાવરણ સર્જવા વ્યાપક ઝુંબેશ થઈ. પ્રમુખ શ્રી કર્ણાવટ અને કાર્યકરોએ બિકાનેર અને જોધપુર જિલ્લામાં ઝડપી પ્રવાસ કરી લોકોને ભાષણો, ચિત્રો, ચલચિત્રો, ભાવ ગીતો વગેરે દ્વારા નશા સેવનના માઠાં પરિણામો બતાવ્યા. પરિણામે હજારો લોકોએ નશા-સેવન ન ક વાની પ્રતિજ્ઞા લીધી. નશાબંધી માટે કાર્ય કરવા સેંકડો કાર્યકરો અને સંસ્થાઓને તૈયાર કરવામાં આવી. કાર્યકરોને પ્રશિક્ષણ આપવા માટે લાડનું, શિવગંજ અને જોધપુરમાં શિબિરો યોજવામાં આવી. સોસાયટી તરફથી એક નશા નિવારણ કાર્યકર સંમેલન યોજવામાં આવ્યું. શિબિરાર્થીઓએ સરઘસ કાઢ્યું અને જાહેરસભાઓ તથા વિચાર ગોષ્ઠિઓ પણ યોજી. સંપૂર્ણ રાજ્યમાં શરાબબંધી કરવાની દૃષ્ટિએ કેટલાય મહત્ત્વના ઠરાવો પસાર કરી સરકારને મોકલવામાં આવ્યા.

ચોહટન : રૂા. ૧ લાખના ખર્ચે થનાર જૈન મંદિરનું નિર્માણ કાર્ય ચાલુ છે.



# રથયાત્રા

જોધપુર : ૧૩ થી ૧૭ નવેમ્બર ચાર દિવસ સુધી જોધપુરવાસીઓએ ઉલ્લાસથી નિર્વાણ મહોત્સવ ઉજવ્યો. ૧૩મીએ શહેરના વિવિધ દસ વિભાગોમાંથી પ્રભાતફેરીઓ નીકળી. તેમાં પાંચેક હજારથી વધુ લોકોએ ભાગ લીધો. દિગંબર જૈન મંદિરમાં જૈન ધ્વજવંદન કરાયું. એ પ્રસંગે તમામ સંપ્રદાયોના પૂજ્ય સાધુ-સાધ્વી ભગવંતોએ પ્રેરક પ્રવચનો કર્યાં.

૧૪ નવેમ્બરે રાજસ્થાનની વડી અદાલતના વડા ન્યાયમૂર્તિ શ્રી બી. પી. બેરીની અતિથિ વિશેષતામાં તેમજ શ્રી નરેન્દ્રકુમાર સાંઘીની અધ્યક્ષતામાં ઘંટાઘર મેદાનમાં વિશાળ જાહેરસભા મળી તેમાં ન્યાયમૂર્તિઓ, સંસદસભ્યો, ધારાસભ્યો, ઉપકુલપતિશ્રી વિ.વિ. નગર સહિત શહેરના અનેક આગેવાન જૈન-જૈનેતરોએ હાજરી આપી હતી. સભામાં સાત હજારથી વધુ માણસોની મેદની હતી.

૧૭મી નવેમ્બરે શ્રી ભૈરૂબાગ પાર્શ્વનાથ તીર્થથી પાંચ માઈલ લાંબી ભવ્ય રથયાત્રા નીકળી હતી. સવારના ૧૧ વાગે શરૂ થયેલ આ રથયાત્રા ઠેઠ સાંજના પૂરી થઇ હતી. હાથી, ઘોડા, રથ, ટ્રેક્ટર વગેરેથી રથયાત્રા વધુ ભવ્ય બની હતી. અને ૧૨ હજારથી વધુ લોકોએ તેમાં ભાગ લીધો હતો. શહેરના મુખ્ય બજારોમાં બે સ્થળે રથયાત્રામાં ભાગ લેનાર તમામને મીઠાઇ વ્હેંચી સ્વાગત કરાયું

જોધપુર : પૂજ્ય સાધ્વીજી નિર્મલાશ્રીજી મહારાજની નિશ્રામાં શ્રી ભૈરૂબાગ પાર્શ્વનાથ જૈન તીર્થમાં ૨૯ મે ૭૪ થી ૧૯ જુન ૧૯૭૪ સુધી શ્રી સંસ્કાર અધ્યયન સત્ર (કન્યા શિબિર) યોજાયું. આ સત્રનું સંચાલન કુમારી પન્નાબહેન પી. શાહે કર્યું.

# કન્યા શિબિર

સત્રમાં તમમા ફિરકા અને ગચ્છની કોલેજીયન યુવતિઓ સહિત જૈનેતર કન્યાઓએ પણ ભાગ લીધો હતો. કુલ ૧૭૦ કન્યાઓએ સાધ્વીજીશ્રીની અમૃતવાણીનો લાભ લીધો.

જોધપુર : જોધપુર સરદાર વિદ્યાલયની શિક્ષણ સમિતિએ સરદાર ઉચ્ચ માધ્યમિક વિદ્યાલયના રમત મેદાનમાં 'મહાવીર સ્ટેડિયમ' બનાવવાનો નિર્ણય કર્યો છે. આ માટે એક સમિતિની રચના પણ કરાઇ છે.

આ ઉપરાંત અત્રે રૂા. બાવીસ લાખના ખર્ચે "મહાવીર બાલિકા ઉચ્ચ વિદ્યાલય"નું નિર્માણ પણ ચાલું છે. મુખ્યપ્રધાન શ્રી હરિદેવ જોશીએ વિદ્યાલયનો શીલાન્યાસ કર્યો હતો. આ માટે શ્રી ઘેવરચન્દ કાનૂનગો અને શ્રી પારસમલ કાનાજીએ રૂા. એકેક લાખનું દાન આપ્યું છે.

જાવદ : અત્રે ૧૯ ફેબ્રુઆરીથી ૨૪ ફેબ્રુઆરી ૭૪ સુધી પંચકલ્યાણક પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો હતો. કલ્યાણકોના દૃશ્યો નાટ્યરૂપે બતાવાયા. સમવસરણની રચના અને દિવ્ય ધ્વનિનું આયોજન તેનાં વિશિષ્ઠ અંગો હતા. વિશ્વ મિશન કેન્દ્ર ઋષભદેવ તરફથી શ્રી શ્રેષ્ઠીલાલજીની અધ્યક્ષતામાં અહિંસા સંમેલન મળ્યું હતું.

જૈતારણ : અહીં મહાવીર સમાજની ૧૪ સભ્યોની રચના કરવામાં આવી. તથા એક વ્યાયામ શાળા પણ સ્થાપવામાં આવી.

જસોલ : અત્રે મીડલ સ્કૂલ ઊભી કરવા માટે શ્રી પુખરાજ બોહરાએ પોતાના કુટુંબીજનો તરફથી માતબર રકમનું દાન આપ્યું. શ્રી બોહરા નિર્મિત સ્કુલનું નામ શાહ સિરેમલ નેનમલજી બોહરા રાજકિય ઉચ્ચ પ્રાથમિક પાઠશાળા રહેશે અત્રે ભગવાન મહાવીર પરબનું પણ નિર્માણ થયું.

# સંમેલન



કેશરિયાજી : નિર્વાણોત્સવ સમિતિ ઋષભદેવની એક બેઠક તા. ૨૧-૩-૭૪ના મળતા, શ્રી કેશરિયાજીમાં ચંદ્રગીરી પહાડ ઉપર ૪૦ ફૂટ ઊંચો ભ૦ મહાવીર કીર્તિસ્થંભ નિર્માણ કરવાનો નિર્ણય લેવામાં આવેલ. તેમ જ શ્રી કેશરિયાજી મંદિર પાસેની તીર્થરક્ષા કમિટીથી ઓફિસનું નવનિર્માણ કરી 'ભ૦ મહાવીર ભવન' નામ આપવાનું અને તેમાં ધર્મશાળા, પુસ્તકાલય અને ધર્મ પ્રચાર કેન્દ્રની સ્થાપના કરવાનું નક્કી કરવામાં આવેલ.

બિકાનેર : જિલ્લા સમિતિ તરફથી યોજનાર કાર્યક્રમોનો શુભારંભ ચતુર્વિધ સંઘની ઉપસ્થિતિમાં સાધુ-સાધ્વીઓના પ્રવચનો અને વિદ્વાન શ્રાવકોના ભાષણોથી તા. ૧૩ નવેમ્બરે થયો. બીજે દિવસે ભગવાન મહાવીરનો જય-જયકાર કરતી પ્રભા-

# પ્રચાર કેન્દ્ર

તફેરી શહેરના વિભિન્ન લત્તાઓમાં ફરી

કોટા : નિર્વાણ કલ્યાણક દિને તેમજ જન્મકલ્યાણક દિને રોશની થઈ. ૧૩-૧૧-૭૪થી ૪-૧૧-૭૫ સુધી ક્ષેત્રીય સમિતિના કાર્યાલયમાં જૈન ભજનો ધુન થતી રહી

રૂા. ૬૫ હજારના ખર્ચની વિવિધ યોજના ઘડાઈ. તેમાં કોટા ડીવીઝનમાં જૈન વસ્તી ગણતરી, કોટા ડીવીઝનની જૈન ડીરેકટરી, સેમિનાર, કવિ સંમેલન આદિનો સમાવેશ થાય છે.

૧૭-૧૧-૭૪ના ભવ્ય રથયાત્રા નીકળી. ૧૯મીએ જ્ઞાન-પ્રદર્શન યોજાયું. ૨૦મીએ ભાવી સંકલ્પ ઉપસંહાર ગોષ્ઠીનું આયોજન થયું.

પાલી : મહાવીર સમાજ વ્યાયામશાળાનું ઉદ્ઘાટન પ્રસિદ્ધ ઉદ્યોગપતિ શ્રી ઘેવરચંદજી કાનૂનગાના હાથે થયું.





# ☆ વીર નિર્વાણ સાધના સમિતિ

# ☆ શ્રી મહાવીર પ્રચાર સંઘ

નિર્વાણોત્સવના અવસર પર આચાર્યશ્રી હસ્તીમલજી મ૦ની પ્રેરણાથી સમ્યગ્જ્ઞાન પ્રસારક મંડળના તત્વાવધાનમાં ગઠિત અ. ભા. વીર નિર્વાણ સાધના સમિતિ દ્વારા તા. ૨૬-૧૧-૭૪ના સવાઈ માધોપુરમાં 'શ્રી મહાવીર ધર્મ પ્રચાર સંઘની' સ્થાપના કરવામાં આવી. તેનું કેન્દ્રિય કાર્યાલય જયપુર અને પ્રધાન કાર્યાલય જોધપુરમાં છે.

તેના ઉદ્દેશ્યો નીચે પ્રમાણે છે :—

૧. દેશના જુદા જુદા પ્રાંતોમાં જૈનઘરોનું સર્વેક્ષણ કરવું અને ત્યાંની વિશિષ્ટ વ્યક્તિઓની યાદી બનાવવી.

૨. આ ક્ષેત્રોમાં પ્રવર્તમાન ધાર્મિક અને સામાજિક ગતિવિધિઓની જાણકારી એકત્રિત કરવી.

●

## અનેક વ્યક્તિએ લીધેલ

૩. સામાયિક સંઘ અને સ્વાધ્યાય સંઘની પ્રવૃત્તિઓ વધારવા તે તે સ્થાનોમાં આવા સંઘોનું ગઠન કરવું.

૪. ધાર્મિક શિક્ષણ હેતુ. ધાર્મિક પાઠશાળા ખોલવી અને ધાર્મિક શિબિરોનું આયોજન કરવું.

૫. સામાજિક કુરિવાજો અને દુર્વ્યસનોના નિવારણ માટે પ્રયત્નો કરવા.

૬. મુખ્ય તિથિઓ પર સ્થાનીય કતલખાના બંધ રખાવવા. અને તેનું ધ્યાન રાખવા જીવદયા સમિતિની રચના કરવી.

૭. ધાર્મિક સાહિત્ય, ઉપકરણ આદિ મળે તે માટેની વ્યવસ્થા કરવી.

૮. ધર્મસ્થાનોને સુચારુ રૂપથી વ્યસ્થિત રાખવાનો પ્રબંધ કરવો.

## તપ અને ત્યાગની ઝુંબેશ

●

૯. સાધર્મિવાત્સલ્ય સેવા હેતુ કાર્ય કરવા અને સમાજના અસમર્થ ભાઈ-બહેનોની યોગ્ય સહાયતા માટે પ્રબંધ કરવો.

૧૦. બીજા એવા બધા કાર્ય કરવા જે ધર્મ પ્રવૃત્તિઓ વધારવામાં સહાયક હોય.

સમિતિના પ્રચાર પ્રયાસથી અત્યાર સુધીમાં ૪૯૨ બ્રહ્મચારી, ૧૪૪ સ્વાધ્યાયી શ્રાવક, ૧૨૦ બારવ્રતી, ૪૧૩ અહિંસા પ્રેમી, ૨૮૯ દહેજ પ્રથા વિરોધી અને ૨૯૦ સામુહિક રાત્રિભોજન ત્યાગી બન્યા છે. અને હજી આ કાર્યક્રમનો અમલ અને પ્રચાર ચાલુ જ છે.

આ સમિતિના ઉપક્રમે ધમ પ્રચાર યાત્રા સંઘે ઉદયપુર જિલ્લાના વિવિધ ગામોમાં ૧૫ દિવસની યાત્રા કરી વ્યસન ત્યાગનો પ્રચાર કર્યો. □

## બાર વ્રતની : સ્વાધ્યાયની અને ☆ દહેજ પ્રથા વિરોધની પ્રતીજ્ઞા ☆



કોટા : અત્રે ૨૪મેથી ૮ જુન ૭૫ સુધી ૧૬ દિવસની જૈનદર્શન શિક્ષણ–પ્રશિક્ષણ શિબિર યોજાઇ. શિબિરમાં પ્રશિક્ષણ કક્ષા, ૨ પ્રૌઢ શિક્ષણ કક્ષા, ૨ મહિલા શિક્ષણ કક્ષા અને ૧૪ બાલ શિક્ષણ કક્ષા શહેરના વિવિધ ભાગોમાં યોજાઈ.

શ્રી કાનજીસ્વામીના પ્રવચનો આ શિબિરમાં થયા. આ શિબિરમાં ૧૫૦૦થી વધુ શિબિરાર્થીઓએ ભાગ લીધો. શિબિરમાં 'મહાવીરનું જીવન અને દર્શન' પર વ્યાખ્યાનમાળા યોજાઈ હતી. શિબિરમાં સન્મતિ શાળા-કોટાના બાળકોએ, પંડિત કેશવકુમારજી જાહના [નાગપુર]ના નિર્દેશન તળે મહાવીર દર્શન પર નાટિકા ભજવી. કોટાના શ્રી વીર યુવા મંડળે મહાવીરના જીવન પર છાયાચિત્ર રજુ કર્યું.

જાલોર : ઇતિહાસવેત્તા પંન્યાસ શ્રી કલ્યાણવિજયજી ગણિવર્યની પ્રેરણાથી મુનિરાજશ્રી સૌભાગ્યવિજયજી મહારાજ તથા મુનિશ્રી મુક્તિવિજયજી મહારાજની નિશ્રામાં અહીંના શ્રીસંઘે દેરાસરની સામે કીર્તિસ્થંભ નિર્માણ કરવાનું નક્કી કરેલ છે.

કોટા : અત્રેના જૈન ઔષધાલયમાં ૧૩ નવેમ્બરના રોજ દેવપૂજાથી મહોત્સવનો પ્રારંભ થયો. નિર્વાણ મોદક સમારોહ મનાવાયો અને નિર્વાણ અર્ધ્ય ચઢાવાયો.

કોટા : નિર્વાણ મહોત્સવ સમિતિ તરફથી સિનેમાઘરોમાં સ્લાઇડ બતાવવામાં આવી. શહેરમાં મોટા હોર્ડિંગ્સ મુકવામાં આવ્યા.

કાનોડ : ચારે ફિરકાની સમિતિ રચાઇ. રથયાત્રાનો વિરાટ વરઘોડો નીકળ્યો. ધર્મચક્રના આગમન પ્રસંગે ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું. આવરીમાતાજી-માં પશુબલિ નિષેધ કાર્યક્રમમાં તન-મન ધનથી સહયોગ આપી સફળતા મેળવી. વર્ષ દરમ્યાન અનેક ઝઘડા દૂર થયા.

કાનોડ : શ્રી વિપિનચંદ્રના સંયોજન હેઠળ ચારેય સંપ્રદાયોની અહિંસા સમિતિની રચના થઇ. સમિતિના પ્રયાસથી દશેરા પર થતા પશુ બલિદાન બંધ રખાયા. ૧૫મીએ ૨૫૦૦ સામાયિક થયા. મહાસતીજી જ્ઞાનકુંવરજીએ પ્રવચન આપ્યું.

કાનોડ : જવાહર વિદ્યાપીઠ યોજીત પ્રભાતફેરીમાં સ્થાનિક જૈન ગુરુકુળના વિદ્યાર્થીઓ તેમજ શહેરના લોકોએ પણ ભાગ લીધો. બપોરે અહિંસા પ્રસાર સમિતિ તરફથી રથયાત્રા નીકળી. રાતે પંડિત શ્રી ઉદયચંદ જૈનની અધ્યક્ષતામાં સાર્વજનિક મંડળે ' વિવસે અમૃત કી ઓર ' અને ' નયા જમાના ' લઘુનાટિકાઓ ભજવી.

લાડનૂ : રાજસ્થાનના નાણાં પ્રધાન શ્રી ચન્દનમલ વૈદે જાહેરાત કરી હતી કે રાજ્ય સરકારે ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવની પુનિત સ્મૃતિમાં આ વર્ષને શાંતિ વર્ષના રૂપમાં ઉજવવાનો નિર્ણય કર્યો છે.

તેમણે એ પણ કહ્યું કે વર્ષની શરૂના અને વર્ષની સમાપ્તિના ૩-૩ દિવસ [એમ કુલ છ દિવસ] રાજ્યમાં દારૂના વેચાણ પર પ્રતિબંધ રહેશે અને પશુ-વધ પણ નહિ થાય.

જૈન વિશ્વભારતીના ઉદ્ઘાટન સમારોહ પ્રસંગે શ્રી વૈદે ઘોષણા કરી હતી. ૨૪મી માર્ચ '૭૫ના ઉપરાષ્ટ્રપતિ શ્રી બી. ડી. જત્તીએ સંસ્થાનું ઉદ્ઘાટન કર્યું હતું.

## લાડનૂમાં જૈન-વિશ્વ ભારતી

લાડનૂં : ૮ ડીસેમ્બરે યોજાયેલ દીક્ષા દિવસ સમારોહમાં સાધ્વી શ્રી રત્નકુમારીજીએ પ્રેરક પ્રવચન કર્યું હતું. સમારોહનો પ્રારંભ સ્થાનિક પરમાર્થિક શિક્ષણ સંસ્થાની મુમુક્ષુ કન્યાઓના ભાવ-ગીતોથી થયો હતો. □

## મહાવીર ઉચ્ચ વિદ્યાલય

ઘાણેરાવ ( મુછાળા મહાવીર ) : મુનિપ્રવર શ્રી વલ્લભદત્તવિજયજી મ.ની પ્રેરણાથી શ્રી સંઘે મુછાળા મહાવીર ઉચ્ચ વિદ્યાલયની સ્થાપના કરી છે જેમાં ૬ થી ૧૦ ધોરણો ચાલે છે. શ્રી કનકરાજજી સાવંતરાજજી તરફથી રૂા. દોઢ લાખના ખર્ચે પ્રાથમિક સ્કુલ બંધાવાનું શરૂ થયેલ છે. તેમ જ તેઓના માતુશ્રી તરફથી કન્યાશાળા શરૂ કરવાનો નિર્ણય લેવાયો છે.

નિર્વાણ મહોત્સવની પૂર્ણાહુતિની યાદગીરીરૂપે ભોજનશાળાનું ઉદ્ઘાટન કરવામાં આવ્યું હતું.

મુછાળા મહાવીર ઉચ્ચ વિદ્યાલયમાં ભગવાન મહાવીર સ્વામીનો એ ઇલર્પેન્ટ ફોટો શા. ભભુતમલજી જસરાજજી તરફથી મૂકવામાં આવ્યો. શા. ચૈનરાજજી સાંવતરાજજીએ વિદ્યાર્થીઓ, ગરીબો, મધ્યમવર્ગના લોકો-જૈન-જૈનેતરોને-સારી એવી સહાયતા કરી.

મુનિશ્રી મહાયશવિજયજી તથા મુનિશ્રી ધુરંધરવિજયજી મ૦ની નિશ્રામાં વિ. સં. ૨૦૩૧ના બેસતા વર્ષથી ત્રણ દિવસનો મહોત્સવ, છઠ્ઠ-અઠ્ઠમ, સાધર્મિક-વાત્સલ્ય વગેરે પૂર્વક ઉજવાયો.

## મૂછાળા મહાવીર

મુનિશ્રી જીતવિજયજી મહારાજ તથા મુનિશ્રી તરૂણવિજયજી મહારાજની નિશ્રામાં નિર્વાણોત્સવને અનુલક્ષી, આસો વદ આઠમથી વદ અમાસ સુધીનો અઠ્ઠાઇ મહોત્સવ ઉજવાયો. છઠ્ઠ-અઠ્ઠમની આરાધના થઈ. આસો સુદ ૧૦ના શા. પુખરાજજી જસરાજજી તરફથી નાણ મંડાવી બ્રહ્મચર્ય આદિ વ્રત-નિયમો ઘણાએ ઉચ્ચાર્યા. તે જ દિવસે પુદ્ગલ વોસિરાવવાની ક્રિયા થઈ.



**મદનગંજ (કિશનગઢ) :** આઝાદીની ર૭મી વર્ષગાંઠના દિવસે ભગવાન મહાવીર નિર્વાણોત્સવ કાર્યક્રમના એક ભાગરૂપે નગર પાલિકાના પ્રશાસક શ્રી યોગેશચંદ્ર તપલકરેએ 'મહાવીર ઉદ્યાન'નો શીલાન્યાસ કર્યો હતો. ઉદ્યાનનાં મધ્યમમાં જૈન ધર્મચક્ર મૂકવાની યોજના છે. શીલાન્યાસ સમારોહનું અધ્યક્ષસ્થાન શ્રી મૂળચંદજી લુહાડિયાએ સંભાળ્યું હતું.

મંડાવલી : ૧૨ થી ૧૪ નવેમ્બર '૭૪ ત્રણ દિવસ સુધી જૈન મંદિરમાં પૂજા અને રોશની થઇ. પ્રવચનો થયાં. 'અમીતકુમાર' નાટક ભજવાયું.

માંડવલા : મહાવીર જૈન સભાના પ્રાંગણમાં સંસ્થાના પ્રમુખશ્રી હીરાચંદજી જૈને ધ્વજ ફરકાવ્યો. શ્રી અરુણકુમાર દુગ્ગડની અધ્યક્ષતામાં જન્મ કલ્યાણક દિને મળેલ સભામાં પ્રવચનો, ભજનો વગેરેના વિવિધ કાર્યક્રમો થયા.

મોગા : મહાસતી શ્રી સીતાજી મહારાજની પ્રેરણાથી નગરજનોએ મહાવીર જૈન સિલાઈ સ્કુલની સ્થાપના કરી. આ માટે અન્ય દાન ઉપરાંત પંજાબ સરકાર તરફથી પણ રૂા. ૫૦૦નું દાન મળ્યું હતું.

## લાક્ષણિક ઉજવણી

જાવરમાઈન્સ : ઉદયપુરથી ૪૨ કીલોમીટર દૂર અરવલ્લીની પહાડિયોમાં આવેલા આ ગામના કર્મચારીઓએ અત્યંત લાક્ષણિક ઢબે નિર્વાણ મહોત્સવ ઉજવ્યો.

આ કર્મચારીઓએ મહોત્સવની ઉજવણી માટે પોતાના પગારના દસ ટકા રકમ દાનમાં આપી. તેઓએ સાર્વજનિક પરબ અને જૈન પ્રતીકનું નિર્માણ કર્યું. બોર્ડો પર મહાવીર વાણી મૂકાઈ. નિબંધ સ્પર્ધા પણ યોજાઈ હતી.

□

□

**માલવાડા : આચાર્ય શ્રી** રાજેન્દ્રસૂરિજી મહારાજની નિશ્રામાં પૂજા, રથયાત્રા, છઠ્ઠનો તપ વગેરે કાર્યક્રમો કરીને અત્રેના શ્રી સંઘે નિર્વાણ કલ્યાણકની ઉપાસના કરી. ત્રણ દિવસ કતલખાના બંધ રહ્યા હતા.

માલવાડા : આચાર્ય શ્રી વિજયરાજેન્દ્રસૂરિજીની નિશ્રામાં જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરાયો. માગસર સુદ ૨ ના મોટો વરઘોડો કાઢવામાં આવ્યો હતો. આ ઉપરાંત ગરીબોને અન્નદાન અને પશુઓને ઘાસચારો આપવામાં આવ્યો હતો. નૂતન ઉપાશ્રયનું કામ સાત વર્ષથી ખોરંભે પડયું હતું તે વ્યવસ્થિત કરાયું.

મોગરા : પૂજ્ય આચાર્યશ્રી લબ્ધિચંદ્રસૂરિજી મહારાજ આદિની નિશ્રામાં "ભગવાન મહાવીર ગ્રન્થ"નું પ્રકાશન, કવિ સંમેલન અને ગુણાનુવાદ સભા વગેરે કાર્યક્રમોનું આયોજન થયું.

મોમાસર : નિર્વાણ દિવસે શહેરના તમામ મુખ્ય મહોલ્લાઓમાં રથયાત્રા ફરી અને વિનોદ ભવનમાં જાહેરસભામાં ફેરવાઇ ગઈ. આ અગાઉ જૈન ધ્વજારોપણ અને આરતી થયા. ૧૪મીએ સવારે ગૌતમ સ્મૃતિ દિવસ ઉજવ્યો. તેરાપંથ કિશોર મંડળના મંત્રી શ્રી વચ્છરાજ પટવારીએ કવિતાગાયન કર્યું. રાતે ગૌતમ સ્વામી સંબંધી પ્રવચનો થયા.





# તું આલંબન મુજ પ્યારો રે....

ગિરુઆ રે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયા રે;
સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મળ થાયે કાયા રે.
ગિરુઆ રે ગુણ તુમ તણા...

તુમ ગુણ ગંગાજળે, હું ઝીલીને નિર્મળ થાઉં રે,
અવર ન ધંધો આદરું નિશદિન તોરા ગુણ ગાઉં રે;
ગિરુઆ રે ગુણ તુમ તણા...

ઝીલ્યા જે ગંગાજળે, તે છીલ્લર જળ નવિ પેસે રે,
માલતિ ફુલે મોહિયા, તે બાવળ જઈ નવિ બેસે રે;
ગિરુઆ રે ગુણ તુમ તણા...

એક અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા તે વળી માચ્યા રે,
તે કેમ પરસુર આદરે? જે પરનારી વશ રાચ્યા રે;
ગિરુઆ રે ગુણ તુમ તણા...

તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે,
વાચક યશ કહે માહરે, તું જીવજીવન આધારો રે;
ગિરુઆ રે ગુણ તુમ તણા...

# શાસન પ્રભાવિકાનું બિરૂદ

મેકલસર : ભ. મહાવીરના ઉપદેશો અને જૈન પ્રતીક તથા જૈન શિલ્પકલા દર્શાવતો ભ૦ મહાવીર સ્થંભ રૂા. ૩૦ હજારના ખર્ચે અહીં બંધાનાર છે.

મુરૈના : શ્રીમતી સુધા બંસલની અધ્યક્ષતામાં મહિલા સંમેલન મળ્યું. અત્રે માનસ્તંભ, મહાવીર પુસ્તકાલય, મહાવીર કીર્તિસ્તંભ આદિ નિર્માણ કાર્યો થયાં છે.

નાગૌર : પૂજ્ય સાધ્વીજી નિર્મલાશ્રીજી મહારાજ એમ. એ. સાહિત્યરત્નની પ્રેરક વાણીથી રાજસ્થાનમાં અનેકવિધ ધર્મપ્રભાવનાના કાર્યો થયાં. ખાસ કરીને કન્યા શિબિરોનું આયોજન કરી તેઓશ્રીએ રાજસ્થાની બહેનોના નૈતિક જીવનઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો.

તેઓશ્રીની શાસન સેવાઓને ધ્યાનમાં લઇ 'શાસન-પ્રભાવિકા'ની પદવીથી વિભૂષિત કરાયા.

નાગૌર : શાસનદીપિકા સાધ્વી શ્રી નિર્મલાશ્રીજી મહારાજની નિશ્રામાં કુમારી પન્નાબેન પારસકાન્ત શાહે શતાબ્દીના ઉપલક્ષમાં ૬૦ ઉપવાસની અપ્રમત્ત તપસ્યા નિર્વિઘ્ને પૂર્ણ કરી. સાધના દરમિયાન તેમના મસ્તક પર ઘણી વાર કેસર બાદલું મણેક અને પન્નાની અલૌકિક વર્ષા થતી હતી.

ઉપવાસના પારણે તપસ્વિની પન્નાબહેને ચાર અભિગ્રહ લીધાં હતા. કલકત્તાથી આવેલા તેમના ફઇબા હીરાબેન એન. શાહના હસ્તે તેમણે પારણા કર્યા. નાગૌર-સંઘે તેમને અભિનંદન પત્ર અર્પણ કર્યો હતો.

નોખી : ભ૦ મહાવીરસ્વામીના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક વર્ષ નિમિત્તે તથા પર્યુષણમાં થયેલ તપારાધનની અનુમોદનાર્થે આ૦ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ના શિષ્યરત્ન મુનિશ્રી પુણ્યોદયવિજયજી મ૦ તથા મુનિ શ્રી વિમલપ્રભવિજયજી મ૦ની નિશ્રામાં, તા. ૨૯–૯–૭૫થી તા. ૩–૧૦–૭૫ સુધીનો અષ્ટાહ્નિકા મહોત્સવ શાંતિસ્નાત્ર સાથે ઠાઠથી મનાવવામાં આવ્યો છે.

નોહર : જિલ્લાધીશે 'મહાવીર પાર્ક'નો શીલાન્યાસ કર્યો. આ અગાઉ નગરપાલિકાના 'મહાવીર સૂચના કેન્દ્ર'નો શીલાન્યાસ થયો હતો.

નિવાઇ : ભગવાનના જીવન ચરિત્ર અંગે અત્રે વકતૃત્વસ્પર્ધા યોજાઈ હતી. નિર્વાણ મહોત્સવ સામિતિ તરફથી પ્રથમ ત્રણ વિજેતાઓને પુરસ્કાર અપાયા હતા.

નાકોડાજી તીર્થ : અત્રે અનેકવિધ નિર્માણ યોજનાઓ બની. તેમાં ભગવાન મહાવીર કોલોની, મહાવીર ભવન, મહાવીર શીલાલેખ તેમજ જૈન ધર્મચક્રની સ્થાપના આદિનો સમાવેશ થાય છે.

પીપાડશહર : તા. ૧૩ના નિર્વાણ દિવસે પ્રભાતફેરી નીકળી. ૧૭મીએ રથયાત્રા શહેરમાં ફરી. ૨૪મીએ શ્રી પુનમચંદજી વ્યાસની અધ્યક્ષતામાં જાહેરસભા મળી. સભાના મુખ્ય અતિથિ વિશેષ જોધપુર હાઇકોર્ટના ન્યાયમૂર્તિ શ્રી સોહનલાલ મોદી અને મુખ્ય વકતા જોધપુર વિશ્વવિદ્યાલયના પ્રોફેસર શ્રી અમૃતલાલ ગાંધી હતા. શ્રી મોહમ્મદ સીદિક વગેરેએ પણ પ્રવચનો કરેલ.

પુરણુ : સાધ્વીશ્રી વિવેકપ્રભાશ્રીજી આદિની પ્રેરણાથી ચૈત્ર સુદ ૧૩ના વિશાળ જાહેરસભા તેમજ આચાર્યશ્રી વિજયપ્રસન્નચંદ્રસૂરિજી મહારાજની નિશ્રામાં નવ નિર્મિત મહાવીરનગરમાં, પ્રતિમાજી પ્રવેશ, વિશાળ શોભાયાત્રા, વિવિધ પૂજનો અનુષ્ઠાનો વગેરેની યાદગાર ઉજવણી પૂર્વક ચતુર્વિધ સંઘની મોટી ઉપસ્થિતિમાં પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાયો.

## નેત્ર શિબિર

પહાડી : સપ્ટેમ્બરથી ૨૬ સપ્ટેમ્બર સુધી રાજસ્થાન સરકારના સહયોગથી એક નેત્ર ચિકિત્સા શિબિર યોજાઈ હતી. જેમાં આંખોમાં ૬૪ ઓપરેશન, ૨૩૧ આંખના રોગી, ૨૦ દાંતના દર્દી, ૧૧૦ અન્ય દર્દીઓ ૪૦ અન્ય ઓપરેશનો અને ૨૧ મહિલાઓની સારવાર કરવામાં આવી હતી.

તમામ દરદીઓને મફત દુધ-ખોરાક આપવામાં આવ્યો હતો. જૈન મહિલા સમાજ દ્વારા મફત ચશ્મા આપવામાં આવ્યા હતા.

પાલી : જિલ્લાના બાલી પંચાયત ક્ષેત્રમાં જનહિતાર્થે લગભગ રૂા. ૨૫ લાખ ખર્ચવાની યોજના ઘડાઈ. જિલ્લામાં દરેક આયુર્વેદ હોસ્પીટલ ખોલવાનું રાજ્ય સરકારે નક્કી કર્યું છે.

પુરણગામ : શ્રી જિનમંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો. બે જિનબિંબની અને મણીભદ્રજી તથા ચક્રેશ્વરીદેવી અને ધ્વજાદંડની પ્રતિષ્ઠા કરવામાં આવી.

રેલમગરા : તાલુકાસ્તર પર ૧૩ થી ૨૦ નવેમ્બર સુધી પ્રભાતફેરી, જૈનધ્વજ વંદન સહિત વિવિધ કાર્યક્રમો યોજાયા હતા. સાતેય દિવસ શહેરના વિવિધ મહોલ્લાઓમાં સાધ્વીજી શ્રી ગુણસુન્દરશ્રીજીના પ્રવચનો થયા હતા. ૧૭મીએ શ્રીમતી સુંદરલાલ લોઢાની અધ્યક્ષતામાં મહિલા સંમેલન મળ્યું હતું. ૧૯મીએ રાતે બાલિકા મંડળે ભગવાન સંબંધી સંવાદનો કાર્યક્રમ આપ્યો હતો.

નાડોલ : આચાર્ય શ્રી સુશિલસુરિજી મહારાજની નિશ્રામાં દશ દિવસનો શ્રી જિનેન્દ્ર ભક્તિ મહોત્સવ યોજીને નિર્વાણોત્સવ ઉજવાયો. દશે દિવસ ભગવાનના જીવન પ્રસંગોની ચલચિત્ર રચના પ્રદર્શિત કરાઈ

## ૨૫ લાખની યોજના

ઋષભદેવ : ઉદયપુર ડીવીઝન વિભાગીય સમિતિ તાલુકા સરકારના ૨૧ ગામોમાં ૧૩ થી ૧૫ નવેમ્બર ૭૪ સુધી ત્રણ દિવસીય કાર્યક્રમો યોજાયા હતા. ૧૭મીએ જૈન પ્રતિનિધિયોનું સંમેલન મળ્યું હતું.

રાનિયા : બાબુ ગુલાબસિંહજૈનની અધ્યક્ષતામાં અત્રે સમારોહ યોજાયો હતો. આ પ્રસંગે બ્રહ્મચારી શ્રી સન્મતિશીલે પ્રાસંગિક પ્રવચન કર્યું હતું અને શાંતાકુમારીબહેને દારૂ, માંસના વ્યસનો છોડવાનો અનુરોધ કર્યો હતો.

રાનીવાડા : મુનિશ્રી અમિતચંદ્રવિજયજી મહારાજ આદિ ઠાણાની નિશ્રામાં ભગવાનનો જન્મકલ્યાણક દશાહ્નિકા મહોત્સવથી ઉજવાયો.

રાછેડ : આ૦ શ્રી વિજયહિમાચલસુરિજી મ. આદિની નિશ્રામાં અત્રે વિવિધ ધર્મારાધના સાનંદ થઈ. ભ૦ મહાવીર નિર્વાણ કલ્યાણક મહોત્સવ સુંદર રીતે ઉજવવામાં આવેલ. હાથી આદિ પૂર્વક ભવ્ય વરઘોડો ચઢેલ.

સિરદાર શહેર : મુનિશ્રી સુમેરમલજીની સાંનિધ્યમાં પ્રભાત ફેરી, વિશાળ રથયાત્રા, સામુહિક ૨૫૬૫ એકાસણા, ૫૪૫ અઠ્ઠમ,



૨૫ દંપતિઓએ સ્વીકારેલ આજીવન બ્રહ્મચર્ય, સેંકડો વ્યક્તિઓએ મદ્ય, માંસ, જુગાર, શિકાર આદિનો ત્યાગ કરેલ.

સિવાના : અત્રે ભગવાન મહાવીર ભવન, મહાવીર કન્યા પાઠશાળા, બાલ કલ્યાણ કેન્દ્ર, મહાવીર છાત્રાલય, પરબ, ભગવાન મહાવીર હોમિયોપેથિક ચિકિત્સાલય પરબ તેમજ શિલાલેખ આદિ નિર્માણ યોજનાઓ બની.

નિર્વાણ વર્ષમાં શ્રી રતનચંદ બાલકની માતાએ સિવાના તાલુકાના દુકાળપીડિતોને અન્નદાન આપ્યું.

સમદડી : અત્રેના કસબામાં રાજકીય ચિકિત્સાલયના પ્રાંગણમાં "મહાવીર પરબ"નું નિર્માણ થયું. શ્રી પુખરાજજી કેવલચંદજી તરફથી થયેલ આ પરબનું ડૉ. શ્યામલાલ ઓઝાએ ઉદ્ઘાટન કર્યું.

આ ઉપરાંત સમદડી કન્યા વિદ્યાલયના પ્રાંગણમાં ૬–૭ ખંડનાં પણ નિર્માણ થયાં.

તિજારા : રાજસ્થાન સરકારના સહયોગથી દેહરા–તિજારા ખાતે એક વિશાળ નેત્ર યજ્ઞ–શિબિર યોજાઈ હતી. આ શિબિરનાં ચક્ષુ નિષ્ણાતો દ્વારા ૭૦ લોકોની આંખોનું ઓપરેશન કરવામાં આવ્યું હતું. અને ૫૦૦ લોકોની સારવાર કરાઈ હતી.

## માંસ અને મદિરાની દુકાનો બંધ

સવાઈ માધાપુર : આ જિલ્લાએ માંસ અને મદિરાની દુકાનો બંધ રાખીને નિર્વાણ મહોત્સવ ઉજવ્યો, ગુર્જર સમાજે તો દારૂ અને માંસાહારની ત્યાગની પ્રતીજ્ઞા લીધી. આ ઉપરાંત જિલ્લા સ્તરે વકતૃત્વ સ્પર્ધા, શ્રમણ સંસ્કૃતિ પરિષદનું પણ આયોજન થયું. જૈન પુસ્તકાલયની પણ સ્થાપના થઈ.



ટમકોર : મુનિશ્રી સોહનલાલજી તેમજ શ્રી વિજયરાજજીની સાન્નિધ્યમાં જૈન ધ્વજારોહણ સાથે નિર્વાણ મહોત્સવનું અત્રે મંગલાચરણ થયું. આઠ દિવસ સુધી ચાલેલા આ ઉત્સવમાં પ્રભાતફેરી, રથયાત્રા જાહેરસભા, સાંસ્કૃતિક કાર્યક્રમ, વકતૃત્વ સ્પર્ધા મહિલા સંમેલન આદિ કાર્યક્રમો યોજાયા.

મહિલા સંમેલનમાં દહેજ પ્રથા અને જાહેરાતોમાં નારીના અંગોની અભદ્ર અને અશ્લીલ પ્રદર્શન પર પ્રતિબંધ મૂકવાની માંગણી કરાઈ.

ટોંક : સેન્ટ હૉસ્પિતાલના કમ્પાઉન્ડમાં મહાવીર માટે શિશુકલ્યાણ કેન્દ્ર ઊભું કરવામાં આવી રહ્યું છે આ માટે લગભગ રૂા. દોઢ લાખનો ખર્ચ થશે.

ઉદયપુર : ૧૩ થી ૨૦ સુધી આઠ દિવસના વિવિધ કાર્યક્રમો સાથે અત્રે નિર્વાણ મહોત્સવ ઉજવાયો. ડી. આઈ. જી.ની અધ્યક્ષતામાં જૈન ધ્વજવંદન અને પ્રભાત ફેરી સાથે ઉત્સવનો ૧૩મીએ આરંભ થયો. ૧૪મીએ જિલ્લાધીશ શ્રી પી એન. ભંડારીની અધ્યક્ષતામાં "જૈન દર્શન મીમાંસા" અંગે ચર્ચાસભા મળી. ૧૫મીએ મહિલા સંમેલન મળ્યું તેમાં સામાજિક કુરૂઢિ દૂર કરવાની વિવિધ વકતાઓએ અનુરોધ કર્યો. ૧૬મીએ ડૉ. રામ-



ગોપાલ શર્મા 'દિનેશ'ની અધ્યક્ષતામાં મળેલ કવિ સંમેલનમાં ભગવાનને ભાવવંદના કરાઇ. ૧૭ મીએ અહિંસા, અનેકાંત અને અપરિગ્રહ વિષયો પર પરિસંવાદ યોજાયો. તેનું અધ્યક્ષસ્થાન ડૉ. રામચંદ્ર ત્રિવેદીએ સંભાળ્યું. ૧૮ મીએ શ્રી જનાર્દનરાય નાગરના પ્રમુખપણા હેઠળ યુવક સંમેલન મળ્યું. ૧૯ મીએ સાંસ્કૃતિક સંધ્યાનું આયોજન થયું. ૨૦ મીએ સમારોહ યોજાયો.

ઉદયપુર : નગરના ચારે ય સંપ્રદાયોએ ખૂબજ ઉત્સાહ અને એકરાગથી ૨૩મી એપ્રિલે રથયાત્રા કાઢીને મહાવીર જયંતી ઉજવી. યાત્રામાં વિવિધ રચનાઓ હતી. મહિલાઓ અને બાલિકાઓની વિવિધ મંડળીઓએ નૃત્ય, ગીત અને દાંડિયાથી સમગ્ર શહેરના ભગવાનના જયનાદથી ગજાવ્યું હતું. એક બાલિકા જૈનધ્વજ લઇને હાથી પર બેઠી હતી. યાત્રા પૂરી થતાં બાળકોને મીઠાઈ વહેંચવામાં આવી હતી.

રાતે સાંસ્કૃતિક સંધ્યાનું આયોજન થયું હતું. તેમાં સ્થાનિક દિગમ્બર, શ્વેતામ્બર અને સ્થાનકવાસી શિક્ષણ સંસ્થાઓએ ભજન, વાદ્યસંગીત, પરિચર્ચા, એકાભિનય, નાટિકા આદિ વિવિધ કાર્યક્રમો દ્વારા ભગવાનનો ઉપદેશ પ્રસારિત કર્યો હતો.

આ પ્રસંગે તેરાપંથી સભા ભવનમાં જૈન ચિત્ર કળા, અને સાહિત્યનું પ્રદર્શન પણ યોજાયું હતું.

૨૪ મીએ સાંજે જાહેરસભા મળી હતી. શ્રી અગરચન્દજી નાહટા અને શ્રી સુન્દરસિંહ ભંડારીના વિદ્વત્તાપૂર્ણ પ્રવચનો

## હાથી પર જૈન ધ્વજ લ્હેરાયો

થયા હતા. સભામાં 'સમણસુત્ત' જૈન ગ્રંથનું ઉદ્ઘાટન કરાયું હતું. અને શ્રી ગણેશલાલજી બમ્બને "સેવાભાવી" પદવી આપીને તેમની સેવાઓનું બહુમાન કરાયું હતું.

૨૫ મીએ રાતે ઓસવાલ ભવનમાં યુવક સંમેલન મળ્યું હતું. શ્રી અગરચન્દજી નહુટા મુખ્ય અતિથિ હતા. સંમેલનમાં યુવાન વક્તાઓએ સમાજના કુરિવાજો પર પ્રહારો કરી ક્રાંતિનો શંખનાદ ફુંક્યો હતો.

ઉદયપુર : સ્થાનિક ઓસવાલ ભવનમાં શહેરના ૩૪૦૦ કુટુંબોએ ભેગા મળીને આઠ દિવસ સુધી નિર્વાણ મહોત્સવની ઉજવણી કરી ૧૬ મીએ રાતે ભગવાનના જીવન સંબંધી કાવ સંમેલન મળ્યું. ૧૮ મીએ શ્રી જનાર્દનરાય નાગરની અધ્યક્ષતામાં યુવક સંમેલન યોજાયું.

ઝુઝનું : સ્થાનિક જૈન શ્વેતામ્બર ખરતર ગચ્છ મંદિરેથી પ્રભાતફેરી નીકળી. ભગવાન

## ●●● મહાવીર રીસર્ચ સેન્ટર

સુમેરપુર : આ સમગ્ર વિસ્તારની તબિબિ સેવા કરી શકે એ માટે એક અદ્યતન ઇસ્પિતાલ ઊભી થઈ રહી છે જે લગભગ તમામ જિલ્લાઓને લાભ આપશે. ઉપરાંત રાજસ્થાન અને ગુજરાતના નિકટના લોકો પણ ઇસ્પિતાલનો લાભ લઈ શકશે.

હોસ્પીટલને લોર્ડ મહાવીર હોસ્પીટલ એન્ડ રિસર્ચ સેન્ટર નામ આપવામાં આવ્યું છે, આ સો એકર જમીન ઊભી કરનાર હોસ્પિટલ માટે શ્રી રાજસ્થાન મેડીકલ સોસાયટી એન્ડ રીસર્ચ સેન્ટર ટ્રસ્ટ ઊભું કરવામાં આવ્યું છે.

હોસ્પિટલ માટે રૂ. એક કરોડના દાનની ઓફરો મળી છે કુલ ખર્ચ રૂ. બે કરોડનો અંદાજાયો છે.

શ્રી સુમેરમલજી બાફણા આ સેવા કાર્ય માટે અથાગ સક્રિય રસ લઈ રહ્યા છે.



**અ નુ મો દ ના**

સિવાના : તા. ૨૫ એપ્રીલના કાનૂન્ગો ચેરિટેબલ ટ્રસ્ટ તરફથી રૂા. બે લાખના ખર્ચે બંધાયેલ ભ૦ મહાવીર માતૃ શિશુ કલ્યાણ કેન્દ્રનું રાજસ્થાનના મુખ્યમંત્રીશ્રી હરિદેવ જોષીના 'વરદ હસ્તે, વિશાળ 'સમારોહ યોજી, ઉદ્દ્ઘાટન કરવામાં આવ્યું છે.

સિવાના : ૨૫૦૦મી નિર્વાણોત્સવ સમિતિ-બાડમેરની પ્રેરણાથી અંગે શ્રી રીખવચંદ ભીખીમલ જીન્દાણી તરફથી રૂા. બે લાખના ખર્ચે અદ્યતન લેબોરેટરી તથા એક્સ રે મશીન સાથેનો એક્સ રે પ્લાન્ટ ખોલવામાં આવનાર છે. અને, શ્રી લાલચંદજી હસ્તીમલજી ચૌધરી તરફથી ભ૦ મહાવીરના ઉપદેશોથી અંકિત શિલાલેખ, ચબુતરો વગેરે રૂા. ૧૫ હજારના ખર્ચે બંધાનાર છે.

મહાવીરની પ્રતિમાને ભવ્ય આંગી કરાઈ. સાંજે મંદિરના પટાંગણમાં જાહેરસભા થઈ અને સાંસ્કૃતિક કાર્યક્રમ થયો.

આ ઉપરાંત માંડવલા, છોટીસાદડી, અલીગઢ–ટોંક, બૂંદી, રાયપુર વગેરે ગામોમાં પણ જૈન–જૈનેતરોએ પણ અપૂર્વ ઉત્સાહથી મહાવીર જયંતી ઊજવી હતી.

વાંકડીયા વડગામ : તા. ૧૨, ૧૩ અને ૧૪ નવેમ્બરના દિવસોમાં ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ પૂ. આચાર્ય શ્રી વિજયભદ્રસૂરીશ્વરજીના પ્રશિષ્ય મુનિરાજ શ્રી અરવિંદવિજયજી તથા મુનિશ્રી જિનચંદ્રવિજયજીની પ્રેરણાથી શ્રી મહાવીર યુવક મંડળ ૧ ઉપક્રમે ભવ્ય રીતે ઉજવાયો. ત્રણે દિવસ સામુહિક રીતે બાળકો તથા બાલિકાઓનો વરઘોડો ચડયો હતો. આખું ગામ ધ્વજા–પતાકા–ઓથી શણગારવામાં આવ્યું હતું. હમેશાં પૂજા–ભાવના ક્રિયા ભુવનમાં થઈ હતી. આ અવસરને ગૌરવશાળી બનાવવા માટે પ્રસિદ્ધ સંગીતકાર શ્રી મનુભાઇ કે. શાહ (પાટણવાળા)ની પાર્ટી આવી હતી. તા. ૧૪ નવેમ્બરે વિરાટ વરઘોડો નીકળ્યો હતો. રાત્રે આચાર્ય શ્રી મોહનપુરીજી ગોસ્વામીનાં પ્રમુખસ્થાને જાહેરસભા મળી હતી. આ સભામાં અને વકતાઓએ પ્રભુ મહાવીરના જીવનદર્શન ઉપર તેમજ સિદ્ધાન્તો ઉપર વિવેચન કર્યું હતું.

આ અવસરે નૂતન ઉપાશ્રય ઉપર ધ્વજારોપણ કર્યું હતું. આ ઉત્સવમાં સામાન્ય જનતાના ઉત્સાહ થતા શ્રદ્ધાના અનેરા દર્શન થયા હતા.

હિંડોન : પલ્લીવાલ ભાઈએ નિર્વાણ મહોત્સવ ઉજવવા માટે ઘડેલા કાર્યક્રમમાં દરેક પરિવારના દરેક સભ્યે દરરોજ એક પૈસો એક વરસ સુધી આપવાનો, જૈન પાઠશાળા અને સાર્વજનિક પરબ બાર માસ સુધી શરૂ કરવાનો સમાવેશ થાય છે.





# ★ તા═મિ═લ═ના═ડુ ★

તામિલનાડુમાં નિર્વાણ વર્ષની ઉજવણીમાં રાજ્યના ચારેય ફિરકાના જૈનોએ પાયાનો અને આગેવાની ભર્યો ભાગ ભજવ્યો. આ માટે જૈન આગેવાનોની 'ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ, તમિલનાડુની રચના થઈ બિન-રાજકિયસ્તરની આ સમિતિએ વર્ષ દરમિયાન વિવિધ કલ્યાણક દિને પ્રભાતફેરી, જાહેરસભા આદિ આયોજીત કરી ભગવાનને ભક્તિભીની વંદના કરી.

સમિતિના પ્રયાસોથી અને બિરાજીત પૂજ્ય સાધુ–સાધ્વીજી, મહાસતીજીઓના પ્રેરક ઉપદેશથી મદ્રાસમાં 'ભગવાન મહાવીર જૈન ધર્મશાળા અને ભોજનશાળા' માટે માતબર રકમનું ફંડ થયુ.

રાજ્ય સરકારે પોતાના મુખપત્રો "તમિલ અરસૂ" અંગ્રેજી અને તમિલ ભાષામાં વિશેષાંકો પ્રકટ કરીને તેમજ રાજ્યપાલ અને મુખ્યપ્રધાને આકાશવાણી પરથી પોતાનો શુભેચ્છા સંદેશ પ્રસારિત કરીને વિશ્વપિતા ભગવાન મહાવીરના આ ઐતિહાસિક અવસરની સ્મૃતિને ચિરસ્મરણીય બનાવી.

તામિલનાડુના શિક્ષણ ખાતાના સહયોગથી રાજ્યની તમામ શાળા અને કોલેજોમાં નિબંધ અને વકતૃત્વ સ્પર્ધા યોજાઈ. રાજ્યના ૧૫ જિલ્લામાંથી પ્રથમ અને દ્વિતય વિજેતાઓને મદ્રાસ બોલાવી એ વિજેતાઓની અખિલ તામિલનાડુ વકતૃત્વ સ્પર્ધા યોજાઇ. મદ્રાસ વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી સુંદરવાડી વેલુની અધ્યક્ષતામાં જૈન ભવનમાં યોજાયેલ આ અખિલ રાજ્ય સ્પર્ધામાં એક અપંગ વિદ્યાર્થી મસલામની [નાગરકોવલના]ને રૂા. પાંચસોનો પ્રથમ પુરસ્કાર અપાયો.

યુવા પેઢી જૈન શિક્ષણ અને જૈન સંસ્કારથી અભિમુખ બને તે દિશામાંના એક પ્રયત્નરૂપે રાજ્ય સરકારે દર વરસે વિશ્વ વિદ્યાલયમાં જૈન ધર્મ સંબંધી વકતૃત્વ સ્પર્ધા યોજવા માટે જૈનોની સમિતિને રૂા. દસ હજારનું અનુદાન આપવાની ઘોષણા કરી. આ રકમના વ્યાજમાંથી વિજેતાને સુવર્ણચંદ્રક અપાશે.

દેશના અન્ય મોટા શહેરોની અખબારી આલમની જેમ મદ્રાસની અખબારી આલમે પોતાના પત્રોમાં સચિત્ર પૂર્તિઓ પ્રકટ કરી.

એક વિશિષ્ટ સમારોહમાં શ્રી ગુજરાતી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ તરફથી રાજ્યપાલ શ્રી કે. કે. શાહને પૂજ્ય સાહિત્ય કલરત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ સંપાદિત 'તીર્થંકર ભગવાન શ્રી મહાવીર ચિત્રસંપૂટ' ભેટ અપાયો. ચિત્રસંપૂટની ઉદ્‌ઘાટન શ્રેણીમાં દક્ષિણ ભારતમાં આ રાજ્યમાં સમારોહથી ઉદ્‌ઘાટન થયું.

તમિલનાડુ એટલે ફિલ્મ નિર્માણની ધરતી. ફિલ્મી દુનિયાએ પણ ભગવાન શ્રી મહાવીર પરમાત્માને આ અવસરે પોતાની શ્રદ્ધાંજલિ અર્પણ કરી.

મદ્રાસની 'શ્રી રામા મુવીઝ' કંપનીએ 'વાહિની' સ્ટુડિયોમાં 'શ્રી ભગવાન મહાવીર' ફિલ્મનું નવસ્મરણના પૂજન સાથે મંગલ મુહૂર્ત કર્યું.

ભગવાનના અહિંસાના સિદ્ધાંતનો વ્યાપક પ્રચાર કરવા માટે શ્રી મોહનમલજી ચોરડિયાની અધ્યક્ષતામાં 'ભગવાન મહાવીર અહિંસા પ્રચાર સંઘ, મદ્રાસ'ની રચના થઈ.



# • તામિલનાડુ રાજ્ય •

## ભગવાન મહાવીર ૨૫૦૦ મી નિર્વાણ મહોત્સવ સમિતિ

પ્રમુખ : મુખ્યમંત્રી

ઉપપ્રમુખ : શિક્ષણ તથા પર્યટન મંત્રી

ખજાન્ચી : શ્રી એસ. વેંકટરામન, આઈ. એ. એસ વિત્ત સચિવ

મંત્રી : શ્રી આર. સનભુગસિગમતી, આઇ. એ. એસ.

□ સર્વશ્રી સભ્યો □

કે. દિશવિયમ, આઇ. એ. એસ., શિક્ષણ મંત્રી
એન. ડી. સુંદરવાડી વેલુ, ઉપકુલપતિ, મદ્રાસ વિશ્વવિદ્યાલય
એસ. બી. ચિત્તીબાબુ, ડાયરેક્ટર, કૉલેજ એજ્યુકેશન
આર. પેટુમલ, ડાયરેક્ટર, સ્કુલ એજ્યુકેશન

મિલાપચંદજી ઢઢ્ઢા મદ્રાસ
હિમ્મતલાલ મરડિયા મદ્રાસ
સુંદરલાલજી નાહટા મદ્રાસ
સુંદરભાઇ મહેતા
એમ. એસ. બાપાલાલ એન્ડ કું.
એસ. ટી. સત્યમૂર્તિ
આર. નાગસ્વામી, ડાયરેક્ટર પુરાતત્ત્વ, મદ્રાસ

□ તામિલનાડુ રાજ્યના □

## ચારેય ફિરકાની સંયુક્ત નિર્વાણોત્સવ સમિતિ

મદ્રાસ ખાતે દરેક ફિરકાના આગેવાનોની સભામાં તામિલનાડુ નિર્વાણોત્સવ સમિતિની સ્થાપનાએ સારાયે દક્ષિણ ભારતમાં આ ઉજવણી માટેનું વાતાવરણ ઉત્સાહપૂર્ણ બનાવ્યું.

તા. ૧-૩-૭૪ના રોજ જૈન સમાજના દરેક ફિરકાઓની એક જાહેરસભા મદ્રાસ ખાતે શ્રી પૂનમચંદ આર. શાહના પ્રમુખપદે મળી હતી. આ સભામાં નીચે મુજબ પદાધિકારીઓની વરણી સર્વાનુમતે કરવામાં આવી હતી.

ચેરમેન : શ્રી મોહનમલજી ચોરડિયા

કાર્યવાહક પ્રમુખ : શ્રી પૂનમચંદ આર. શાહ, શ્રી મિલાપચંદજી ઢઢ્ઢા, શ્રી જસવંતમલજી સેઠિયા, શ્રી કાલુરામજી તથા શ્રી કન્હૈયાલાલજી

મંત્રી : શ્રી સાવરચંદજી નાહર, શ્રી કૈલાસમલજી દુગડ, શ્રી જયંતીલાલજી સુરાણી તથા શ્રી પુખરાજજી જૈન

સહમંત્રી : શ્રી ગોકુલચંદજી જૈન, શ્રી લક્ષ્મીચંદજી મહેતા, શ્રી કેસરીચંદજી સેઠિયા, શ્રી પન્નાલાલ વૈદ્ય, શ્રી જે. ડી. પન્નાલાલજી, શ્રી હિંમતમલજી મરડિયા, શ્રી બહાદુરસિંહજી બોથરા તથા શ્રી હિંમતભાઈ ખંધાર.

ખજાનચી : શ્રી વસરાજજી, શ્રી કપુરચંદભાઇ, શ્રી ભંવરલાલજી ગોઠી, તથા શ્રી પ્રકાશમલજી ચોરડિયા.

# 'ચિત્રસંપૂટ'ના ઉદ્ઘાટનથી નિર્વાણોત્સવનો શુભારંભ

મદ્રાસ : નિર્વાણ વર્ષની ઉજવણી માટે સર્વશ્રી મોહનલાલજી ચોરડિયા, મિલાપચંદજી ઢઢ્ઢા, જસવંતમલજી સેઠિયા, કનૈયાલાલજી સરાવગી અને સ્વર્ગીય પૂનમચંદભાઈ આર. શાહના નેતૃત્વમાં ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ, તામિલનાડુની રચના કરાઈ. આ બિનરાજકિય સ્તરની સમિતિના ઉપક્રમે નિર્વાણ વર્ષની ઉજવણી માટેના વિવિધ કાર્યક્રમોનું આયોજન થયું.

નિર્વાણ વર્ષની ઉજવણીનો પ્રારંભ ૪ એપ્રિલ ૧૯૭૪ના ભગવાનના જન્મોત્સવથી થયો. સવારે નવા મંદિરથી નીકળેલો વરઘોડો દાદાવાડી પહોંચ્યો. ત્યાં શ્રી શાદીલાલજી જૈનની અધ્યક્ષતામાં જાહેરસભા મળી ચારેય ફિરકાનું પહેલી જ વાર આ પ્રસંગે નવકારસી ભોજન રખાયું હતું. અશોક ટોકિઝમાં સાંસ્કૃતિક કાર્યક્રમ થયો અને ભજનસ્પર્ધાનું આયોજન થયું, સ્પર્ધામાં ઘણી ભજનમંડળીઓએ ભાગ લીધો.

૩ નવેમ્બર ૭૪ના સ્થાનિક ગુજરાતી વાડીમાં જૈન ચિત્રકળા પ્રદર્શન યોજાયું. તામિલનાડુના રાજ્યપાલ શ્રી કે. કે. શાહે તેનું ઉદ્ઘાટન કર્યું. આ પ્રસંગે, સાહિત્યકલારત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ સંપાદિત 'તીર્થંકર ભગવાન શ્રી મહાવીર ચિત્રસંપૂટ' નામના ઐતિહાસિક ચિત્ર ગ્રન્થનું ઉદ્ઘાટન કરાયું. પ્રદર્શનમાં આ ચિત્રસંપૂટ પર આધારિત કેટલાંક ચિત્રો પણ પ્રદર્શિત કરાયા હતા.

૧૩ નવેમ્બર ૧૯૭૪ના જૈન ભવનમાં રાજ્યના આરોગ્યપ્રધાન શ્રી કે. અનબલગને નિર્વાણ મહોત્સવનું ભારે હર્ષોલ્લાસ વચ્ચે ઉદ્ઘાટન કર્યું. આ પ્રસંગનો પ્રારંભ



જૈનોએ પોતાના ઘરો અને દુકાનો પર જૈન ધ્વજના તોરણો અને જૈન ધ્વજ લહેરાવીને કર્યો. પોતાના ઉદ્ઘાટન પ્રવચનમાં આરોગ્ય પ્રધાને કહ્યું કે 'તિરૂકુલ્લર'ના રચયિતા તિરૂવલ્લવર જૈન હતા કે નહિ તે અંગે મતભેદ હોઈ શકે; પરંતુ તેમાં કોઈ જ શંકા નથી કે મહાન સંત તિરૂવલ્લવરે પોતાના આ મહાન કાવ્ય ગ્રન્થમાં અહિંસાના મહત્ત્વનું ભારે પ્રતિપાદન કર્યું છે.'

આ અગાઉ શ્રી માનકચંદજી બેતાલાએ સ્વાગત પ્રવચન કર્યું હતું. મહાસતીજી પ્રમોદસુધાજીએ પણ પ્રભાવક પ્રવચન કર્યું. આ પ્રસંગે પાવાપુરી જળમંદિરની ખાસ ટપાલ ટિકિટનું તેમજ તામિલ સાપ્તાહિક 'ત્યાગભૂમિ'ના 'મહાવીર અંક'નું ઉદ્ઘાટન કરાયું.

૧૪ નવેમ્બરે વરસાદ હોવા છતાં પણ પ્રભાતફેરીમાં હજારોએ ભાગ લીધો અને સાંજે મદ્રાસના ઉપનગર ટી નગરમાં સુગન વિહારમાં જાહેરસભા થઈ. શ્રી સોહનલાલજી બોથરાએ સ્વાગત કર્યું. તામિલના પ્રકાંડ વિદ્વાન અને આગેવાન નેતા મા. પો. શિવજ્ઞાનમ મુખ્ય અતિથિ હતા. તેમણે કહ્યું કે જૈન ધર્મ પુરાતન ધર્મ છે. સમિતિના મંત્રી સાગરચંદજી નાહરે સમિતિના કાર્યક્રમોની રૂપરેખા સમજાવી. પદ્મશ્રી મોહનલાલ ચોરડિયાએ અધ્યક્ષીય પ્રવચન આપ્યું. શ્રી બહાદુરસિંહ બોથરાએ આભારવાદન કર્યું.

૧૫ નવેમ્બરનાં જૈન ભવનમાં રાજ્યના શ્રમપ્રધાન શ્રી રાજારામની અધ્યક્ષતામાં જાહેરસભા થઈ. શ્રી લાલચંદજી મલેચાએ સ્વાગત કર્યું. શ્રી કે. સી.

શેઠિયાએ આભાર પ્રવચન કર્યું.

૧૬ નવેમ્બરના મદ્રાસ અને ઉપનગરમાં નિર્વાણ મહોત્સવ ધામધુમથી ઉજવાયો. તામિલનાડુના પ્રધાન શ્રી એન. વી. નટરાજનની અધ્યક્ષતામાં જૈન ભવનમાં સમારોહ યોજાયો. પ્રધાનશ્રીએ ૧૮૦૦ ગરીબોને કપડાં અને સાત હજાર ગરીબોને ભોજનના પેકેટ વ્હેંચ્યા. પદ્મશ્રી મોહનલાલજી ચોરડિયાએ સ્વાગત પ્રવચન આપ્યું. શ્રી જ્ઞાનચંદજી ગેલડાએ આભાર માન્યો.

૧૭ નવેમ્બર તામિલનાડુના જૈન ઇતિહાસમાં અવિસ્મરણીય બની રહ્યો. આ દિવસે વિરાટ રથયાત્રા નીકળી. ચારેય ફિરકાના જૈન ભાઈ-બહેનોએ તેમજ જૈનેતરોએ પણ તેમાં ઉમંગથી ભાગ લીધો. રથયાત્રામાં પચ્ચીસ હજારથી વધુ લોકો જોડાયા હતા. સવારના ૭ વાગે ૪૦૯ મિન્ટ સ્ટ્રીટથી શરૂ થયેલ રથયાત્રા શહેરના મુખ્ય માર્ગો પર મહાવીરનો જયનાદ કરતી કરતી મદ્રાસ વિશ્વ

## રથયાત્રામાં

## ૧૨૬ ઝાંખી

વિદ્યાલયના સેન્ટેનરી હોલમાં ઉતરી. આ રથયાત્રામાં ભગવાનના વિવિધ જીવન પ્રસંગોને રજ કરતી ૧૨૬ ઝાંખીઓ હતી. રથયાત્રા પસાર થવાના માર્ગો તોરણો અને મંડપોથી શણગારેલા હતા.

આ મંગળ દિવસે રાજકીય સ્તરે યુનિવર્સિટી સેન્ટેનરી હોલમાં તે સમયના મુખ્ય પ્રધાન શ્રી કરુણાનિધિની અધ્યક્ષતામાં વિરાટ જાહેરસભા મળી રાજ્યપાલ શ્રી કે. કે. શાહે પોતાના પ્રવચનમાં તમિલ સાહિત્યમાં જૈન ધર્મના પ્રદાનની પ્રશંસા કરી.

મુખ્ય પ્રધાનશ્રી કરુણાનિધિએ આશ્વાસન આપ્યું કે તામિલનાડુ સરકાર જૈન મંદિરો, શિલ્પ કૃતિઓ અને કલાનું રક્ષણ કરશે. સભામાં જૈનો અને અજૈનોની હાજરી હજારોની રહી હતી.

રાતે અનેક મંડપ રંગબેરંગી રોશનીથી શણગારાયા. માઉન્ટ રોડ પર પાવાપુરીનું દૃશ્ય ખુબજ ચિત્તાકર્ષક બન્યું હતું. હજારોની મેદની તે જોવા ઉમટી હતી.

નિર્વાણ મહોત્સવના મંગળ અવસર પ્રસંગે સમિતિ તરફથી શહેરના આગેવાન અંગ્રેજી અને તમિલ દૈનિકોમાં ખાસ પૂર્તિઓ પ્રકાશિત થઇ હિન્દુ ઇન્ડિયન એકસપ્રેસ, મેલ અને તામિલ સમાચાર પત્રો માલૈઅરસુ, મુરુ સૌલી, તામિલ અરસ્તુમાં ભગવાનના જીવન અને ઉપદેશ અંગે લેખો પ્રગટ થયા. સમિતિએ એક પુસ્તિકા પણ પ્રકાશિત કરી. તેની ૧૦ હજાર નકલ શાળા, કૉલેજો વગેરેમાં વ્હેંચવામાં આવી.

તા. ૧૮, ૧૯ અને ૨૦ ના અતિ ઉત્સાહથી પ્રભાતફેરીઓ નીકળી. તેનું વિસર્જન નયા મંદિરજી, મહિલા સ્થાનક અને દિગંબર મંદિરમાં થયું.

મદ્રાસ શહેરના સિનેમાઘરોમાં ભગવાનના ઉપદેશો અંકિત સ્લાઈડો પ્રદર્શિત કરાઈ. નિર્વાણ દિવસે કતલખાના બંધ રહ્યા.

સમિતિના પ્રયાસોથી આકાશવાણીના મદ્રાસ કેન્દ્ર પરથી વર્ષમાં અનેકવિધ જિનભક્તિ કાર્યક્રમો પ્રસારિત કરાયા. રાજ્યના રાજ્યપાલ અને મુખ્ય પ્રધાને પોતાનો સંદેશ પણ આપ્યો. આકાશવાણીના મુખપત્ર 'વાનોલી'એ





પણ પોતાનો વિશેષાંક પ્રકટ કર્યો.

દીવાળી પ્રસંગે શુભેચ્છા–અભિનંદન પત્રો પર જૈન ધ્વજ અને જૈન પ્રતીક તેમજ મહાવીર વાણી છપાવી તેનું મોટી સંખ્યામાં વેચાણ કરાયું.

તામિલ-નાડુમાં આ ઉજવણી ઉપરાંત નિર્માણ કાર્ય પણ થયું. મદ્રાસમાં બિરાજીત પૂજ્ય શ્રમણ શ્રમણી ભગવંતોના ઉપદેશથી મહાવીર જૈન ધર્મશાળા અને ભોજનશાળા માટે રૂ. પાંચ લાખનું ફંડ એક જ દિવસે ઘોષિત થયું. આ માટે ત્યાર બાદ આ ફંડનો આંક રૂ. ૧૧ લાખનો વટાવી ચૂક્યું છે.

મદ્રાસ : નિર્વાણ મહોત્સવ સમિતિની વિનંતીનો સ્વીકાર કરી તામીલનાડુ સરકારે મહાવીર જયંતીના દિવસે સાર્વજનિક રજાની ઘોષણા કરી. સમિતિએ ત્રણ દિવસ સુધી ભગવાનનો જન્મોત્સવ ઉજવ્યો. ૨૪મીએ જાહેરસભામાં વિનોબાજી પ્રેરિત 'સમણસુત્ત' ગ્રંથનું ઉદ્ઘાટન થયું. આ ગ્રંથ રાજ્યના શિક્ષણ પ્રધાનને ભેટ અપાયો. જૈન સમાજ તરફથી રાજ્યના દુકાળપીડિતોની સહાય માટે શ્રી મોહનલાલજી ચોરડિયાએ રૂ. ૨૫ હજારના-દાનનો ચેક નાયબ શિક્ષણ પ્રધાન શ્રી વી. આર. નેડુચેરિયન-ને ભેટ આપ્યો હતો. સભામાં સાઈમાતા શિવવૃન્દાદેવી, રેવરન્ડ ફાધર અબ્દિકલમ અને 'કલૈ-મગલ'ના સંપાદક શ્રી કે. વી. જગન્નાથને મનનીય પ્રવચન કર્યાં હતા. આ અવસરે નવા મંદિરમાં અઠ્ઠાઇ મહોત્સવ સાથે શ્રી સિદ્ધચક્ર મહાપૂજન વગેરે ભણાવાયા હતા.

## ભજનોની સ્પર્ધા

તામિલનાડુ સરકારે આ દિવસે આકાશવાણીનાં મદ્રાસ કેન્દ્ર પરથી ચાર વખત કાર્યક્રમો આપ્યા હતા. ૨૫મીએ શ્રી એસ. એસ. જૈન બોર્ડીંગના પ્રાંગણમાં ભજનમંડળીઓની સ્પર્ધા યોજાઈ હતી. તેમાં ૧૪ મંડળીઓએ ભાગ લીધો હતો.

મદ્રાસ : મુનિશ્રી વિનયકુંવરજી મહારાજની નિશ્રામાં રાજ્યના આરોગ્યપ્રધાનશ્રીના પ્રમુખપદે જૈન ભવનમાં નિર્વાણ સમિતિએ નિર્વાણોત્સવ ઉજવ્યો. ૧૩મીએ 'તામિલ અરસુ' સામયિકનો વિશેષાંક પ્રગટ થયો. 'પાવાપુરી ટિકિટ'નું વેચાણ થયું. ૧૫મીએ સ્નેહમિલન યોજાયું. ૧૪ થી ૧૯ સુધી રોજ પ્રભાતફેરી નીકળી.

## અન્નદાન વસ્ત્રદાન

પૂજ્ય મહાસતીજીઓની પ્રેરણાથી સ્થાનકવાસી જૈન સંઘ તરફથી મીઠાભાતના ૨૫૦૦ પેકેટ તથા ૨૫૦૦ વસ્ત્રો અનાથ, અપંગ અને ગરીબોને અપાયા. પેકેટ સાથે તામિલ ભાષામાં "શાકાહારી બનો" 'દારૂ છોડો' ની પ્રચાર પત્રિકા–પુસ્તિકાઓ પણ અપાઇ.

૧૫મીએ મહારાજશ્રીની પ્રેરણાથી મહાવીર જૈન મહિલા મંડળની બેનોએ બે જનરલ હોસ્પીટલમાં જઇને દરદીઓને ૪૦૦૦ મોસંબી અને ૪૦૦૦ બિસ્કીટના પેકેટ વહેંચ્યા.

૧૮મીએ મહારાજશ્રીની પ્રેરણાથી મહાવીર જૈન મહિલા મંડળ તરફથી શ્રીમતી નૃપેન્દ્ર કુમારીએ "મહાવીર જૈન ઉદ્યોગ-ગૃહ"નું ઉદ્ઘાટન કર્યું.

૨૭મીએ શહેરની સેન્ટ્રલ જેલમાં મહાસતી પ્રમોદસુધાજી મહારાજે કેદીઓ સમક્ષ પ્રવચન આપ્યું અને તે બધાને લાડવા–ગાંઠિયાના પેકેટ પ્રચાર પત્રિકા સાથે અપાયા.

મદ્રાસ : જન્મકલ્યાણક પ્રસંગે પ્રભાતફેરી, રથયાત્રા, સભા ઉપરાંત અત્રે ૨૫મીએ એસ. એસ. જૈન બોર્ડિંગમાં ભજન મંડળીઓની સ્પર્ધા યોજાઈ તેમાં ૧૪ ભજન મંડળીઓએ ભાગ લીધો

નિર્વાણ સમિતિના ઉપક્રમે શાળાઓ તથા કોલેજોમાં જૈન-ધર્મ સંબંધી વકતૃત્વ સ્પર્ધાઓ યોજાઈ તેમાં ત્રણ હજાર શાળા અને ૧૮૨ કોલેજોએ ભાગ લીધો.



પ્રથમ ત્રણ વિજેતાઓને રૂા ૫૦૦, રૂા. ૨૫૦ અને રૂા. ૧૦૦ના ઇનામો અપાયા.

અંગ્રેજીમાં શ્રીમતી ઉમા નિલકંઠ અને તામિલ ભાષામાં એસ. મહિલામનીને પ્રથમ પુરસ્કાર મળ્યા

ઉપકુલપતિએ વિશ્વવિદ્યાલયમાં દર વર્ષે જૈનધર્મ સંબંધી વકતૃત્વ સ્પર્ધા યોજવા માટે સમિતિને રૂા. દસ હજાર આપ્યા. આ રકમના વ્યાજમાંથી દર વરસે પ્રથમ આવનારને સોનાનો ચંદ્રક અપાશે.

૨૩મીએ મેઘરાજ ચેરીટેબલ ટ્રસ્ટ નિર્મિત 'જીતેન્દ્ર શ્રીપાલ ભવન'નું ઉદ્ઘાટન થયું.

મદ્રાસ : શ્રી એસ. એસ. જૈન લાયબ્રેરી તરફથી કેવળજ્ઞાન દિવસ ઉત્સવ ઉજવાયો. અત્રેના નકશા બજારની મહિલાઓએ જ્ઞાનગોષ્ઠી અને સંગીત ગોષ્ઠી યોજી હતી.

મદ્રાસ : રાજયના આરોગ્ય પ્રધાન શ્રી કે. અન્બલગને જૈન ભવનમાં નિર્વાણ મહોત્સવ સમારોહનું ઉદ્ઘાટન કર્યું. આ પ્રસંગે શ્રી સૌભાગ્યમલજીએ આજીવન બ્રહ્મચર્યની પ્રતીજ્ઞા લીધી. સાપ્તાહિક 'ત્યાગભૂમિ'એ 'મહાવીર અંક' પ્રગટ કર્યો.

૧૪ નવેમ્બર ૭૪ના વરસતા વરસાદમાં પણ પ્રભાતફેરીમાં હજારો લોકો જોડાય. સાંજે તામિલના વિદ્વાન શ્રી એન. પી શિવજ્ઞાનમના પ્રમુખવકતા પદે જાહેરસભા થઈ. સભાની અધ્યક્ષતા શ્રી મોહનલાલ ચોરડિયાએ કરી.

મદ્રાસ : નવશા બજારની બહેનોએ ૨૦મી મે ૭૫ના રોજ જ્ઞાનગોષ્ઠી યોજીને કેવળજ્ઞાન દિવસ ઉજવ્યો. સાંજે કવિગોષ્ઠી પણ ગોઠવાઈ.

મદ્રાસ : શેઠ ભકતાવરચંદ નાહર પોસ્ટ ગ્રેજ્યુએટ કોલેજ એન્ડ રીસર્ચ ઈન્સ્ટીટયુટે શુદ્ધ ચાંદીનો "સ્મૃતિચક્ર" બનાવ્યો છે. આ ચક્રની એક બાજુ ભગવાનનું ચિત્ર અને બીજી બાજુ નવકાર મંત્ર અને જૈન પ્રતીક અંકિત છે.

## "શ્રી ભગવાન મહાવીર" ઈસ્ટમેન કલર ફિલ્મ

મદ્રાસ : શ્રી રામા મુવિઝ, મદ્રાસ ફિલ્મ કંપનીએ ૨૪ એપ્રિલ ૧૯૭૫ના પોતાના 'વાહિની' સ્ટુડિયોમાં નવસ્મરણના પૂજન અને નવકાર મંત્રના જાપનો વિધિ સહિત 'શ્રી ભગવાન મહાવીર' નામની ફિલ્મનું મંગલ મુહૂર્ત કર્યું.

આ પ્રસંગે પ્રાધ્યાપક પ્રતાપકુમાર જે. ટોલિયા લિખિત 'વન્દન હૈ હે ત્રિશલા નંદન' ગીતનું રેકોર્ડિંગ કરાયું. આ પ્રસંગે અનેક કલાકારો, જૈન-જૈનેતરો અને પત્રકારોની હાજરી હતી.

શ્રી એમ. રંગારાવ અને પ્રા. પ્રતાપકુમાર ટોલિયાના સંયુકત સંગીત નિર્દેશનમાં વિવિધ રાગ અને સ્વરબદ્ધ આ પ્રથમ ગીત શ્રીમતી વાણી જયરામ, પ્રો. પ્રતાપકુમાર ટોલિયા અને શ્રીમતિ ટોલિયા આદિ કલાવૃંદે પ્રસ્તુત કર્યું.

આ ફિલ્મમાં ભાગ લેનાર કલાકારો પાસે ફિલ્મના નિર્માણ દરમિયાન માંસ અને મદિરાના ત્યાગની પ્રતિજ્ઞા કરાવામાં આવી છે. આ ફિલ્મમાં મોટા ભાગના કલાકારો જૈન છે.

આ ફિલ્મના નિર્માતા શ્રી દેશરાજ રામરાવ છે. સંપાદન શ્રી આંકી રેડ્ડી કરી રહ્યા છે. પટકથા લેખક અને નિર્દેશક શ્રી ગૌતમ છે. સંવાદ અને ગીત પ્રા. પ્રતાપકુમાર જે. ટોલિયાના છે. સંપૂર્ણ ફિલ્મ ઈસ્ટમેન કલરમાં છે.



# જોબ ઓરિયેન્ટેડ કોલેજ

મદ્રાસ : ટીમ ટ્રસ્ટ (તામિલનાડુ એજ્યુકેશન એન્ડ મેડિકલ ટ્રસ્ટ)ની સ્થાપના કરવામાં આવી અને 'જોબ ઓરિયેન્ટેડ કોલેજ' ખોલવાનો નિર્ણય કરવામાં આવ્યો. આ માટે જમીન ખરીદવામાં આવી. શ્રી સુન્દરલાલ નાહટાએ રૂા. ૨૦ લાખ આપવાનું વચન આપ્યું.

મદુરા : શ્રી સંઘના ઉપક્રમે તા. ૧-૧-૭૫ના આરાધનાનો કાર્યક્રમ પ્રવચનો, ભક્તિસંગીત, જાપ વગેરે પૂર્વક યોજાએલ.

ગુડિયાત્તમ : તા. ૧૫ નવેમ્બરે તમામ જૈનો તરફથી વરઘોડો કાઢવામાં આવ્યો. સરકારી હૉસ્પિતાલમાં દરદીઓને ફળ વહેંચવામાં આવ્યા.

મૈલાપુર : શેઠ બખ્તાવર રિસર્ચ ઈન્સ્ટીટ્યુટ, મૈલાપુર, મદ્રાસ દ્વારા પ્રથમ દેશના દિવસ એક પખવાડિયા સુધી મનાવવામાં આવ્યો હતો જેમાં યુવક સંમેલન પ્રાર્થના સભા, પ્રભાતફેરી, મહિલા સંમેલન, દહેજ પરિસંવાદ વગેરે કાર્યક્રમો થયા હતા.

રોબર્ટસન પેઠ : જન્મકલ્યાણકની ઉજવણી ત્રણે ફિરકાએ સાથે મળી ઉજવી. રથયાત્રા નીકળી તેમ જ ચર્ચના હૉલમાં જાહેરસભા યોજાઈ.

રાયપેટ : જૈન સંઘ તરફથી ૨૫૦૦ જણને ભોજનના પેકેટ અને એક હજાર વિદ્યાર્થીઓને લાડુ અપાયા.

તિરુચિરાપલ્લી : જૈન યુવક સંઘે [તિરૂચિ] જૈન પરિસંવાદ તેમજ ભગવાનના જીવન અને ઉપદેશ સંબંધી પ્રદર્શન યોજ્યા હતા. રાજ્યના માહિતી અને પ્રસારણ ખાતાના પ્રધાન શ્રી અંબિલધર્મલિંગને બંનેનું ઉદ્ઘાટન કર્યું હતું.

પરિસંવાદ શ્રી સી. એલ. કમલાપતિની અધ્યક્ષતામાં થયો હતો. તેમાં સર્વશ્રી વી. કામાક્ષી, આર. નાગાસ્વામી, એચ. સરકાર, આર. મસ્કરહન્સ, પ્રો. ટી. એસ. કલ્યાણી પ્રો. ટી. વી. ગોપાલન આદિ વિદ્વાન વક્તાઓએ ભાગ લીધો હતો.

સાલેમ : જૈન મિશન સોસાયટી નિર્મિત શ્રી મહાવીર ચેરીટેબલ ડીસ્પેન્સરીનું ૮ ડીસેમ્બર ૭૪ના ઉદ્ઘાટન કરાયું હતું. સાલેમના પૂરપીડિત લોકોને પણ જરૂરી સહાય અપાઈ.





## ઉત્તર પ્રદેશ રાજ્ય સરકારની વિનંતીથી

## દેહાંત દંડની સજા આજીવન કેદમાં

રાજ્યના રાજ્યપાલશ્રીની સંરક્ષણામાં અને મુખ્યપ્રધાનશ્રીની અધ્યક્ષતામાં રાજ્યસ્તરે ભગવાન શ્રી મહાવીર ૨૫૦૦મી નિર્વાણ સમિતિની રચના થઈ. નિર્વાણ મહોત્સવ વર્ષની ઉજવણીનો વ્યાપક કાર્યક્રમ ઘડી આ સમિતિએ વિવિધ ઉપસમિતિઓની પણ રચના કરી. રાજ્ય સમિતિએ વર્ષ દરમિયાન કરેલા કેટલાંક ઉલ્લેખનિય કાર્યો આ પ્રમાણે છે:

— સમિતિની ભલામણથી રાજ્ય સરકારે ભારત સરકારને આગ્રહભર્યો વિજ્ઞપ્તિપત્ર લખ્યો કે, અહિંસા ધર્મના મહાન પ્રણેતા શ્રમણ ભગવાન મહાવીરને શ્રદ્ધાંજલિ અર્પણ કરવા માટે, એ ઉત્તમ ગણાશે કે જે કિસ્સાઓમાં વિવિધ અદાલતોએ ૧૩ નવેમ્બર ૧૯૭૪ કે તે પછી દેહાંતદંડ (ફાંસી)ની સજા કરાય, તે બધામાં માત્ર અસાધારણ કિસ્સાને અપવાદ ગણી, દેહાંતદંડની સજાને આજીવન કેદમાં બદલવામાં આવે.

— રાજ્ય સરકારની આ વિનંતીનો ભારત સરકારે સ્વીકાર કર્યો અને તે અંગે સત્તાવાર આદેશ પણ બહાર પાડયો.

— નિર્વાણ વર્ષમાં શિકારબંધી.

— ત્રણ મહિનાથી વધુ સમયના કેદીઓને ૧૫ દિવસની વિશેષ મુક્તિ આપી.

— મહાવીર જયંતી અને મહાવીર નિર્વાણ દિવસે કતલખાના અને દારૂની દુકાનો બંધ રખાઇ.

— બરેલી અને હરિદ્વારમાં મહાવીર સ્મૃતિ કેન્દ્રના ભવન માટે વિનામૂલ્યે જમીન આપી. રાયબરેલી, લખનૌ અને બારાબંકીમાં આ હેતુ માટે જમીન આપવાની વિનંતી વિચારણા હેઠળ છે.



જેલ મુક્તિનો



ઉમંગ ઉમંગ

○ મેરઠમાં નૌચન્દી મેળામાં 'અહિંસા પ્રચાર કેન્દ્ર'ના નેજા હેઠળ શાહાકાર પ્રદર્શન, તીર્થ-ક્ષેત્ર પ્રદર્શન અને પંચશીલ પ્રદર્શન.

○ લખનૌમાં સર્વ સેવા સંઘ-વારાણસી દ્વારા પ્રકાશિત, તમામ જૈનોને સર્વમાન્ય, 'સમણસુત્ત' ગ્રન્થનું ઉદ્ઘાટન.

○ લખનૌમાં બૃહત જૈન સાહિત્ય અને ચિત્ર પ્રદર્શન તેમજ જ્ઞાનગોષ્ઠી.

○ રાજ્ય સમિતિના આર્થિક સહયોગથી બિજનૌર નગરમાં 'કીર્તિસ્તંભ'.

○ રાષ્ટ્રીય કાર્બેટ પાર્ક, ટીકાલામાં 'અહિંસા સ્થંભ'ના નિર્માણના પ્રયત્નો ચાલુ છે.

○ રાજ્યના પ્રસિદ્ધ સાર્વજનિક પુસ્તકાલયોમાં મહાવીર કક્ષની સ્થાપના અને જૈન સાહિત્યના પુસ્તકોની ભેટ.

○ રાજ્યસ્તરે લખનૌમાં 'મહાવીર ઉદ્યાન અને સ્મારક. તે માટે રાજ્યસરકારને વિનંતી. આ માટે જમીનની પસંદગી થઇ ગઇ છે.

○ રાજ્યના વિવિધ તીર્થ ક્ષેત્રોમાં પાકા માર્ગ કરવાનો કાર્યારંભ.

○ રેવતી બહોડા સ્ટેશનને 'અહિચ્છત્ર પાર્શ્વનાથ'નું નામ.

○ શ્રાવસ્તીમાં ભગવાન સંભવનાથના પ્રાચીન મંદિરના જીર્ણોધ્ધાર માટે રાજ્યનો પુરાતત્વ વિભાગ ભારત સરકારની અનુમતિ માટે સતત પ્રયત્નશીલ છે.

○ કંકાલી ટીલામાંથી પ્રાપ્ત અતિ પ્રાચીન જૈન સ્તૂપ લખનૌ મ્યુઝિયમાં છે, તેના આધાર પર તેનું એક નાનું મોડલ તૈયાર થઇ રહ્યું છે.

○ આકાશવાણી લખનૌ કેન્દ્ર દ્વારા વર્ષ દરમિયાન વાર્તાઓ, નાટક, ઉત્તરાયન કાર્યક્રમ, લોકાયતન કાર્યક્રમ, મજદૂર મંડળ કાર્યક્રમ આદિ વિવિધ કાર્યક્રમ પ્રસારિત થયા.

○ રાજય સમિતિ દ્વારા 'ભગવાન મહાવીર સ્મૃતિ ગ્રન્થ'નું પ્રકાશન.

○ રાજ્યનાં શિક્ષણ પ્રધાનની સંરક્ષતામાં તીર્થંકર મહાવીર સ્મૃતિ કેન્દ્ર સમિતિની રચના. આ સમિતિ લખનૌમાં રાજ્યસ્તરે 'મહાવીર સ્મૃતિ કેન્દ્ર' સ્થાપવા પ્રયત્ન કરી રહી છે.

આ સમિતિએ ધર્મસાહિત્યના શોધ પુસ્તકાલયની સ્થાપનાનું કાર્ય શરૂ કરી દીધું છે.





# ઉત્તર પ્રદેશ રાજ્ય

# ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ

સંરક્ષક : માનનીય શ્રી રાજ્યપાલ, ઉત્તરપ્રદેશ
પ્રમુખ : શ્રી કમલાપતિ ત્રિપાઠી, મુખ્ય મંત્રી
કાર્યવાહક પ્રમુખ : શિક્ષણ મંત્રી
ઉપપ્રમુખ : શ્રી લક્ષ્મીરમણ આચાર્ય
મંત્રી : શ્રી શિક્ષણ સચિવ

### □ સર્વશ્રી સભ્યો □

| | |
|---|---|
| ભગવતીચરણ વર્મા | લખનૌ |
| ડૅ. એલ. શ્રીમાલી | વારાણસી |
| રાધ કૃષ્ણ | કાનપુર |
| પી. સી. જૈન | લખનૌ |
| એસ. એન. ઘોષ | લખનૌ |
| ચંદ્રભાનુ ગુપ્તા | લખનૌ |
| આત્મારામ ગોવિન્દ ખરે | લખનૌ |
| રાજેન્દ્રકુમારી બાજપેયી | લખનૌ |
| વીરેન્દ્ર સ્વરૂપ | લખનૌ |
| પદ્મપત સિંઘાનિયા | કાનપુર |
| સીતારામ જયપુરિયા | કાનપુર |
| જે. મહેતા | લખનૌ |
| પરિપૂર્ણાનંદ વર્મા | કાનપુર |
| ડૉ. આર. આર. ભંડારી | કાનપુર |
| રામેશ્વર ટાંટિયા | કાનપુર |
| શરદકુમાર 'સાધક' | વારાણસી |
| શ્રીચંદ સુરાણા 'સરસ' | આગ્રા |
| શેઠ સુનહરીલાલ જૈન | આગ્રા |
| શેઠ છિદામીલાલ જૈન રઈસ | ફીરોઝાબાદ |
| ઈન્દ્રજીત જૈન | કાનપુર |
| જ્યોતિપ્રસાદ જૈન, પી. એચડી. | લખનૌ |
| મહેન્દ્રસાગર પ્રચંડિયા | અલીગઢ |
| પ્રેમસાગર જૈન | બડૌત |
| સુકુમારચંદ જૈન | મેરઠ શહેર |
| વીરનંદન જિંદલ | લખનૌ |
| લક્ષ્મીચંદ જૈન | મથુરા |
| પંડિત કૈલાસચન્દ્ર શાસ્ત્રી | વારાણસી |
| અભિનંદનપ્રસાદ ટડૈયા, વકીલ | ઝાંસી |
| ખુશાલચંદ ગોરાવાલા | વારાણસી |
| કલ્યાણકુમાર 'શશિ' | રામપુર |
| દીપચન્દ જૈન, ખજાન્ચી | દેહરાદૂન |
| મંગલકિરન જૈન | સહરાનપુર |
| રતનલાલ જૈન, વકીલ | બિજનોર |
| મોતીલાલ જૈન | કાનપુર |
| શુભકરણ જૈન | કાનપુર |
| મહાવીરપ્રસાદ જૈન | લખનૌ |
| સાગરમલ ચોરડિયા | વારાણસી |
| હંસરાજ જૈન | રાયબરેલી |
| બુધમલ સુરાણા | આગ્રા |
| કેસરીચંદ સિંઘી | હાથરસ |
| વી. એલ. શેઠિયા | મૈનપુરી |
| ભંવરલાલ સેઠિયા | કાનપુર |
| વિજયસિંહ ખોકડિયા | ધનકુરી |
| માંગીલાલ ભૈગાણી | પોખરપુર |
| સંતોષચંદ શેઠિયા | કાનપુર |
| કલ્યાણદાસ જૈન | આગ્રા |
| પવનકુમાર જૈન | કાનપુર |
| મોહનલાલ મેહુતા | વારાણસી |
| જવાહરલાલ લોઢા | આગ્રા |
| વિજયચંદ ભંડારી | કાનપુર |
| સી. રમનલાલ | કાનપુર |
| જયંતિપ્રસાદ જૈન | લખનૌ |
| સુમેરચંદ જૈન | લખનૌ |
| એમ. પી. જૈન | લખનૌ |
| રોશનલાલ જૈન | મેરઠ |
| ડૉ. મુમ્મેદમલ મુનિત | લખનૌ |
| પદ્મુમલ જૈન | મુઝફ્ફરનગર |
| ચંદ્રકાન્તભાઈ | વારાણસી |
| મોતીચંદ જૈન | આગ્રા |
| રિખબચંદ જૈન | લખનૌ |
| રાજમુકુટ જૈન | આગ્રા |
| ફકીરચંદ જૈન | આગ્રા |

આગ્રા : ભગવાન મહાવીર નિર્વાણ મહોત્સવ સમિતિ-આગ્રાની. તા. ૩-૫-૭૫ના મળેલ બેઠકમાં મહાવીર પાર્ક, મહાવીર ઓડીટોરિયમ અને મહાવીર પક્ષી ચિકિત્સાલયનું નિર્માણ કરવાનું નક્કી થયું છે.

બેઠકના પ્રમુખશ્રી લક્ષ્મીરમણ આચાર્યે મથુરાના કંકાલીટીલાના સ્થાન પર ભ૦ મહાવીરનું એક ઉત્કૃષ્ટ સ્મારક રૂા. ૪૦ લાખના ખર્ચે બનાવવા અનુરોધ કરેલ.

# આગ્રા

- મહાવીર પાર્ક
- મહાવીર–ઓડીટોરિયમ
- મહાવીર પક્ષી–ચિકિત્સાલય

આગ્રા : દિગમ્બર જૈન સમાજ, બેલનગંજના ઉપક્રમે અત્રેના જૈન યુવક મંડળ યોજીત સાત દિવસના કાર્યક્રમમાં નિર્વાણ જ્યોત પ્રગટાવવાનો અને નિર્વાણ લાડુ ચડાવવાનો એક વિશિષ્ટ કાર્યક્રમ થયો હતો.

નિર્વાણના પ્રથમ દિવસે વિરાટ રથયાત્રા સાથે નિર્વાણ લાડુ ચડાવાયા હતા અને સાંજના કાલમંદિરજીમાં ડૉ. જયકિશનદાસ ખંડેલવાલ અને શ્રી જમનાદાસજીએ અખંડ નિર્વાણ જ્યોત પ્રગટાવી હતી. મંદિરને પણ ભવ્ય દીપમાળાથી સુશોભિત કર્યું હતું.

૧૪મી નવેમ્બરે યોજાયેલ અહિંસા સંમેલનમાં સર્વશ્રી હુકમચંદજી ભારિલ્લ, નેમીચંદજી પાટની, ડૉ. જયકિશનદાસ ખંડેલવાલ આદિ વિદ્વાનોએ પોતાના પ્રવચનોમાં ભગવાનનો ગુણાનુવાદ કર્યો હતો. સાંજે ભજનો સાથે વિદ્વદ્ ગોષ્ઠીનું આયોજન થયું હતું. સાતેય દિવસ પ્રભાતફેરી નીકળી હતી. તેમાં યુવક મંડળના સભ્યોએ અપૂર્વ ઉલ્લાસથી જિનભક્તિના ગીતો ગાયા હતા.

આગ્રા : મહોત્સવની બીજી શ્રેણીના કાર્યક્રમના એક ભાગ રૂપે દિ. જૈન સમાજના ઉપક્રમે જૈન યુવક મંડળે દીક્ષા દિવસ ઉજવ્યો હતો. આ પ્રસંગે મંડળના પ્રમુખ શ્રી નરેન્દ્ર જૈને નિર્વાણ વર્ષમાં ૨૫૦૦ વ્યક્તિઓને રોજ દેવદર્શન કરતા કરાવવાનો અને તેમને રાત્રિભોજન ત્યાગ કરાવવાના નિયમો લીધા હતા. અત્રે યોજાયેલ જ્ઞાનચર્ચામાં જૈનધર્મના વિદ્વાન ડૉ. શ્રી હુકમચંદજી ભારિલ્લે દીક્ષાનું આધ્યાત્મિક રહસ્ય સમજાવ્યું હતું. સાંજે જિનમંદિરમાં આરતી અને ભજનોનો કાર્યક્રમ થયો હતો.

## નિર્વાણ-જ્યોત

આગ્રા : આચાર્ય વિનોબા ભાવેની પ્રેરણાથી સંકલિત 'સમણસુત્તં' ગ્રંથનું વિમોચન કરવામાં આવ્યું. આ ગ્રંથ પૂજ્યશ્રી પૃથ્વીચન્દજી મહારાજના પ્રતિનિધિ શ્રી કીર્તિમુનિજી તથા દિગમ્બર શ્રુતસાગરજી મહારાજને ભેટ આપવામાં આવ્યો.

ભારત જૈન મહામંડળ તરફથી થિયોસોફીકલ સોસાયટીને સાત રંગોમાં તૈયાર કરાવાયેલ ૨૨"×૨૮"નું જૈન પ્રતીક તથા ભગવાન મહાવીરનું ચિત્ર ભેટ આપવામાં આવ્યું.

અલીગઢ : ૧૨ નવેમ્બરથી ૨૦ નવેમ્બર ૭૪ સુધી નિર્વાણ મહોત્સવની ઉજવણી થઈ. આ દિવસોમાં શોભાયાત્રા, નિર્વાણ અર્ઘ્ય, રોગીઓને ફળ-દાન, નાટિકા વગેરે વિવિધ કાર્યક્રમો થયાં.

હાથરસ : ચારેય ફીરકાના સંયુક્ત ઉપક્રમે ૨૩ ફેબ્રુઆરીએ ભગવાનનો દીક્ષા દિવસ ઉજવાયો.



## • જીવન દાન •

સને ૧૯૭૩ના વર્ષની ૧૩મી નવેમ્બરથી દેશભરની વિવિધ અદાલતોમાં જે ગુનેગારોને ફાંસી-દેહાતદંડની સજા થઈ છે તેને જન્મટીપ–આજીવન કેદની સજામાં ફેરવવાની ભગવાન મહાવીર ૨૫૦૦ મી નિર્વાણ મહોત્સવ સમિતિ–ઉત્તર પ્રદેશની ભલામણનો કેન્દ્ર સરકારે સ્વીકાર કર્યો છે.

લખનૌ ખાતે તા. ૨૫–૭–૭૫ના રોજ ઉત્તર પ્રદેશ રાજ્યના મુખ્યમંત્રીશ્રી એચ. એન. બહુગુણાએ ઉપરોક્ત સમિતિને–સંબોધતાં કેન્દ્ર સરકારના આ નિર્ણયની જાણ કરી હતી. વધુમાં જણાવ્યું હતું કે અહિંસાનો અમલ કરનારા અને ઉપદેશ આપનારા ભગવાન મહાવીરસ્વામીને આ સાચી અને મહાન અંજલી છે.

દીક્ષાર્થી બહેનોનો ભવ્ય વરઘોડો નીકળ્યો હતો. તેમાં વિવિધ રચનાઓ હતી. સાધ્વી શ્રી સરલાજી મહારાજના સાન્નિધ્યમાં મુમુક્ષુ બહેનોને અભિનંદનપત્ર અર્પણ કરાયા. શ્રી પ્રકાશચંદ્ર જૈન અને ડૉ. મહેન્દ્રસાગર પ્રચંડિયાએ દીક્ષા અંગે પ્રવચનો કર્યાં.

કાનપુર : ૩ નવેમ્બર સવારે જાહેરસભા યોજાઈ હતી, જે સાધ્વીશ્રી ધનકુમારીની નિશ્રામાં થઇ હતી. બપોરે નિર્વાણ સમિતિ તરફથી અહીંના જાહેર પુસ્તકાલયમાં મહાવીર જૈન કક્ષની સ્થાપના કરવામાં આવી.

તા. ૧૪ નવેમ્બરે વિરાટ વરઘોડો કાઢવામાં આવ્યો હતો.



લખનૌ : રાજ્ય સરકારે રાજ્યના તમામ કતલખાના અને દારૂનું વેચાણ બંધ રખાવીને ભગવાનને તેમના જન્મ દિવસે લાખ લાખ વંદના કરી.

૨૪મીએ વહેલી સવારમાં શહેરનો મોટોભાગ ભગવાનના જયનાદથી ગુંજી ઊઠયો. બપોરના વિશાળ રથયાત્રા નીકળી. યાત્રામાં ભગવાનના જીવન અને સિદ્ધાંત સંબંધી અનેક રચનાઓ હતી. સાંજે રાજ્યવિધાનસભાના અધ્યક્ષ શ્રી વાસુદેવસિંહજીની અધ્યક્ષતામાં અમીરૂદ્દૌલા પાર્કમાં ખાસ ઊભા કરાયેલ મંડપમાં જાહેરસભા થઈ. વિદ્વાનોના પ્રવચનો ઉપરાંત સભામાં "સમણસુત્ત" ગ્રંથનું ઉદ્‌ઘાટન થયું. તેમજ ઉપસ્થિત સભાજનોને ભગવાનના જીવન અને સિદ્ધાંત સંબંધી સાહિત્ય પહોંચવામાં આવ્યું.

૨૫મીએ શહેરના મુખ્ય કેન્દ્ર અમીનાબાદમાં એક રથયાત્રા કાઢવામાં આવી અને અમીરૂદ્દૌલા પાર્કમાં ચાંદીની પાંડુક શીલા પર ભગવાનની પ્રતિમા પર અભિષેક કરાયો.

રેવતી બેહડા સ્ટેશનનું નામ બદલીને 'અહિચ્છત્ર પાર્શ્વનાથ' નામ રાખવા માટે રાજ્યની નિર્વાણ મહોત્સવ સમિતિએ સક્રિય પ્રયાસ કર્યો છે. સમિતિની આ વિનંતી રાજ્ય સરકારે કેન્દ્ર સરકારને વિચારણા માટે પહોંચાડી છે.





લાહોલ સ્પીતિ : દરિયાની સપાટીથી ૧૦૦૫૦ ફુટ ઊંચા અને ૨૦–૨૨ હજાર ફુટ વર્તુળાકાર હિમાચ્છાદિત શિખરોથી ઘેરાયેલા ભારતના સૌથી ઊંચા જિલ્લાના આ ગામની રાજકિય ઉચ્ચતર માધ્યમિક વિદ્યાલયના પટાંગણમાં એક જાહેર સમારંભ યોજાયો. શ્રી રામ તાલુકેદારની અધ્યક્ષતામાં થયેલા આ સમારંભમાં વકતાઓએ પ્રેરક પ્રવચનો કર્યાં. બાલક-બાલિકાઓએ સાંસ્કૃતિક કાર્યક્રમોથી ભગવાનને વંદના કરી.

O O O

મસૂરી : સોળ વર્ષ બાદ અત્રે પુનઃ રથયાત્રા નીકળી. ૯મી જુને ઉત્તર પ્રદેશના શિક્ષણ પ્રધાન ડૉ. રામજીલાલ સહાયકે શાકાહાર અંગેના સંવિવાદનું ઉદ્ઘાટન કર્યું. સંવિવાદમાં નવભારત ટાઈમ્સના તંત્રી શ્રી અક્ષયકુમાર જૈન, ડૉ. જયકિશન પ્રસાદ ખંડેલવાલ આદિએ પ્રવચનો કર્યાં. સાંજે સાંસ્કૃતિક કાર્યક્રમ થયો. ૧૦મી જુને રાજા મહેન્દ્ર પ્રતાપસિંહની અધ્યક્ષતામાં વિશ્વધર્મ સંમેલન મળ્યું.

કાનપુર : ૨૩મીએ શોભાયાત્રા બાદ પંડિત શ્રી પ્રદ્યુમ્નકુમારજી જૈને ગર્ભકલ્યાણકની વિવિધ પૂજા અર્ચના કરી હતી. બાદ સાંજે જૈન કલબના ઉપક્રમે "વિશ્વની સમસ્યાઓનું સમાધાન અહિંસામાં છે" નામના વિષય પર વકતૃત્વ સ્પર્ધા યોજાઈ. વિજેતાઓને પુરસ્કાર અપાયા.

૨૪મીએ સવારે શોભાયાત્રા નીકળી. બપોરના મહિલા સભા મળી. અને પંડિત ગોકુલચંદ્ર જૈન દ્વારા આધ્યાત્મિક અને સાંસ્કૃતિક પુસ્તકોનો સમર્પણ વિધિ સમિતિના અધ્યક્ષ શ્રી અવિનાશચંદની અધ્યક્ષતામાં થયો.

રાતે શ્રી શશીભૂષણ શરણ આઈ. એ. એસ. ની અધ્યક્ષતામાં જાહેર સભા થઈ. કાકાસાહેબ કાલેલકર અને ડૉ. ગોકુલચન્દ્ર જૈને પ્રવચનો કર્યાં.

O O O

લલિતપુર : શ્રી દિગંબર જૈન પંચાયતના ઉપક્રમે શ્રી પંચકલ્યાણક પૂજા અને વિશ્વશાંતિ યજ્ઞ થયા હતા.

O

નૈતિક શીક્ષા પ્રચાર સંસ્થા

નજીબાબાદ : પત્રવ્યવહાર દ્વારા નૈતિક શિક્ષણનો પ્રચાર કરવા માટે 'તીર્થંકર નૈતિક શિક્ષા પત્રાચાર ઈન્સ્ટીટયુટ'ની સ્થાપના કરાઈ છે. આ સંસ્થા અન્ય પ્રકાશનો પણ કરશે. ડૉ. પ્રેમચન્દ જૈન, શ્રીમતી શશિ અગ્રવાલ, શ્રી અજીતપ્રસાદ જૈન આદિ વિદ્વાનોની સલાહકાર તરીકે નીમણુંક થઈ છે.

મહેશ્વર : અત્રે દર આઠમે નિર્વાણ સમિતિના ઉપક્રમે પુરુષોની અને દર ચૌદશે બહેનોની પ્રભાતફેરી નીકળી. મહાવીર સાર્વજનિક વાચનાલયની પણ સ્થાપના થઈ.

ઉરમાલ : જૈનોના ચાર જ ઘર હોવા છતાં, જૈનેતર ભાઈઓના સહકારથી ઉજવણી ઠાઠથી થઈ. વરઘોડામાં ૧૦૦૦ ભાઈ બહેનો જોડાયાં. જાહેરસભા પણ સારી યોજાઈ.

બાસોદા : મુનિશ્રી વીરસાગરજીના ઉપદેશથી ગાંધી ચોક તથા શુક્રવારમાં "શ્રી મહાવીર જૈન પાઠશાળ" શરૂ કરાઈ. આ ઉપરાંત ભગવાન મહાવીર બાલઉદ્યાન અને કીર્તિસ્તંભ માટે પણ નિર્ણય લેવાયો છે.



મુરાદાબાદ : ૧૨ થી ૧૭ નવેમ્બર ૭૪ સુધી સમગ્ર શહેરમાં ભગવાનનો જયનાદ ગુંજી રહ્યો. સાતેય દિવસ સુધી સંપૂર્ણ મંદિર દીપમાળાઓથી ઝગમગી રહ્યું. ૧૨મીએ જૈન મંદિર લોહાગઢમાં ભજન–કીર્તન થયાં. ૧૩મીએ તમામ જૈન મંદિરોમાં નિર્વાણ અર્ઘ્ય ચઢાવાયા.

૧૪મીએ જૈન મંદિર લોહાગઢમાં વ્યાખ્યાનસભા, કવિતાપાઠ, ગાયનવાદનના કાર્યક્રમો થયા. ૧૫મીએ સ્થાનિક ટાઉન હોલમાં જાહેરસભામાં વિવિધ વક્તાઓએ ભગવાનનો ગુણાનુવાદ કર્યો.

૧૭મીએ ૧૧ વાગે હિન્દુ કોલેજથી દિગંબર અને શ્વેતાંબર સંપ્રદાયોની સંયુક્ત રથયાત્રા નીકળી. ૧૮મીએ સ્થાનિક ટાઉન હોલમાં બીજી જાહેરસભા મળી.

મૈનપુરી : અત્રે ૧૮મી જાન્યુ. ૧૯૭૪ના રોજ જૈન ઉપવન મંદિર, જૈન સાહિત્ય શોધ સંસ્થાન, ભગવાન મહાવીર વિદ્યાલય અને કીર્તિસ્તંભની શિલારોપણ વિધિ થઈ. આ પ્રસંગે રૂપિયા એક લાખથી વધુ રકમનું ફંડ થયું.

નજીબાબાદ : સ્થાનિક સાહુ જૈન ડીગ્રી કોલેજમાં મહાવીર ચિંતન ગોષ્ઠીનું આયોજન કરાયું હતું. શ્રી જમુનાપ્રસાદ જૈન, શ્રી વેદમુનિ પરિવ્રાજક, શ્રીમતી શશી અગ્રવાલ આદિ વિદ્વાનોએ તેમાં ભાગ લીધો હતો. ગોષ્ઠીનું સંચાલન ડૉ. પ્રેમચંદ જૈને કર્યું હતું.

સ્થાનિક જૈન મંદિરમાં કવિ સંમેલન પણ યોજાયું હતું જેમાં શ્રી ખુરશીદ અહમદ, શ્રી શકીલ, શ્રી રશીદ, ડૉ. પ્રેમચંદ્ર જૈન, કુમારી અનિતા તેમજ દીપ મુરાદાબાદીએ ભાગ લીધો હતો.

પાવાનગર : ઉત્તર પ્રદેશ સરકારે અત્રે મહાવીરવિદ્યાલય સ્થાપવા અનુમતિ આપી છે.

નૈનીતાલ : અત્રેના આંતરરાષ્ટ્રીય પર્યટન કેન્દ્ર–દિકાલામાંના મુખ્ય કાર્બેન પાર્કના મુખ્ય દ્વાર સામે ૩૩ ફુટ ઊંચો ભગવાન મહાવીર કીર્તિસ્થંભ ઊભો કરવાનો નિર્ણય થયો છે.

સાગર : નિર્વાણ મહોત્સવના નિમિત્તે યોજાયેલ સમારંભમાં પહેલીવારજ એકસાથે આગેવાન રાજકિય નેતાઓ, સામાજીક કાર્યકરો અને મૂર્ધન્ય સાહિત્યકારોએ ભાગ લીધો. ૨૦ થી ૩૦ નવેમ્બર ૭૪ સુધી ઉત્સવ સાનંદ ઉજવાયો.

સરધના [મેરઠ] : સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિએ નિર્વાણ વર્ષમાં નક્કી કરેલા કાર્યક્રમોમાં :–

૧. ભવ્ય અને કલાત્મક પાંડુશીલાનું નિર્માણ, ૨. સ્મશાનભૂમિમાં વૈરાગ્યશીલા પટ્ટકોનું નિર્માણ, ૩. જાહેર સ્થળો પર મહાવીર વાણી આદિનો સમાવેશ થાય છે.

## ૧૦૩ ટનની પ્રતિમાજી

ફિરોઝાબાદ : શ્રી છદામીલાલ જૈન ટ્રસ્ટે શ્રી બાહુબલિજીની (૪૫ ફુટ ઊંચી અને ૧૨ ફુટ પહોળી) મૂર્તિ તૈયાર કરી અહીં પધરાવી છે. આ મૂર્તિનું વજન ૧૩૦ ટન છે અને તેમાં આઠ લાખ રૂા. જેટલું ખર્ચ થયું છે.





ત્રણેક વર્ષ પહેલાં ફાધર વાલેસ વ્યાખ્યાનો આપવા (લેકચર ટૂર) માટે યુરોપમાં ગયા હતા. પોતાની વ્યાખ્યાનમાળા દરમ્યાન તેઓએ જૈન ધર્મના વિષય ઉપર પણ વ્યાખ્યાન આપ્યું હતું. પોતાના વ્યાખ્યાન-પ્રવાસ દરમ્યાન લોકોની જૈનધર્મ અંગેની બિનજાણકારી તથા એ માટેની જિજ્ઞાસાની વિગતો આપતાં, અને આ માટે જૈનોને પ્રચારલક્ષી બનવાનું જણાવતા એક લેખમાં તેઓશ્રી કહે છે કે—

"ત્રણ વર્ષ પહેલાંનો અનુભવ છે. હું યુરોપમાં એક વ્યાખ્યાન-યાત્રા (લેકચર-ટુર) માટે ગયો હતો. વ્યાખ્યાનોનો વિષય ભારતીય સંસ્કૃતિ હતો, ને એમાં મેં જૈન ધર્મ વિષે પણ એક વ્યાખ્યાનનો સમાવેશ કર્યો હતો. જૈન ધર્મનો મારો વિશેષ અભ્યાસ નથી, પણ ભારતીય સંસ્કૃતિમાં જૈન ધર્મનો ફાળો મોટો છે એટલે એની વાત વ્યાખ્યાનમાળામાં આવવી જ જોઈએ એમ મને લાગ્યું હતું. અને ગુજરાતમાં હું આવ્યો ત્યારથી સદ્ભાગ્યે જૈનોના સંપર્કમાં આવ્યો છું અને થોડું જૈન સાહિત્ય પણ વાંચ્યું હતું, એ ખ્યાલો અને એ અનુભવો લઈને મેં એક વ્યાખ્યાન તૈયાર કર્યું. સમય આવ્યે અને પ્રવાસ દરમ્યાન વ્યાખ્યાનમાળામાં આપ્યું પણ ખરું. વ્યાખ્યાનમાં કોઈ ખાસ મોટી વાત તો ન હતી. પાંચ મહાવ્રત, કર્મનો સિદ્ધાંત, અનેકાંતવાદ, દીક્ષાનો પ્રસંગ મેં જોયો હતો એનું વર્ણન અને કેટલાક સાધુઓની સાથે વાતચીત થઈ હતી એનો સાર. ભારતમાં એવું વ્યાખ્યાન આપીએ તો એમાં કંઈ નવું ન લાગે, પણ ત્યાં મને જુદો અનુભવ થયો. પહેલીવાર એ વ્યાખ્યાનમાળા આપી ત્યારે લોકોને સૌથી વધારે ગમ્યું તે એ જૈનધર્મ વિશેનું વ્યાખ્યાન. અને જ્યાં જ્યાં એ વ્યાખ્યાનમાળા ચાલી ત્યાં એ જ અનુભવ થયો. પ્રશ્નોત્તરીમાં એના પ્રશ્નો વધારે આવે અને અખબારોમાં એના અવલોકનો વિશેષ આવે. લોકોને બધું નવું લાગે અને આકર્ષક લાગે, એક પ્રાચીન, વિશિષ્ટ, સુવ્યવસ્થિત, સંગઠિત, ત્યાગપ્રધાન અને ચિંતનસમૃદ્ધ ધર્મ આજે અસ્તિત્વમાં છે એનો ખ્યાલ ઘણાને ન હતો, અરે એનું નામ પણ ઘણાખરાએ સાંભળ્યું ન હતું. પછી ઘણા પ્રશ્નો પૂછે, વિગતો માગે. કેટલાક ખાનગીમાં મળીને પણ વધારે માહિતી અને જૈન ધર્મનું સાહિત્ય પણ માગે. એક અખબારમાં એ વ્યાખ્યાનના અહેવાલને અંતે સમીક્ષકે લખ્યું: આપણા શહેરમાં આ પહેલી જ વાર જૈન ધર્મ વિશે આવું વ્યાખ્યાન અપાય એ વાતને હું આપણા શહેરનાં બૌદ્ધિક જીવનની એક મહત્ત્વની ઘટના લેખું છું."



ફાધર વાલેસ કહે છે કે

છેવટે જૈનધર્મના સિદ્ધાંતોની ઉપયોગીતા આલેખી, તેના પ્રચાર માટે પચીસસોમા નિર્વાણ વર્ષનું મહત્ત્વ સમજાવતા ફાધર વાલેસ કહે છે કે, આખી દુનિયા ભગવાન મહાવીરનો ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ ઉજવવાની તૈયારીમાં છે. ભારતમાં જાતજાતનાં કાર્યક્રમો યોજાશે એનો સીધો ફાયદો આપણને થશે. તો પરદેશમાં પણ ઠેકાણે ઠેકાણે એવા કાર્યક્રમો યોજાય અને તે દ્વારા આ મંગળ અને વિરલ પ્રસંગે આખી દુનિયાને અણીને વખતે જૈન ધર્મના અહિંસક, ત્યાગપ્રધાન, સહિષ્ણુ સંસ્કારોનો પૂરો લાભ મળે એ સૌ દિલથી ઈચ્છીએ. આજની સંતપ્ત દુનિયા માટે જૈન ધર્મમાં ઔષધ છે. તો એનો લાભ દુનિયાને મળે એ માટે સૌએ પ્રયત્ન કરવનો છે.

# વિશ્વના વિવિધ દેશોની ભગવાન મહાવીર પરમાત્માને ભાવભરી વંદના

સન ૧૯૭૪–૭૫ના વરસના જૈન ઇતિહાસની નોંધ ભાવિ ઇતિહાસકાર અપૂર્વ આનંદ અને અનેરા ગૌરવથી લેશે કે, ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક વર્ષની ઉજવણી માત્ર ભારતવાસી જૈનો અને જૈનેતરોએ જ નહિ, પરંતુ દૂર–સુદૂર દેશાવરોમાં વસતા અનેક રાષ્ટ્રોના નાગરિકોએ પણ ભક્તિથી ઉભરાતા હૈયે કરી હતી. આ ઐતિહાસિક અવસરના પ્રશસ્ય આનંદ-માં વિદેશોમાં વસવાટ કરતા જૈનો અને વિદેશી-ઓ પણ પૂરેપૂરા સહભાગી બન્યા હતા.

નિર્વાણ વર્ષની ઉજવણી વિશ્વભરમાં થાય તે માટે યુનાઈટેડ નેશન્સ (સંયુક્ત રાષ્ટ્રો) સંસ્થા-



ની અંતર્ગત સંસ્થા યુનેસ્કોએ [સાંસ્કૃતિક અને શૈક્ષણિક કાર્યોના હેતુ માટેની વિશ્વના રાષ્ટ્રોનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા] પોતાની બેઠકમાં સર્વાનુમતે ઠરાવ કરીને ભગવાન મહાવીરના ૨૫૦૦-મા નિર્વાણ દિનની ઉજવણી વિશ્વભરમાં કરવાનો અનુરોધ કર્યો. ઉપરાંત, આ સંસ્થાએ પોતાના મુખપત્ર "કુરિયર" સામયિકનો ભગવાન મહાવીર વિશેષાંક પણ પ્રકાશિત કર્યો.

"યુનેસ્કો"ની ઘોષણા અને અનુરોધથી ઘણા રાષ્ટ્રોએ ૧૯૭૪-૧૯૭૫ના નિર્વાણ વર્ષને 'અહિંસા વર્ષ' તરીકે પોતાના રાષ્ટ્રમાં સત્તાવાર જાહેરાત કરી.

નિર્વાણ વર્ષની ઉજવણી વિશ્વના તમામ રાષ્ટ્રોમાં થાય તે માટે ભારત સરકારે સક્રિય રસ લીધો. રાષ્ટ્રીય સમિતિના કાર્યાધ્યક્ષ સાહૂ શ્રી શાંતિપ્રસાદજી જૈને વિદેશોમાંના આપણા ભારતીય રાજદૂતાલયો સાથે અસરકારક અને સફળ પત્ર-વ્યવહાર કર્યો. રાષ્ટ્રીય સમિતિના અતિથિવિશેષ મુનિરાજશ્રી સુશીલકુમારજીની આગેવાની હેઠળ ભારતના કેટલાક વિદ્વાનો અને આગેવાનોના પ્રતિનિધિ મંડળે, ઇન્દોરના શ્રી ભાઇલાલભાઇ તુરખિયા અને તેમની મિત્રમંડળીએ, જાણીતા આગેવાન સંશોધક સાહિત્યકાર પ્રો. રમણલાલ ચી. શાહ અને તેમનાં ધર્મપત્ની પ્રો. તારાબહેને અને લોકપ્રિય કથાગીતકાર શાંતિલાલ બી. શાહે વિવિધ રાષ્ટ્રોમાં પ્રવાસ કરીને વિદેશની ધરતી પર ભગવાન મહાવીર પરમાત્માનો જય જયનાદ ગૂંજતો કર્યો.

*નિર્વાણ વર્ષમાં વિવિધ રાષ્ટ્રોમાં કેટકેટલી* અને કયા પ્રકારની ઉજવણી થઈ, ત્યાં નિર્વાણના શું કાર્યો થયાં છે તેની પૂરતી માહિતી મેળવવામાં અમને થોડીક જ સફળતા મળી છે. જે માહિતી મળી છે તેનો અહેવાલ આ પછીના પાનાઓ પર આપેલ છે. આ સૌમાં એક વાતની નોંધ લેતાં આનંદ અને ગૌરવની અનુભૂતિ થાય છે કે બેંગકોકે ૩૦ નવેમ્બર ૧૯૭૫ના રોજ રાષ્ટ્રમાં માંસ રહિત દિવસની ઘોષણા કરી હતી.

વિદેશોમાં ત્યાંની સરકારોના ઉપક્રમે પણ ભગવાનને શ્રદ્ધાંજલિ અર્પણ કરાઇ છે. અને લંડન, ન્યુયોર્ક, મોમ્બાસા જેવા વિદેશી મહાનગરોમાં જ્યાં જૈનોની સારી એવી વસ્તી છે ત્યાં જૈન સંસ્થાઓના ઉપક્રમે ધાર્મિક વિધિથી નિર્વાણોત્સવની ઉપાસના, આરાધના અને ઉજવણી આનંદભેર થવા પામી હતી.

રાષ્ટ્રીય સમિતિના કાર્યાધ્યક્ષ સાહૂશ્રી શાંતિપ્રસાદજી જૈને વિદેશોમાંના આપણા ભારતીય દૂતાલયો સાથે આ સંદર્ભમાં કરેલ પત્રવ્યવહારથી જે જવાબ મેળવ્યા છે તે વાંચતા પ્રતીતિ થાય છે કે ભગવાન શ્રી મહાવીર પરમાત્માને નાત, જાત, પંથ, સંપ્રદાય કે દેશના ભેદભાવ વિના સૌએ ભકિતભાવથી વંદના કરી છે.

વિવિધ રાજદૂતાલયો તરફથી
મળેલ પ્રત્યુત્તરો આ પ્રમાણે છે:

સ્વીઝરલેન્ડના ભારતીય રાજદૂત શ્રી અવતારસિંહ : 'ભગવાન મહાવીરના નિર્વાણોત્સવની ઉજવણી માટે પ્રદર્શન યોજાયું. આ પ્રદર્શન ઝ્યુરિચ, સેન્ટ ગેલન અને બસેલમાં યોજાયું. આ ઉપરાત ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશ અંગે વિશિષ્ટ વ્યાખ્યાનોનું આયોજન થયું.'

સ્વીઝરલેન્ડના અખબારોએ પણ ભગવાનના જીવન અને ઉપદેશ અંગે સચિત્ર લેખો પ્રકાશિત કર્યા. ખાસ કરીને જૈન કલા અને સ્થાપત્ય વિષે ઉલ્લેખનિય લેખો પ્રગટ થયાં.

*ફીજીના ભારતીય હાઇકમીશ્નર શ્રી ભગવાન*-સિંહ : 'સ્થાનિક સિનેમાઘરોમાં જૈન કલા પર ડોકયુમેન્ટ્રી ફિલ્મ પ્રદર્શિત કરાઇ અને ફીજી રેડિયો પર ભગવાન મહાવીર વિષે વાર્તાલાપ પ્રસારિત કરાયો.'

નેપાળના ભારતીય રાજદૂત શ્રી એમ. રસગોત્રા : '૧૧ મે ૧૯૭૫ના રોજ નેપાળ-ભારત સાંસ્કૃતિક કેન્દ્રના ઉપક્રમે ૨૫૦૦ મો નિર્વાણ



મહોત્સવ ઉજવવા માટે વિરાટ જાહેરસભા મળી. આ સભામાં સ્થાનિક જૈન ભાઈ–બહેનો ઉપરાંત નેપાળના ભારતીય રાજદૂતાલયના તમામ અધિકારીઓએ હાજરી આપી.'

વિયેટનામના ભારતીય કાર્યવાહક રાજદૂત શ્રી પ્રભાકર મેનન: 'નિર્વાણ મહોત્સવ સમારોહની સુયોગ્ય ઉજવણી અને પ્રચાર માટે શક્ય તમામ પ્રયત્ન કરીશું.'

ઇજીપ્તના ભારતીય દૂતાલયના પ્રેસ સચિવ શ્રી એ. રાય. ચૌધરી : નવેમ્બરમાં એક વિશિષ્ટ કાર્યક્રમનું આયોજન કરી રહ્યા છીએ.'

ચીનના (પિકિંગ) ભારતીય દૂતાલયના દ્વિતિય સચિવ શ્રી શિવશંકર મેનન : 'રાજદૂતાલય દીવાળી ૩જી નવેમ્બર ૭૫ના રોજ જૈન મંદિરો પર નિર્મિત ફિલ્મ પ્રદર્શિત કરવાની તેમજ અન્ય વિશિષ્ટ કાર્યક્રમો યોજવાની તૈયારી કરી રહ્યું છે.'

ઇથોપિયાના ભારતીય રાજદૂત શ્રી પ્રાનજપે: 'ઇથોપિયામાં ઘણી મોટી સંખ્યામાં ગુજરાતીઓ રહે છે તેમાં મોટા ભાગના જૈનો છે. આથી તેઓ એક વિરાટ સભા અને અન્ય કાર્યક્રમોની તૈયારી કરી રહ્યા છે.'

ઈટાલિના આપણા દૂતાલયના પ્રથમ સચિવ શ્રી રામકિશન : 'ઓકટોબર ૧૯૭૫માં વિશિષ્ટ કાર્યક્રમનું આયોજન થઈ રહ્યું છે.'

બેલ્જીયમના આપણા રાજદૂત શ્રી કે. બી. લાલ: "ઓકટોબર કે નવેમ્બરમાં અહીં એક સભા કે સેમિનાર કરવાનો પ્રયત્ન ચાલુ છે. જૈન કલા પર ડોક્યુમેન્ટ્રી ફિલ્મ મોકલશો તો તે અહીંના સિનેમાઘરોમાં કે ટેલીવીઝન પર પ્રદર્શિત કરીશું."

પનામાના ભારતીય રાજદૂત શ્રી પી. પી. ડિસોઝા : "ભગવાન મહાવીરના જીવન તથા ઉપદેશનું પ્રચારકાર્ય શરૂ કરી દીધું છે."

ચિલીના આપણા કાર્યવાહક રાજદૂત શ્રી કે. એન. ચક્રવર્તી: 'ભગવાન મહાવીરને શ્ર[illegible] આપવા એક જાહેરસભાનું આયોજન કરી છીએ.'

બહેરીનના આપણાં રાજદૂત શ્રી પી. એસ. મલ્લિક: "અહીંના ભારતીય સમુ[illegible] ૨૫૦૦મા નિર્વાણોત્સવની ઉજવણીનો કા[illegible] રાખીશું."

અફઘાનિસ્તાનના આપણાં રાજદૂતા[illegible] દ્વિતીય સચિવ શ્રી અંબાપ્રસાદ: "ઓકટો[illegible] છેલ્લા સપ્તાહમાં કે નવેમ્બરના પ્રથમ સપ્ત[illegible] ભગવાન મહાવીરના ઉપદેશ સંબંધી એક [illegible]નાર યોજવાના પ્રયત્ન ચાલુ છે."

● ● આ બધા પત્રોથી જાણી શકાય [illegible] વિદેશોમાં પણ નિર્વાણોત્સવની ઉજવણી શા[illegible] રીતે થઈ હતી. આ સંદર્ભમાં બીજી પણ [illegible] રામહર્ષક નોંધનીય બાબત એ છે કે ૫૦ થી[illegible] રાષ્ટ્રોના રાજદૂતાલયોએ જૈનધર્મ સંબંધી સા[illegible] મોકલવા માટે ભારતની વિવિધ જૈન પ્રકા[illegible] સંસ્થાઓને વરદી આપી છે.

વિદેશોમાં પ્રચારલક્ષી ઉજવણી થઇ[illegible] ઉપરાંત વિદેશની ધરતી પર કાયમી ધોરણે જિને[illegible] ભગવંતની ઉપાસના થાય તે માટે ત્યાં [illegible] મંદિરોના નિર્માણકાર્ય માટે ભારતવાસીએ[illegible] સક્રિય રસ લીધો છે.

□ કેનેડામાં ટોરન્ટોમાં બંધાયેલ જિનમંદિર[illegible] મુંબઇ વાલકેશ્વરના શેઠ અમીચંદ પનાલાલ [illegible] દેરાસર ટ્રસ્ટના ખર્ચે તૈયાર થયેલ ભગવાન મહાવીર પરમાત્માની નયનાભિરમ્ય પ્રતિમા મો[illegible]લવામાં આવી. આ પ્રતિમાજી પૂજ્ય સાહિ[illegible] કલારત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ[illegible] માર્ગદર્શન તળે જયપુરમાં ઘડાઈ હતી.

□ ઉત્તર પ્રદેશ રાજ્ય સરકારે અમેરિકા[illegible] બની રહેલ જિનાલય માટે રૂા. ૨૫ હજાર દાન આપ્યું.

● ● ●



# ૦ ૦ ૦ 'યુનેસ્કોની' અહિંસા-વર્ષની ઘોષણા ૦ ૦ ૦

સંયુક્ત રાષ્ટ્રો : ન્યુયોર્કમાં સંયુક્ત રાષ્ટ્ર સંઘ સભાગારમાં તા. ૩, ૪ નવેમ્બર ૧૯૭૫ના નિર્વાણ કલ્યાણકની ઉજવણી સમારોહ પૂર્વક થઈ. નિર્વાણોત્સવ કેન્દ્રિય સમિતિના પ્રયાસોથી 'યુનેસ્કો' એ ૧૯૭૪-૭૫ના પચીસસોમાં નિર્વાણ વર્ષને 'અહિંસા વર્ષ' તરીકે જાહેર કરેલ. તેમજ 'યુનેસ્કો'એ તેના સામયિક 'કુરિયર'નો ભગવાન મહાવીર વિશેષાંક' પ્રગટ કર્યો હતો.

અમેરિકાના ૧૦ રાજ્યોમાં મહાવીર કેન્દ્રની સ્થાપના કરવામાં આવી છે.

ઉત્તર અમેરિકામાં રહેલા જૈન ભાઈઓની સંસ્થા 'જૈન સેન્ટર ન્યુયોર્ક' દ્વારા તા. ૨૦ એપ્રીલ '૭૫ના રોજ મહાવીર જયંતિ નિમિત્તે આંતરરાષ્ટ્રીય જૈન વિદ્યા સંમેલન યોજવામાં આવ્યું. આ સંમેલનમાં અમેરિકા તથા ભારતના વિભિન્ન ભાગોમાંથી લગભગ ૧૦૦૦ વ્યક્તિઓએ હાજરી આપી હતી. જેમાં જૈન સેન્ટર, બોસ્ટનના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રી, જૈન સોસાયટી, શિકાગોના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રી, જૈન સેન્ટર ઓહીઓના પ્રમુખ, જૈન સેન્ટર ટોરેન્ટો [કેનેડા]ના પ્રમુખ અને ફ્લોરિડા, કોનેક્ટિકટ, ન્યુ જર્સી, રેડ આઈલેન્ડ વગેરે સંસ્થાઓના પ્રતિનિધિઓની હાજરી ઉલ્લેખનીય છે.

અમેરિકામાં ભારતના રાજદૂત શ્રી ટી. એન. કૌલ આ સમારંભના મુખ્ય મહેમાન હતા. એમની સાથે ન્યુયોર્કના ભારતીય દુતાવાસના કોન્સલ જનરલ શ્રી રે તથા અન્ય ભારતીય અધિકારી પણ ઉપસ્થિત હતા. શ્રી કૌલે જૈન ધર્મની વિશ્વ વ્યાપકતા અને સાર્વજનિક મહત્તા વિષે, વોશિંગ્ટન વિશ્વવિદ્યાલય, લઈફાના ડીન શ્રી શાંતિકુમાર સિંહકાએ અહિંસા વિષે અને ડો. વોરેન હેસ્ટિંગસે

## અમેરિકા

સ્યાદ્વાદ વિષે વિદ્વતાપૂર્ણ પ્રવચનો કર્યા.

ડો. કુલભુષણ લોખંડે પણ આ અવસરે ભારતીય પ્રતિનિધિ તરીકે જોડાયા હતા. ડો. લોખંડે ભારતીય જૈન સમાજ તરફથી આંતરરાષ્ટ્રીય સંમેલન પ્રત્યે શુભેચ્છા વ્યક્ત કરી. ડો. લોખંડેના જૈન કેન્દ્રો ઉપરાંત કલીવલેન્ડ, બોસ્ટન અને શિકાગોમાં પણ વ્યાખ્યાનો યોજવામાં આવ્યા છે.

ન્યુયોર્કથી આવેલ અનેક જૈન મહિલાઓએ ભજન અને ગીત વગેરે રજુ કર્યા. સ્ટેટન આઈલેન્ડથી આવેલા પાંડ્યા કુટુંબના બાળકો 'મેરી ભાવના' વિષે બોલ્યા. આ અવસરે શ્રી ચિત્રભાનુએ પ્રવચન કર્યું".

સમારંભની પૂર્ણતા બાદ બધા લોકોએ સામુદાયિક આરતી ઉતારી. હાજર રહેલા લોકોને ચા-નાસ્તો આપવામાં આવ્યો. આ સંમેલન લગભગ ત્રણ કલાક ચાલ્યું. ન્યુયોર્કના મેયરના કાર્યાલયમાંના તથા સમાચારપત્રોના પ્રતિનિધિઓએ પણ હાજરી આપી હતી. સ્થાનિક સમાચારપત્રોએ આ સમારંભનો વિસ્તૃત અહેવાલ પ્રગટ કર્યો હતો. આ સમારંભ વિશે એક પુસ્તિકા પ્રગટ કરવામાં આવી હતી.

આ સમારંભમાં ઉપસ્થિત જનસમુદાય એટલો પ્રભાવિત થયો હતો કે ન્યુયોર્કમાં બંધાતા જૈન મંદિર માટે ૨૫૦૦ સ્ટર્લિંગથી પણ વધારે રકમનો ફાળો ત્યાં જ એકત્ર થયો હતો. 'જૈન સેન્ટર, ન્યુયોર્ક'નું નામ બદલીને 'જૈન સેન્ટર ઓફ અમેરિકા' રાખવામાં આવ્યાનું જાહેર કરવામાં આવ્યું હતું. આ કેન્દ્રની અન્ય શાખાઓ અમેરિકાના વિવિધ ભાગોમાં શરૂ કરવામાં આવી રહી છે.

આ સમારંભના આયોજનની સફળતાનું શ્રેય આ સંસ્થાના પ્રમુખ નરેન્દ્રકુમાર સેઠીને ફાળે જાય છે.





# જૈન સોસાયટીના ઉપક્રમે ઉજવણી

શિકાગો : અમેરિકાના શિકાગો શહેરમાં, શ્રી શિકાગો જૈન સોસાયટીના ઉપક્રમે, ૩૦૦ જેટલા જૈન અને જૈનેતર ભાઈ-બહેનોએ તા. ૨૩-૪-૭૫ના રોજ ભ૦ મહાવીર પરમાત્માના જન્મ-કલ્યાણકની ઉમંગ અને ઉત્સાહ પૂર્વક ઉજવણી કરી હતી. અમેરિકા જેવા અર્થપ્રધાન દેશમાં જ્યાં 'ઇશ્વર' કે 'આત્મા' જેવા શબ્દો માત્ર ભૂતકાળના અવશેષો બનતા જાય છે ત્યાં ભારતના જૈનો સંસ્કાર અને ધર્મજાગૃતિને કેમ સાચવી શકે અને એ આધ્યાત્મિક વારસો અમેરિકામાં ઉછરતા બાળકોમાં કેમ રેડી શકે એ જ આ જૈન સોસાયટીનો મુખ્ય ઉદ્દેશ્ય છે.

જન્મકલ્યાણકના કાર્યક્રમની શરૂઆત નવકારમંત્ર અને ચત્તારી-મંગલમથી શ્રી જયકુમાર શાહ અને શ્રીમતી નયનાબેન સોલંકીના ધીર-ગંભીર મધુરકંઠથી કરવામાં આવી હતી. જૈન સોસાયટીના પ્રમુખ જ્યોતીન્દ્ર દોશીએ આવકાર પ્રવચન કર્યું.

શ્રી ભવ્યાદ શાહ, શ્રી વસંત શાહ અને શ્રી હેમેન્દ્ર મૈસેરીએ જૈનધર્મના સિદ્ધાંતો પર પ્રવચન કર્યું હતું. શ્રી મંગલદાસભાઈ શાહ, શારદાબેન શાહ, શ્રીમતી મંજુબેન શાહ, શ્રીમતી કોકિલા-બેન શાહ, શ્રીમતી દક્ષાબેન કાટવાલા, શ્રીમતી હંસાબેન શાહ, શ્રીમતી જૈનાબેન સોલંકી, શ્રીમતી વસુબેન ચોકસી, શ્રીમતી જ્યોતી-બેન શાહ, શ્રી ચંદ્રકાંત શાહ, શ્રી હેમેન્દ્ર મૈસેરી, બેબી કવિતા ચોકસી અને વિનિતા ચોકસીએ વિવિધ સ્તવનો રજુ કરી વાતાવરણને ભક્તિભાવથી રંગી દીધું હતું. સોસાયટીના ખજાનચી શ્રી કનુભાઈ શાહે સંસ્થાની રૂપરેખા આપી હતી અને મા. મંત્રીશ્રી હેમેન્દ્ર મૈસેરીએ સૌનો આભાર



માન્યો હતો. શ્રી કિશોર શાહ, શ્રીમતી રશ્મીબેન શાહ, શ્રી કનુ-ભાઈ શાહ અને શ્રીમતી કૈલાસબેન શાહે ભાવપૂર્વક આરતી તથા મંગલદીવો ઉતારેલ.

ભ૦ મહાવીર જન્મકલ્યાણક આદિ પર્વોની ઉજવણી ઉપરાંત જૈન સોસાયટી દર મહિને એક સભા બોલાવી, તેમાં ધાર્મિક પ્રવચનો, ધર્મચર્ચા, પરિસંવાદ, સ્નાત્રપૂજા, સ્તવનો વગેરે કાર્યક્રમ યોજી જૈન સંસ્કૃતિનો વારસો જાળવે છે.

ન્યુયોર્ક : શ્રી ચિત્રભાનુ સ્થાપિત જૈન મેડીટેશન ઇન્ટર-નેશનલ સેન્ટરે અત્રે જૈન દેરા-સરનું નવનિર્માણ કર્યું છે. આ દેરાસર માટે શેઠ કેશવજી નાયક ચેરીટેબલ ટ્રસ્ટ, મુંબઈના એક ટ્રસ્ટી શ્રી નાયક જેઠાભાઈએ ૨ ઇંચની ચાંદીના અલંકાર સાથે જિનપ્રતિમાજી પધરાવવા માટે મોકલવાનો પુણ્યલાભ લીધો છે.

આ જિનપ્રતિમાજી ન્યુયોર્ક-માં મોકલવા માટે રીઝર્વ બેન્ક ઓફ ઇન્ડિયાએ શ્રી એક્ષપોર્ટ પરમીશન આપી હતી અને બોમ્બે પોર્ટે પણ ફ્રી કસ્ટમની સુવિધા આપી હતી.

અમેરિકા : ઇન્દોરના શ્રી ભાઈલાલ તુરખિયાએ તેમના મિત્રવર્ગ સાથે અમેરિકાના ૧૭ રાજ્યોમાં હજારો માઈલની યાત્રા કરી ભગવાન મહાવીર અને જૈન-ધર્મ સંબંધી અંગ્રેજી સાહિત્યનું વિતરણ કર્યું.

મોમ્બાસા [ કેનિયા ] : નિર્વાણ વર્ષ દરમ્યાન વિવિધ કાર્યક્રમો યોજી ઉજવણી કરી. મુંબઈથી પ્રો. રમણલાલ સી. શાહ અને તેમના ધર્મપત્ની પ્રો. તારાબહેન તેમ જ જાણીતા સંગીતકાર શ્રી શાંતિલાલ શાહને આમંત્રિ પ્રવચનો, પ્રભુભક્તિના કાર્યક્રમો વગેરેનું સુંદર આયો-જન કરવામાં આવ્યું.



વિદેશ પ્રવાસ : ૧૯૭૫ની ૧૭, જૂને દિલ્હીથી મુનિશ્રી સુશીલ મુનિજી આદિ ૧૭ સભ્યોનું એક શિષ્ટમંડળ વિદેશોની યાત્રાએ ગયું હતું. જુદા જુદા દેશોના મુખ્ય મુખ્ય શહેરોમાં પ્રવચનો યોજાએલ. ત્રણ હજાર લોકોએ દારૂ અને માંસના ત્યાગના નિયમો લીધા.

આ બે મહિનાના વિદેશ પ્રવાસના પરિણામે ન્યુયોર્ક, મેરિલેન્ડ, ટેકસાસ, ન્યૂ મેક્સિકો, કેલિફોર્નિયા, સાઉથ કેરોલાઈના, ઓહાયો, ઈન્ડિયાના, ઇલિનોય,

# ભારતીય પ્રતિનિધિમંડળ વિદેશમાં

કનેટિકટ, ફ્લોરીડા, કોલોરાડો વગેરે અમેરિકાના રાજ્યોમાં તેમ જ કેનેડા, લેટિન, અમેરિકા, બ્રિટન, જાપાન, થાઈલેન્ડ, હોંગકોંગ વગેરે દેશોમાં નિર્વાણ મહોત્સવ ઉજવવામાં આવેલ. ઉપરાંત કેનેડાના વાલમોરાન નગરમાં, ત્યાંના શિવાનંદ વેદાંત આશ્રમોના અધ્યક્ષ સ્વામી વિષ્ણુ દેવાનન્દે પોતાના આશ્રમમાંની પાંચ એકર જમીન ભગવાન મહાવીરનું સ્મારક બનાવવા આપી હતી. આ સ્થળે પ્રભુજીની પ્રતિમા પધરાવવામાં આવશે. તેમ જ જૈનધર્મ, યોગ, કલા આદિ સંબંધી સાહિત્ય-સ્વાધ્યાયનો પ્રબંધ કરવામાં આવશે. બેંકોકમાં તા. ૩ નવેમ્બર ૧૯૭૫ના દિવસને 'માંસ રહિત દિવસ' મનાવવાની સ્વીકૃતિ આપવામાં આવી.

મોરીશસ : અહીં ભગવાન મહાવીરની ૨૫ ઇંચની પ્રતિમાજી બિરાજમાન કરવામાં આવી.

લંડન : તા. ૧૪ એપ્રીલે અખિલ બ્રિટનના સ્તરે, સ્થાનિક ઇન્ડિયન યુથ મેંસ ક્રિશ્ચયન એસોસીએશનના હોલમાં લંડન ખાતેના ભારતના રાજદૂત શ્રી કુંવર નટવરસિંહના પ્રમુખપદે ભગવાન મહાવીરની ૨૫૭૩ની જન્મજયંતી પ્રથમવાર ભારે ધામધૂમથી ઉજવવામાં આવી.

સમારંભની સંયોજિકા શ્રી પુષ્પા કુલરૈય્યા જૈને સફળતાપૂર્વક આ સમારંભનું સંચોજનક કર્યું. આ સમારંભમાં અનેક સ્થાનિક વિદ્વાનોએ ભગવાન મહાવીરને ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ અર્પી.

આ અવસરે મુખ્ય અતિથિ-વક્તા તરીકે બોલતા શ્રી કુંવર નટવરસિંહે કહ્યું : આજ આપણી સામે અનેક સમસ્યાઓ છે, જેનો હિંમતપૂર્વક આપણે સામનો કરવાનો છે. ભગવાન મહાવીરના આદર્શ અપનાવી તથા સત્ય-અહિંસાના માર્ગે આગળ વધીને જ આજ માનવતાને વિનાશમાંથી બચાવી શકાશે

લંડન વિશ્વવિદ્યાલયમાં સંસ્કૃત તથા જૈન સાહિત્યના

## બ્રીટન

વિદ્વાન ડૉ. સત્યરંજન બેનર્જીએ જૈન ધર્મની આજના માનવ માટે ઉપયોગીતા સમજાવી હતી. બ્રિટનમાં હિંદુધર્મના મિનિસ્ટર ઓફ રિલીજીયન ડૉ. એમ. એમ. શર્માએ જણાવ્યું : ભગવાન મહાવીરે પોતાના રાજવૈભવના સુખોને ત્યાગીને અને તપશ્ચર્યાનો માર્ગ અપનાવી સંસારને એ બતાવ્યું કે સાચું સુખ તૃષ્ણા અને ભૌતિકવાદમાં નહિ પરંતુ સંતોષ અને અધ્યાત્મને અપનાવવામાં છે. આજ પણ માનવ એ માર્ગે સાચું સુખ અને સાચી શાંતિ પ્રાપ્ત કરી શકે છે.

આ ઉપરાંત લંડન વિશ્વવિદ્યાલયના અધ્યાપક ડૉ. શ્યામ મનોહર પાંડે તથા શ્રી નારાયણે પણ શ્રદ્ધાંજલિ અર્પી હતી.

આ પ્રસંગે સાંસ્કૃતિક કાર્યક્રમ શ્રી બલરાજ ગુલાટીએ રજૂ કર્યો હતો.

અંતમાં સમારંભની સંયોજિકા શ્રી પુષ્પા કુલરૈય્યા જૈને મહેમાનોનો આભાર માન્યો હતો.



જર્મન દેશ એ ઘણા દાયકાઓથી ભારતીય સંસ્કૃતિની જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ એ ત્રણે શાખાના મર્મસ્પર્શી અને સર્વગ્રાહી અધ્યયન–અધ્યાપન અને સંશોધન–પ્રકાશનમાં ઊંડો રસ ધરાવતો આગળ પડતો દેશ છે. અને જ્યારે જૈન આગમસૂત્રો મુદ્રિત થયાં ન હતા એ સમયથી જર્મન વિદ્વાનોએ આગમસૂત્રો અને જૈન વિદ્યાના જુદા જુદા વિષયોના અધ્યયન–સંશોધનનું કામ શરૂ કરી દીધું હતું અને અત્યારે પણ આ કામ ચાલુ છે જર્મન વિદ્વાનોએ કરેલી જૈન સાહિત્ય અને સંસ્કૃતિની સેવાની કથા એ એક ગૌરવભરી ગાથા છે.

જે દેશમાં જૈન વિદ્યાના અભ્યાસ અને સંશોધન તરફ આવો રસ અને ઉત્સાહ પ્રવર્તતો હોય ત્યાં ભગવાન મહાવીરના પચીસસોમા નિર્વાણ વર્ષની ઉજવણી ઉમંગથી કરવામાં આવે એ સ્વાભાવિક છે.



ટોરન્ટો (કેનેડા)માં જિનમંદિર માટે મુંબઈથી મોકલવામાં આવેલ ભગવાન મહાવીરની પ્રતિમાજી

# જર્મની

તા. ૧૪મી નવેમ્બરના રોજ, કે જ્યારે 'નિર્વાણ વર્ષ'ની શરૂઆત થતી હતી તે દિવસે, બર્લિનની જર્મન–ભારત સભાએ (ડો ઇચ ઇન્દિશે ગેસેલશાફ્ટ નામની સંસ્થાએ) બર્લિનની ફ્રી યુનિવર્સિટીના જૈનવિદ્યા (જૈનોલોજી) વિભાગના અધ્યક્ષ પ્રોફેસર ક્લૌસ બ્રુનનું જૈનધર્મ ઉપર વ્યાખ્યાન ગોઠવ્યું. તેઓએ પોતાના વ્યાખ્યાનમાં (જર્મન ભાષામાં) 'જૈનધર્મના મોક્ષના સિદ્ધાંત'ની સમજણ આપી હતી. તેઓએ સને ૧૯૭૪–૭૫ના વર્ષ દરમ્યાન ભારતમાં ઉજવવામાં આવનાર નિર્વાણ મહોત્સવનો પોતાના શ્રોતાઓને ખ્યાલ આપ્યો હતો, અને ભારતીય જીવનદૃષ્ટિ અને વિચારસરણીમાં જૈન ધર્મ જે સ્થાન ધરાવે છે એને અંજલિ આપી હતી.

એમણે મોક્ષ અને અંતિમ છુટકારાને લગતા વિષયની વિશેષ છણાવટ કરી હતી. એમણે જૈન ધર્મની કર્મની માન્યતાની રૂપરેખા સમજાવીને જૂનાં કર્મોનો નાશ કરવાના અને નવાં કર્મોને આવતાં રોકવાના ઉપાયોની ચર્ચા કરતાં અહિંસા તેમ જ જુદી જુદી જાતનાં તપનો નિર્દેશ કર્યો હતો.

પ્રો. બ્રુને પોતાના વ્યાખ્યાનમાં આવશ્યક સૂત્રોનો (પ્રતિક્રમણ વગેરેનો) ખાસ નિર્દેશ કર્યો હતો અને એ સૂત્રોએ પશ્ચાત્તાપ, ગુરુ પ્રત્યે બહુમાન અને ચોવીશ જિનેશ્વરોની ભક્તિ ઉપર જે ભાર આપ્યો છે, તે સમજાવ્યું હતું. વ્યાખ્યાનની સાથે સાથે, વચ્ચે, શ્રી શત્રુંજય ગિરિરાજ અને શ્રમણ બેલગોલાની કેટલીક સ્લઈડો પણ બતાવવામાં આવી હતી.



# નેપાળમાં

## ચારેય ફિરકાની સંયુક્ત જૈન પરિષદની સ્થાપના

કાઠમંડુ : ૧૩ નવેમ્બર ૧૯૭૪ના રોજ આધ્યાત્મિક કાર્યક્રમથી નિર્વાણ મહોત્સવનો શુભારંભ થયો. ભારતીય સહયોગ મિશન સર્વે ટ્રેનિંગ સ્કુલના પ્રાધ્યાપક બી. આર. જૈને જૈનદર્શનના મુખ્ય સિદ્ધાંતોની વિસ્તૃત સમજ આપતાં સિદ્ધાંતોને જીવનમાં ઉતારવાનો અનુરોધ કર્યો. સ્થાનિક વિશ્વવિદ્યાલયના પ્રા. શ્રી ભંડારીએ સૂચન કર્યું કે આ પવિત્ર અને પાવન દિવસે આપણે પ્રતીજ્ઞા લેવી જોઈએ કે જેથી ભગવાન મહાવીરને શ્રદ્ધાંજલિ આપવાની સાથોસાથ આત્માની શુદ્ધિ પણ થાય. શ્રી નવરત્ન બરડિયાએ પણ પ્રાંસગિક પ્રવચન કર્યું હતું.

કાઠમંડુ : અહીં ચારે ફિરકાની સંયુક્ત 'જૈન પરિષદ'ની સ્થાપના કરવામાં આવી. તેના અધ્યક્ષપદે શ્રી તોલારામજી દૂગડ અને મહાસચિવપદે શ્રી હુલાસચંદજી ગોલછાની નિમણુંક થઇ. ચારે ફિરકાઓએ સાથે મળી પર્યુષણાદિની આરાધના કરી. કેવળજ્ઞાન કલ્યાણકની ઉજવણી સ્થાનિય પંચાયત ભવનમાં સાનંદ મનાવાઇ.

ધુમ્રપાન અને મદ્યપાન નિષેધનો પાંચ દિવસનો સેમિનાર યોજાયો. 'સર્વ ધર્મ સદ્ભાવ સમિતિ'ની રચના કરવામાં આવી. અહીં તેમ જ નેપાલના અનેક ગામો બીરગંજ, રાજવિરાજ, ધરાન વગેરે સ્થાનોમાં મદ્ય-માંસ અને જીવહિંસા ત્યાગના વ્રત–નિયમો થવાપૂર્વક વિવિધ કાર્યો થયા.

વિરાટનગર : ભવ્ય શોભાયાત્રા નીકળી. અનેક ભાઇ–બહેનોએ જુદા જુદા વ્રત–નિયમો લીધા. તેમજ દુર્વ્યસનો છોડવાના નિયમો લીધા. વિવિધ પર્વોની ઉજવણી સામુહિકરૂપે કરવામાં આવી. ચિકિત્સા અંગેની પણ પ્રવૃત્તિઓ થયેલ.

કાઠમંડુ : મુનિશ્રી પૂનમચંદજી આદિની સાંનિધ્યમાં જન્મકલ્યાણક પ્રસંગે રાષ્ટ્રીય સભાગૃહમાં યોજાયેલ સમારંભનું નેપાલના પ્રધાનમંત્રી શ્રી નગેન્દ્રપ્રસાદ રિજાલજીએ ઉદ્ઘાટન કર્યું હતું. જૈન પરિષદના પ્રમુખશ્રી તોલારામ દૂગડ, મંત્રીશ્રી હુલાસચંદ ગોલછા, સુપ્રસિદ્ધ કવિશ્રી ધરનીધર કોઇરાલા, પ્રાધ્યાપક શ્રી ખેમરાજ કેશવશરણ, નેપાલ મહિલા સંગઠન કેન્દ્રના પ્રમુખ પુણ્યપ્રભાદેવી ઢુંગાના તેમ જ મુનિશ્રી અને પ્રધાનમંત્રીશ્રીના ભગવાનને અંજલિ અર્પતા પ્રવચનો થયા હતા. આ સભામાં જૈનો તેમ જ બૌદ્ધ ભિક્ષુઓ, સનાતનધર્મના ધર્મગુરુઓ, વરિષ્ઠ નેતાઓ અને સ્થાનિક નેપાલી જનતા મોટી સંખ્યામાં ઉપસ્થિત રહેલ.

આ અગાઉ, તા. ૨૦ એપ્રીલના મુનિશ્રી કાઠમંડુ પધારતા, તેઓશ્રીનું ભવ્ય સ્વાગત શહેરના તમામ વર્ગની હાજરીમાં થયું હતું. આ દિવસે સાંજે ધુમ્રપાન અને મદ્યપાન નિષેધ અંગે મુનિશ્રીનું પ્રેરક પ્રવચન સમારંભ યોજવાપૂર્વક થયું હતુ.

કાબુલ : ૩૦ સપ્ટેમ્બરે ઇન્ડીયા એસોશિએટેડ સ્ટડી સર્કલ દ્વારા એક વિશેષ કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. જેમાં શ્રીમતી એન. પી. જૈને મનનીય પ્રવચન આપ્યું હતું. કાબુલ રાજદુતાલયના અધિકારી શ્રી એ. કે. જૈને 'જૈન દર્શનની આજના યુગમાં સાર્થકતા' વિષય ઉપર પ્રવચન આપ્યું હતું. આ સભામાં કાબુલ ખાતેના ભારતીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. અફઘાનિસ્તાનના ભારતીય રાજદૂત પણ આ સભામાં ઉપસ્થિત રહ્યા હતા.



# સ્વીઝરલેન્ડ

## જ્યુરિચમાં
## ભવ્ય
## જૈનધર્મ–કલા–પ્રદર્શન

'ભારતમાં કલા અને ધર્મ–જૈન ધર્મના ૨૫૦૦ વર્ષ' વિષય પર જ્યુરિચમાં એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. આ પ્રદર્શનમાં કેટલીક દુર્લભ કલાકૃતિઓ પણ પ્રદર્શિત કરવામાં આવી હતી.

જ્યુરિચના રાઈટબર્ગ સંગ્રહાલય દ્વારા આયોજિત આ પ્રદર્શન છેલ્લા બે વર્ષોમાં જ્યુરિચના ડૉ. એબરહર્ડ ફિશર અને મુંબઈના ડૉ. જ્યોતિન્દ્ર જૈને યોજ્યું હતું. જ્યુરિચના મેયરે તા. ૯ નવેમ્બર ૧૯૭૪ના રોજ એનું ઉદ્‌ઘાટન કર્યું હતું. ભારતીય રાજદૂત શ્રી અવતારસિંહ, આ પ્રસંગે યોજવામાં આવેલ સમારંભના મુખ્ય મહેમાન હતા.

આ પ્રદર્શનમાં જૈનધર્મ, કલા અને સાહિત્ય; પ્રતિષ્ઠા, પર્વોના ઉત્સવો આદિ પ્રસંગો સંબંધી પાંચ હજારથી પણ વધારે ચિત્રો–ફોટાઓ હતા. આ ફોટાઓનો સંગ્રહ ભારતમાં પશ્ચિમમાં જેસલમેરથી માંડીને પૂર્વમાં ઉદયગીરીની ગુફાઓ સુધી અને ઉત્તરમાં મથુરાથી લઈને દક્ષિણમાં શ્રમણ બેલગોલા સુધી યાત્રા કરીને કરવામાં આવ્યો હતો. આ પ્રદર્શન પાછળ રૂા. બે લાખનો ખર્ચ થયો છે. આ પ્રદર્શન યુરોપના અન્ય શહેરોમાં પણ યોજવામાં આવેલ. આ પ્રદર્શન ઉપરાંત ફિલ્મ–શો, સ્લાઇડ–શો અને સંગીત સભાઓનું પણ આયોજન કરવામાં આવેલ.



# મોન્ટ્રિયલ

મોન્ટ્રિયલ : મોન્ટ્રિયલથી લગભગ ૫૦ માઇલ દૂર એક સુંદર ગિરિમાળાની તળેટીમાં ૫૦ એકર ભૂમિ મહાવીર સ્મારક માટે આપવામાં આવી છે. આ સ્થાન કાશ્મીર જેટલું સુંદર અને અને રમણીય છે.

અહીં વિશ્વધર્મ સંગમ કાર્યાલય દ્વારા વિદેશમાં ધર્મપ્રચારનું કાર્ય બહુ ઝડપથી થઈ રહ્યું છે. અનેક સભાઓ યોજાઈ, જેમાં સંખ્યા પણ ઘણી મોટી રહી.





સા
હિ
ત્ય
સમાચાર
વિ
ભા
ગ

- ગ્રન્થ ઉદ્ઘાટન
- વિદ્વાનોનું સન્માન
- પુરસ્કાર
- અનુદાન
- પુસ્તકાલય
- સંવિવાદ (સેમિનાર)
- નિબંધસ્પર્ધા
- વકતૃત્વસ્પર્ધા
- વિશિષ્ટ પુસ્તક

# વિદ્યા-વૃદ્ધિની-વિવિધ પ્રવૃત્તિઓનું આછું દર્શન..........

ભગવાન મહાવીર પચીસસોમા નિર્વાણકલ્યાણકનો પુણ્ય અવસર એક અપૂર્વ અવસર તરીકે ઉજવવામાં આવ્યો, એમાં જેમ ઉત્સવ–મહોત્સવો, સભા–સરઘસો અને ધર્મપ્રચાર માટેની અનેકવિધ પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે, તેમ કાયમી ઉપયોગિતા તથા ઉપકારિતા ધરાવતાં અનેક રચનાત્મક કાર્યોનો પણ સમાવેશ થાય છે. અને આવાં સ્થાયીમૂલ્ય ધરાવતાં રચનાત્મક કાર્યોમાં સમાજ અને દેશમાં જ્ઞાનની અભિવૃદ્ધિ કરે એવી અનેક કક્ષાની વિદ્યાપ્રવૃત્તિઓનો હિસ્સો ઘણો મોટો છે. અને એ આ અવસરની ઉજવણીના આપણને મળેલ હમેશના લાભરૂપ બની રહેવાનો છે. એટલે એનું સમુચ્ચય રૂપે થોડુંક દર્શન અહીં કરવું–કરાવવું ઇષ્ટ છે.

આ અંગે અહીં આપવામાં આવેલી અલ્પસ્વલ્પ માહિતી ઉપરથી પણ જાણી શકાશે કે વિદ્યાવૃદ્ધિના ક્ષેત્રમાં પ્રાથમિક કક્ષાથી લઈને છેક ઉચ્ચમાં ઉચ્ચ સંશોધનની જોગવાઈનો, વિશ્વવિદ્યાલયોમાં જૈનચેરની સ્થાપનાનો, પુસ્તકાલયોની સ્થાપનાનો તેમ જ ધર્મશિક્ષણ માટેની સગવડનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

વળી, આપણા દેશની ઊછરતી પેઢીને ભગવાન મહાવીરના જીવન, જૈન ધર્મ તથા જૈન સંસ્કૃતિ સંબંધી કેટલીક જાણકારી મળી રહે એ માટે સેંકડો સ્થાનોમાં, જુદા જુદા ધોરણની, વક્તૃત્વની તથા નિબંધ લેખનની ઇનામી હરીફાઈઓ યોજવામાં આવી હતી. આ સિવાય, સંગીત અને ચિત્રની સ્પર્ધાઓ પણ ક્યાંક ક્યાંક ગોઠવવામાં આવી હતી. ઉપરાંત, કેટલાંક જરૂરિયાતવાળાં સ્થાનોમાં વિદ્યાર્થીઓ માટે તથા કન્યાઓ માટે છાત્રાલયોની સ્થાપના કરવાનું પણ નક્કી કરવામાં આવ્યું હતું. આ બધાની સાથે સાથે કોઈ કોઈ સ્થાનોમાં કવિસમ્મેલનનો, જ્ઞાનગોષ્ઠી, વ્યાખ્યાનમાળાઓ તેમ જ નાટક કે નૃત્યના કાર્યક્રમો પણ રાખવામાં આવ્યા હતા. આ વિશેષાંકમાં જે તે રાજ્યની ઉજવણી સંબંધી વિગતો સાથે છુટી છુટી આપવામાં આવી છે. જો એ બધાની યાદી તૈયાર કરીને એક જ સ્થાનમાં આપવામાં આવે તો તે વિશેષ અસરકારક બને એ સાચું છે, પણ એમ કરવા જતાં કેટલાંક પાનાં વધી જાય એમ હોવાથી અમે એમ કરવાનું ટાળ્યું છે. વાચકો આ બધી વિગતો આ અંકમાં છપાયેલી જોઈ-જાણી શકશે.

નિર્વાણ વર્ષની ઉજવણીનો પ્રારંભ તો નવેમ્બર ૧૯૭૪થી થયો હતો; પરંતુ એકાદ વર્ષ અગાઉથી જૈન ધર્મગુરુઓ, સંઘો, સંસ્થાઓ, અગ્રણીઓ, કાર્યકર્તાઓ આદિએ કેન્દ્ર સરકાર અને દરેક રાજ્યોની સરકાર સાથે સમ્પર્ક સાધી, સંસ્થાઓ સ્થાપી, સમિતિઓ રચી અન્ય પ્રવૃત્તિઓ સાથે સાહિત્ય–પ્રવૃત્તિ પણ આરંભી દીધી હતી. વિશેષ કરીને લેખકો, પ્રકાશકો અને પત્રકારોએ પણ ઉજવણીના અવસરને વધાવવા ભગવાન મહાવીરસ્વામીના જીવન અને ઉપદેશ તથા જૈનધર્મ સંબંધી વૈવિધ્યભર્યું સાહિત્ય તેમ જ લોકમાનસને કેળવવા અને પ્રવૃત્તમય બનાવવા વિચારોની વણઝાર ઘણા સમય અગાઉથી આરંભી દીધી હતી; અને તે ઠેઠ ૧૯૭૫ સુધી. એમ ત્રણેક વરસ સુધી વિદ્યા–વૃદ્ધિની પ્રવૃત્તિ સતત ચાલુ રહી.

લેખકોએ ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશ અંગે તેમ જ જૈન ધર્મ અને સંસ્કૃતિ વિષે નિબંધ, કાવ્ય, વાર્તા, નવલકથા, સંશોધન આદિ વિવિધ પ્રકારનું સાહિત્ય સર્જન કર્યું.



નિર્વાણ વર્ષ દરમ્યાન દેશ-વિદેશના અખબારો અને સામયિકોએ પણ વિશેષાંક કે પૂર્તિ પ્રકટ કર્યાં. જૈન પત્રકારોએ આ સુવર્ણ અવસરનો પ્રશસ્ય ભરપૂર ઉપયોગ કર્યો. આપણા સમગ્ર જૈન સમાજમાં સોએક જેટલા સામયિકો પ્રગટ થાય છે. પ્રાયઃ દરેક જૈન સામયિકે ભગવાન મહાવીરના જન્મકલ્યાણક પ્રસંગે વિશેષાંક પ્રકટ કર્યાં. અને નિયમિત અંકોમાં ભગવાનના જીવન અને ઉપદેશ અંગે વિવિધ સાહિત્ય પીરસ્યું. અમારા 'જૈન' સાપ્તાહિકે તો શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સની પ્રેરણાથી આખાય વરસ દરમ્યાન ખાસ પૂર્તિ પ્રકટ કરી, આ પૂર્તિમાં ભગવાનનાં જીવન પ્રસંગો. ઉપદેશો, જીવન સંબંધી પ્રકાશિત પુસ્તકોનો અને ભગવાનની તીર્થભૂમિઓનો પરિચય આપવામાં આવ્યો હતો.

અખબારી આલમની જેમ કેટલીક પ્રકાશન સંસ્થાઓએ પોતાના પ્રકાશનો મૂળ કિંમતથી ઓછી કિંમતે આપવાની વ્યવસ્થા કરી, તેથી પણ વિદ્યા-વૃદ્ધિની પ્રવૃત્તિને સારો વેગ મળ્યો વિવિધ સંસ્થાઓએ તેમજ જ્ઞાનપ્રેમી વ્યક્તિઓએ જૈન ધર્મનાં પુસ્તકો ખરીદીને શાળા, કોલેજ તેમજ જાહેર પુસ્તકાલયોને ભેટ આપ્યા. વિવિધ રાજ્ય સરકારોએ પણ પોતાના હસ્તકના પુસ્તકાલયો માટે પુસ્તકો ખરીદ્યાં.

ભારત સરકારે નિર્વાણ વર્ષમાં ૨૦ રાજ્યોમાં ભગવાન મહાવીર ગ્રામીણ પુસ્તકાલયોની સ્થાપના કરવાની યોજના બનાવી છે અને અત્યાર સુધીમાં ૧૪ રાજ્યોને દરેકને રૂા. ૩૦ હજારનું અનુદાન આપ્યું છે. આમ આ અવસર નિમિત્તે દેશના અનેક પુસ્તકાલયો જૈન સાહિત્યથી સમૃદ્ધ બન્યાં.

આ ઉજવણીના એક યાદગાર અંગરૂપે, ક્યાંક ક્યાંક, જૈન વિદ્યાના અભ્યાસી વિદ્વાનોનું સન્માન-બહુમાન પણ કરવામાં આવ્યું. પૂજ્ય ઉપાધ્યાયશ્રી વિદ્યાનંદ મુનિની પ્રેરણાથી સ્થાપિત 'વીર નિર્વાણ ભારતી' નામની સંસ્થાએ ૫૦ વિદ્વાનોનું બહુમાન કરવાની યોજના બનાવી હતી.

દેશ-વિદેશમાં સરકારી સ્તરે, સંસ્થા-સ્તરે તેમજ જૈન સંઘોએ અને ક્યાંક ક્યાંક વ્યક્તિગત ધોરણે વિદ્યા-વૃદ્ધિની અનેકવિધ પ્રવૃત્તિઓ થઈ છે. બધાની સંપૂર્ણ માહિતી અમને મળી શકી નથી. આથી આ 'સાહિત્ય વિભાગ'ના પૃષ્ઠો પર અમને મળેલ માહિતી આપીને સંતોષ માનીએ છીએ.

વિદ્યા-વૃદ્ધિની વિવિધ પ્રવૃત્તિઓનું
આછું દર્શન આ પ્રમાણે છે:

### ☐ સંશોધન સંસ્થાઓ ☐

- નેશનલ કાઉન્સીલ ઓફ જૈનોલોજિકલ સ્ટડીઝ એન્ડ લર્નીંગ રીસર્ચ, દિલ્હી.
- જૈનીઝમ ઇન હરિયાણા-સંશોધન, કુરૂક્ષેત્ર.
- જૈનચેર-કર્ણાટક વિશ્વવિદ્યાલય, બેંગલોર.
- જૈનચેર-વિક્રમ વિશ્વવિદ્યાલય, ઉજ્જૈન.
- જૈન વિદ્યા અને પ્રાકૃતિ વિભાગ : શોધ સંસ્થાન-વિક્રમ વિશ્વવિદ્યાલય, ઉજ્જૈન.
- શોધ સંસ્થાન-ભોપાલ.
- તીર્થંકર મહાવીર અધ્યયન કેન્દ્ર [જૈનચેર] -પંજાબી યુનિવર્સિટી, પતિયાલા.
- મહાવીર સ્મૃતિ કેન્દ્ર-લખનૌ.
- જૈનચેર-રાજસ્થાન વિશ્વવિદ્યાલય, જયપુર.
- જૈનચેર-ઉદયપુર વિશ્વવિદ્યાલય, રાજસ્થાન.
- જૈન સાહિત્ય શોધ સંસ્થાન-મૈનપુરી, ઉ. પ્ર.
- જૈનચેર-બર્દવાન [વર્ધમાન) વિશ્વવિદ્યાલય, બર્દવાન (વર્ધમાન), પશ્ચિમ બંગાલ.
- જૈન તત્ત્વજ્ઞાનના અભ્યાસની વ્યવસ્થા પ. બંગાલના ત્રણ વિશ્વવિદ્યાલયોમાં.
- અહિંસાદર્શન તથા મહાવીરના જીવનદર્શન સંબંધિત ચેરની સ્થાપના-તામિલનાડુ વિશ્વવિદ્યાલય.
- જૈનચેર-પૂના (વિચારાધીન)



## □ શૈક્ષણિક સંસ્થાઓ □

☆ મહાવીર કૉમર્સ કૉલેજ—ગૌહાટી, આસામ.
☆ ૨૫ પ્રાથમિક શાળાઓ—રાજગૃહી અને પાવાપુરી તીર્થક્ષેત્રોમાં ખોલવાનો સંકલ્પ.
☆ દિગમ્બર જૈન મિડલ સ્કૂલ—હજારીબાગ
☆ જૈન વિદ્યાલય—નવાડીહ, બિહાર
☆ જૈન છાત્રાલય—ઇસરી ,,
☆ જૈન વિદ્યાલય ભવન—રફીગંજ ,,
☆ જૈન ગર્લ્સ હાઇસ્કૂલ—જગાધરી હરિયાણા
☆ જૈન છાત્રાલય—ધારવાડ, કર્ણાટક
☆ જૈન છાત્રાલય—હુબલી ,,
☆ મહાવીર પાઠશાળા—બૈતુલ મધ્યપ્રદેશ
☆ અનેકાંત વિદ્યાપીઠ—ઈન્દૌર ,,
☆ મહાવીર બાલવિનયમંદિર—ઇન્દૌર ,,
☆ મહાવીર શિશુ કેન્દ્ર—છત્તરપુર ,,
☆ વર્ધમાન જ્ઞાનપીઠ—ચંદ્રપુર મહારાષ્ટ્ર
☆ જૈન વિદ્યા કેન્દ્ર—યવતમાલ ,,
☆ મહિલા છાત્રાલય—કોલ્હાપુર ,,
☆ મહિલા છાત્રાલય—ઇચલકરંજી ,,
☆ જૈન છાત્રાલય—સાંગલી, જયસિંગપુર, નિપાણી, ખરેપાટન અને દેવરૂપ, મહારાષ્ટ્ર.
☆ મહાવીર લૉ કૉલેજ—દીમાપુર, નાગાલૅન્ડ
☆ મહાવીર બાલ કેન્દ્ર—મૌન ,,
☆ મહાવીર પબ્લિક સ્કૂલ—ચંડીગઢ, પંજાબ
☆ જૈન અમર હૉસ્ટેલ—ચંડીગઢ ,,
☆ મહાવીર બાલ કેન્દ્ર રાજસ્થાન
☆ મહાવીર ગ્રામીણ કેન્દ્ર—નાકોડા ,,
☆ ૨ માધ્યમિક શાળા—અલવર જિ.માં ,,
☆ જૈન બાલમંદિર—કુશલગઢ ,,
☆ મહાવીર ,, બારાનગર ,,
☆ જૈન પાઠશાળા—કુશલગઢ ,,
☆ મહાવીર બાલવિકાસ કેન્દ્ર—બાલોતરા ,,
☆ મહાવીર છાત્રાલય—બાડમેર ,,
☆ મહાવીર પ્રાથમિક બાલશાળા-બાડમેર ,,
☆ ,, ,, ,, —અસાડા ,,
☆ ,, ,, ,, —બાડમેર ,,
☆ મહાવીર કન્યા ,, —અસાડા ,,
☆ ,, ,, ,, સિવાના ,,
☆ મહાવીર મિડલ સ્કૂલ—જસોલ ,,
☆ મહાવીર ઉચ્ચ વિદ્યાલય—ઘાણેરાવ ,,
☆ મહાવીર કન્યા શાળા ,, ,,
☆ કન્યા મા. વિદ્યાલય ભવન—જોધપુર ,,
☆ મહાવીર અધ્યયન કેન્દ્ર—ઉદયપુર ,,
☆ મહાવીર માધ્યમિક વિદ્યાલય ,, ,,
☆ મહાવીર છાત્રાલય ,, ,,
☆ મહાવીર ઉચ્ચ વિદ્યાલય—ડુંગરપુર ,,
☆ વીર બાલિકા મહાવિદ્યાલય—જયપુર ,,
☆ વર્ધમાન જૈન પાઠશાળા-જોધપુર ,,
☆ મહાવીર બાલિકા ઉચ્ચવિદ્યાલય ,, ,,
☆ જૈન પાઠશાળા—હિન્ડૌન ,,
☆ જોબ ઓરિયેન્ટેડ કૉલેજ—મદ્રાસ ,,
☆ તીર્થંકર નૈતિક શિક્ષા પત્રાચાર ,, ઇન્સ્ટીટ્યુટ—નજીબાબાદ, ઉત્તરપ્રદેશ
☆ મહાવીર જૈન પાઠશાળા—બાસોદા ,,
☆ મહાવીર વિદ્યાલય—પાવાનગર ,,
☆ પ. બંગાલમાં છ શાળાઓનું નિર્માણ થશે. આ માટે સરકાર જમીન મફત આપશે. શાળામાં મહાવીર જીવનચરિત્ર ભણાવાશે.

## □ સંગ્રહાલય—મ્યુઝિયમ □

○ નવી દિલ્હીના રાષ્ટ્રીય સંગ્રહાલયમાં શરૂ કરવામાં આવેલ એક સ્વતંત્ર જૈન વિભાગ.
○ ભગવાન મહાવીર કેન્દ્ર—હૈદ્રાબાદ.
○ જૈન મ્યુઝિયમ—સોલાપુર
○ મહાવીર કક્ષ—જયપુર, જોધપુર, બિકાનેર, ઉદયપુર અજમેર, અલવર, ભરતપુર અને કોટા [રાજસ્થાન]ના સંગ્રહાલયોમાં સ્થાપના.
○ મહાવીર સંગ્રહાલય—બાડમેર, રાજસ્થાન.
○ મહાવીર કક્ષ—હવામહેલ, જયપુર.
○ ભગવાન મહાવીર ગૅલેરી—આંધ્રપ્રદેશ.

[પેજ ૩૪૮ ઉપર ચાલુ]



## 卐 ☐ 卐 ☐ 卐 ☐ 卐 ☐ 卐 મહાવીર જીવન

| અનુ. | પુસ્તકનું નામ | ભાષા | લેખક–સંપાદક |
|---|---|---|---|
| ૧ | અનુત્તરયોગી : તીર્થંકર મહાવીર [પ્રથમ ખંડ] નવલકથા | હિન્દી | વીરેન્દ્રકુમાર જૈન |
| ૨ | તીર્થંકર મહાવીર | ,, | ડૉ. દેવેન્દ્રકુમાર શાસ્ત્રી |
| ૩ | વૈશાલિ કે રાજકુમાર તીર્થંકર વર્ધમાન મહાવીર | ,, | ડૉ. નેમિચન્દ જૈન |
| ૪ | તીર્થંકર વર્ધમાન | ,, | ઉપાધ્યાય મુનિ વિદ્યાનંદજી |
| ૫ | વીરજિણિંદચરિઉ | અપભ્રંશ હિન્દી | સં. : ડૉ. હીરાલાલ જૈન |
| ૬ | વીર વર્ધમાન ચરિત | સંસ્કૃત હિન્દી | મૂળ : ભટ્ટારક સકલકીર્તિ અનુ : પં. હીરાલાલ જૈન શાસ્ત્રી |
| ૭ | મહાવીર : યુગ ઔર જીવન દર્શન | હિન્દી | ડૉ. હીરાલાલ જૈન અને ડૉ. આ. ને. ઉપાધ્યે |
| ૮ | Mahavir His Times & His Philosopy of Life | અંગ્રેજી | ,, |
| ૯ | તીર્થંકર મહાવીર ઔર ઉનકી આચાર્ય પરંપરા [ચાર ખંડ] | હિન્દી | [સ્વ] ડૉ. નેમિચન્દ્ર શાસ્ત્રી |
| ૧૦ | વર્ધમાન મહાવીર એવં દેવશાસ્ત્ર ગુરુપૂજા | ,, | મિશ્રીમલ જૈન |
| ૧૧ | ભગવાન મહાવીર ઔર ઉનકી અહિંસા | ,, | — |
| ૧૨ | આધૂનિક બોધ ઔર મહાવીર | ,, | વીરેન્દ્રકુમાર જૈન |
| ૧૩ | વીરાયન [મહાકાવ્ય] | હિન્દી | રઘુવીરશરણ "મિત્ર" |
| ૧૪ | દિવ્યપુરુષ [નવલકથા] | ,, | સાધ્વી ચન્દ્રાવતી |
| ૧૫ | તીર્થંકર વર્ધમાન મહાવીર | ,, | પદ્મચંદ્ર શાસ્ત્રી |
| ૧૬ | વીર–વિભૂતિ ખંડ ૧–૨–૩ | ,, | પંડિત ઉદય જૈન |
| ૧૭ | "મૈં" સે મહાવીર તક | ,, | સુરેશ 'સરલ' |
| ૧૮ | મહાવીરાષ્ટક સ્તોત્રમ્ | સંસ્કૃત | ક્ષુલ્લક શીતલસાગરજી |
| ૧૯ | ભગવાન મહાવીર : જીવન ઔર સિદ્ધાંત | હિન્દી | ડૉ. પ્રેમસાગર જૈન |
| ૨૦ | નયી કિરણ : નયા સવેરા [નવલકથા] | ,, | મિશ્રીલાલ જૈન |
| ૨૧ | મહાવીર : વ્યક્તિત્વ, ઉપદેશ ઔર આચારમાર્ગ | હિન્દી | રિષભદાસ રાંકા |

# અને કવન 卐 ☐ 卐 ☐ 卐 ☐ 卐 ☐ 卐 ☐ 卐

| પ્રકાશક | સરનામું | કિંમત |
|---|---|---|
| વીર નિર્વાણ ગ્રંથ પ્રકાશન સમિતિ | ૪૮, શીતલામાતા બજાર ઈન્દોર-૨ (મ. પ્ર.) | ૨૦-૦૦ |
| વીર નિર્વાણ મહોત્સવ સમિતિ | નીમચ, મન્દસોર (મ. પ્ર.) | ૩-૫૦ |
| વીર નિર્વાણ ગ્રન્થ પ્રકાશન સમિતિ | ૪૮, શીતલામાતા બજાર, ઈન્દોર-૨ (મ. પ્ર.) | ૨-૦૦ |
| ,, | ,, | ૫-૦૦ |
| ભારતીય જ્ઞાનપીઠ | બી-૪૫/૪૭ કનાટ પ્લેસ, નવી દિલ્હી-૧ | ૧૦-૦૦ |
| ,, | ,, | ૭-૦૦ |
| ,, | ,, | ૨-૫૦ |
| ,, | ,, | ૩-૦૦ |
| અ. ભા દિ. જૈન વિદ્વત્પરિષદ, | વર્ણીભવન, સાગર (મ. પ્ર.) | ૧૦૦-૦૦ |
| દિ. જૈન. અ. ક્ષેત્ર મહાવીર | જયપુર (રાજસ્થાન) | દેવભક્તિ |
| પ્રેમ રેડિયો એવં ઇલેકટ્રીક માર્ટ, | દિલ્હી ૬. | મનન |
| વીર નિર્વાણ ગ્રન્થ પ્રકાશન સમિતિ | ૪૮, સીતાલામાતા બજાર, ઈન્દોર-૨. | ૮-૨૫ |
| ભારતોદય પ્રકાશન | મેરઠ | ૪૦-૦૦ |
| તારક ગુરુ જૈન ગ્રન્થાલય, | શાસ્ત્રી સર્કલ, ઉદયપુર (રાજસ્થાન) | ૪-૦૦ |
| વીર ગ્રન્થ નિર્વાણ પ્રકાશન સમિતિ | ૪૮, સીતલામાતા બજાર, ઈન્દોર-૨ | ૮-૦૦ |
| જૈન શિક્ષણ સંઘ | કનોડ | ૬-૫૦ |
| સરલ કાલોની | કછિયાના, જબલપુર | |
| અ. ભા. દિ. જૈન શાસ્ત્રી પરિષદ | હાથીખાના, બડૌત-મેરઠ | ૦-૫૦ |
| ,, | ,, | ૧-૦૦ |
| વીર સેવા મંદિર ટ્રસ્ટ પ્રકાશન | બી. ૧-૧૨૮ કુમરાવાબાગ અસ્સી, વારાણસી-૫ | ૨-૦૦ |
| ભારત જૈન મહામંડળ, | ભારત ઈન્સ્યુરન્સ બિલ્ડીંગ, ૧૫, હોર્નિમન સર્કલ, બીજે માળ, ફોર્ટ, મુંબઈ-૧ | ૩-૦૦ |

| અનુ. | પુસ્તકનું નામ | ભાષા | લેખક સંપાદક |
|---|---|---|---|
| ૨૨ | ભગવાન મહાવીર ઉપદેશ અને આચારમાર્ગ | ગુજરાતી | રિષભદાસ રાંકા |
| ૨૩ | શ્રમણ ભગવાન મહાવીર | " | આચાર્ય વિજયધર્મસૂરિજી |
| ૨૪ | શ્રમણ ભગવાન મહાવીર | હિન્દી | " |
| ૨૫ | તીર્થંકર ભગવાનશ્રી મહાવીરદેવ | ગુજરાતી | મુનિશ્રી ભાનુચંદ્રવિજયજી |
| ૨૬ | માનવતા કે ચન્દરાચલ ભગવાન મહાવીર | હિન્દી | જમનાલાલ જૈન |
| ૨૭ | ભગવાન મહાવીર કે હજાર ઉપદેશ | હિન્દી | સંપાદક ગણેશમુનિ શાસ્ત્રી |
| ૨૮ | ભગવાન્ મહાવીર ઔર ઉનકા તત્ત્વદર્શન | " | આચાર્યશ્રી દેશભુષણજી |
| ૨૯ | ભગવાન મહાવીર કી સૂક્તિયાં | " | સં. : રાજેન્દ્રમુનિ શાસ્ત્રી |
| ૩૦ | ઐતિહાસિક મહાપુરૂષ તીર્થંકર વર્ધમાન | " | ડૉ. જયકિશનપ્રસાદ ખંડેલવાલ |
| ૩૧ | ભગવાન મહાવીર : જીવન ઔર ઉપદેશ | " | સંકલન |
| ૩૨ | દેવાધિદેવ ભગવાન મહાવીર | ગુજરાતી | મુનિશ્રી તત્ત્વાનંદવિજયજી |
| ૩૩ | શ્રમણ મહાવીર | હિન્દી | મુનિ નથમલજી |
| ૩૪ | તીર્થંકર મહાવીર | " | મધુકરમુનિ, રતનમુનિ |
| ૩૫ | તીર્થંકર ભગવાન મહાવીર | " | ડૉ. હુકમચન્દ ભારમલ |
| ૩૬ | તીર્થંકર મહાવીર ઔર ઉનકી અહિંસા | " | હીરાલાલ જૈન 'કૌશલ' |
| ૩૭ | ભગવાન મહાવીર કે પ્રેરક સંસ્મરણ [ હિન્દી કાવ્ય ] | " | મુનિ મહેન્દ્રકુમાર 'કમલ' |
| ૩૮ | મહાવીર કી માનવતા | " | હુકમચંદ જૈન 'અનિલ' |
| ૩૯ | કુણ્ડલપુર કે રાજકુમાર ભગવાન મહાવીર | " | જયપ્રકાશ શર્મા |
| ૪૦ | જ્યોતિર્મય મહાવીર | " | રમેશચંદ્ર જૈન 'અરૂણ' |
| ૪૧ | તીર્થંકર મહાવીર | હિન્દી | ડૉ. મુક્તાપ્રસાદ પટૈરિયા |
| ૪૨ | ભગવાન મહાવીર : એક અનુશીલન | " | શ્રી દેવેન્દ્રમુનિ શાસ્ત્રી |
| ૪૩ | ઐતિહાસિક કાલ કે તીન તીર્થંકર | " | નિર્દેશક : આચાર્ય શ્રી હસ્તીમલજી |
| ૪૪ | ભગવાન મહાવીર | " | આચાર્ય તુલસીજી |
| ૪૫ | મહાવીરવાણી | " | સં. : ચન્દનમલ 'ચાંદ' |
| ૪૬ | ભગવાન મહાવીર : આધુનિક સંદર્ભ મેં | " | સં. : ડૉ. નરેન્દ્ર ભાનાવત |





| પ્રકાશક | સરનામું | કિં |
|---|---|---|
| ભારત જૈન મહામંડળ | મુંબઈ | ૪-૦ |
| મુક્તિકમલ જૈન મોહનમાળા | 'નંદકુંજ' કોઠીપોળ, વડોદરા | ૧-૦૦ |
| " | " | ૧-૦૦ |
| સાધના પુસ્તક પ્રકાશન | અમદાવાદ | ૧-૫૦ |
| વર્ધમાન પ્રકાશન | બસન્તી કટરા, ઠઠેરી બજાર, વારાણસી | ૨-૦૦ |
| અમર જૈન સાહિત્ય સંસ્થાન | ઠોરપાલ, બડા બજાર, ઉદયપુર. | ૯-૦૦ |
| જૈન સાહિત્ય સમિતિ | કૂચા બુલાકી બેગમ, એસ્પ્લેનેડ રોડ, દિલ્હી-૬ | ૨૫૦-૦૦ |
| તારક ગુરુ જૈન ગ્રન્થાલય | પદરાડા (રાજસ્થાન) | ૩-૦૦ |
| વીર નિર્વાણ ભારતી | મેરઠ [ઉ. પ્ર.] | ૧-૫૦ |
| સાહિત્ય સમિતિ. ભ. મ. નિ. મ. સમિતિ, ઉદયપુર | | |
| અર્હદ્ વાત્સલ્ય પ્રકાશન, | શંકર કુટિર, રાષ્ટ્રીય શાળા રોડ, વિલેપારલે, મુંબઈ. | ૧૦-૦૦ |
| જૈન વિશ્વ ભારતી | લાડનૂં (રાજસ્થાન) | ૧૬-૦૦ |
| સન્મતિ જ્ઞાનપીઠ | લોહામન્ડી, આગરા-૨ | ૨-૦૦ |
| પંડિત ટોડરમલ સ્મારક ટ્રસ્ટ | એ. ૪ બાપુનગર, જયપુર-૪ | ૦-૩૫ |
| નન્હેમલજી જૈન ચેરીટેબલ ટ્રસ્ટ, | ૨૫, ડીપ્ટીગંજ, દિલ્હી-૬ | સદુપયોગ |
| શીતલ જૈન સ.હિત્ય સદન | ભાડલગઢ, ભીલવાડા. | ૧-૭૫ |
| અભિલાષા સાડી કેન્દ્ર, | ગંજીપુરા ચોક, જબલપુર-૨ | ૧-૦૦ |
| પ્રભાત પોકેટ બુક્સ | મેરઠ | ૨-૦૦ |
| ભ. મ. નિ. મ. સમિતિ, | સુરખી, સાગર (મ. પ્ર.) | — |
| પ્રાચ્યવિદ્યા શોધ અકાદમી | પો. સુરારા, ઝાંસી, બુંદેલખંડ | ૨-૦૦ |
| તારક ગુરુ જૈન ગ્રન્થાલય, | પદરાડા [ઉદયપુર] | ૪૦-૦૦ |
| જૈન ઇતિહાસ સમિતિ, | લાલ ભવન, ચૌડા રસ્તા, જયપુર-૩ | ૧૧-૦૦ |
| ભારત જૈન મહામંડળ, | ૧૫, એ. હોનિમેન સર્કલ, ફોર્ટ મુંબઈ-૧ | ૦-૭૫ |
| " | " | |
| અ. ભા. સાધુમાર્ગી જૈન સંઘ, | સમતા ભવન, રામપુરિયા સડક, બિકાનેર. | ૪૦-૦૦ |



| અનુ. | પુસ્તકનું નામ | ભાષા | લેખક-સંપાદક |
|---|---|---|---|
| ૪૭ | શ્રમણ ભગવાન મહાવીર | " | સં. : મોહનલાલ બાંઠિયા |
| ૪૮ | ભગવાન મહાવીર | " | ડૉ. ગોકુલચન્દ્ર જૈન |
| ૪૯ | તીર્થંકર મહાવીર ઔર ધર્મતીર્થ | " | — |
| ૫૦ | આજ કે યુગ મેં ભગવાન મહાવીર | " | ગોવિંદલાલ સરાવગી |
| ૫૧ | તીર્થંકર મહાવીર : જીવન ઔર સિદ્ધાંત | " | — |
| ૫૨ | ભ. મહાવીર : વ્યક્તિત્વ દર્શન | " | મનોહર સી. 'ભારતીય' |
| ૫૩ | ભ. મહાવીર : જીવન ઔર ઉપદેશ | હિન્દી | ડૉ. કમલચન્દ સોગાણી, ડૉ. પ્રેમસુમન જૈન |
| ૫૪ | વિશ્વબંધુ વર્ધમાન | " | વિદ્યાવિનોદી સુકનમુનિ |
| ૫૫ | જૈન દિની–૧૯૭૪ | " | સંકલન |
| ૫૬ | ભ. મહાવીર કે મનોહર ઉપદેશ | " | મનોહરમુનિજી 'કુમુદ' |
| ૫૭ | ભગવાન મહાવીર કા આધ્યાત્મિક હિતબોધ એવં હિતશિક્ષાએ | " | સં. : આનંદમલ ચોરડિયા |
| ૫૮ | વીર વિભૂતિ | " | પં. ઉદય જૈન |
| ૫૯ | સત્ય કી ખોજ | " | મુનિ નથમલજી |
| ૬૦ | ભગવાન મહાવીર | " | આચાર્ય તુલસી |
| ૬૧ | જિનવાણી | " | સં. : પ્રો. સુપાર્શ્વકુમાર જૈન |
| ૬૨ | તીર્થંકર મહાવીર ઔર ધર્મતીર્થ | " | આર્યિકા જ્ઞાનમતિજી |
| ૬૩ | ભ. મહાવીર કા આત્મવિજ્ઞાન | " | કેસરીચંદ ધૂપિયા |
| ૬૪ | ભ. મહાવીર કે પાવન પ્રસંગ | " | શ્રી રમેશમુનિ |
| ૬૫ | મહાવીર ચિત્ર શતક | " | કમલકુમાર જૈન શાસ્ત્રી 'કુમુદ' |
| ૬૬ | ભ. મહાવીર જીવન ઔર દર્શન | " | શ્રી રાજેન્દ્રમુનિ |
| ૬૭ | મહાવીર દર્શન | " | ડૉ. લાલબહાદુર શાસ્ત્રી |
| ૬૮ | કોણ ઓળખે છે મહાવીરને | ગુજરાતી | અમરચન્દ દેવકરણ ગાંધી |
| ૬૯ | ભગવાન મહાવીર ઔર હમ | હિન્દી | દેવેન્દ્રકુમાર શાસ્ત્રી અને શ્રીમતી રૂપવતી કિરણ |
| ૭૦ | આત્મબોધ | " | કવિ સુરેશ 'કમલ' |
| ૭૧ | મહાવીર શાસન ગ્રંથ | ગુજરાતી | પંડિત મફતલાલ ઝવેરચંદ ગાંધી |



| પ્રકાશક | સરનામું | કિંમત |
|---|---|---|
| જૈન શ્વેતાંબર તેરાપંથી મહાસભા | ૩, પોર્ચુગીઝ ચર્ચ સ્ટ્રીટ, કલકત્તા-૧ | ૦-૫૦ |
| હિન્દ પોકેટ બુક્સ પ્રા. લિ. | જી. ટી. રોડ, શાહદરા, દિલ્હી-૩૨ | ૨-૦૦ |
| દિ. જૈન ત્રિલોક શોધ સંસ્થાન | હસ્તિનાપુર, મેરઠ | ૦-૫૦ |
| ગોવિન્દલાલ સરાવગી | ૫, લોઅર રાઉડન સ્ટ્રીટ કલકત્તા-૨૦ | |
| ભ. મ. નિ. મ. ક્ષેત્રીય પ્રચાર સમિતિ, | એફ-૪૫, જવાહર ભવન, રૂડકી વિશ્વ વિદ્યાલય, રૂડકી, ઉ. પ્ર. | — |
| સાહિત્ય સૌરભ, | ૧૩૧, મેઈન રોડ, નહેરુ નગર, બેંગ્લોર-૨૦ | ૩-૨૫ |
| ભ. મ. નિ. મ. સમિતિ, | ઉદયપુર | — |
| મધુકરકેસરી સાહિત્ય પ્રકાશન સમિતિ | બ્યાવર (રાજસ્થાન) | ૧-૦૦ |
| સર્વ સેવા સંઘ પ્રકાશન | રાજઘાટ, વારાણસી | ૬-૦૦ |
| દશાશ્રીમાળી વર્ધમાન સ્થા. જૈન સંઘ. | કટક | ૨-૦૦ |
| શ્રી આનંદમલ ચોરડિયા | અમરનિવાસ, લાખન કોઠરી, અજમેર | ૦-૭૦ |
| જૈન શિક્ષણ સંઘ | કાનોડ (રાજસ્થાન) | ૨-૫૦ |
| જૈન વિશ્વ ભારતી | લાડનૂં (રાજસ્થાન) | ૧૬-૦૦ |
| ” | ” | ૫-૦૦ |
| અ. ભા. દિ. જૈન શાસ્ત્રી પરિષદ | હાથીખાના, બડોત, મેરઠ | ૨-૦૦ |
| દિ. જૈન ત્રિલોક શોધ સંસ્થાન | હસ્તિનાપુર, મેરઠ (યુ. પી.) | ૦-૫૦ |
| કેસરીચન્દ ધૂપિયા | ૧૬મો આશુતોષ મુકર્જી રોડ, કલકત્તા-૨૦ | — |
| કેસર કસ્તુર સ્વાધ્યાય ભવન | જાવરા [મ. પ્ર.] | ૨-૦૦ |
| જૈન સાહિત્ય પ્રકાશન | નવી દિલ્હી-૫ | ૧૦-૦૦ |
| તારક ગુરુ જૈન ગ્રન્થાલય | શાસ્ત્રી સર્કલ, ઉદયપુર | ૨-૦૦ |
| અ. ભા. દિ. જૈન શાસ્ત્રી પરિષદ | હાથીખાના, બડૌત, મેરઠ | ૦-૫૦ |
| અમરચંદ દેવકરણ ગાંધી | સેલમ-૨ | અમૂલ્ય |
| જ્ઞાનમ્. | સુજાગંજ, ભાગલપુર-૨ | ૦-૫૦ |
| ” | ” | ૦-૫૦ |
| શ્રી વર્ધમાન સાહિત્ય પ્રકાશન | રતનપોળ, ફતેહભાઈની હવેલી, અમદાવાદ-૧ | — |



[પેજ ૩૨૧નું અનુસંધાન]

## ☐ પુસ્તકાલય ☐

卐 નવી દિલ્હીના રાષ્ટ્રીય ગ્રંથાગારમાં એક સ્વતંત્ર જૈન વિભાગ શરૂ કરવામાં આવનાર છે.
卐 મહાવીર કેન્દ્રમાં ગ્રંથાલય–હૈદ્રાબાદ.
卐 જૈન પુસ્તકાલય–ગૌહાનામંડી, બિહાર
卐 „ „ –વરતેજ, ગુજરાત.
卐 મહાવીર પુસ્તકાલય–સાગરિયા, આંધ્ર
卐 „ „ –ભાગલપુર, બિહાર
卐 જૈન ગ્રંથાલય–ગોધરા, ગુજરાત
卐 જૈન પુસ્તકાલય–ગૌહાના, હરિયાણા
卐 મહાવીર પુસ્તકાલય–ઉકલાનામંડી „
卐 જૈન લાયબ્રેરી–ઉટાકામંડ કર્ણાટક
卐 મહાવીર વાચનાલય–બૈતુલ મધ્યપ્રદેશ
卐 મહાવીર જૈન પુસ્તકાલય–મહાસમુન્દ „
卐 મહાવીર વાચનાલય–ઉનગ્રામ „
卐 ગાંધી સ્મારક પુસ્તકાલયમાં મહાવીર કક્ષ–કોહીમા, નાગાલેન્ડ
卐 મહાવીર જૈન પુસ્તકાલય–રૂરકેલા, ઓરિસ્સા
卐 મહાવીર જૈન લાઈબ્રેરી–જીરા, પંજાબ
卐 સરકારી પુસ્તકાલયમાં જૈનકક્ષ–કરનાલ „
卐 પુસ્તકાલય વિભાગમાં જૈનકક્ષની સ્થાપના–પંજાબી યુનિવર્સિટી, પતિયાલા.
卐 મહાવીર સ્વાધ્યાય મંડલ–શામપુર, કર્ણાટક
卐 સ્વાધ્યાય ભવન–ઈન્દોર, મધ્યપ્રદેશ
卐 જૈન પુસ્તકાલય–રામગઢ, રાજસ્થાન
卐 સ્વાધ્યાય મંદિર–જયપુર „
卐 મહાવીર પુસ્તકાલય–બાડમેર, રાજસ્થાન
卐 મહાવીર પુસ્તક વિભાગની સુધરાઈના પુસ્તકાલયઆણુમાં સ્થાપના.
卐 મહાવીર બાલ વાચનાલય–બાડમેર
卐 મહાવીર વાચનાલય–વ્યાવર, રાજસ્થાન
卐 પુસ્તકાલયમાં મહાવીરકક્ષ–બારાં નગરપાલિકા, બારાં (રાજસ્થાન)
卐 જૈન પુસ્તકાલય–કેસરિયાજી, રાજસ્થાન
卐 મહાવર કક્ષ–લખન, ઉત્તરપ્રદેશ
卐 રાજસ્થાન રાજ્ય વિધાનસભા–જયપુર, ઉદયપુર તથા જોધપુર વિશ્વવિદ્યાલયના પુસ્તકાલય સહિત રાજ્યના તમામ જિલ્લાઓનાં [કુલ ૩૦] પુસ્તકાલયોમાં મહાવીર કક્ષની સ્થાપના.

## ☐ પ્રદર્શન ☐

卐 નવી દિલ્હી ગ્રીન પાર્ક, રવીન્દ્ર ભવન તથા રાષ્ટ્રીય સંગ્રહાલયમાં જૈન ચિત્રકળા અને સ્થાપત્યનાં પ્રદર્શનો યોજવામાં આવ્યાં હતાં.
卐 મહાવીર ચિત્રાવલી–રાજમુન્દ્રી, આંધ્ર
卐 ચિત્ર પ્રદર્શન–વિજયવાડા „
卐 ચિત્રકલા પ્રદર્શન–ગૌહાટી, આસામ.
卐 „ „ –રાજગૃહી, બિહાર
卐 જૈન ચિત્ર–સાહિત્ય પ્રદર્શન–„ „ [દિ. જૈન સરસ્વતી ભવન આયોજિત]
卐 સાહિત્ય–ચિત્રકલા પ્રદર્શન–ગયા, બિહાર.
卐 'ચિત્રસંપૂટ' ચિત્રપ્રદર્શન–ધ્રાંગધ્રા, ગુજરાત
卐 મહાવીર ચિત્રપ્રદર્શન–ગોંડલ „
卐 જૈન ચિત્ર–કલા પ્રદર્શન, મૈસૂર, કર્ણાટક
卐 જૈન કલા અને સાહિત્ય પરિષદ, કર્ણાટક રાજ્યની યુનિવર્સિટીઓમાં.
卐 'કેરલમાં જૈનધર્મ' પ્રદર્શન–કોચીન
卐 મધ્યપ્રદેશના પુરાતત્વ વિભાગે રાજ્યના સંગ્રહાલયોમાં 'જૈન કલા અને સાહિત્ય'નું પ્રદર્શન યોજ્યું. પ્રાદેશિક વિભાગે પણ આ જાતના પ્રદર્શનો મોટા શહેરોમાં યોજ્યા.
卐 જૈન સ્થાપત્ય, ચિત્રો અને પ્રાચીન ગ્રન્થોનું પૂરા નિર્વાણવર્ષ સુધી રાજ્યના પુરાતત્વ વિભાગે ખજુરાહો (મ.પ્ર.)માં યોજ્યું.
卐 જૈન પ્રદર્શની–પૂના
卐 ચિત્ર પ્રદર્શન–મહાવીર છાત્ર પરિષદ, દીમાપુર (આસામ) તરફથી.
卐 ચિત્રકલા, સ્થાપત્યનું પ્રદર્શન–કલકત્તા, સિલીગુડી, મુર્શીદાબાદ વગેરે સ્થળે યોજાયા.
卐 જૈન પ્રદર્શન–બિકાનેર, રાજસ્થાન.
卐 જૈન પ્રદર્શન–ગુજરાતી વાડી, મદ્રાસ
卐 „ „ –તિરૂચી





## □ પરિસંવાદ-સેમિનાર □

∴ જૈનધર્મ ઔર ઉસકી અન્ય વિચારધારાઓ પર પ્રભાવ"–કૃષ્ણાજિલો, આંધ્ર.
∴ „ વિજયવાડા „
∴ ભ. મહાવીર ૨૫૦૦ નિર્વાણ મહોત્સવ સંવિવાદ–ગયા, બિહાર.
∴ જૈન આર્ટ અને આર્કીટેક્ચર–અમદાવાદ.
∴ વ્યાખ્યાનમાળા–તલોદ, ગુજરાત.
∴ 'આધુનિક વિચારધારામેં જૈનધર્મ કી ઉપાદેયતા' કર્ણાટક વિશ્વવિદ્યાલય મ્હૈસૂરમાં પરિસંવાદ.
∴ જ્ઞાનગોષ્ઠી–કેરાલ રાજ્યમાં. વિષયઃ
 ૧. કેરાલમાં જૈનધર્મ
 ૨. ચિલ્લાપ્પદિક્કરમ અને જૈનધર્મ
 ૩. જૈનધર્મની આચારસંહિતામાં શાશ્વત મૂલ્ય
∴ 'ભારતીય પુરાતત્ત્વમાં જૈન સ્થાપત્ય અને શિલ્પકલાનું સ્થાન' છત્તરપુર (ખજુરાહો તીર્થ ક્ષેત્ર) મધ્યપ્રદેશ.
∴ જ્ઞાનગોષ્ઠી–ગઢવાની, મધ્યપ્રદેશ.
∴ 'અનુત્તર યોગી તીર્થંકર મહાવીર' વિશે ઈન્દોર યુનિવર્સિટી તરફથી પરિસંવાદ.
∴ જ્ઞાનગોષ્ઠી–નરસિંહગઢ, મધ્યપ્રદેશ.
∴ અહિંસા સંમેલન–સુરખી „
∴ પરિસંવાદ–પૂના યુનિવર્સિટી.
∴ બહુભાષીય સાહિત્ય સમ્મેલન–સોલાપુર.
∴ 'ભગવાન મહાવીર' અંગે સેમિનાર પંજાબી યુનિ., પતીયાલા–પંજાબ.
∴ જૈન પરિસંવાદ–તિરૂચિરૂપલ્લી.
∴ જ્ઞાનગોષ્ઠી–લખના





●—卐—●—卐—●—卐—●—卐—●—卐—● જૈન ધર્મ અને

| અનુ. પુસ્તકનું નામ | ભાષા | લેખક–સંપાદક |
|---|---|---|
| ૧ તીર્થંકરોં કા સર્વોદય માર્ગ | હિન્દી | ડૉ. જ્યોતિપ્રસાદ જૈન |
| ૨ જૈનધર્મ | ,, | પં. નાથૂરામ ડોંગરિય જૈન |
| ૩ Pancastikaya–SARA | અંગ્રેજી | સં.: ડૉ. એ. એન. ઉપાધ્યે |
| ૪ Jain Literature in Tamil | ,, | સં.: ડૉ. કે. વી. રમેશ |
| ૫ Religion and culture of the Jains | ,, | ડૉ. જ્યોતિપ્રસાદ જૈન |
| ૬ Cosmology : old & New | ,, | પ્રો. જી. આર. જૈન |
| ૭ દેવગઢ કી જૈનકલા | હિન્દી | ડૉ. ભાગચન્દ્ર જૈન |
| ૮ પ્રમુખ ઐતિહાસિક જૈન પુરુષ ઔર મહિલાએ | ,, | ડૉ. જ્યોતિપ્રસાદ જૈન |
| ૯ જિનવાણી | ,, | સ્વ. ડૉ. હીરાલાલજી |
| ૧૦ ભારતકે જૈન દિગંબર તીર્થ ભાગ ૧–૨ | ,, | — |
| ૧૧ જૈન કલા અને સ્થાપત્ય [ત્રણ ભાગમાં] | ,, | સં.: અમલાનંદ ઘોષ |
| ૧૨ Jain Art and Architecture | અંગ્રેજી | ,, |
| ૧૩ જૈન શાસન કા ધ્વજ | હિન્દી | ડૉ. જયકિશનપ્રસાદ ખંડેલવાલ |
| ૧૪ ભારતીય સંસ્કૃતિ ઔર શ્રમણપરંપરા | ,, | ડૉ. હરીન્દ્રભૂષણ જૈન |
| ૧૫ પચ્ચીસસોવાં નિર્વાણોત્સવ કૈસે મનાયે | ,, | મુનિ (ઉપાધ્યાય) વિદ્યાનન્દજી |
| ૧૬ પર્વકથાએ | ,, | રાધામોહન જૈન |
| ૧૭ સુગંધદશમી વ્રતકથા | ,, | પંડિત ખુશાલચંદ્ર જૈન |
| ૧૮ આત્મગીત | ,, | સં.: પ્રા. કમલકુમાર જૈન |
| ૧૯ અહિંસાઃ વિશ્વધર્મ | ,, | ઉપાધ્યાય વિદ્યાનન્દજી |
| ૨૦ સંસાર કે સંગ્રહાલયો મેં જૈન મૂર્તિયાં | ,, | ડૉ. બ્રજેન્દ્રનાથ શર્મા |
| ૨૧ સ્વસ્થ જીવન કી પ્રથમ સીઢીઃ રાત્રિ ભોજન–નિષેધ | ,, | ,, |
| ૨૩ જૈનધર્મનું અવમૂલ્યન | ગુજરાતી | મુનિ શ્રી ચંદ્રશેખરવિજયજી |
| ૨૪ વીર–નિર્વાણના અશાસ્ત્રીય કાર્યક્રમોનો ઘોર વિરોધ | ,, | ,, |
| ૨૫ જૈનધર્મ | હિન્દી | રતનલાલ જૈન |

| પ્રકાશક | સરનામું | કિંમત |
|---|---|---|
| લાલા પ્રેમચંદ જૈન, | જૈન વોચ કંપની, દરિયાગંજ, દિલ્હી. | ભેટ |
| જવરચન્દ ફુલચંદ ગોધા ગ્રંથમાળા, | ૮, સર હુકમચંદ માર્ગ, ગંભીર ભવન, ઈન્દોર–૨ (મ. પ્ર.) | ૨–૦૦ |
| ભારતીય જ્ઞાનપીઠ | બી ૪૫–૪૭, કનાટ પ્લેસ નવી, દિલ્હી–૧ | ૩૦–૦૦ |
| " | " | ૨૦–૦૦ |
| " | " | — |
| " | " | — |
| " | " | ૩૫–૦૦ |
| " | " | ૨૦–૦૦ |
| " | " | ૧૨–૦૦ |
| " | " | ૬૦–૦૦ |
| " | " | ૫૫૦–૦૦ |
| " | " | ૫૫૦–૦૦ |
| વીર નિર્વાણ ભારતી | મેરઠ | ૧–૦૦ |
| " | " | ૦–૭૫ |
| વીર નિર્વાણ ગ્રન્થ પ્રકાશન સામતિ | ૪૮, સીતલામાતા બજાર, ઈન્દોર–૨ (મ. પ્ર.) | — |
| જૈન સાહિત્ય સદન | ચાંદની ચોક, દિલ્હી–૬ | ૦–૫૦ |
| પ્રેમસાગર જૈન | ૪૬૮૪૧૨૧, અન્સારી રોડ, દરિયાગંજ, દિલ્હી–૬ | — |
| શ્રી પાંડયા સુકૃત ફંડ | ગુના | ૧–૦૦ |
| વીર નિર્વાણ ગ્રન્થ પ્રકાશન સમિતિ | ૪૮, સીતલામાતા બજાર, ઈન્દોર–૨ | ૧–૦૦ |
| જ્ઞાનમ્ | મજાગંજ, ભાગલપુર–૨ | ૦–૫૦ |
| " | " | ૦–૫૦ |
| કમલ પ્રકાશન ટ્રસ્ટ | ગાંધી રોડ, અમદાવાદ–૧૪ | — |
| " | " | — |
| અ. ભા. દિ. જૈન પરિષદ પબ્લિશીંગ હાઉસ | ૨૦૪, દરીબાકલાં, દિલ્હી–૬ | ૫–૦૦ |

| અનુ. પુસ્તકનું નામ | ભાષા | લેખક-સંપાદક |
|---|---|---|
| ૨૬ જૈન લક્ષણાવળી ભાગ-૨ | હિન્દી | સં.: બાલચન્દ્ર સિદ્ધાંતશાસ્ત્રી |
| ૨૭ સમણસુત્તં | પ્રાકૃત-હિન્દી | પ્રેરક: આચાર્ય વિનોબા ભાવે |
| ૨૮ પ્રાચ્ય જૈન સરાક શોધ કાર્ય | હિન્દી | બાબુલાલ જૈન જમાદાર |
| ૨૯ જીવન્ધર | ,, | રાધામોહન જૈન |
| ૩૦ જૈન જ્યોતિર્લોક | ,, | મોતીચંદ જૈન સરાફ |
| ૩૧ જૈન દર્શન, મનન ઔર મીમાંસા | ,, | મુનિ નથમલજી |
| ૩૨ જૈન ધર્મકા મૌલિક ઈતિહાસ | ,, | આચાર્યશ્રી હસ્તીમલજી |
| ૩૩ સત્યકી ખોજ: અનેકાંત કે આલોકમેં | ,, | મુનિ નથમલજી |
| ૩૪ અંગસુત્તાણી ભા. ૧-૨-૩ | પ્રાકૃત | સં.: ,, |
| ૩૫ જૈન અંગ શાસ્ત્ર કે અનુસાર માનવ વ્યક્તિત્વ કા વિકાસ | હિન્દી | ડૉ. હરીન્દ્રભૂષણ જૈન |
| ૩૬ જૈન સ્થાપત્ય, શિલ્પ એવં મૂર્તિ કલા | ,, | ડૉ. જયકિશનપ્રસાદ ખંડેલવાલ |
| ૩૭ જૈન સાહિત્ય કા બૃહત ઈતિહાસ ભાગ. ૬ કાવ્ય સાહિત્ય | ,, | ડૉ. ગુલાબચન્દ્ર ચૌધરી |
| ૩૮ અપભ્રંશ કથા કાવ્ય | ,, | ડૉ. પ્રેમચન્દ્ર જૈન |
| ૩૯ જૈનધર્મ કે ચોવીસ તીર્થંકર | હિન્દી | ડૉ. ગોકુલચન્દ્ર જૈન |
| ૪૦ નારી આલોક કી નૌ કિરણેં | ,, | મિશ્રીમલ જૈન |
| ૪૧ પ્રશ્નવ્યાકરણ સૂત્ર | ,, | સં.: ઉપાધ્યાય અમર મુનિજી |
| ૪૨ જૈનધર્મસાર | ,, | જિનેન્દ્રકુમારજી વર્ણી |
| ૪૩ જૈનધર્મ | ,, | રતનલાલ જૈન |
| ૪૪ શ્રમણ સંસ્કૃતિ કે ઢાઈ હજાર વર્ષ | ,, | મુનિ મહેન્દ્રકુમારજી 'કમલ' સં. નેમિચન્દજી પુગલિયા |
| ૪૫ ધ જૈન કન્સેપ્ટ ઓફ ઓમનીસેન્સ | અંગ્રેજી | રામજીસિંહ |
| ૪૬ જૈન વાંગમય કા પ્રામાણિક સર્વેક્ષણ | હિન્દી | શ્રીધર વાસુદેવ સોહાની |
| ૪૭ જૈન વીઝન એન્ડ જેનેટીક રીસર્ચ | અંગ્રેજી | ડૉ. એચ. પી. વર્મા અને ડૉ. એ. પી. ઝા. |
| ૪૮ વીર અંબડ ચરિત્ર | હિન્દી | શ્રી મૂલચન્દજી મુનિ |
| ૪૯ જૈનધર્મ કા મૌલિક ઈતિહાસ ભા-૨ | ,, | આચાર્યશ્રી હસ્તીમલજી |
| ૫૦ શ્રી ગુરુ ગૌતમસ્વામી | ગુજરાતી | શ્રી રતિલાલ દીપચંદ દેસાઈ |
| ૫૧ તત્વાર્થસૂત્ર (ઈંગ્લીસ આવૃત્તિ) | અંગ્રેજી | વિવેચક: પંડિત સુખલાલજી |





| પ્રકાશક | સરનામું | કિંમત |
|---|---|---|
| વીર સેવા મંદિર | ૨૧, દરિયાગંજ, દિલ્હી–૬ | ૨૫–૦૦ |
| સર્વ સેવા સંઘ પ્રકાશન | રાજઘાટ, વારાણસી | ૧૦–૦૦ ૧૨–૦૦ |
| અહિંસા નિકેતન | એલચપ્પા, બિહાર | ૩–૦૦ |
| જૈન સાહિત્ય સદન | ચાંદની ચોક, દિલ્હી–૬ | ૦–૫૦ |
| જૈન ત્રિલોક સંસ્થાન | વીર વિજ્ઞાન વિહાર, નજફગઢ નવી | ૧–૫૦ |
| આદર્શ સાહિત્ય સંઘ | ચુરુ (રાજસ્થાન) | ૨૫–૦૦ |
| જૈન ઈતિહાસ સમિતિ | જયપુર (રાજસ્થાન) | ૪૦–૦૦ |
| જૈન વિશ્વ ભારતી | લાડનૂં (રાજસ્થાન) | ૫–૦૦ |
| ,, | ,, | ૨૫૫–૦૦ |
| સન્મતી જ્ઞાનપીઠ | આગરા–૨ | ૧૫–૦૦ |
| જ્ઞાનમ્ | શુભાગંજ, ભાગલપુર | ૦–૫૦ |
| પાર્શ્વનાથ વિદ્યાશ્રમ શોધ સંસ્થાન | જૈન ઈન્સ્ટીટ્યુટ, આઈ. ટી. આઈ. રોડ, વારાણસી–૫ | ૨૫–૦૦ |
| ,, | ,, | ૨૦–૦૦ |
| પરાગ પ્રકાશન | ૩–૧૧૪, કર્ણગલી, વિશ્વાસનગર, શાહદરા, દિલ્હી–૩૨ | — |
| વીરનિર્વાણ ગ્રન્થ પ્રકાશન સમિતિ | ૪૮, સીતલામાતા બજાર, ઇન્દોર–૨ | ૩–૦૦ |
| સન્મતિ જ્ઞાનપીઠ | આગરા–૨ | ૨૦–૦૦ |
| સર્વ સેવા સંઘ પ્રકાશન | રાજઘાટ, વારાણસી–૧ | |
| અ. ભા. દિ. જૈન પરિષદ પબ્લિશિંગ હાઉસ | ૨૦૪, દરીબાકલા, દિલ્હી–૬ | ૫–૦૦ |
| શીતલ જૈન સાહિત્ય સદન | માંડલગઢ, ભીલવાડા રાજસ્થાન | ૫–૦૦ |
| એલ. ડી. ઈન્સ્ટીટ્યુટ | ગુજરાત વિદ્યાપીઠ પાસે, અમદાવાદ–૯ | ૩૦–૦૦ |
| જ્ઞાનમ્ | સુજાગંજ, ભાગલપુર–૨ | ૦–૫૦ |
| ,, | ,, | — |
| ચન્દ્રશેખર કટારીઆ | ભીમમોક, રતલામ (મ. પ્ર.) | ૧–૦૦ |
| જૈન ઇતિહાસ સમિતિ | જયપુર | ૪૦–૦૦ |
| શ્રી જીવન મણી ટ્રસ્ટ | | |
| એલ. ડી. ઇન્સ્ટીટ્યુટ | ગુજરાત વિદ્યાપીઠ પાસે, અમદાવાદ | — |



| અનુ. | પુસ્તકનું નામ | ભાષા | લેખક–સંપાદક |
|---|---|---|---|
| ૫૨ | આસ્પેક્ટ ઓફ જૈન આર્ટ એન્ડ આર્કિટેકચર | | જુદા જુદા વિદ્વાનોના પ્રવચનો |
| ૫૩ | ઈસિભાસિયાઈ | — | — |
| ૫૪ | આત્મજ્ઞાન અને સાધનાપથ | ગુજરાતી | મુનિશ્રી અમરેન્દ્રવિજયજી |
| ૫૫ | સ્વાનુભૂતિ અને સમ્યગ્દર્શન | " | " |
| ૫૬ | ચિત્ત સ્થૈર્યની કેડીઓ | " | " |
| ૫૭ | સાધનાનું હૃદય | " | " |
| ૫૮ | ૨૫ હેતુલક્ષી યોજનાઓ | " | કુમારપાળ વિ. શાહ |
| ૬૯ | જ્ઞાનકા અમૃત | હિન્દી | શ્રી જ્ઞાનમુનિજી |
| ૬૦ | સાધના કે અમર પ્રતીક | " | " |
| ૬૧ | ન્યુ ડોકયુમેન્ટસ ઓફ જૈન પેઈન્ટીંગ્ઝ | અંગ્રેજી | સં. : સ્વ. ડો. મોતીચંદ્ર અને ડો. ઉમાકાંત શાહ |
| ૬૨ | કોન્ટ્રીબ્યુશન ઓફ જૈનીઝમ ટુ ઇન્ડિયન કલ્ચર | " | સં. ડો. આર સી. દ્વિવેદી |
| ૬૩ | આયારો | હિન્દી | સં. મુનિશ્રી નથમલજી |
| ૬૪ | ભરત બાહુબલિ મહાકાવ્યમ્ | " અનુવાદ | મૂળ લે. શ્રી પુણ્યકુશલગણિ અનુ. મુનિશ્રી દુલહરાજ |
| ૬૫ | થિયરી ઓફ એટમ ઈન જૈન ફીલોસોફી | અંગ્રેજી | સં. મુનિ મહેન્દ્રકુમાર [દ્વિતીય] |
| ૬૬ | દશ વૈકાલિક | હિન્દી અનુવાદ | મુનિશ્રી નથમલજી |
| ૬૭ | દસવેઆલિયં | " | સં. : વિવેચક : મુનિશ્રી નથમલજી |

## સ્વાધ્યાય

ન વિ અત્થિ
ન વિ આ હોહી
સજ્ઝાયસમં
તવોકમ્મં.



| પ્રકાશક | સરનામું | કિંમત |
|---|---|---|
| એલ. ડી. ઈન્સ્ટીટ્યુટ | ગુજરાત વિદ્યાપીઠ પાસે, અમદાવાદ | — |
| ,, | ,, | — |
| ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય | ફુવારા સામે, રિલિફ રોડ, અમદાવાદ | — |
| | ,, | — |
| | ,, | — |
| | ,, | — |
| | ,, | — |
| વર્ધમાન સેવા કેન્દ્ર, | ૬૮, ગુલાલવાડી, મુંબઈ-૪ | ૦-૭૫ |
| — | — | - |
| — | — | -- |
| શ્રી મહાવીર જૈન વિદ્યાલય | ઓગસ્ટ ક્રાંતિમાર્ગ, મુંબઈ-૩૬ | |
| મોતીલાલ બનારસીદાસ | દિલ્હી | ૪૫-૦૦ |
| જૈન વિશ્વભારતી | લાડનૂં | ૨૦-૦૦ |
| ,, | ,, | ૩૦-૦૦ |
| ,, | ,, | ૮-૦૦ |
| ,, | ,, | ૧૫-૦૦ |
| ,, | ,, | ૮૫-૦૦ |

## સ્વાધ્યાય

સ્વાધ્યાય જેવું
તપ કદી થયું નથી,
વર્તમાનમાં છે નહિ
અને ભવિષ્યમાં થશે નહિ.

# સમણસુત્તં ગ્રંથનું દેશભરમાં ભવ્ય ઉદ્ઘાટન

જિણધમ્મસંગીતિએ, આચાર્ય વિનોબા ભાવેની માગણીને પૂરી કરવા "સમણસુત્તં" નામે જૈન ધર્મનો સાર સમજાવતો ગ્રંથ તૈયાર કર્યો. આ ગ્રંથ રાષ્ટ્રીય સમિતિના ચારે જૈન ફિરકાના આઠ અતિથિવિશેષ આચાર્યો તથા મુનિવરોની દેખરેખ નીચે અનેક વિદ્વાનોનો સહકાર લઈને તૈયાર કરવામાં આવ્યો છે; અને એનું પ્રકાશન વારાણસીના સર્વ સેવા સંઘે કર્યું છે. મૂલ્ય રૂા. ૧૨-૦૦ છે. આ ગ્રંથમાં મૂળ પ્રાકૃત ગાથાઓ સાથે એનો હિંદી અનુવાદ આપવામાં આવ્યો છે. આ ગ્રંથ ગુજરાતી, અંગ્રેજી વગેરે ભાષાઓના અનુવાદ સાથે પણ પ્રગટ કરવામાં આવનાર છે. આ ગ્રંથનું અનેક રાજ્યોમાં, જાહેરસભામાં, વિશિષ્ટ વ્યક્તિઓએ ઉદ્ઘાટન કર્યું હતું.

# વડાપ્રધાનને ભગવાન શ્રી મહાવીરનો ચિત્રસંપૂટ અર્પણ

નવી દિલ્હી : વડાપ્રધાન શ્રીમતી ઈન્દિરા ગાંધીને તેમના નિવાસસ્થાને જઇને જૈન ચિત્રકળા નિદર્શન સમિતિ તરફથી સર્વશ્રી ધીરજલાલ ટોકરશી શાહ અને સુંદરલાલ ઝવેરી તેમજ કીર્તિકુમારભાઈએ શ્રી તીર્થંકર ભગવાન મહાવીરનો ચિત્રસંપૂટ અર્પણ કરેલ હતો. આ જ ચિત્રસંપૂટ સમિતિ તરફથી કેન્દ્રીય પ્રધાન શ્રી જગજીવનરામ અને ડો. કરણસિંહને પણ અર્પણ કરાયો. તા. ૧લી જુલાઇ ૧૯૭૪-ના રોજ આ સમર્પણ પ્રસંગે રાજકિય આગેવાનોએ સંપૂટના સંપાદક મુનિશ્રી યશોવિજયજી મહારાજ અને તેના કલાકાર શ્રી ગોકુલભાઈ કાપડિયાની મુક્તકંઠે પ્રશંસા કરી હતી.

આના આગલા દિવસે આચાર્ય શ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજની સ્વાગત યાત્રામાં પંજાબી બહેનોએ આ ચિત્રસંપૂટને જુથવાર વારાફરતી માથે મૂકી તેનું ગૌરવ કર્યું હતું. આ સંપૂટ આચાર્યશ્રીને પણ સમિતિ તરફથી સમર્પણ કરાયો.

વડાપ્રધાનને ગ્રંથ સમર્પણ કરાયા બાદ આચાર્ય શ્રી તુલસીજી આદિ શ્રમણોની નિશ્રામાં યોજાયેલ સમારોહમાં મુનિશ્રી યશોવિજયજી મહારાજને આવો ઉત્તમ કલાત્મક ગ્રંથ શતાબ્દી વર્ષમાં આપવા માટે અભિનંદન આપ્યા હતા.

સમિતિ તરફથી આ ચિત્રસંપૂટ આ૦શ્રી તુલસીજી, ઉપાધ્યાય શ્રી વિદ્યામુનિજી અને કેબીનેટ પ્રધાન શ્રી સરોજની મહિષીને પણ સમર્પણ કરાયો.



# "અનુત્તરયોગી તીર્થંકર મહાવીર" નવલકથાનું ઉદ્‌ઘાટન



ઇન્દોર : અત્રે ૧૪ ફેબ્રુઆરી '૮૫ના રોજ સ્થાનિક વિશ્વવિદ્યાલયના સભાગૃહમાં શ્રી રાજકુમારસિંહજીની અધ્યક્ષતામાં 'અનુત્તરયોગી તીર્થંકર મહાવીર' નવલકથાના પ્રથમ ખંડનું પત્રકાર શ્રી રાહુલ બારપુતેએ ઉદ્‌ઘાટન કર્યું હતું. આ નવલકથા શ્રી વીર નિર્વાણ ગ્રન્થ પ્રકાશન સમિતિ ઇન્દોર તરફથી પ્રગટ થઈ છે.

બીજે દિવસે પ્રકાશન સમિતિના ઉપક્રમે આ નવલકથા પર પરિસંવાદ થયો. તેમાં સર્વશ્રી રાજકુમાર કુંભજ, રાજેન્દ્ર માથુર, રાજેન્દ્ર મિશ્ર, શ્યામ વ્યાસ અને ડૉ. નેમીચન્દ જૈને નવલકથાની વિસ્તૃત ચર્ચા કરી હતી.





# વિદ્વાનોનું બહુમાન

નવીદિલ્હી : 'વિદ્વત્તા અને ત્યાગની મૂર્તિ સમો વિદ્વાનવર્ગ સમાજ માટે કલ્પવૃક્ષ સમાન છે. વિદ્વાનોનાં માર્ગદર્શન દ્વારા જ સમાજ ફુલી-ફાલી શકે છે. સાહિત્ય અને સંસ્કૃતિની રક્ષા માટે આ ૨૫૦૦મા નિર્વાણ વર્ષમાં વિદ્વાનોનું ઘરઘરમાં બહુમાન કરવું જોઈએ. એમ કરવાથી જ આપણે આપણી પ્રાચીન ગરિમા અને આદર્શને સુરક્ષિત રાખી શકીશું.'

ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદ-મુનિજીએ 'વીર નિર્વાણ ભારતી'ના ઉપક્રમે અત્રેના શ્રી જૈન બાલ આશ્રમ (દરિયાગંજ)ના પટાંગણમાં યોજાયેલ વિદ્વાનોના બહુમાનના સમારોહ પ્રસંગે આ ઉદ્ગારો કાઢ્યા હતા.

આ સમારોહમાં ચાર વિદ્વાનો પંડિત જિનદાસ પાર્શ્વનાથ ફડકુલે (શોલાપુર), પંડિત જગન્મોહનલાલ શાસ્ત્રી (કટની), પંડિત દલસુખભાઈ માલવણિયા (અમદાવાદ) અને પંડિત ભંવરલાલ, ન્યાયતીર્થ (જયપુર) નું મધ્યપ્રદેશના મુખ્ય પ્રધાન શ્રી પ્રકાશચંદ્ર શેઠીએ, 'વીર નિર્વાણ ભારતી' પુરસ્કાર આપીને બહુમાન કર્યું હતું. વિદ્વાનોને સુવર્ણપદક, પ્રશસ્તિ પત્ર અને રૂા. ૨૫૦૦ એનાયત કરાયા હતા.

ઉપાધ્યાય શ્રી વિદ્યાનંદ મુનિજીની પ્રેરણાથી સ્થપાયેલ આ 'વીર નિર્વાણ ભારતી' સંસ્થાએ ૧૯૭૫ના વરસમાં દીવાળી સુધીમાં ૫૦ વિદ્વાનોનું બહુમાન કરવાની યોજના બનાવી હતી.

આ યોજના અનુસાર આ સંસ્થા તરફથી, આ ચાર વિદ્વાનો ઉપરાંત સર્વશ્રી પંડિત બેચરદાસજી [અમદાવાદ], પંડિત કુલચંદજી સિદ્ધાંતશાસ્ત્રી [વારાણસી], ડૉ. દરબારીલાલ કોઠિયા, પંડિત પરમેષ્ઠીદાસ જૈન, પંડિત મકખનલાલજી શાસ્ત્રી સિદ્ધાંતવાચસ્પતિ [મોરેના], પંડિત બંશીધરજી શાસ્ત્રી, વ્યાકરણાચાર્ય [બીના], શ્રી એ. સુબ્બૈયા શાસ્ત્રી, સિદ્ધાન્તાચાર્ય [બેંગલોર], શ્રી અગરચંદજી નહાટા [બીકાનેર] પંડિત નાથુલાલજી શાસ્ત્રી [ઈન્દોર], શ્રી હીરાલાલજી શાસ્ત્રી [બ્યાવર], શ્રી ટી. એસ. શ્રીપાલ [મદ્રાસ], શ્રી હીરાલાલજી જૈન 'કૌશલ' [દિલ્હી], ડૉ. કસ્તુરચંદ કાસલીવાલ [જયપુર], પંડિત મનોહરલાલજી શાહ જૈન [રાંચી], પંડિત એસ. આદિરાજ શાસ્ત્રી [હુમ્મચ], શ્રીકાન્ત ભુજબલ શાસ્ત્રી, ડૉ. રાજારામ જૈન [આરા] અને પંડિત જિનરાજ હેગડે વગેરેનું બહુમાન કરાયું હતું.

પીપલાની (ભોપાલ) : અત્રે પંચકલ્યાણકની ઉજવણી પ્રસંગે અધ્યાત્મસંત શ્રી કાનજીસ્વામીની સાન્નિધ્યમાં ડૉ. હુકુમચન્દજી ભારિલ્લનું સન્માન કરાયું હતું. ઉત્તર પ્રદેશ મુમુક્ષુ મંડળ તરફથી મધ્યપ્રદેશના ભૂતપૂર્વ નાણાંપ્રધાન શ્રી મિશ્રીલાલજી ગંગપાલે શ્રી ભારિલ્લને તેમની કૃતિ "તીર્થંકર મહાવીર ઔર ઉનકા સર્વોદય તીર્થ" પુસ્તક તેમજ તેમની વિવિધ જૈન સાહિત્ય સેવાઓ માટે રૂા. ૨૫૦૦૧ રોકડા, શાલ અને અભિનંદનપત્ર ભેટ અપાયા હતા

પોતાના સન્માનના જવાબમાં ડૉ. ભારિલ્લે પોતાના તરફથી રૂા. ૧૦૧ ઉમેરીને, પોતાને મળેલ રૂા. ૨૫૦૦૧નો પુરસ્કાર વિતરાગ વિજ્ઞાન સાહિત્ય પ્રકાશન [આગ્રા] સંસ્થાને સહર્ષ દાનમાં આપ્યો હતો.

ગંજબાસૌદા : ભગવાનના કેવળજ્ઞાન કલ્યાણક ઉત્સવ પ્રસંગે શહેરના વયોવૃદ્ધ વિદ્વાન પંડિત પદ્દુરામજી ન્યાયતીર્થ શાસ્ત્રીનું સન્માન કરાયું હતું.

સતના : કેવળજ્ઞાન દિવસના સમારંભમાં સતના જૈન સમાજ અને નગર નિર્વાણોત્સવ સમિતિ તરફથી વયોવૃદ્ધ વિદ્વાન પંડિત જગન્મોહનલાલજીનું બહુમાન કરાયું હતું.



કુરુક્ષેત્ર : અખિલ ભારતીય પ્રાચ્ય વિદ્યા સંમેલને, ડીસેમ્બર '૭૪માં કુરુક્ષેત્ર વિશ્વવિદ્યાલયમાં યોજાયેલ એક સમારોહમાં પ્રાકૃતના પ્રાધ્યાપક ડૉ. પ્રેમસુમન જૈનને શ્રી દેવકુમાર પુરસ્કાર આપ્યો હતો.

મૈસૂર : નિર્વાણ સમિતિના ઉપક્રમે ૨૨મી જુન '૭૫ના રોજ મૈસૂર વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી ડી. જબરે ગૌડાની અધ્યક્ષતામાં જ્ઞાનગોષ્ઠી થઇ. આ પ્રસંગે સમિતિએ મૈસુર વિશ્વવિદ્યાલયને જૈન દર્શન અને પ્રાકૃત ભણનાર વિદ્યાર્થીઓને વાર્ષિક શિષ્યવૃત્તિ આપવા રૂા. ત્રણ હજારનું દાન આપવાની જાહેરાત કરી, આ શિષ્યવૃત્તિ દર વર્ષે વિદ્યાર્થીની યોગ્યતા મુજબ જાતિ, વર્ણ કે ધર્મના ભેદભાવ વિના જૈનદર્શન અને પ્રાકૃતમાં ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરનારને મળશે.

આઠ જૈન ભાઈઓએ આ ચાલુ વરસ માટે રૂા. બે હજાર જૈન દર્શન ભણનાર વિદ્યાર્થીઓ માટે આપ્યા.

પતિયાલા : પંજાબ સરકારે પંજાબી વિશ્વવિદ્યાલયને ભગવાન મહાવીર સંશોધન કેન્દ્ર માટે રૂા. દસ લાખનું અનુદાન આપવાની સંમતિ આપી છે અને દર વરસે રૂા. બે લાખ આપતા રહેવાની પણ જાહેરાત કરી છે.

ગુરૂ નાનક વિશ્વ વિદ્યાલયે પણ જૈનધર્મ અને પ્રાકૃતના અધ્યયન માટે વ્યવસ્થા કરી છે.

## ડૉ. પ્રેમસુમન જૈનને દેવકુમાર પુરસ્કાર

દિલ્હી : શ્રી રાજકૃષ્ણજી જૈન ચેરીટેબલ ટ્રસ્ટે જૈનદર્શન, ન્યાય, અધ્યાત્મ, અપરિગ્રહ, અનેકાંત, સ્યાદ્વાદ આદિ વિષયો પરના સર્વોત્તમ પ્રવચન માટે રૂા. પાંચ હજારનો પુરસ્કાર જાહેર કર્યો છે. આ વિષયો પરના પ્રવચન દર વરસે દીપાવલી આસપાસ યોજાશે. દિલ્હી વિશ્વવિદ્યાલયે સ્વ. શ્રી રાજકૃષ્ણજી જૈન મેમોરીયલને સંમતિ આપી દીધી છે.

# સર્વોત્તમ પુરસ્કારની ઘોષણા

સિરોહી : અહીં જૈન પત્ર-પત્રિકાઓનું પ્રદર્શન યોજવામાં આવ્યું હતું. સારામાં સારી પત્રિકાને પુરસ્કાર આપવામાં આવ્યો હતો.

આગ્રા : શ્રી લક્ષ્મીદેવી જૈન પુરસ્કાર યોજના સમિતિએ ૧૯૭૪ થી ૧૯૭૬ સુધીમાં પ્રગટ થયેલ "ભગવાન મહાવીર" અંગેના પુસ્તક પર સર્વોત્તમ પુરસ્કાર રૂા. ૩૦૦૦ અને "જૈનધર્મ" અંગેના પુસ્તક પર સર્વોત્તમ પુરસ્કાર રૂા. ૧૫૦૦ની જાહેરાત કરી હતી.

સમિતિએ આ ઉપરાંત નિર્વાણ દિને પ્રગટ થયેલ સર્વોત્તમ પત્ર-પત્રિકા વિશેષાંક માટે રૂા. ૧૦૦૦ અને ભગવાન મહાવીર અને જૈન ધર્મ સંબંધી સર્વશ્રેષ્ઠ લેખ માટે રૂા. ૧૫૦૦નો પુરસ્કાર ઘોષિત કર્યો છે.

લેખકોએ પોતાનું પુસ્તક અને લેખની તેમજ સંપાદકોએ પોતાના સામયિકની બબ્બે નકલ શ્રી જયંતિપ્રસાદ જૈન, મેસર્સ વિનોદીલાલ જયંતિપ્રસાદ જૈન, ટીમ્બર કમીશન એજન્ટ, ૧૩૭, ગંજબજાર, મેરઠકેન્ટ. [ઉ. પ્ર.]ના સરનામે મોકલી આપવાની હતી.





# મહાવીર ગ્રામીણ પુસ્તકાલયો માટે

## કુલ રૂા. સાડા ચાર લાખનું અનુદાન

નવીદિલ્હી : ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ રાષ્ટ્રીય સમિતિ દ્વારા નિર્ધારિત કાર્યક્રમોમાં એક મહત્ત્વપૂર્ણ કાર્યક્રમ દેશના ૨૦ રાજ્યોમાં 'ભગવાન મહાવીર ગ્રામીણ પુસ્તકાલયો'ની સ્થાપના કરવાનો છે.

ભારત સરકારે આ હેતુ માટે ૧૫ રાજ્યોમાં 'ભગવાન મહાવીર ગ્રામીણ પુસ્તકાલયો' માટે રૂા. સાડા ચાર લાખનું અનુદાન આપ્યું છે. પાંચ રાજ્યો તરફથી સૂચના હજી સુધી નથી મળી. મળેથી તેમને પણ અનુદાન અપાશે.

જે રાજ્યને રૂા. ૩૦ હજારનું અનુદાન આપ્યું છે તે રાજ્યોના નામ આ પ્રમાણે છે : ૧. આસામ, ૨. ઓરિસ્સા, ૩. બિહાર, ૪. ગુજરાત, ૫. હિમાચલ પ્રદેશ, ૬. કેરળ, ૭. કર્ણાટક, ૮. મધ્યપ્રદેશ, ૯. મણિપુર, ૧૦. મેઘાલય, ૧૧. મહારાષ્ટ્ર, ૧૨. પ બંગાળ, ૧૩. રાજસ્થાન ૧૪. તામિલનાડુ અને ૧૫. ત્રીપુરા

બુન્દેલખંડ : પ્રાચ્ય વિદ્યા શોધ અકાદમીએ "વર્ધમાન શોધ પુસ્તકાલય"ની સ્થાપના કરી છે. અકાદમી તરફથી "જૈન દર્શનમાં આત્મદ્રવ્યનું વિવેચન' વિષે શોધ નિબંધ પ્રકટ કરાયો છે. મૂલ્ય રૂા. ૧૫. પ્રાપ્તિસ્થાન : નિર્દેશન પ્રાચ્ય વિદ્યા શોધ અકાદમી, પો. ચુરારા, જિ ઝાંસી, ઉ. પ્ર., પીનકોડ ૨૮૪૨૦૪.

જયપુર : નિર્વાણ સમિતિના ઉપક્રમે યોજાયેલ "જૈન સાહિત્ય ભેટ સમારોહમાં" વિવિધ સંસ્થાઓ તરફથી રૂા. બે લાખની કિંમતના ૧૨ હજાર જૈન પુસ્તકો રાજ્યપાલને ભેટ અપાયા. આ પુસ્તકો ત્રણ વિશ્વવિદ્યાલયોમાં રખાશે

રાજસ્થાન વિશ્વવિદ્યાલયના કુલપતિ ડૉ. ગોવિંદચંદ્ર પાંડેએ કહ્યું કે આ વરસના પ્રથમ સત્રથી જ રાજસ્થાન વિશ્વવિદ્યાલયમાં જૈન દર્શનના ઉચ્ચ અભ્યાસની શરૂઆત કરાશે.

## પુસ્તકો ભેટ

બાડમેર [રાજસ્થાન] રાજસ્થાનના તમામ જિલ્લા પુસ્તકાલયોમાં સ્થાપિત "ભગવાન મહાવીર કક્ષ" માટે, શ્રી આદીશ્વર જૈન મંડળ, બાડમેરે ૭૫ પુસ્તક, શ્રી પાર્શ્વ જૈન મંડળ, બાડમેરે ૭૮ પુસ્તક, શ્રી વર્ધમાન જૈન મંડળ, બાડમેરે ૯૦ પુસ્તક, શ્રી વન્દના પ્રકાશન, બાડમેરે ૮૫ પુસ્તક, શ્રી નાકોડાજી તીર્થ, મેવાનગરે ૩૦ પુસ્તક અને ૩૦ ચિત્ર તેમજ શ્રી ભૂરચન્દ જૈન, બાડમેરે ૮૫ પુસ્તકો ભેટ આપ્યા હતા.

જયપુર : રાજસ્થાન યુનિવર્સિટીના ઉપ-કુલપતિ શ્રી ગોવિંદચંદ્ર પાંડેના પ્રમુખસ્થાને જૈન સાહિત્ય ભેટ કાર્યક્રમ યોજાયો. આ પ્રસંગે રાજસ્થાનના રાજ્યપાલ શ્રી જોગિન્દ્રસિંહ મુખ્ય અતિથિ હતા.

આ પ્રસંગે રાજસ્થાન સરકારે પુસ્તકાલયોમાં મહાવીર ખંડ સ્થાપવાની જાહેરાત કરી. એ માટે રૂા. એક લાખની કિંમતના ૧૨ હજાર પુસ્તકો ભેટ અપાયાં.

ઇટારસી (મ.પ્ર.)માં ૨૨ ડીસેમ્બર ૧૯૭૪ના 'અનેકાંત સાહિત્ય શોધ સંસ્થાન'ની સ્થાપના થઈ.

મદ્રાસ : શ્રી અગરચંદ જ્ઞાનમલ જૈન કોલેજના પ્રાંગણમાં ૧૬-૧૦-૭૫ના શ્રી સૂરજમલ જ્ઞાનચંદ મેહતાએ ભગવાન મહાવીર જ્ઞાન-ભવનનું શિલારોપણ કર્યું. આ ભવનનું ક્ષેત્રફળ નવહજાર સ્કવેર ફીટનું છે. તેમાં કોલેજના વિદ્યાર્થીઓ રોજ પ્રાર્થના કરશે.

આ જ્ઞાનભવનમાં એક વિશાળ જૈન પુસ્તકાલય પણ ખોલવામાં આવશે. પ્રાર્થના હોલની દીવાલો પર ભગવાન મહાવીરની વાણી શિલાલેખો દ્વારા અંકિત કરાશે.



## ત્રીસ પુસ્તકાલયોને ● ● ●

ત્રણ
ત્રણ
જૈન સેટ
ભેટ

બિકાનેર : સાધુમાર્ગી જૈન સંઘે રાજસ્થાનનાં ૨૬ જિલ્લા પુસ્તકાલયો, ત્રણ વિશ્વવિદ્યાલયો અને રાજ્ય વિધાનસભાના પુસ્તકાલયોમાં 'મહાવીર કક્ષ' સ્થાપવા માટે પોતાના પ્રકાશનોમાં ત્રણ ત્રણ સેટ ભેટ આપ્યા છે.

# સંવિવાદ

નવીદિલ્હી : નિર્વાણ વર્ષ દરમિયાન "જૈન ધર્મ પર આંતરરાષ્ટ્રીય સંમેલન" યોજવા માટે ૧. પંડિત દલસુખભાઈ માલવણિયા (ડાયરેક્ટર, એલ. ડી. ઈન્સ્ટીટ્યુટ ઓફ ઈન્ડોલોજી અમદાવાદ ], ૨. ડૉ. ઉમાકાન્ત પી. શાહ (ડેપ્યુટી ડાયરેક્ટર, ઓરિએન્ટલ ઈન્સ્ટીટ્યુટ, વડોદરા), ૩. ડૉ. એ. એન. ઉપાધ્યે (અધ્યક્ષ, જૈનોલોજી એન્ડ પ્રાકૃત, મૈસુર વિશ્વવિદ્યાલય), ૪. ડૉ. નેમિચન્દ્ર શાસ્ત્રી (અધ્યક્ષ, સંસ્કૃત-પ્રાકૃત વિભાગ, હ. દ. કૉલેજ, આરા.), ૫. ડૉ. સત્યવ્રત શાસ્ત્રી અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ, દિલ્હી વિશ્વવિદ્યાલય દિલ્હી), ૬. ડૉ. ગોકુલચંદ્ર, જૈન (મહામંત્રી, જૈનોલોજીકલ રિસર્ચ સોસાયટી, દિલ્હી) વગેરે પંડિતોની એક પ્લાનિંગ કમિટીની રચના કરાઇ હતી.

આ કમિટીએ દેશ અને વિદેશમાંના જૈનધર્મના વિદ્વાનો પાસે ૧. હિસ્ટ્રી ઓફ જૈનિઝમ, ૨. જૈનિઝમ : એઝ એ રિલિજીયન એન્ડ એ સ્કુલ ઓફ ફિલોસોફી, ૩. જૈન સ્કુલ ઓફ લોજીક, ૪. જૈન સોસાયટી એન્ડ ઈટસ કલ્ચર, ૫. જૈન લિટરેચર, ૬. લેન્ગ્વેજીઝ ઓફ જૈન લિટરેચર એન્ડ કમ્પેરેટિવ ફિલોલોજી, ૭. જૈન આર્ટ એન્ડ આર્કીટેકચર,

# જ્ઞાનસત્ર

## જૈન વિદ્યાપરિષદ

૮ જૈન સ્કુલ ઓફ મેથેમેટિકસ, ૯. જૈન કોસ્મોલોજી એન્ડ અધર એપ્લાઈડ સાઇન્સીઝ, ૧૦. જૈનિઝમ એન્ડ અધર સોશ્યલ સાઈન્સીઝ, લાઈફ સાયકોલોજી, ઈન્થ્રોપાલોજી, સોશ્યોલોજી, એજ્યુકેશન, પોલિટિકલ સાયન્સ ૧૧. જૈન સોસીઝ ઓફ ઇન્ડિયન હિસ્ટ્રી, સીવીલાઈઝેશન એન્ડ કલ્ચર, ૧૨. જૈનોલોજીકલ સ્ટડીઝ ઈન ઇન્ડિયા એન્ડ એબ્રોડ, ૧૩. ટ્રેડીશનલ લર્નીંગ ઓફ જૈનિઝમ એન્ડ ઈટસ કલ્ચર, ૧૪. જૈનિઝમ એન્ડ ઈટસ રિલેવેન્સ—વગેરે વિષયો પર અંગ્રેજી, સંસ્કૃત, પ્રાકૃત અને હિન્દી ભાષામાં નિબંધો મોકલવા માટે સંખ્યાબંધ પત્ર-વ્યવહાર કર્યો હતો.

કમીટિએ ઘડેલ કાર્યક્રમમાં સંમેલનના સ્થળે જૈન કળા અને સ્થાપત્ય અંગે પ્રદર્શન સ્મારિકા પ્રકાશન, વિદ્વાનોનું સન્માન આદિ કાર્યક્રમોનો સમાવેશ થાય છે.

# જ્ઞાનગોષ્ઠી

રાજગૃહી (બિહાર) ૧૪ થી ૧૭ નવેમ્બર સુધી અત્રે શ્રી જૈન શ્વેતાંબર કોઠીના મંડપમાં મુનિશ્રી રૂપચંદજીની સાન્નિધ્યમાં "જૈન તત્ત્વ વિદ્યા પરિષદ" મળી. બિહારના લોકાયુકત શ્રી એસ. પી. સોહનીએ ઉદ્ઘાટન કર્યું.

આ પરિષદમાં 'કન્નડ ભાષામાં જૈન સાહિત્ય' પર શ્રી પંચાક્ષરીએ, 'જૈન દર્શન અને ઇસ્લામમાં અહિંસા' પર ડૉ. ઇસિરીએ, 'પ્રાચીન અને અર્વાચીન પદ સાહિત્યમાં મહાવીર' પર ડૉ. કસ્તુરચંદ કાસલીવાલે, "અતિન્દ્રિય જ્ઞાન" પર શ્રી બુધમલજી શામસુખાએ પ્રવચનો આપ્યા. "શાસ્ત્ર પરીક્ષા" ઉપર શ્રી ભાનીરામ વર્મા (અગ્નિમુખ)એ શોધનિબંધ વાંચ્યો. શ્રી ભંવરલાલ નાહટાએ નાલંદા-પાવાપુરી, રાજગૃહી પર ઐતિહાસિક અને પુરાતત્ત્વ દૃષ્ટિએ વિવેચન કર્યું.

પરિષદમાં પધારેલા વિદ્વાનોનું સન્માન કરાયું. અને પરિષદના અધ્યક્ષ ડૉ. નથમલજી ટાંટિયાએ આવી પ્રવૃત્તિ સતત ચાલુ રાખવાનો અનુરોધ કર્યો.



રાજગૃહી [બિહાર] ભગવાન મહાવીરના ૨૫૦૦મા પરિનિર્વાણ મહોત્સવની પ્રેરણાથી પાવાપુરી-માંના તા. ૩–૧૧–૭૫ના સમાપન સમારોહ પછી ભગવાન મહાવીર-ની બોધભૂમિ રાજગૃહીમાં દિગમ્બર–શ્વેતામ્બર બંને સમાજના વિદ્વાનો અને સાધુ–સાધ્વીઓની એક જ્ઞાનગોષ્ઠિ (પરિસંવાદ) તા. ૬–૭ નવેમ્બર ૧૯૭૫ના રોજ યોજાયેલ હતી.

દિગંબર આચાર્યશ્રી વિમલસાગરજીના સાન્નિધ્યમાં રાજગૃહી-માં શ્રી સરસ્વતી મંદિરના ઉદ્ઘાટન પ્રસંગે દિગમ્બર આર્યિકાઓ ઉપરાંત શ્વેતામ્બર, સ્થાનકવાસી સાધ્વીઓ અને દિગમ્બર શ્વેતામ્બર વિદ્વાનોની આ જ્ઞાન-ગોષ્ઠિમાં ડૉ. નથમલ ટાંટિયા, ડૉ. તિવારી, પં. બાબુલાલ જૈન, પ્રો. પ્રતાપકુમાર ટોલિયા, ડૉ. અંગરાજ ચૌધરી, ડૉ. દર્શનસિંહ વિવિધ દેશના બૌદ્ધ સાધુઓ, દર્શનાચાર્યા મહાસતી શ્રી ચંદનાજી અને શ્રી સુમતિકુંવરજી વગેરેએ ભાગ લીધો હતો અને મનનીય પ્રવચનો કર્યાં હતાં. પ્રવચનોના વિષય હતા: "ભારતીય સંસ્કૃતિને જૈનધર્મનું યોગદાન" "અહિંસા અને વિશ્વશાંતિ", "ભગવાન મહાવીર અને નારી –આંતરરાષ્ટ્રીય મહિલાવર્ષના સંદર્ભમાં" સળંગ બે દિવસની આ જ્ઞાનગોષ્ઠિ ખૂબ વિચાર-પ્રેરક બની હતી. □ □ □

# જૈન કલા પર સચિત્ર વ્યાખ્યાન

સાગર (મધ્યપ્રદેશ): મધ્ય પ્રદેશ રાજ્યસરકારના સહયોગથી પ્રાચીન ભારતીય ઇતિહાસ, સંસ્કૃતિ તથા પુરાતત્ત્વ વિભાગ, સાગર વિશ્વવિદ્યાલયના ઉપક્રમે ૨, ૩ અને ૪ જાન્યુઆરી ૧૯૭૬ના અખિલ ભારતીય સ્તરે જૈન સેમિનાર યોજાયો.

જાણીતા વિદ્વાન શ્રી અગરચંદજી નાહટાની અધ્યક્ષતામાં, સાગર વિશ્વવિદ્યાલયના કુલપતિ પ્રો. ટી. એસ. મૂર્તિએ સેમિનારનું ઉદ્ઘાટન કર્યું. આ સેમિનારમાં જૈન પુરાતત્ત્વ, કલા અને વિજ્ઞાન, ભાષા અને સાહિત્ય, જૈનધર્મ અને દર્શન વિષયો પર જ્ઞાનગોષ્ઠી આયોજીત થઈ. જેનું અધ્યક્ષપદ અનુક્રમે પ્રો. જગદીશચંદ્ર જૈન (મુંબઈ), ડૉ. રામચંદ્ર દ્વિવેદી (ઉદયપુર), ડૉ. દરબારીલાલ કોઠારી (વારાણસી), ડૉ. નરેન્દ્ર ભાનાવત્ (જયપુર) અને શેઠ ભગવાનદાસ [સાગર]–એ સંભાળ્યું.

સેમિનારમાં લગભગ ૪૦ વિદ્વાનોએ પોતાના શોધ–નિબંધ વાંચ્યા. જૈન કલા પર સચિત્ર વ્યાખ્યાનોનું પણ આયોજન થયું. પ્રાચીન ભારતીય ઇતિહાસ, સંસ્કૃતિ અને પુરાતત્ત્વ વિભાગના અધ્યક્ષ ડૉ. કૃષ્ણદત્તે સેમિનારનું સફળ સંયોજન કર્યું. □ □ □

# જૈન સંતોની વિવિધ સાહિત્ય સેવા

બેંગ્લોર [કર્ણાટક] અહીંના હિન્દી ફોરમે ભગવાનના જન્મ-દિવસ નિમિત્તે "સ્વાતંત્ર્યોત્તર જૈન સંતો કી હિન્દી સાહિત્ય સેવા" વિષય પર સાત દિવસનું એક જ્ઞાનસત્ર યોજ્યું હતું. સત્રમાં વંચાયેલા નિબંધોના વિષયો આ પ્રમાણે છે: ૧. જૈનત્વ: સિદ્ધાંત, પ્રારંભ અને પરંપરા ૨. જૈનધર્મ અને વિભિન્ન જૈન સંપ્રદાય, ૩. હિન્દી જૈન સાહિત્યની પૃષ્ઠભૂમ, ૪. મૂર્તિપૂજક સંત અને તેમનું સાહિત્ય, ૫. સ્થાનકવાસી સંત અને તેમનું સાહિત્ય, ૬. તેરાપંથી અને તેમનું સાહિત્ય, ૭. દિગંબર સંત અને તેમનું સાહિત્ય, ૮. આચાર્ય શ્રી લબ્ધિસૂરિજી અને તેમનું હિંદી સાહિત્ય, ૯. આચાર્ય તુલસી, વ્યક્તિત્વ અને સાહિત્ય સર્જન, ૧૦. કવિ અમરમુનિજી અને તેમનું હિન્દી સાહિત્ય, ૧૧. મુનિશ્રી સુશીલકુમાર અને તેમનું સાહિત્ય તથા ૧૨. મુનિશ્રી નથમલજી અને તેમનું હિન્દી સાહિત્ય.

ઉજ્જૈન (મધ્ય પ્રદેશ) ૨૩મીએ સવારે સાહિત્યાચાર્ય ડૉ. પન્નાલાલ જૈન, (સાગર)ની અધ્યક્ષતામાં "મહાવીર વિચાર સંવિવાદ"નું આયોજન થયું. સંવિવાદમાં ડૉ. વ્રજબિહારી નિગમ, ડૉ. કે. સી. જૈન, ડૉ. રાયનાડે, ડૉ. શિવાજી, પ્રો. શ્રી ચન્દ્ર, પંડિત સત્યંધર શેઠી, પંડિત દયાચન્દ્ર શાસ્ત્રી, અને ઇન્દોરથી પધારેલા મુખ્ય અતિથિ ડૉ. દેવેન્દ્રકુમાર જૈને પોતપોતાની લાક્ષણિક ઢબે ભગવાનના જીવન અને ઉપદેશની વિશદ સમજ આપી. નાગપુર [મહારાષ્ટ્ર] અત્રેની

# દહેજ પ્રથા અયોગ્ય છે વિષય પર મહિલાઓની ચર્ચા

નિર્વાણ મહોત્સવ સમિતિએ ૨૩ ફેબ્રુઆરીથી માર્ચ ૭૫ સુધી વ્યાખ્યાનમાળા યોજી હતી. સિદ્ધાન્તાચાર્ય પંડિત કૈલાસચંદ્ર શાસ્ત્રીએ વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો આપ્યા હતા.

સમિતિની મહિલા ઉપસમિતિએ પણ ૧૨ જાન્યુઆરીથી ૧૮ જાન્યુઆરી ૭૫ સુધી વ્યાખ્યાન શિબિર યોજી હતી. ૧૭મીએ "દહેજ પ્રથા અયોગ્ય છે" વિષય પર અને ૧૮મીએ "મહિલાઓ દ્વારા ભગવાન મહાવીર નિર્વાણોત્સવમાં યોગદાન" પર ચર્ચાઓ થઈ હતી. □

કટક [ઓરિસ્સા] જૈનેતર સંસ્થા "ઇન્સ્ટીટ્યુટ ઓફ઼ ઓરિયેન્ટલ એન્ડ ઓરિસ્સન સ્ટડીઝ"ના ઉપક્રમે તા. ૧૧ થી ૧૫ જાન્યુઆરી સુધી "જૈનદર્શન અને બૌદ્ધ ધર્મ" વિષય પર આંતરરાષ્ટ્રીય સેમિનાર યોજાયો. આ સેમિનારમાં ભારતના વિવિધ રાજ્યો ઉપરાંત જર્મની, પોલેન્ડ, ઇંગ્લેન્ડ, અમેરિકા, કેનેડા, ઓસ્ટ્રેલિયા, હંગેરી, વિયેટનામ, ફિલિપાઇન્સ, થાઇલેન્ડ, જાપાન, સિલોન આદિ દેશોમાંથી વિદ્વાનો હાજર રહ્યા હતાં.

આ સેમિનારમાં જૈનદર્શન અંગે ભારતીય વિદ્વાનોમાં પૂજ્ય મુનિરાજ શ્રી વિશાળવિજયજી મહારાજ [વિરાટ] અને પ્રાધ્યાપક પ્રતાપકુમાર ટોલિયાએ મનનીય પ્રવચનો આપ્યા હતાં. પ્રો. ટોલિયાએ "જૈન શૈલીએ ધ્યાન સંગીત" અંગે શોધ નિબંધ વાંચ્યો હતો.

સેમિનારમાં વિવિધ વિષયો પરનાં નિબંધોનું વાચન ઉપરાંત ચર્ચાઓ, જાહેર પ્રવચનો, નિકટવર્તી ઐતિહાસિક તીર્થસ્થળોની યાત્રા, ધ્યાન – સંગીત, ઉડિયા ભક્તિ સંગીત, જૈન હિન્દી ભક્તિ સંગીત, શાસ્ત્રીય નૃત્ય અને બૌદ્ધ કથા નાટક વગેરે કાર્યક્રમો થયા. □

# ચર્ચાઓમાં મહિલાઓ પણ મોખરે

જયપુર (રાજસ્થાન) રાજસ્થાન વિશ્વવિદ્યાલયના હિન્દી વિભાગના રીડર ડૉ. ગાયત્રીદેવી વૈશ્યની અધ્યક્ષતામાં અત્રે ૯મી માર્ચ ૧૯૭૫ના રોજ અત્રેના મહિલા જાગૃતિ સંઘે "ભગવાન મહાવીર અને દર્શન" વિષય પર સંવિવાદ યોજ્યો હતો. સંવિવાદમાં શ્રીમતી ડૉ. શાન્તા ભાનાવત, કુમારી ચન્દ્રલતા કાસલીવાલ, સુદર્શનાદેવી છાબડા, કુમારી સુશિલા વૈર અને શ્રીમતી જીવંધરાએ પોતાના નિબંધો વાંચ્યા હતા.

મુંબઈ : મહારાષ્ટ્ર અનેકાંત યુવક સંઘના ઉપક્રમે મુંબઈમાં જુદા જુદા સ્થળે વિવિધ વિષયો પર વ્યાખ્યાનમાળા યોજાયી.



# નિબંધ સ્પર્ધા

## રૂા. ૨૫૦૦ના પ્રથમ પુરસ્કાર વિજેતા મુસ્લિમ લેખક

નવી દિલ્હી : ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ મહાસમિતિએ 'ભગવાન મહાવીર જીવન અને ઉપદેશ' અંગે અખિલ ભારતીય નિબંધ સ્પર્ધા યોજી હતી. સ્પર્ધાની ઘોષણા સમયે પ્રથમ, દ્વિતીય અને તૃતીય પુરસ્કાર માટે રૂા. પાંચ હજારની રકમ જાહેર કરી હતી. સ્પર્ધાના પરિણામ સમયે આ રકમ વધારીને રૂા. આઠ હજારની કરવામાં આવી હતી. નવી ઘોષણા પ્રમાણે પ્રથમ પુરસ્કાર રૂા. પચીસસો અને તૃતીય પુરસ્કાર રૂા. પંદરસો રખાયા.

મહાસમિતિના મહામંત્રી શ્રી અક્ષયકુમાર જૈને જાહેર કરેલ પરિણામો મુજબ પ્રથમ પુરસ્કાર ચાર વ્યક્તિઓને, દ્વિતીય પુરસ્કાર પાંચ વ્યક્તિઓને અને તૃતીય પુરસ્કાર પણ પાંચ વ્યક્તિઓના ફાળે ગયો છે. પુરસ્કાર મેળવનાર વિજેતા લેખકોના નામ આ પ્રમાણે છે :

● પ્રથમ પુરસ્કાર

૧. શ્રી નિજામુદ્દીન, જમ્મુ
૨. શ્રી પરિપૂર્ણાનન્દ વર્મા. કાનપુર
૩. ડૉ. જ્યોતિપ્રસાદ જૈન, લખનૌ
૪. શ્રીમતિ કમલ વૈદ, ઇન્દૌર

● દ્વિતીય પુરસ્કાર

૧. શ્રી અશોકકુમાર જૈન, રૂડકી [મ.પ્ર.]
૨. શ્રી ડી. એસ. પરમાજ, બેલગામ
૩. સુશ્રી વિંશલ્યાદેવી દીપચંદ ગંગવાલ, અહમદનગર
૪. શ્રી હરિન્દ્રભૂષણ જૈન, ઉજજૈન

### પ્રથમ પુરસ્કારમાં લેખિકા ભાગીદાર

૫. શ્રી રતનચન્દ જૈન, ભોપાલ

● તૃતીય પુરસ્કાર

૧. ડૉ. રામમૂર્તિ શાસ્ત્રી, દિલ્હી
૨. કુમારી મંજુલા મહેતા, વારાણસી
૩. કુમારી સરલા કાંકરિયા રાજનંદગાવ [મ પ્ર.]
૪. ડૉ. પ્રરુષોત્તમદાસ માહેશ્વરી, ભોપાલ
૫. શ્રી બાલ પાટિલ. મુંબઈ

ભાવનગર : શ્રી શ્રેયસ જૈન મિત્ર મંડળ તરફથી લેવાયેલ 'ભગવાન મહાવીર ૨૫૦૦મો નિર્વાણ કલ્યાણક મહોત્સવ અને ફળશ્રુતી'એ વિષય ઉપરની નિબંધ સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ જાહેર કવામાં આવ્યું,

અ વિભાગ (૧) શારદાબેન કનૈયાલાલ ગાંધી (૨) શાહ ઈલાબેન પ્રતાપરાય (૩) કામદાર મનોજ નવિનચંદ્ર : બ વિભાગ (૧) મહેતા રશ્મિન કાંતિલાલ (૨) સલોત ચંદ્રકાંત છોટાલાલ (૩) સરલા હિંમતલાલ સંઘવી અને કામદાર જાગૃતિ નવીનચંદ્ર

ચંડીગઢ : હરિયાણા–ચંડીગઢ ભાષા વિભાગ દ્વારા હિન્દી નિબંધ સ્પર્ધામાં દિલ્હીના શ્રી રાજકુમાર જૈનને "ભારતીય સાંસ્કૃતિક પરંપરા કી મહત્ત્વપૂર્ણ કડી શ્રમણ સંસ્કૃતિ" નામે નિબંધ માટે રૂા. ૨૫૦નો પ્રથમ પુરસ્કાર અપાયો.



# 'જીયો ઔર જીને દો' નિબંધ સ્પર્ધામાં બસો જ પ્રતિસ્પર્ધી

કલકત્તા [પં. બંગાળ] જૈન ટ્રસ્ટ કલાના સ્થાપક સ્વ. બાબુ જુગમંદિરદાસ જૈને ટ્રસ્ટ તરફથી ભગવાન મહાવીરના જીવન અને સિદ્ધાંત પર લખાયેલ શ્રેષ્ઠ કૃતિને રૂા. ત્રણ હજારનો પુરસ્કાર આપવાની ઘોષણા કરી હતી. આ સ્પર્ધામાં ડૉ. પ્રેમ સુમન જૈન (ઉદયપુર)ની" અપ્રતિમ તીર્થંકર મહાવીર" અને શ્રી મિશ્રીમલ જૈન [ગુના]ની "ભગવાન મહાવીર ઔર ઉનકે સિદ્ધાંત" કૃતિની પસંદગી થઇ છે. આ બંને લેખકોને આ પુરપુરસ્કાર વ્હેંચી આપવામાં આવ્યો છે.

માઉન્ટ આબુ (રાજસ્થાન) અહીં એક નિબંધ સ્પર્ધા યોજાઇ હતી જેનો વિષય હતો 'ભગવાન મહાવીર અને આધુનિક યુગ.'

પરિણામ : શ્રી નિર્મલ કુમાર ગંગવાલ, કુચામન સિટિ, પ્રથમ, શ્રી પ્રકાશચંદ જૈન, ગુડગાંવ છાવની, હરિયાણા, દ્વિતીય અને સુશ્રી સંતોષ શેઠિયા ફતેહપુર, સીકર તૃતીય આવ્યા હતા.

બદનાવર [રાજસ્થાન] ભગવાન મહાવીર ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ નિમિતે બદનાવરની નિર્વાણ મહોત્સવ સમિતિના તત્વાવધાનમાં કન્યા ઉચ્ચતર માધ્યમિક વિદ્યાલયમાં એક લેખસ્પર્ધા, મિડલ અને હાયર સેકન્ડરી સ્તર પર યોજવામાં આવી હતી. માધ્યમિક ધોરણની વિદ્યાર્થીનીઓ માટે વિષય હતો 'ભગવાન મહાવીરનું જીવન અને ઉપદેશ', એમાં કુ. કિરણ ખડીકર પ્રથમ, કુ. જ્યોતિ બાપટ, દ્વિતીય અને કુ. પુષ્પા શર્મા તૃતીય આવી હતી, હાયર સેકન્ડરી વિદ્યાર્થીનીઓ માટે વિષય હતોઃ 'ભગવાન મહાવીરનું જીવન અને ચિંતન'. આ સ્પર્ધામાં પ્રથમઃ કુ. હેંમતપ્રભા સુંદેચા, દ્વિતીયઃ કુ. રજનીકાન્તા મોદી, તૃતીય સ્થાન કુ. સંધ્યા નાહરે મેળવ્યું હતું.

બિકાનેર [રાજસ્થાનઃ] આચાર્ય શ્રી જિનવિજયેન્દ્રસૂરિ ટ્રસ્ટે [બિકાનેર] નીચેના પાંચ વિષય પર ઇનામી નિબંધ સ્પર્ધા યોજી હતી :

૧. સમત્વદૃષ્ટિ ઔર અનેકાંતવાદ ૨. ભગવાન મહાવીર કા વિશ્વમૈત્રી સંદેશ ૩. ભારતીય ધર્મોમેં અપરિગ્રહ ૪. રૂઢિચ્છેદક મહાવીર ૫. સ્વાવલંબનનોપદેષ્ટા મહાવીર.

આ સ્પર્ધા માટે રૂા. ૩૦૧, રૂા. ૨૦૧ અને રૂા. ૧૦૧ના એમ પ્રથમ ત્રણ ઇનામો રાખવામાં અવ્યા હતા.

સ્પર્ધાનું પરિણામ આ મુજબ છે. ૧. સર્વશ્રી ચંદ્રનારાયણપ્રસાદ [રાયપુર] ૨. નિ કુમાર માહુ [રાયપુર] ૩. વિ ચંદ્ર ગુપ્તા [ખૈરાગઢ] કમલકુમાર ભૈગાની. આ ૯.. બીજા ૧૦ વિશેષ પુરસ્કાર નવ પ્રોત્સાહક પુરસ્કાર પણ કરાયા હતા.

ચુરારા : [રાજસ્થા 'જીયો ઔર જીને દો' વિ પર યોજાયેલી નિબંધ સ્પ રૂા. ૫૦૧નું ઇનામ ડૉ. શિવા.. શરણ શર્માને આપવામાં આ હતું. તેઓ બુંદેલખંડ કે હિન્દિના પ્રાધ્યાપક છે. ક્રમશ બીજા અને ત્રીજા ક્રમે ડૉ. ... પ્રકાશ, નિર્દેશક સાલારગં સંગ્રહાલય અને કુ. સુષમા છતરપુરે આવ્યા હતા. આ ૨૦૦ લોકોએ ભાગ લીધો

મઉરાનીપુરા [ઉત્તરપ્રદેશ] પ્રાચ્ય વિદ્યા શોધ અકાદમી "માનવધર્મકા મૂળ મંત્ર" જીયો ઔર જીને દો" વિષય પર અખિલ ભારતીય નિબંધ સ્પર્ધાનું આયોજન કર્યું હતું. શ્રેષ્ઠ નિબંધનો રૂા. ૫૦૧નો પુરસ્કાર હતો. નિબંધ મોકલવાની સમય મર્યાદા ૨૪ માર્ચ ૭૫ સુધીની હતી.



મુંબઇ (મહારાષ્ટ્ર) શ્રી ખંભાત જૈન મિત્ર મંડળે, [ ૩૯–૪૧, ધનજી સ્ટ્રીટ ૧લા માળે, મુંબઇ. ૩ ] ૧. ભ૦ મહાવીરના સિદ્ધાંતો, ૨. આજના યુગમાં સંસ્થાની અગત્યતા, અને ૩. મધ્યમવર્ગના ઉત્કર્ષ સંબંધી યોજના અંગેની ઇનામી નિબંધ હરિફાઇ જૈન-જૈનેતર કોઇપણ ભાગ લઇ શકે તેવી વિશાળ દૃષ્ટિએ યોજી હતી, અને પ્રથમ આવનારને રૂા. ૫૧, બીજુ ૪૧ ને ત્રીજુ રૂા. ૩૧નું ઇનામ રાખ્યું હતું.

હિસાર [હરિયાણા] નિર્વાણ મહોત્સવ સમિતિ દ્વારા દસ વિષયો પર નિબંધ સ્પર્ધા યોજવામાં આવી હતી. ૨૪ એપ્રિલ ૭૫ નિબંધ મોકલવાની છેલ્લી મુદત હતી. નિબંધના વિષયો આ પ્રમાણે હતા. ૧. ભગવાન મહાવીર તથા ઉનકે મૂળ સિદ્ધાંત ૨. વર્તમાન સમસ્યાઓં કે સમાધાનમેં અહિંસા કા યોગ ૩. ભગવન મહાવીર કા અપરિગ્રહ કા મત વિશ્વકો મહાન દેન ૪. વર્તમાન સમાજ તથા ભગવાન મહાવીર કા અનેકાંત સિદ્ધાંત ૫. ભગવાન મહાવીર કે સિદ્ધાંત અનુસાર આદર્શ સમાજની પરિકલ્પના ૬. તપ, ત્યાગ તથા સંયમકા જીવન મેં મહત્ત્વ ૭. ભગવાન મહાવીરસે પૂર્વકા જૈનધર્મ ૮. ભગવાન મહાવીરકે સિદ્ધાંતોકા વૈજ્ઞાનિક સ્વરૂપ ૯. ભારતીય કલા વિકાસમેં જૈનધર્મકા યોગદાન ૧૦. જૈન સાહિત્ય :

# એક વધુ ઇનામ મુસ્લીમ લેખકને :

## વિજેતાનું 'નિબંધશ્રી' પદથી સન્માન

નિબંધ સ્પર્ધાનું પરિણામ આ મુજબ જાહેર કરાયું છે : રૂા. ૨૫૧નો પ્રથમ પુરસ્કારઃ ડૉ નિજામઉદ્દીન [પ્રાધ્યાપક અને હિન્દી વિભાગધ્યક્ષ ઇસ્લામિયા કૉલેજ, શ્રી નગર કાશ્મીર] અને શ્રી રતનચંદ્ર 'રત્નેશ'ને. રૂા. ૧૦૧નો દ્વિતીય પુરસ્કારઃ શ્રી મહાવીરસિંહ મુર્ડિયા (ઉદયપુર) અને જમનાલાલ જૈન (વારાણસી) રૂા. ૫૧નો તૃતીય પુરસ્કાર : શ્રી શોભાનાથ પાઠક (મેઘનગર–મ.પ્ર.) અને સુશ્રી સુમનલતા જૈન [હિસાર-હરીયાણા]

ઇન્દોર [ મધ્યપ્રદેશ ] સ્થાનકવાસી જૈન યુવક સંઘ તરફથી "વર્તમાન પરિસ્થિતિમાં ભગવાન મહાવીરના સિદ્ધાંતોની ઉપયોગિતા" વિષય પર (૧૯૭૪માં) યોજાયેલ અખિલ ભારતીય નિબંધ સ્પર્ધામાં સર્વશ્રી વિક્રમકુમાર જૈન, ઇન્દોર [પ્રથમ] અભયકુમાર જૈન, બીના (દ્વિતીય) કુમારી ઉષા નાહટા (તૃતીય) વિજેતા જાહેર કરાયા. સર્વશ્રી પારસ જૈન, (ફાલના), પવનકુમાર બહજાત્યા [ઇન્દોર] રતનચંદ્ર જૈન 'રત્નેશ' (બાલાઘાટ), સુરેશચન્દ જૈની (ઉજ્જૈન) અને ધર્મચન્દ્ર જૈન [ઇન્દોર) ને પ્રોત્સાહન ઇનામ અપાયા.

દમોહ (મધ્ય પ્રદેશ) અખિલ ભારતીય જૈન જ્યોતિ નવયુવક સંઘે કોલેજના વિદ્યાર્થી ભાઈ-બેનો માટે ઇનામી નિબંધ સ્પર્ધા યોજી હતી. નિબંધનો વિષય "માનવ હિતમાં જૈન ધર્મનું પ્રદાન" રખાયો હતો. પ્રથમ વિજેતાનું "નિબંધશ્રી" પદથી સન્માન કરાયું.







# 'જીયો ઔર જીને દો' નિબંધ સ્પર્ધામાં બસો જા પ્રતિસ્પર્ધી

કલકત્તા [પં. બંગાળ] જૈન ટ્રસ્ટ કલાના સ્થાપક સ્વ. બાબુ જુગમંદિરદાસ જૈને ટ્રસ્ટ તરફથી ભગવાન મહાવીરના જીવન અને સિદ્ધાંત પર લખાયેલ શ્રેષ્ઠ કૃતિને રૂા. ત્રણ હજારનો પુરસ્કાર આપવાની ઘોષણા કરી હતી. આ સ્પર્ધામાં ડૉ. પ્રેમ સુમન જૈન (ઉદયપુર)ની "અપ્રતિમ તીર્થંકર મહાવીર" અને શ્રી મિશ્રીમલ જૈન [ગુના]ની "ભગવાન મહાવીર ઔર ઉનકે સિદ્ધાંત" કૃતિની પસંદગી થઈ છે. આ બંને લેખકોને આ પુર-પુરસ્કાર વ્હેંચી આપવામાં આવ્યો છે.

માઉન્ટ આબુ (રાજસ્થાન) અહીં એક નિબંધ સ્પર્ધા યોજાઈ હતી જેનો વિષય હતો 'ભગવાન મહાવીર અને આધુનિક યુગ.'

પરિણામ : શ્રી નિર્મલ કુમાર ગંગવાલ, કુચામન સિટિ, પ્રથમ, શ્રી પ્રકાશચંદ જૈન, ગુડગાંવ છાવની, હરિયાણા, દ્વિતીય અને સુશ્રી સંતોષ શેઠિયા ફતેહપુર, સીકર તૃતીય આવ્યા હતા.

બદનાવર [રાજસ્થાન] ભગવાન મહાવીર ૨૫૦૦માં નિર્વાણ મહોત્સવ નિમિત્તે બદનાવરની નિર્વાણ મહોત્સવ સમિતિના તત્વાવધાનમાં કન્યા ઉચ્ચતર માધ્યમિક વિદ્યાલયમાં એક લેખ-સ્પર્ધા, મિડલ અને હાયર સેકન્ડરી સ્તર પર યોજવામાં આવી હતી. માધ્યમિક ધોરણની વિદ્યાર્થીનીઓ માટે વિષય હતો 'ભગવાન મહાવીરનું જીવન અને ઉપદેશ', એમાં કુ. કિરણ ખડીકર પ્રથમ, કુ. જ્યોતિ બાપટ, દ્વિતીય અને કુ. પુષ્પા શર્મા તૃતીય આવી હતી, હાયર સેકન્ડરી વિદ્યાર્થીનીઓ માટે વિષય હતોઃ 'ભગવાન મહાવીરનું જીવન અને ચિંતન'. આ સ્પર્ધામાં પ્રથમઃ કુ. હેમંતપ્રભા સુંદેચા, દ્વિતીયઃ કુ. રજનીકાન્તા મોદી, તૃતીય સ્થાન કુ. સંધ્યા નાહરે મેળવ્યું હતું.

બિકાનેર [રાજસ્થાનઃ] આચાર્ય શ્રી જિનવિજયેન્દ્રસૂરિ ટ્રસ્ટે [બિકાનેર]નીચેના પાંચ વિષય પર ઇનામી નિબંધ સ્પર્ધા યોજી હતી :

૧. સમત્વદૃષ્ટિ ઔર અનેકાંતવાદ ૨. ભગવાન મહાવીર કા વિશ્વમૈત્રી સંદેશ ૩. ભારતીય ધર્મોમેં અપરિગ્રહ ૪. રૂઢિચ્છેદક મહાવીર ૫. સ્વાવલંબનનોપદેષ્ટા મહાવીર.

આ સ્પર્ધા માટે રૂા. ૩૦૧, રૂા. ૨૦૧ અને રૂા. ૧૦૧ના એમ પ્રથમ ત્રણ ઇનામો રાખવામાં અવ્યા હતા.

સ્પર્ધાનું પરિણામ આ મુજબ છે. ૧. સર્વશ્રી ચંદ્રનારાયણપ્રસાદ [રાયપુર] ૨. નિ કુમાર માહુ [રાયપુર] ૩. ચંદ્ર ગુપ્તા [ઔરાગઢ] કમલકુમાર બૈગાની. આ C બીજા ૧૦ વિશેષ પુરસ્કાર નવ પ્રોત્સાહક પુરસ્કાર પણ જા કરાયા હતા.

ચુરારા : [રાજસ્થા 'જીયો ઔર જીને દો' પર યોજાયેલી નિબંધ સ્ ' રૂા. ૫૦૧નું ઇનામ ડૉ. શિવાર શરણ શર્માને આપવામાં આ હતું. તેઓ બુંદેલખંડ કોલેજ હિન્દિના પ્રાધ્યાપક છે. બીજા અને ત્રીજા ક્રમે ડૉ. પ્રકાશ, નિર્દેશક સાલારગ- સંગ્રહાલય અને કુ. સુષમા છતરપુરે આવ્યા હતા. આ ૨૦૦ લોકોએ ભાગ લીધો હ

મઉરાનીપુરા [ઉત્તરપ્રદેશ પ્રાચ્ય વિદ્યા શોધ અકાદમી "માનવધર્મકા મૂળ મંત્ર "જીયે ઔર જીને દો" વિષય અખિલ ભારતીય નિબંધ સ્પર્ધાનુ આયોજન કર્યું હતું. શ્રે નિબંધનો રૂા. ૫૦૧નો પુરસ્કાર હતો. નિબંધ મોકલવાની સમય મર્યાદા ૨૪ માર્ચ ૭૫ સુધીની હતી.



# ○ ○ વક્તૃત્વ સ્પર્ધા ○ ○

ફત્તેહબાદ : સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિ આયોજીત વકતૃત્વ સ્પર્ધામાં ફત્તેહબાદ ઉપમંડળના ઉચ્ચતર અને ઉચ્ચ વિદ્યાલયોના વિદ્યાર્થીઓએ ભાગ લીધો પરિણામ આ પ્રમાણે જાહેર થયું.

પ્રથમ : રવીન્દ્રકુમાર, ગવ. હાઇસ્કુલ, રતિયા, દ્વિતીય : સંતોષસિંહ, ગવ. હાયર સેકન્ડરી સ્કૂલ, ફત્તેહબાદ, તૃતીય : સત્યવીર સિંહ, ગવર્નમેન્ટ હાઈસ્કુલ, કુલ.

હિસાર (હરિયાણા) સ્થાનિક નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે સી. એ. વી. હાઇસ્કૂલ, હિસારમાં યોજાયેલ વકતૃત્વ સ્પર્ધામાં હિસાર ઉપમંડળના ઉચ્ચતર વિદ્યાલયોના વિદ્યાર્થીઓએ ભાગ લીધો. પરિણામ આ મુજબ જાહેર થયું : પ્રથમ પુરસ્તાર : નીરૂ જૈન, જૈન મિડલ સ્કુલ, હિસાર અને આભા ગુપ્તા, રા. ક.ઉ.મા.વિ: હિસાર, દ્વિતીય પુરસ્કાર; સરિતા ભટનાગર, રા. ઉ.મા.વિ:, હિસાર, તૃતીય પુરસ્કાર પ્રેમકુમાર, હરીજીરામ હાઇસ્કુલ હિસાર.

હાંસી [હરીયાણા] ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ સમિતિ હાંસીના ઉપક્રમે ગવર્નમેન્ટ હાયર સેકન્ડરી સ્કુલ હાંસીમાં વકતૃત્વ સ્પર્ધાનું આયોજન થયું પરિણામ આ મુજબ જાહેર થયું.

પ્રથમ : શ્રી સુરેંદ્રકુમાર. રાજકિય ઉચ્ચ વિદ્યાલય, મોઠ, દ્વિતીય. શ્રી કૃષ્ણા ગુપ્તા રા. ઉચ્ચ મા. વિ. હાંસી, તૃતીય, શશીબાલા. રા. ઉચ્ચ. મા. વિ. હાંસી.

---





# એકાંકી નાટ્ય-સ્પર્ધા

અંબાલા (પંજાબ) જાલંધરના શેઠ શ્રી કેવલ કૃષ્ણજીની અધ્યક્ષતામાં અત્રેની એસ એ જૈન હાઈસ્કૂલમાં આંતર્વિદ્યાલય એકાંકી (નાટક) સ્પર્ધા યોજવામાં આવી હતી. આ એકાંકી નાટિકાઓ ભગવાન મહાવીરના વિવિધ જીવન પ્રસંગો અને ઉપદેશો પર આધારિત હતી. સ્પર્ધામાં પ્રથમ પુરસ્કાર "જૈન ઇતિહાસ કે પન્ને" માટે જૈન હાઈસ્કૂલ, રોહતકને અને બીજું-ત્રીજું ઇનામ અનુક્રમે પૂજ્ય કાશીરામ ગર્લ્સ હાઈસ્કૂલ (અંબાલા) અને શ્રી આત્માનંદ જૈન કન્યા ઉચ્ચ વિદ્યાલયે (અંબાલાનગર) મેળવ્યા હતા.

અમદાવાદ (ગુજરાત) "સાબરમતી કેળવણી ટ્રસ્ટ તરફથી "શ્રમણ ભગવાન મહાવીર જીવન અને ઉપદેશ" અંગે વક્તૃત્વ સ્પર્ધાનું આયોજન કરવામાં આવ્યું હતુ. શ્રેણીવાર નીચે મુજબના વક્તાઓ પ્રથમ, દ્વિતીય અને તૃતીય ઇનામો પ્રાપ્ત કરે છે.

શ્રેણી-૧ : પ્રથમ: બ્રહ્મભટ આશાબેન વ્રજલાલ-(નારણપુરા શાળા નં. ૩) દ્વિતીય : શાહ શીલ્પા ધીરજલાલ (ગંગાબેન જૈન કન્યાશાળા) તૃતીય : વ્યાસ ગીતાબેન દિનેશકુમાર (સાબરમતી શાળા નં. ૧૦).

"શ્રેણી નં. ૨: પ્રથમ: ભટ કલ્પના બાબુભાઇ [જી. સી. ગર્લ્સ હાઇસ્કુલ] દ્વિતીય : ઉપાધ્યાય રવીશંકર (દીવાન લલ્લુભાઈ માધ્યમિક શાળા-કાંકરીયા) તૃતીય : શાહ કુસુમ ચીનુભાઇ [સી. એન. વિદ્યાલય, આંબાવાડી]

શ્રેણી-૩ : પ્રથમ: હેમંતકુમાર દ શાહ (મહાદેવભાઈ સમાજસેવા મહાવિદ્યાલય) દ્વિતીય : એસ. એ. ગોલકિરઆ (એમ. એસ. યુનિ૰ આર્ટસ ફેકલ્ટી) તૃતીય : દવે મીનાબેન કે. [સાબરમતી કન્યા વિદ્યાલય,]

શ્રેણી-૩ અ પ્રથમ : દેસાઇ મુકુન્દરાય [પાવર હાઉસ પ્રા. શાળા] દ્વિતીય : શ્રીમાળી મંગળદાસ નરસિંહભાઇ (અસારવા બુનિયાદી શાળા-૪) તૃતીય : ત્રવાડી અરવિંદાબેન પ્રાણજીવનભાઇ [ખાડીયા શા. નં. ૧૦)

"શ્રેણી-૩ ખ : પ્રથમ: શાહ વીનોદચંદ્ર મફતલાલ (સાબરમતી) દ્વિતીય : શાહ ચતુરભાઈ ગણેશભાઇ [રાણીપ] તૃતીય : ડૉ. જગદીશભાઇ પટેલ (સાબરમતી)

અંબાલાશહેર (પંજાબ) સ્થાનિક શ્રી આત્માનંદ જૈન કોલેજમાં નત્થુમલ પરિથીરાજ જૈન આંતર કોલેજ વક્તૃત્વસ્પર્ધાનું આયોજન થયું હતું. શ્રી દૌલતસિંહજી જૈન [દિલ્હી]ની અધ્યક્ષતામાં યોજાયેલ આ સ્પર્ધામાં હરિયાણા, પંજાબ, ચંડીગઢ કોલેજોના ૨૧ વક્તાઓએ ભાગ લીધો હતો. અત્રેના સાહેનલાલ શીક્ષા મહાવિદ્યાલયે ફરતો ચંદ્રક પ્રાપ્ત કર્યો. યોગ્યતા પ્રમાણે અન્ય ચાર પુરસ્કાર અપાયા.

# મહાવીર જીવન બધી ભાષામાં પ્રકટ થશે

દિલ્હી : નેશનલ બુક ટ્રેસ્ટ, ડૉ. જગદીશચંદ્ર જૈન લિખિત "ભગવાન મહાવીર કી જીવની" ટૂંક સમયમાં પ્રકાશિત કરશે. પ્રથમ આ જીવની હિન્દી અને અંગ્રેજીમાં પ્રકાશિત થશે. ત્યાર બાદ ભારતની બીજી ભાષાઓમાં તેનું પ્રકાશન થશે.

રાજગઢ (ધાર) મધ્યપ્રદેશ પાઠયપુસ્તક-નિગમ ભોપાલ તરફથી પ્રકાશિત 'ભગવાન મહાવીર' પુસ્તકમાં રહેલી ખામીઓ શ્રી રાજેન્દ્ર જૈન નવયુવક પરિષદ રાજગઢના અધ્યક્ષ શ્રી પ્રેમસિંહ રાઠોડ દ્વારા દર્શાવવામાં આવતાં તેમાં સુધારો કરવામાં આવ્યો છે.



# ભગવાનના

# જીવન અને ઉપદેશ અંગે

# પરિચય–પુસ્તિકાઓ

ભારત જૈન મહામંડળ, મુંબઈ જૈનધર્મ–પરિચય પુસ્તક માળા " શ્રેણીનું પ્રકાશન કર્યું", આવી પરિચય પુસ્તિકાઓ પ્રાય: આ પહેલી જ વાર પ્રકટ થઈ. પુસ્તિકાઓના નામ, લેખક અને કિંમત આ પ્રમાણે છે :

૧ : ભગવાન મહાવીર, લે. આચાર્ય શ્રી તુલસી : ૨. અનેકાંત દર્શન, લે. પંડિત સુખલાલજી, ૩. જૈન સંસ્કૃતિકા વ્યાપક રૂપ, લે. મહાત્મા ભગવાનદીન, ૪. જૈનધર્મ સાહિત્ય ઓર સિદ્ધાંત, લે. ડૉ. હીરાલાલ જૈન. ૫. ધ્યાન ઓર કાયોત્સર્ગ, લે મુનિ શ્રી નથમલ, ૬. મહામંત્ર નવકાર, લે. ઉપાધ્યાય અમરમુનિ. ૭. નવતત્ત્વ, લે. આચાર્ય શ્રી આનંદઋષિજી, ૮. ગુણસ્થાન, લે શ્રી મધુકર મુનિ, ૯. આહારશુદ્ધિ, લે. શ્રી ધર્મચન્દ્ર સરાવગી, ૧૦. જૈન ધર્મકી વ્યાપકતા, લે. શ્રી રિસભદાસ રાંકા, ૧૧. જૈન ધર્મ, મેરી દ્રષ્ટિમેં, લે. વિનોબા ભાવે, ૧૨. ભગવાન મહાવીર, જીવન ઓર દર્શન, લે. ચિમનલાલ સી. શાહ,

આ બારેય પુસ્તિકાઓની કિંમત ૭૫ પૈસા છે

૧૪. મહાન જૈનાચાર્ય, લે. સાધ્વીશ્રી સંઘમિત્રા, ૧૪. ચોવીસ તીર્થંકર, લે. ડૉ. દેવેન્દ્રકુમાર, ૧૬. મહાવીર વાણી [સચિત્ર] લે. ચન્દનમલ ' ચાંદ ૧૭. અનેકાન્ત કી જીવનદૃષ્ટિ, લે. શ્રી સૌભાગ્યમલ જૈન અને ડૉ સાગરમલ જૈન, ૧૮. સ્વાનુભૂતિ ઓર સમ્યગ્દર્શન, લે. મુનિશ્રી અમરેન્દ્રવિજયજી, ૧૯. પ્રાકૃત અપભ્રંશ તથા અન્ય ભારતીય ભાષાયેં, લે. ડૉ. પ્રેમસુમન જૈન, ૨૦. મહાવીર યુગ કી મહિમામયી મહિલાયેં, લે. શ્રીમતી હીરાબાઈ બોરદિયા, ૨૧. જૈન ધર્મ, એક સર્વભૌમ જીવનદૃષ્ટિ, લે. કાકા કાલેલકર

નંબર ૧૩થી ૨૧ સુધીની પુસ્તિકાઓની કિંમત રૂા. એક છે. આ પ્રકાશન સંસ્થાનું સરનામું આ પ્રમાણે છે. ભારત જૈન મહામંડળ, મરકન્ટાઈલ બેન્ક બિલ્ડીંગ. ૭મે માળે ૫૨/૬૦ મહાત્મા ગાંધી રોડ, ફોર્ટ, મુંબઈ. ૪૦૦૦૦૧. ફોન ૨૬ ૯૦ ૬૨.

જોધપુર : જિલ્લા સમિતિ દ્વારા ભારતભરમાં પ્રગટ થતા તમામ જૈન પત્ર–પત્રિકાઓનું એક પ્રદર્શન તા. ૬ થી ૯ નવે.

## જોધપુરમાં
## જૈન
## સામયિકોનું
## પ્રદર્શન

૧૯૭૨ (ચાર દિવસ) સુધી શ્રી ભેરબાગ પાર્શ્વનાથ તીર્થ–જોધપુરમાં યોજવામાં આવ્યું હતું.









## અખબારી આલમની ભગવાન મહાવીરને શ્રદ્ધાંજલિ

દેશના વિવિધ રાજ્યોએ પોતાના સરકારી મુખપત્રના નિર્વાણ મહોત્સવ પ્રસંગે વિશેષાંક પ્રગટ કર્યાં. જૈનેતર સંસ્થાઓએ પણ પોતના મુખપત્રો દ્વારા ભગવાનને શ્રદ્ધાંજલિ અર્પણ કરી. અમને મળેલ આવા વિશેષાંકોના નામ આ પ્રમાણે છે :

૧. **લોકરાજ્ય** : મહારાષ્ટ્ર રાજ્ય સરકારના માહિતી અને પ્રસારણ ખાતા તરફથી આ મુખપત્રના હિન્દી, અંગ્રેજી, ઉર્દૂ અને મરાઠી ભાષામાં જુન ૧૯૭૪માં સચિત્ર વિશેષાંક.

૨. **મહારાષ્ટ્ર માનસ** : નવેમ્બર ૧૯૭૫.

૩. **તમિલ અરસૂ** : તામિલનાડુના માહિતી અને પ્રસારણ ખાતા તરફથી, અંગ્રેજી અને તમિલ ભાષામાં નવેમ્બર ૧૯૭૪માં વિશેષાંકો.

૪. **ઓર્ગેનાઇઝર** (અંગ્રેજી સાપ્તાહિક–દિલ્હી) નવેમ્બર ૧૯૭૪.

૫. **સાપ્તાહિક હિન્દુસ્તાન** (હિન્દી) ૧૭ નવેમ્બર ૧૯૭૪.

૬. **ધર્મયુગ** (હિન્દી સાપ્તાહિક) ૧૭ નવેમ્બર '૭૪.

૭. **ઇલસ્ટ્રેટેડ વીકલી** (અંગ્રેજી સાપ્તાહિક, મુંબઈ) ૧લી ડીસેમ્બર ૧૯૭૪.

૮. **વિશ્વ હિન્દુ પરિષદ** અંગ્રેજી અને હિન્દીમાં માસિક. મુંબઈ.

૯. **તાતા રિવ્યૂ** : જે. જે. ભાભા, તાતા સર્વિસીઝ લીમીટેડ, મુંબઈ.

૧૦ **જીવન સાહિત્ય** : સસ્તા સાહિત્ય મંડળ પ્રકાશન, દિલ્હી.

૧૧. **જાહ્નવી** : માસિક (હિન્દી) મે, ૧૯૭૫ દિલ્હી.

૧૨. **મહાવીર** : અમર ચિત્ર કથા, મુંબઈ.

૧૩. **ધી ઇન્ડિયન** : (અંગ્રેજી વોલ્યુમ : ૫, અંક : ૬, ડિસેમ્બર ૧૯૭૪. ૮૭૬, વીક્ટોમ સ્ટ્રીટ) હોંગકોંગ

નવી દિલ્હી : ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ તરફથી "વીર પરિનિર્વાણ" નામનું હિન્દી ભાષામાં માસિક પ્રકાશિત થયું. જુન ૧૯૭૪માં તેનો પ્રથમ અંક પ્રકટ થયો.

પ્રધાન સંપાદક શ્રી અક્ષયકુમાર જૈન અને કાર્યકારી સંપાદક શ્રી એસ. એન. આચ્છાના સંપાદન હેઠળ, નિર્વાણ મહોત્સવ પ્રસંગ માટે જ પ્રકટ થયેલ આ સામયિકે વિવિધ રાજ્યોમાં થયેલી નિર્વાણ મહોત્સવની વિવિધ કાર્યવાહીનો સવિસ્તર પરિચય અને સમાચારોનો અહેવાલ આપ્યો. રાષ્ટ્રીય સમિતિ અને મહાસમિતિની વિવિધ બેઠકોના અહેવાલો આપ્યા. મહાસમિતિના કાર્યાધ્યક્ષ સાહુ શ્રી શાંતિપ્રસાદજી જૈને દરેક અંકમાં ઉજવણી અંગે પ્રેરક માર્ગદર્શન આપ્યું. અહેવાલો ઉપરાંત આ અંકોમાં જૈન અને જૈનેતર વિદ્વાનો, લેખકો, સાહિત્યકારોના ભગવાનના જીવન અને ઉપદેશ અંગેના લેખો અને કાવ્યો પ્રકટ થયા હતા.

નજીબાબાદ : ઉત્તર પ્રદેશ સરકારના શિક્ષણ વિભાગમાં ધોરણ પ્રમાણે પ્રાચીન જૈન કવિઓની કૃતિઓ રાખવા માટે સમસ્ત જૈન કવિઓની કૃતિઓના સંકલનનું કામ નિર્વાણ મહોત્સવ સોસાયટીએ હાથ ધર્યું છે.

કુરુક્ષેત્ર : હરિયાણા જૈન સમાજની પ્રતિનિધિ સંસ્થા "ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિ "એ " જૈન સંસ્કૃતિ અને હરિયાણા" નામે સંશોધનાત્મક ગ્રંથનું પ્રકાશન હાથ ધર્યું છે. આ ગ્રંથમાં જૈનધર્મ, જૈનસંસ્કૃતિનો વિકાસ, કલા અને પુરાતત્વ, સાહિત્ય, જૈન સમાજ અને તેનું રાજકારણમાં પ્રદાન, જૈનાચાર્યો અને શ્રાવકોની પરંપરા આદિ વિવિધ અભ્યસનીય લેખસામગ્રી હશે. કાર્યાલય: શ્રી મદનલાલ ઓસવાલ, નયાબજાર, કુરુક્ષેત્ર-૧૮ (હરિયાણા)

●

મંદસોર : ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ વર્ષના સમાપન અવસરે જૈન ટ્રેનિંગ કોલેજના ભૂતપૂર્વ સ્નાતક, મંદસોર નિવાસી શ્રી પ્રેમચંદજી લોઢા ન્યાયતીર્થે પોતાની સંચિત રોકડ સંપત્તિના ત્રણ ભાગ કરીને એક ભાગ રાષ્ટ્રસંત ઉપાધ્યાય અમરમુનિની વીરાયતન યોજનાના આગમ મંદિરના નિર્માણ માટે પોતાની સ્વ. ધર્મપત્નીની પુણ્યસ્મૃતિ રૂપે દાન કર્યું.

●

રાજસમન્દ : 'સંસ્થાન' નામના સામયિકે, "ભારતીય સ્વાતંત્ર્ય સંગ્રામ મેં મહાવીર કા સમાજ" નામના વિષયને આવરી લેતો વિશેષાંક પ્રગટ કર્યો છે. આ વિશેષાંકમાં મુખ્યત્વે આ પ્રમાણે વિષયોને આવરી લેવાયા છે: ૧. મહાવીરનો સ્વાતંત્ર્ય સંદેશ, ૨. સ્વાતંત્ર્ય સંગ્રામમાં જૈન સેનાની, ૩. જૈન સત્યાગ્રહીઓની વિગત, ૪. બ્રિટીશ ભારતમાં કુંઠિત જૈન સમાજ, ૫. સ્વાતંત્ર્ય સંગ્રામના મુખ્ય જૈન સાહિત્યકાર ૬. સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભામાશાહ.







ભગવાન મહાવીરના જીવન અને ઉપદેશ અંગે તેમજ જૈન ધર્મ અને જૈન સંસ્કૃતિ અંગેનાં સાહિત્યનો વ્યાપક પ્રચાર થાય તે માટે કેટલીક પ્રકાશન સંસ્થાઓએ નિર્વાણ વર્ષમાં પોતાના પ્રકાશનોની મૂળ કિંમતમાં રાહત (કન્સેશન) આપવાની જાહેરાત કરી હતી.

# જૈન પ્રકાશન સંસ્થાઓની જૈન સાહિત્ય પ્રચાર માટે ઉદાર રાહત

જેમણે ૫૦ ટકા રાહતના દરે જૈન સાહિત્ય આપવાની જાહેરાત કરી તેઓના નામ આ પ્રમાણે છે :

૧. ભારતીય જ્ઞાનપીઠ, દિલ્હી, ૨. એલ. ડી. ઇન્સ્ટીટ્યુટ, અમદાવાદ, ૩. સન્મતિ જ્ઞાનપીઠ, આગરા, ૪. જૈન વિશ્વ ભારતી, લાડનું, ૫. શ્રી વીર નિર્વાણ ગ્રન્થ પ્રકાશન સમિતિ, ઇન્દોર, ૬. વીર નિર્વાણ ભારતી, મેરઠ, ૭. શ્રી ભારતવર્ષીય દિગમ્બર જૈન વિદ્વત્ પરિષદ, સાગર, ૮. ભારત જૈન મહામંડળ, ૯. આદર્શ સાહિત્ય સંઘ, જયપુર, ૧૦. ભારતીય વિદ્યા ભવન, મુંબઈ, ૧૧. શ્રી ટોડરમલ સ્મારક ભવન, જયપુર, ૧૨. શ્રી અ. ભા. દિ. જૈન શાસ્ત્રપરિષદ, બડૌત, ૧૩. શ્રી આત્મારામ જૈન પ્રકાશન સમિતિ, લુધિયાણા, ૧૪. જૈન-ભવન, કલકત્તા, ૧૫. અનુપમ પ્રકાશન, જયપુર, ૧૬. જૈન મિત્રમંડળ, દિલ્હી, ૧૭. શ્રી વીર સેવામંદિર ટ્રસ્ટ. વારાણસી, ૧૮. વીરેન્દ્રકુમાર દેવેન્દ્રકુમાર જૈન, મુંબઈ, ૧૯. શકુન પ્રકાશન, દિલ્હી, ૨૦. શ્રી અખિલ વિશ્વ જૈન સંઘ, અલિગંજ, ૨૧. રાજકૃષ્ણ જૈન ચેરિટેબલ ટ્રસ્ટ, દિલ્હી, ૨૨. શ્રી કુન્થુસાગર સ્વાધ્યાય સદન, ખુરઈ, ૨૩. મીના ભારતી, નવી દિલ્હી, ૨૪. દિગંબર જૈન ત્રિલોક શોધ સંસ્થાન, હસ્તિનાપુર, ૨૫. સરોજ પ્રકાશન, દિલ્હી, ૨૬. શ્રી ગણેશપ્રસાદ વર્ણી જૈન ગ્રંથમાળા, વારાણસી, ૨૭. જૈન સંસ્કૃતિ સંરક્ષક સંઘ, શોલાપુર, ૨૮. શ્રી રોશનલાલ જૈન એન્ડ સન્સ, જયપુર, ૨૯. શ્રી દિગંબર જૈન વીર પુસ્તકાલય, શ્રી મહાવીરજી, ૩૦. પુષ્પી કાર્યાલય, અલ્હાબાદ, ૩૧. શ્રી ગુજરાત પ્રાંતીય સહજાનંદ સાહિત્ય મંદિર, અમદાવાદ, ૩૨. જૈન સાહિત્ય વિકાસ મંડળ, મુંબઈ, ૩૩. સંગમ પ્રકાશન, અલ્હાબાદ, ૩૪. શ્રી દિગંબર જૈન અતિશય ક્ષેત્ર, જયપુર, ૩૫, ગોધા ચેરિટી ફંડ, ઇન્દોર, ૩૬. આગમ અનુયોગ પ્રકાશન, સાંડેરાવ અને ૩૭. આચાર્ય શ્રી ૧૦૮ દેશભૂષણજી મહારાજ ગ્રંથમાળા, દિલ્હી.

૪૦ ટકા રાહત આપનાર પ્રકાશન સંસ્થાઓ :

૧. સર્વ સેવા સંઘ પ્રકાશન, વારાણસી, ૨. આત્મારામ એન્ડ સન્સ, દિલ્હી, ૩. ભારત વર્ષીય દિગંબર જૈન સંઘ, મથુરા, ૪. વિલી ઇસ્ટર્ન લિમિટેડ પબ્લિશર્સ, નવી દિલ્હી, ૫. મુનિશ્રી હજારીમલજી સ્મૃતિ પ્રકાશન, બ્યાવર અને ૬. રાજસ્થાન પ્રાચ્ય વિદ્યા પ્રતિષ્ઠાન, જોધપુર.



આચાર્ય જિનસેન સ્વામી-એ મહાપુરાણના મંગલાચરણમાં ઋષભ જિનેન્દ્રને નમસ્કાર કરતાં એમને લોકપાલ સિદ્ધ કર્યા છે. પંદરમાં કુલકર ભગવાન આદીનાથના સમયથી આપણે રાજા અને પ્રજા તરીકે રહેતા આવ્યા છીએ. આજ એમાં પરિવર્તન દેખાય છે, પરંતુ એ પ્રજાતંત્રનુ જ રૂપ હતું. રાજાનું કર્તવ્ય પ્રજાપાલન હતું. એમાં દુષ્ટ નિગ્રહ અને શિષ્ટ અનુગ્રહ આવશ્યક હતો. રાજનીતિમાં આ કાર્ય અસ્ત્ર-શસ્ત્ર વિના સંભવિત નથી. અસિ, મષિ, કૃષિ. શિલ્પ, સેવા, વાણિજ્ય આ ષટકર્મોમાં અસિ (તલવાર)ના બળે પ્રજાનું રક્ષણ

શ્રીમતે
સકલ જ્ઞાન
સામ્રાજ્યપદ પીયુષે
ધર્મચક્ર
ભુતેભર્ગે
નમ :
સંસાર
ભીયુષે



પ્રથમ શતાબ્દીનું ધર્મચક્ર.........

કરવાનું રાજાનું કર્તવ્ય રહ્યું છે. ક્ષત્રિય જ રાજા હતા. એટલે અસિ વિદ્યા એમનું કામ હતું. જે દુઃખ કે કષ્ટથી રક્ષણ કરે છે એ ક્ષત્રિય છે ક્ષત્રિય રાજાઓએ પોતાના આ કર્તવ્યને ભૂલીને રાજ્ય વિસ્તાર માટે તલવારનો દુરૂપયોગ કર્યો અને ભોગવિલાસમાં રત રહીને પ્રજાહિતને ભૂલાવી દીધું. પરસ્પર યુદ્ધની સૃષ્ટિ આ જર, જોરૂ અને જમીન માટે થતી રહી, જે દેશના વિનાશ-પતનનું કારણ બની.

# ધર્મચક્રનું રહસ્ય



: લેખક :
સ્વ. ધીરેન્દ્ર દોશી

અર્દ્ધચક્રી અને ષટ્ખંડ ચક્રવર્તી પાસે જે ચક્ર રહેતું હતું; એ જ અસ્ત્ર (હથિયાર)થી તેઓ પૃથ્વી પર વિજય પ્રાપ્ત કરી દિગ્વિજયી બનતા હતા. પરંતુ આ ભૌતિક વિજય સ્થાયી રહેતો ન હતો, એથી વાસ્તવિક ન્યાયની રક્ષા કરતા ન હતા, એ જ કારણે જરાસંઘ અર્ધચક્રીનો વિનાશ શ્રી કૃષ્ણે કર્યો અને રાવણનો રામે. એમનું પોતાનું ચક્ર એમનું જ ઘાતક બન્યું. ભરત ચક્રવર્તીનું ચક્ર પણ બાહુબલિનો ઘાત કરી શક્યું નહિ. એટલે રાજચક્રના બદલે ધર્મચક્રનું જે

મહત્ત્વ છે એને ઉપરોક્ત મંગલમાં બતાવવામાં આવ્યું છે.

બધા તીર્થંકર ક્ષત્રિયકુળમાં ઉત્પન્ન થાય છે, સાથે જ રાજઘરાનામાં જ એમનો જન્મ થાય છે. વિશ્વ કલ્યાણની કામનાથી જે વિશિષ્ટ અભ્યધિક પુણ્ય બંધાય છે એનું જ આ પરિણામ છે કેવળ ભૌતિક શાસનનાં જ અધિપતિ બનીને તેઓ પ્રજાનું રક્ષણ નથી કરતા, પરંતુ આત્મ અજ્ઞાનથી થનારા મોહજનિત સંતાપથી પીડાતાં વિશ્વને અંતર પ્રકાશનો માર્ગ દર્શાવે છે. બાહ્ય શત્રુઓથી લોક માનસ એટલું ભયભીત નથી થતું જેટલું પોતાની જ અંદરના કામ-ક્રોધ વિગેરે શત્રુઓથી થાય છે એટલે એ ભયના નિવારક જ્ઞાન સામ્રાજ્યના અધિપતિ તીર્થંકર જ છે. સંસારમાં અનંત પ્રાણી છે, એનામાં વિદ્યમાન જે જ્ઞાન છે એની મિથ્યાત્વરૂપ પરિણતિને સમ્યકત્વ રૂપ સ્વભાવમાં લાવવાનું નિમિત્ત તીર્થંકરોની દિવ્યવાણી છે. એ દિવ્યવાણીને સરસ્વતી કહેવામાં આવે છે. આ વિશ્વ કલ્યાણકારી વાણીને ધર્મ-ચક્રના નામથી પણ સંબોધી શકાય છે એના પ્રભાવથી જ સમસ્ત સંસાર હિંસાથી બચેલો છે, જો આ હિંસા રૂપ અધર્મ દૂર થઈને, અહિંસા રૂપ ધર્મ મનમાં ન હોત તો આ વિશ્વમાં કોઈ ઉગરી શકત નહિ. પિતા પુત્રને, પુત્ર પિતાને, ભાઈ ભાઈને

# અહિંસાનું પ્રતિક

મારીને ખાઈ જાત અને સમસ્ત સંસાર ત્રસ્ત અને અશાંત થઈ જાત.

એટલે અહિંસાના પ્રતિક, ધર્મરૂપી ચક્રને ધારણ કરવાવાળા ચોવીસ તીર્થંકર જ વાસ્તવિક ત્રિલોકાધિપતિ થવાના અધિકારી છે, જે કેવળ મનુષ્યોના નહીં, પશુઓ, પક્ષીઓ, કીડાં-મકોડાં અને અગ્નિ, વાયુ, વનસ્પતિ વગેરે સ્થાવર જીવોના રક્ષક છે. એમનામાં આત્માનું અસ્તિત્વ બતાવી, એના રક્ષણનો ઉપાય બતાવે છે. કોઈ ધર્મ, મનુષ્ય સિવાય, પશુ પક્ષી, કીડાં, મંકોડાં, અને વાયુ, વનસ્પતિ વગેરેમાં આત્માની સત્તા નથી. બતાવતા આ જ કારણે જે પશુવધ, પશુબલિ, પશુ-યજ્ઞ વગેરે હિંસાના દુષ્કૃત્ય ધર્મનાં નામે થતાં રહ્યાં છે અને ધર્મગુરુઓએ આ પૃથ્વી પર લોહીની નદીઓ વહાવી છે. જીવોને સદ્ઉપદેશ આપી માંસ, મદિરા, શિકાર વગેરે હિંસા કાર્યોથી વેગળા કરી અહિંસા તરફ દોરવા તથા પોતાના સ્વભાવ [ધર્મ]નો બોધ કરાવવાનું શ્રેય ક્ષત્રિય તીર્થંકરોને જ છે.

જીવનનું ચક્ર ચાલી રહ્યું છે. જન્મ-મરણનો ક્રમ અનાદિ કાળથી ચાલી રહ્યો છે. પરિવર્તન-ની આ પ્રક્રિયાને સંસાર કહે છે, જે ચક્રનું પર્યાયવાચક છે. સતત ચાલનારી આ પ્રક્રિયામાં આપણુ અપરિવર્તનશીલ તત્ત્વને વિસ્મૃત ન કરી શકે, એ જ જ્ઞાતવ્ય છે.

એકવાર કબીર વહેલી સવારે ફરવા નીકળ્યા. અને આસપાસના ઘરોમાં ચાલતી ઘંટીનો અવાજ સાંભળી રડી પડયા :

ચલતી ચક્કી દેખકર,
દિયા કબિરા રોય !
દો પાટો કે બીચમેં,
સાબુત બચા ન કોય.

પૃથ્વી અને આકાશની વચ્ચે સમસ્ત પ્રાણી મરી રહ્યા છે, સંસારની કેવી સ્થિતિ છે?

કબીરના પુત્ર કમાલે, પોતાના પિતાની આ વ્યથાને શાંત કરવા તુરત જ જવાબ આપ્યો :

'પિતાજી! ઘંટીના બે પડ વચ્ચે પીસાતાં અનાજના દાણામાં જે દાણો વચ્ચેના ખીલા (કેન્દ્ર) ની આસપાસ રહે છે એ બચી જાય છે. જે એ ખીલાથી દૂર ન રહે એ જ દળાય છે.

'અર્થાત, જન્મ-મરણ રૂપ દુઃખનો અનુભવ એમને જ થાય છે જે પોતાના આત્મકેન્દ્ર [શાશ્વત સ્વભાવ)ની નિકટ ન રહેતા એનાથી સદા દૂર રહીને અનિત્ય શરીર વિગેરેમાં મુગ્ધ રહે છે.

આત્મ-સ્વભાવ (વસ્તુ સ્વભાવ)ને જ ધર્મ કહે છે:— 'વત્થુસહાવોધમ્મો ' જ ધર્મનું



સ્વરૂપ છે. પોતાના અસ્વાભાવિક વિકારી ભાવોથી દૂર રહીને સ્વ-સ્વભાવનું શ્રધ્ધાપૂર્ણ જ્ઞાન અને આચરણ જ ધર્મ છે. આ જ આત્માનું સ્વરૂપ છે, ઉપરોકત ચક્ર [ઘંટી]ની ગતિ, પરિવર્તન, ક્રાંતિમાં જ સ્વને વિસ્મૃત ન કરતાં, સમૃધ્ધ થવાની ચેષ્ટા શાંતિની શોધ, આત્મ આરાધના જીવનનો આનંદ પ્રાપ્ત કરતાં રહેવાનું આપણું લક્ષ્ય રહેવું જોઈએ. આ જ સત્યં-શિવં સુંદરમ્ છે. આ જ આલોક, અમૃત અને આનંદ છે.

આપણે આ ધર્મચક્રના રહસ્યને સમજીએ.

તીર્થંકરોનું આ ધર્મચક્ર જિન શાસનનું ગૌરવ વધારનાર છે. જિન શાસનની પતાકાં લહેરાવતાં ભગવાન ઋષભદેવથી મહાવીર પર્યંત હાલમાં જ અઢી અજાર વર્ષ પૂર્ણ થયાં છે. જૈન શાસનની અહિંસા અને અનેકાન્તના મૂલ્યાંકનનું આ સુફળ છે કે શ્રમણ સંસ્કૃતિનો પ્રભાવ કાયમ છે. આજ જિનશાસન સર્વાંગી અને સાર્વભૌમ નથી રહ્યું. જીવન પરિવર્તનશીલ છે. પરિવર્તનનું ચક્ર ઊંચું-નીચું થતું જ રહે છે. વર્તમાન સ્થૂળ દૃષ્ટિએ ભલે જૈન શાસન વિજયી નથી દેખાતું પરંતુ સૂક્ષ્મ દૃષ્ટિથી ભાવ રૂપે સમસ્ત પ્રાણીલોકમાં અહિંસાનુ માધ્યમ જયવંતુ બનેલું છે.

તીર્થંકરોની વાણીની મુખ્ય ઘોષણા–'ક્ષેમ સર્વ પ્રજાનામ' કે 'આત્મવત્ સર્વભૂતેષુ'ની ઉદાત્ત ભાવના છે–

જૈન જયંતી શાસનમ્

---

# ધર્મચક્રની ગતિ અપ્રતિહત છે તે કદી નિષ્ફળ જતુ નથી

ચક્રની પરંપરા ઘણી જ પ્રાચીન છે. વિભિન્ન પુરાણો અને ઇતિહાસોમાં અર્ધચક્રી અને ચક્રવર્તીનું વર્ણન કેટલીક જગ્યાએ વાંચવામાં આવે છે. ચક્રવર્તીનું ચક્ર એના [ચક્રવર્તીના] છ ખંડ વિજેતા હોવાનું સૂચક છે. વિજય લાલસાથી યુકત આ ચક્રની કથા છે. ભલે આની પાછળ લોકમંગલની ભાવના રહેલી છે, પરંતુ હિંસાને હિંસાથી જીતવાના કારણે કેટલીએ માતાનો ખોળો ખાલી કરી, કેટલીયે સોહાગણોના સેંથાનું સિંદૂર ભૂંસીને અને કેટલાક સિંહાસન છીનવીને પણ એ શાંતિ નથી આપી શકયું. આની પાછળ આવેશ કે અવિવેક જ વધારે છે, વિવેક કે સંયમ ઓછો. 'ચક્રવતી' ભરત રાજ્યલિપ્સાવશ જ, ક્રોધાવેશમાં, બધું ભૂલીને પોતાના જ ભાઈ બાહુબલી પર ચક્ર ચલાવી દે છે. પછી ભલે એ બાહુબલિના પુણ્ય પ્રતાપથી એને પરિક્રમા કરવા લાગ્યું હોય.

'ત્રિશષ્ટિ શલાકા પુરુષ' ગ્રંથમાં ધર્મચક્રનું વર્ણન કરતાં લખ્યું છે કે, ચક્રવર્તી પાસે જેમ ચક્ર હોય છે, દેવાધિપતિ ઈન્દ્ર પાસે વજ્ર હોય છે, જે શત્રુઓનો સંહાર કરી એને વિજય અપાવે છે, એવી રીતે ધર્માધિપતિ અર્હંતનું ચક્ર (ધર્મચક્ર) એમને માત્ર વિજયી જ નથી બનાવતું પરંતુ બધા જન્મોનાં નિમિત્ત કર્મ શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરવા માટે હોય છે. ઈન્દ્રનું વજ્ર કે ચક્રવર્તીનું ચક્ર અટકી શકે છે, એનાથી ફળની પ્રાપ્તિ થાય કે ન પણ થાય, ભરતનું જ ચક્ર બાહુબલિની પ્રદક્ષિણા કરવા લાગે છે. જ્યારે ધર્મચક્રની (અર્હંતનું ચક્ર) ગતિ અપ્રતિહત હોય છે. એને કોઈ રોકી શકતું નથી, એ કદી નિષ્ફળ નથી જતું. એમાંથી સ્વકાર્યની સિદ્ધિ થાય જ છે.



અહિંસક ધર્મચક્રમાં હિંસક સિંહનું પ્રતીક, ભગવાન મહાવીરનું ચિહ્ન હોવાની સાથે સાથે ભગવાન મહાવીરની, સિંહથી મહાવીર બનવાની કથા પણ કહી જાય છે- કેવો દસ ભવ પૂર્વનો ક્રૂર હિંસક સિંહ, આત્મબોધ પામીને, પોતાનું આત્મકલ્યાણ કરીને પરમાત્મા બની જાય છે! એટલું જ નહિ, સિંહના જીવન ઉપર ઊંડાણથી વિચાર કરતાં કેટલાંક અન્ય તથ્યો પણ સામે આવે છે. સિંહ પોતાનો શિકાર પોતે જ કરે છે, કોઈ બીજાએ કરેલા શિકારને એ ખાતો નથી. એવી રીતે એ સ્વાવલંબી બનીને પોતાના જ પુરુષાર્થનું ફળ ભોગવે છે, કારણ કે પરાવલંબન જ

○ ○ ○ ○ ○

## સ્વાવલંબનનું પ્રતિક સિંહ

○ ○ ○ ○ ○

દુઃખનું મૂળ છે. આથી એ પ્રકટ થાય છે કે સિંહ સમાન શૌર્ય ધરાવનાર (પુરુષાર્થી) ફળને ચાખી શકે છે.

સિંહ પોતાના લક્ષ્યને સારી પેઠે જાણે છે. કૂતરાંને જેમ લાકડી મારવાથી એ લાકડીને બચકું ભરવા દોડે છે, તેમ સિંહ નથી દોડતો પરંતુ એ તો પોતાના લક્ષ્યને શસ્ત્ર ન બનાવતાં, આક્રમકને જ બનાવે છે. કહેવાની મતલબ એ છે કે જીવનમાં સિંહ વૃત્તિ જ સુખનું મૂળ છે. અહીં સિંહ વૃત્તિનો અર્થ એની ક્રૂરતા કે હિંસક વૃત્તિ નહિ પરંતુ એનાં શૌર્ય–સાહસ આદિ સદ્ગુણો છે આ વૃતિના કારણે દસભવ પૂર્વનો સિંહ મહાવીર બની ગયો.





જનપથ સે જનપદ તક
ઘર-ઘર સતત પ્રવર્તન કરતા,
મહાવીર કે સર્વોદય કા
સબલ સમર્થન કરતા,
સહ-અસ્તિત્વ, લોક મંગલ કા
સંદેશા લાયા હૈ,
આરતી ઉતારેં, ચલો દ્વાર પર
ધર્મચક્ર આયા હૈ.



પૂજન : વડાપ્રધાન શ્રીમતી ઈન્દિરા ગાંધી ધર્મચક્રનું વિધિપૂર્વક પૂજન કરે છે.

## આરતી ઉતારેં
## ચલો દ્વાર પર,
## ધર્મ ચક્ર આયા હૈ

સ્વાગત : આહોર (રાજસ્થાનમાં) પ્રવેશ પામેલ ધર્મચક્રની તસ્વીર

જિનેન્દ્ર ભગવાન મહાવીરનું ધર્મચક્ર
જગતમાં જયવંતુ બની પ્રવર્તિ રહ્યું છે.

આ ધર્મચક્રનું સમ્યગ્દર્શનરૂપ મધ્ય કેન્દ્ર છે. આચારાંગાદિ દ્વાદશાંગી તેના આરા છે. પાંચ મહાવ્રત આદિરૂપ તેની ધુરા છે. તપરૂપ તેનો આધાર છે.

ભગવાન મહાવીરનું [જિનેન્દ્રદેવ] આવું ધર્મચક્ર આઠ કર્મોને જીતીને પરમ વિજયને [મોક્ષને] પામે છે.

સત્ય, અહિંસા, અનેકાન્ત, અપરિગ્રહ, વિશ્વમૈત્રી વગેરે ભગવાન મહાવીરના સનાતન સિદ્ધાંતોનો દેશભરમાં વ્યાપક પ્રચાર કરવાના વિવિધ કાર્યક્રમોના એક ભાગ રૂપે 'ધર્મચક્ર' પ્રવર્તનનો એક અદ્વિતીય કાર્યક્રમ નિર્વાણ વર્ષ દરમ્યાન ખૂબજ સફળતાથી યોજાયો. સમગ્ર દેશમાં ભગવાનનો અમર સંદેશ ગુંજતો કરવા માટે કુલ પાંચ "ધર્મચક્ર" દેશભરમાં દબદબાભરી રીતે ઘૂમ્યા.

ધર્મચક્ર પ્રવર્તનનો સૌ પ્રથમ શુભારંભ મધ્યપ્રદેશમાંથી થયો. દિનાંક ૧૩ નવેમ્બર ૧૯૭૪ના રોજ, તે સમયના મુખ્ય પ્રધાન શ્રી પ્રકાશચંદ્ર શેઠીએ ધર્મચક્રનું વિધિપૂર્વક ઉદ્‌ઘાટન કર્યું.

આ ધર્મચક્ર સંપૂર્ણ મધ્યપ્રદેશ ઉપરાંત ગુજરાત, રાજસ્થાન, ઉત્તર પ્રદેશ તથા મહારાષ્ટ્રના કેટલાક ગામ-શહેરોમાં પણ ઘુમ્યું. આ ધર્મચક્રે ૨૭૦૦૦ કીલોમીટરની યાત્રા કરી અને દીવાળી ૧૯૭૫ના રોજ તે પાછું ભોપાલ આવ્યું. ધર્મચક્રની યાત્રા સમાપ્તિ પ્રસંગે મધ્યપ્રદેશના રાજ્યપાલ શ્રી સત્યનારાયણ સિંહા, મુખ્યપ્રધાન શ્રી શેઠી સહિત અનેક રાજકીય આગેવાનોએ અને જૈન જૈનેતરોએ તેનું હાર્દિક સ્વાગત કર્યું.

નિર્ધારિત કાર્યક્રમ અનુસાર ૨૮૩ સ્થાનો પર આ ધર્મચક્રની અભૂતપૂર્વ શોભાયાત્રા નીકળી. આ ઉપરાંત અનિર્ધારિત એક હજાર સ્થાનો પર પણ ધર્મચક્રનું અભૂતપૂર્વ સ્વાગત થયું.

ધર્મચક્રની શોભાયાત્રાઓ માટે બોલીઓ, ગુપ્તદાન તેમજ વિશેષ દાનના માધ્યમથી




વડોદરા (ગુજરાત)માં ધર્મચક્રનું સ્વાગત



वीरः सर्वसुरासुरेन्द्रमहितो वीरं बुधा संश्रिताः
वीरेणाभिहतः स्वकर्मनिचयो वीराय नित्यं नमः



★ વંદનાભીલાપી ★

# શ્રી જૈન તપગચ્છ સંઘ

મોરબી [ સૌરાષ્ટ્ર ]

રૂા. ૧૮ લાખની જંગી રકમ ભેગી થઈ. આ નિધિ નવસ્થાપિત 'મહાવીર ટ્રસ્ટ' માં જમા કરવામાં આવી.

બીજા ધર્મચક્રનો પ્રારંભ નવી દિલ્હીથી થયો. વડાપ્રધાન શ્રીમતી ઇન્દિરા ગાંધીએ રામલીલા મેદાનમાં યોજાયેલ વિરાટ સભામાં ધાર્મિક વિધિથી આ બીજા ધર્મચક્રનું ઉદ્ઘાટન કર્યું.

આ ધર્મચક્રે હરિયાણા, પંજાબ, રાજસ્થાન રાજ્યોના સેંકડો ગામોની યાત્રા કરી. અને દીપાવળી ૧૯૭૫ના હસ્તિનાપુરજી તીર્થ ક્ષેત્રમાં આ યાત્રા પૂર્ણ થઈ.

ત્રીજું ધર્મચક્ર દિનાંક ૨૨-૧૨-૧૯૭૪ના શ્રવણ બેલગોલા, બાહુબલિજી (કર્ણાટક)થી નીકળ્યું. તેનું ઉદ્ઘાટન રાજ્યપાલશ્રી મોહનલાલ સુખડિયાએ કર્યું. આ ત્રીજા ધર્મચક્રે કર્ણાટક રાજ્ય ઉપરાંત, તામિલનાડુ, કેરળ, આંધ્રપ્રદેશ અને કેરળ રાજ્યના વિવિધ નાના-મોટા ગામ-શહેરોમાં પણ યાત્રા કરી.

ચોથું ધર્મચક્ર, ભગવાન મહાવીરના પુનિત ચરણોના સ્પર્શથી પાવન બનેલી ધરતી બિહારમાં પાવાપુરીથી શરૂ



બાડમેર ( રાજસ્થાન )માં ધર્મચક્રનું સ્વાગત

## પાંચ ધર્મચક્રોની દેશભરમાં શાનદાર વિજયયાત્રા

## ઠેર ઠેર

☆ સ્વાગત

☆ પુષ્પવૃષ્ટિ

☆ આરતી

☆ મંગળગાન

થયું આચાર્યશ્રી વિમલસાગરજી મહારાજના શુભાશીર્વાદ અને મંગળ વાચના બાદ આ ધર્મચક્રે પોતાની મંગળ યાત્રા શરૂ કરી, તેણે પૂર્વ ભારતના પ.બંગાળ, ઓરિસ્સા મેઘાલય, મણીપુર અને નાગાલેન્ડ રાજ્યોના અનેક ગામોમાં પ્રચાર પ્રવાસ ખેડયો.

આ ધર્મચક્રનો શુભારંભ તે સમયની બિહાર ધારાસભાના અધ્યક્ષ શ્રીધર વાસુદેવ સોહાની, શ્રી વિજયસિંહ નાહર આદિ રાજકીય નેતાઓની અને વિરાટ જનમેદની વચ્ચે થયો. તે પ્રસંગે બિરાજમાન પૂજ્ય સાધ્વી શ્રી ચન્દનાજીએ મંગળ આશીર્વાદ આપ્યા.



ફતેહપુર [ગુજરાત]થી ફેબ્રુઆરી ૧૯૭૫માં પાંચમું ધર્મચક્ર નીકળ્યું. આ ધર્મચક્રે ગુજરાતના તેમજ દેશના વિવિધ તીર્થધામોની યાત્રા કરી. અનેક મહિના સુધી તેણે સેંકડો માઈલોની યાત્રા કરી.



આ પાંચેય ધર્મચક્રોએ જે જે ગામ અને શહેરોમાં પ્રવેશ કર્યો ત્યાં તેનાં શાનદાર સ્વાગત માટે માર્ગો પર તોરણો બંધાયા, કમાનો બંધાઈ. કેટલેક સ્થળે હેલીકોપ્ટરમાંથી ધર્મચક્ર પર પુષ્પવૃષ્ટિ થઈ. પ્રેક્ષકોએ પણ ફુલોથી સ્વાગત કર્યું. બહેનોએ મંગળ ગીતો ગાયા અને આરતી ઉતારી. કેટલેક સ્થળે જાહેરસભાઓ થઈ. કવિ સંમેલન થયાં. આ બધા ૪ ધર્મચક્રો સાથે પાંચસોથી વધુ ચીરભક્તો સતત રહ્યા હતા.

આનંદ અને ગૌરવની વાત એ છે કે ધર્મચક્રના સ્વાગતમાં મુસલમાન, ખ્રિસ્તી, શીખ, હિન્દુ આદિ અન્ય ધર્મપંથના ભાઈબહેનોએ પણ ઉમંગથી ભાગ લીધો હતો. અને રાજ્યની રાજધાનીમાં પ્રવેશ સમયે ધર્મચક્રનું સરકારી સ્વાગત થયું હતું. ●







# જૈન ધ્વજ ઊંચા રહે હમારા....

| | |
|---|---|
| લાલ રંગ : સિદ્ધ | સત્ય |
| પીળા રંગ : આચાર્ય | અચૌર્ય |
| સફેદ રંગ : અરિહંત  | અહિંસા |
| લીલા રંગ : ઉપાધ્યાય | બ્રહ્મચર્ય |
| કાળા રંગ : સાધુ | અપરિગ્રહ |

## જૈનધ્વજ અંગે જરૂરી માહિતી....

ધ્વજનો આકાર : લંબચોરસ
લંબાઇ–પહોળાઈ : ૩×૨
લાલ, પીળા, લીલા, કાળા રંગના પટ્ટાઓ સમાન : સફેદ–બેવડો.
સ્વાસ્તક, કેસરીયા રંગમાં.

તા. ૧૯ જુન ૧૯૭૩

શ્રી કસ્તુરભાઈ લાલભાઈના પ્રમુખપદે મળેલી મહાસમિતિની સભામાં એવો નિર્ણય લેવામાં આવ્યો કે કાર્યાધ્યક્ષ સાહુ શાંતિપ્રસાદ જૈન ચારે સમાજોનો સંપર્ક સાધીને એક સર્વમાન્ય ધ્વજ અને પ્રતીકનો નિર્ણય કરે.

આ નિર્ણયાનુસાર ચારે સમાજોનો સંપર્ક સાધવામાં આવ્યો અને અત્યંત આનંદની વાત છે કે બધાના આશીર્વાદથી સમગ્ર જૈન સમાજના એક ધ્વજ અને એક પ્રતીકનો નિર્ણય કરવામાં આવ્યો.

ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવના પ્રારંભે સમગ્ર જૈન સમાજના સંપ, સંગઠન અને સમન્વયની દિશામાં એક વિરાટ પગલું ભરવામાં આવ્યું.

લગભગ એક વર્ષની, દેશભરના ચારે સંપ્રદાયોના અગ્રણીઓ સાથે ચર્ચા–વિચારણા બાદ જૈન એકતા અને સંગઠનના શુભારંભ રૂપે જૈન સમાજના એક ધ્વજ અને પ્રતીકનો નિર્ણય કરવામાં આવ્યો.

આ ધ્વજ અને પ્રતીકના નિર્ણયમાં આચાર્ય શ્રી દેશભૂષણજી મહારાજ, આચાર્ય શ્રી

આદિ પુરુષ સે યુગ ભરત કા ભારત દેશ મહાન,
વૃષભદેવ સે મહાવીર તક કરેં સુમંગલ ગાન;
પંચ રંગ, પાંચોં પરમેષ્ઠી, યુગ કા હૈ આશીષ,
વિશ્વ–શાંતિ કા ચિહ્ન 'સ્વસ્તિક' પાવન ધ્વજ કા શીશ,
'જિન' કા ધ્વજ, જૈન કી સંસ્કૃતિ, જગ-મગ કા વરદાન

## ☆ પારસનગર કો. હાઉસીંગ સોસાયટીની સ્થાપના ☆

## ☆ શ્રી મહાવીર સ્વામી નૂતન જિનાલયનું નવનિર્માણ ☆

મુંબઈ શહેરમાં. જોગેશ્વરી–પૂર્વમાં મજાસ રોડ પર એક નાની ટેકરી આવેલ છે. આ રળયામણી જગ્યા ઉપર 'પારસનગર' બની રહ્યું છે. તેની મધ્યમાં એક ભવ્ય ગગનચુંબી–શિખરબંધી જિનાલય અને આસપાસ–ચારે બાજુ દસ બિલ્ડીંગ બનશે. દરેક બિલ્ડીંગમાં લગભગ ૧૪૦ બ્લોક અદ્યતન સુવિધાવાળા બનશે. આ નગર જોગેશ્વરી સ્ટેશનથી પૂર્વમાં ૧૨ મીનીટના અન્તરે અને હાઈવે (અમદાવાદ રોડ)થી ત્રણ જ મીનીટના અન્તરે આવેલ છે. આ વિસ્તારમાં મારવાડી અને કચ્છી જૈન ભાઈઓની લગભગ ૩૦૦ દુકાનો છે અને અન્ય વસ્તી લાખથી પણ વધુ છે. આ 'પારસનગર'ની પાછળના બે બિલ્ડીંગોની નીચે એક વિશાળ હોલ બનશે. તેમાં ધાર્મિક. સામાજિક અને સાંસ્કૃતિક કાર્યક્રમો યોજવા માટે ઘણી મોટી જગ્યાની સુવિધા પ્રાપ્ત થશે.

આ એક અનોખી ઢબે અનુપમ, આદર્શ અને આધુનિક સુવિધાવાળું નગર બનશે. તેમાં તુરત જ આપનો બ્લોક લખાવી, આ જોગેશ્વરી 'પારસનગર'ના નવા તીર્થરૂપ પવિત્ર સ્થાનમાં રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરો.

પ. પૂજ્ય આચાર્યભગવંતશ્રી વિજયનન્દનસૂરીશ્વરજી મહારાજે આપેલા મુહૂર્ત પ્રમાણે મહા વદ ૬ ને શનિવાર. તા. ૫-૨-૭૨ના અહીં નવનિર્માણ થનારા શ્રી મહાવીરસ્વામી જિનાલયનું શિલાસ્થાપન શ્રી રિખબદાસજી સ્વામી (મદ્રાસવાળા)ના વરદ હસ્તે થયું હતું. આ પ્રસંગે પ પૂજ્ય આચાર્યદેવશ્રી વિજય પ્રતાપસૂરીશ્વરજી મહારાજ, પં. પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ૦, ગણિવર્ય શ્રી જયાનંદવિજયજી મ૦, પોતાના શિષ્ય–પ્રશિષ્ય આદિ શ્રમણ ભગવંતો સાથે પધાર્યા હતા. તેઓશ્રીની નિશ્રામાં શિલાસ્થાપનવિધિનો મંગલ કાર્યક્રમ યોજાયો.

આ શુભ અવસરે જૈન સમાજના સુપ્રતિષ્ઠિત આગેવાનો શ્રી શાદીલાલજી જૈન, શ્રી સોહનલાલજી કોઠારી, શેઠશ્રી વસંતભાઈ જીવતલાલ પ્રતાપસી વગેરે પધાર્યા હતા.

અને તેઓ સૌએ અમારા આ કાર્યની અનુમોદનાપૂર્વક સફળતા ઇચ્છી, તદનુસાર બધા બિલ્ડીંગોનું બાંધકામ અને નૂતન જિનાલયનું નિર્માણ કાર્ય જોરશોરથી ચાલી રહ્યું છે. અને હવે તો આ કામ લગભગ પૂરું થવા આવ્યું છે.

આ નગરનું નિર્માણ ફ્લેટ ઓનર્સ એટલે કે માલિકીધોરણે કરવામાં આવેલ છે. ફ્લેટની કિંમત ઘણી સામાન્ય રાખવામાં આવી છે; અને ૬૫ ટકા સરકારી લોનની પણ સુવિધા છે. જે ભાઈઓને બ્લોક ખરીદવા ઇચ્છા હોય તેઓ તુરત સંપર્ક કરે.

ડો. સી. બી. ન

**પારસ કન્સ્ટ્રકશન કંપની**

૧૫૮/૬૪, રાજારામ ભવન,
ફડા માળે, કાલબા દેવી રોડ.
મુંબઈ–૨ : ફોન : ૩૧૯૨૭૮
[સમય : સવારના ૧૦ થી ૧
અને સાંજે ૩ થી ૭ સુધી]

'પારસનગર'
મજાસ રોડ,
જોગેશ્વરી.
મુંબઈ–૬૦
સમય : સવારે ૯ થી ૧૨ સુધી
રવિવારે, સવારે ૯ થી સાંજે ૫

તુલસીજી મહારાજ, મુનિશ્રી વિદ્યાનંદજી મહારાજ, મુનિશ્રી યશોવિજયજી મહારાજ અને મુનિશ્રી સુશીલકુમારજી મહારાજનો અનન્ય સહકાર અને આશીર્વાદ મળ્યાં. આ માટે સંપૂર્ણ જૈન સમાજ એમનો કૃતજ્ઞ છે.

જૈનધ્વજની વિશિષ્ટતા :

જૈન સમાજના આ સર્વમાન્ય ધ્વજમાં પંચ પરમેષ્ટીના પ્રતીક રૂપ પાંચ રંગો અપનાવવામાં આવ્યાં છે :

ધ્વજના રંગોની સમજણ આ પ્રમાણે છે:

લાલ રંગ–સિદ્ધ.
પીળો રંગ–આચાર્ય.
સફેદ રંગ–અર્હંત.
લીલો રંગ–ઉપાધ્યાય.
કાળો રંગ–સાધુ.

ધ્વજના આ પાંચ રંગો પાંચ અણુવ્રત અને પાંચ મહાવ્રત રૂપે પણ સૂચક છે.

લાલ રંગ–સત્ય
પીળો રંગ–અચૌર્ય
સફેદ રંગ–અહિંસા
લીલો રંગ–બ્રહ્મચર્ય
કાળો રંગ–અપરિગ્રહ

રંગોની આ મેળવણી ઘણી જ યોગ્ય લાગે છે.

પંચ પરમેષ્ટીમાં અર્હંત અને મહાવ્રતમાં અહિંસાનું વિશેષ મહત્ત્વ છે એટલે સફેદ રંગને મધ્યમાં રાખવામાં આવ્યો છે.

ધ્વજની મધ્યમાં ચતુર્ગતિના પ્રતીક રૂપ સ્વતિકને અપનાવવામાં આવ્યો છે. સ્વસ્તિકની ઉપર ત્રણ બિંદુ છે જે સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર્ય દર્શાવે છે. ત્રણ બિંદુ ઉપર અર્ધચંદ્ર છે એ સિદ્ધશિલાને લક્ષિત કરે છે. અર્ધચંદ્રની ઉપર એક બિંદુ છે એ મુક્તજીવનનું સૂચક છે.

જૈન સંસ્કૃતિમાં સ્વસ્તિકનું વિશેષ મહત્વ છે, એટલે એને ધ્વજની વચ્ચે રાખવામાં આવ્યો છે. ચતુર્ગતિ સંસારમાં પરિભ્રમણનું કારણ છે, એથી આગળ વધીને અહિંસાને આચરણમાં અને અર્હંતને હૃદયથી અપનાવીને જ આપણે નિર્વાણ પ્રાપ્ત કરી શકીએ છીએ.

: પ્રતીક :

પ્રતીકમાં પણ સ્વસ્તિકનો ત્રિલોકનો આકાર પુરુષાકારમાં






અપનાવવામાં આવ્યો છે, જેનું જૈન શાસનમાં મહત્ત્વપૂર્ણ સ્થાન છે અને એ સર્વથા મંગલકારી છે. સ્વસ્તિક ઉપર ત્રણ બિંદુ ત્રિરત્નના સૂચક છે, જે સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર્ય દર્શાવે છે. ત્રિરત્નની ઉપર અર્ધચંદ્ર સિદ્ધશિલાને લક્ષિત કરે છે. સ્વસ્તિક નીચે જે હાથ આપવામાં આવ્યો છે એ અભયનો બોધ આપે છે. તથા હાથની વચ્ચે જે ચક્ર છે અહિંસાનું ધર્મચક્ર છે. ચક્રની વચ્ચે 'અહિંસા' લખવામાં આવ્યું છે. પ્રતીકની

卐卐

## પરસ્પરોપગ્રહં જીવાનામ્

卐卐

નીચે જે સંસ્કૃત વાક્ય આપવામાં આવ્યું છે, તે છે :

પરસ્પરોપગ્રહં જીવાનામ્

—અર્થાત્—જીવોનો પરસ્પર ઉપકાર.

પ્રતીકમાં જૈન દર્શનનું આ સૂત્ર યુગયુગોથી સંપૂર્ણ જગતને શાંતિપૂર્ણ સહઅસ્તિત્વની દિશામાં આગળ વધવાની પ્રેરણા આપે છે.

પ્રતીકની સુંદરતાથી સમસ્ત જૈન શાસનની ઘણી જ સરસ અને સુંદર અભિવ્યક્તિ મળે છે. ત્રિલોક આકારમાં પ્રતીકનું સ્વરૂપ એ બોધ આપે છે કે ચતુર્ગતિમાં ભ્રમણ કરતો આત્મા અહિંસાધર્મ અપનાવીને સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર દ્વારા મોક્ષ મેળવી શકે છે.

ખરેખર, આ પ્રતીક આપણને મોક્ષ ભણી પ્રયત્નશીલ થવાનો પાઠ ભણાવે છે.







## જિનભક્તિની

વર્ધમાન ભારતી (બેંગ્લોર) સંસ્થાની રેકર્ડોની તસ્વીર ... ... ... ... ... ... ... ... ... ... ... ...

ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણકના ઐતિહાસિક અવસર નિમિત્તે નોંધપાત્ર સંખ્યામાં જિનભકિત ગીતો, સ્તવનો અને સૂત્રોની રેકર્ડો ઉતરી. આ સુમંગળ પ્રસંગે પચ્ચીસથી વધુ રેકર્ડો દેશભરમાં ગૂંજતી થઈ.

ફિલ્મી રેકર્ડો ઉતારતી વેપારી કંપનીઓ એચ એમ. વી. અને પોલિડોર કંપનીએ પણ અનુક્રમે "શ્રાવક–શ્રુતિકા" અને "મહાવીર વંદના" નામે લોન્ગ પ્લે રેકર્ડો ઉતારી. જે જૈન સંસ્થાઓએ આવી જૈન રેકર્ડો ઉતારી તેની માહિતી આ પ્રમાણે છે:—

જૈન સંસ્કૃતિ કલાકેન્દ્ર,
C/o શ્રી ચંદુલાલ મોતીલાલ ઝવેરી,
૨૨૩, મોતીધરમ કાંટા બિલ્ડીંગ,
મુમ્બાદેવી રોડ, મુંબઈ–૨
સ્થાપક : મુનિરાજશ્રી યશોવિજયજી મહારાજ
[ રાષ્ટ્રીય નિર્વાણ શતાબ્દી સમિતિના અતિથિવિશેષ શ્રમણ ભગવંત ]

૧ મહાવીર વંદના :

પહેલી બાજુ—
માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે : હાલરડું.
મહાવીર સ્તુતિઓ

બીજી બાજુ—
સિદ્ધારથના રે નંદન વિનવું.
વીર કુંવરની વાતલડી કેને કહીએ
ત્રિશલાનંદન જયજયકાર

[ નોંધ : આ રેકર્ડ ઉપરાંત આ સંસ્થાના પ્રેરક મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ પ્રેરિત



ચિત્રકાર શ્રી ગોકુલદાસ કાપડિયા કૃત શ્રી મહાવીર ચિત્રસંપૂટના ચિત્રો પરથી ૩૫ એમ. એમ. પ્રોજેકટર રંગીન સ્લાઇડો તેમ જ નાના બાળકો માટે EYE VIEWERમાં અથવા મોટા પ્રોજેકટરમાં બતાવી શકાય તેવી શૈક્ષણિક ફિલ્મ સ્ટ્રીપ્ટ પણ બનાવવામાં આવી છે.]

કાશી આમોફોન ઇન્ડસ્ટ્રીઝ ૬૭/૬૯ ભુલાનાલા, વારાણસી તરફથી જૈન ધર્મ અને ભગવાન મહાવીર સંબંધમાં ૬ સિંગલ પ્લે તથા ૫ એકસ્ટેંડેડ પ્લે રેકોર્ડ બનાવવામાં આવી છે, સિંગલ પ્લેના રૂા. ૭–૫૦ તથા એક્સટેંડેડ પ્લેના રૂા. ૧૬ રાખવામાં આવ્યા છે.

શ્રમણ જૈન ભજન પ્રચારક સંઘ
૨૬૯૨, ઢબીવાડા,
દરિયાગંજ, દિલ્હી–૬

| નામ | કિંમત |
|---|---|
| ૧. અમૃત ઝરે ઝુર ઝુર આવ જિનવાણી મેરે પ્યારો શરણ ચાહી | ૭–૦૦ |
| ૨. સુનરી સખી ઇક મેરી બાત માન કહા અબ મધુકર મેરા | ૭–૦૦ |
| ૩. હમારી વીર હરી ભવ પીર, અબ મોહિ તાર લેહુ મહાવીર. | ૧૪–૦૦ |
| ૪. સિદ્ધારથ રાજદરબારે બરત વધાઈ બાબા મૈં ન કાહુ કા કોઈ નહિ મેરારે | ૧૪–૦૦ |
| ૫. શ્રી મહાવીરાષ્ટકસ્તોત્રમ્ | ૧૪–૦૦ |
| ૬. ણમોકાર મંત્ર મંગલ આરતી આતમરામ | ૧૪–૦૦ |
| ૭. સકલ જ્ઞેય જ્ઞાયક તદપિ | ૧૪–૦૦ |
| ૮. જય જય શ્રી આદિ જિન ધર્મ બિના કોઈ નહીં અપના | ૧૪–૦૦ |
| ૯. ભગવંત ભજન કયોં ભૂલા રે ઘટ ઘટ જીવન જ્યોતિ જલાદી | ૧૪–૦૦ |
| ૧૦. પ્રભુ તેરી મહિમા કિહિ મુખ ગાવે રે મન ભજ ભજ દીનદયાળ | ૧૪–૦૦ |
| ૧૧. તુમસે લાગી લગન 'ધર્મ' ઔર પાવા તીર્થ' [ઉપાધ્યાય વિદ્યાનંદજીનું પ્રવચન] | ૧૪–૦૦ |
| ૧૨. ચંદન મેરે ગાંવ કી માટી પ્રગટ ગયે મહાવીર | |
| ૧૩. કરો આરતી વર્ધમાન કી મહાવીર ભરોસો તેરો ભારી | ૭–૦૦ |
| ૧૪. ધર્મી કે ધર્મ સદા મન મેં જગ મેં પ્રભુ પૂજા સુખદાઈ | ૭–૦૦ |
| ૧૫. ઓ જગ કે શક્તિદાતા અબ મેરે સમકિત સાવન આયો | ૧૪–૦૦ |
| ૧૬. જય હૈં પુણ્ય ભયો હૈ– દિગમ્બર દેવ આયે હૈં | ૧૪–૦૦ |
| ૧૭. જય મંગલં નિત્ય શુભમ્ મંગલં સન્મતિ જિનપમ | ૧૪–૦૦ |
| ૧૮. પરમ પરમ જ્યોતિ કોટી છપચિયશુભગાય | ૧૪–૦૦ |
| ૧૯. જૈન ધ્વજ ગીત કહાં ગયા કિધર ગયા સિદ્ધારથ | ૭–૦૦ |
| ૨૦. મહાવીર જન્મ વધાઈ ગીત | ૭–૦૦ |
| ૨૧. સોચી તો ગંગા યહ વીતરાગવાણી જગતપતિ તુમ હો | ૧૪–૦૦ |

[નોંધ : આ બધી જ રેકર્ડની સ્પીડ ૪૫ આર. પી. એમ. છે.]



ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક વર્ષની ઉજવણીને પ્રારંભ જેટલી દિવ્યતા અને ભવ્યતાથી થયો તેટલી જ દિવ્યતા અને ભવ્યતાથી નિર્વાણ વર્ષના સમાપનની ઉજવણી થઈ. દેશના વિવિધ રાજ્યોની રાજધાનીઓમાં તેમ જ બીજા અનેક નાના–મોટા ગામ અને શહેરોમાં સરકારી-સ્તરે, સંસ્થા-સ્તરે અને શ્રી સંઘ-સ્તરે જાહેરસભાઓ થઈ. પ્રભાતફેરી નીકળી. જિનમંદિરોમાં પૂજનો અને ઉત્સવો થયાં. આ પ્રસંગે પણ જીવદયા, અભયદાન અને માનવરાહતના પ્રશસ્ય કાર્યો થયા. નિર્વાણ વર્ષની વિવિધ ઉજવણીના સમાચારો અમને ઠીક ઠીક પ્રમાણમાં મળ્યા હતા. પરંતુ સમાપન સમારોહના સમાચારો અમને નહિવત્ પ્રમાણમાં મળ્યા છે. આ અંગેના સમાચારો વિવિધ સામયિકો અને પત્રોમાં પ્રકટ થયા છે. પરંતુ મોટા ભાગે એનું સંકલન નિર્વાણ વર્ષની સમગ્ર ઉજવણી સાથે સંયુક્ત થયું હોવાથી તે અલગ તારવાનું સંપાદન કાર્ય, અધિકૃત માહિતીની અપેક્ષાએ મુશ્કેલ બન્યું છે. આથી અત્રે અમને ટપાલ દ્વારા સીધેસીધા સમાપન સમારોહના જે થોડાક સમાચારો મળ્યા છે તે આપીને અલ્પ સંતોષ માનીએ છીએ. સમાપન સમારોહના સમાચારો પ્રકટ કરતાં અગાઉ આપણી મહાસમિતિએ આ સમારોહ ઉજવવા માટે આપેલ સૂચિત કાર્યક્રમની પ્રથમ નોંધ જાણી લઈએ. સમાપન કાર્યક્રમની રૂપરેખા આ પ્રમાણે છે: તા. : ૨૭ નવેમ્બર ૧૯૭૫થી તા. : ૯ નવેમ્બર ૧૯૭૫ સુધી. ૧ લો દિવસ : વિરાટ ધર્મયાત્રા. ૨ જો દિવસ : સવારે સામુહિક ધ્યાન, પૂજન, કીર્તન અને ગુણાનુવાદ સભા. ૩ જો દિવસ : "ભગવાન મહાવીરના ઉપદેશોની આજના યુગમાં સાર્થકતા" વિષય પર સેમિનાર, સંમેલન, વ્યાખ્યાનમાળાનું આયોજન. ચોથો દિવસ : "ભારતીય સંસ્કૃતિમાં જૈન ધર્મનું યોગદાન" વિષય પર સેમિનાર, સંમેલન. વ્યાખ્યાનમાળાનું આયોજન. તેમજ સાર્વજનિક પુસ્તકાલયો, મંદિરો, સ્થાનકો આદિમાં જૈન સાહિત્ય ભેટ આપવું. પાંચમો દિવસ : 'મહાવીર અને મહિલા તેમજ આંતરરાષ્ટ્રીય મહિલા વર્ષ' વિષય પર સેમિનાર, સંમેલન આદિનું આયોજન, તેમજ વિદૂષી અને સમાજસેવિકા મહિલાઓનુ બહુમાન. છઠ્ઠો દિવસ : 'જૈનધર્મ અને તીર્થંકર પરંપરા' વિષય પર સેમિનાર, સંમેલન આદિનું આયોજન. સાતમો દિવસ : 'અહિંસા અને વિશ્વ-શાંતિ' વિષય પર સેમિનાર, સંમેલન આદિનું આયોજન. આઠમો દિવસ : વિરાટ જાહેરસભા. આ ઉપરાંત મહાસમિતિએ સાર્વજનિક સ્થળો પર સવાર અને સાંજે અનુકુળ સમય પ્રમાણે જૈન ધર્મની ભક્તિગીતો, સ્તવનો અને સૂત્રોની રેકર્ડો વગાડવાનો; આઠ દિવસમાં શકય વધુ દિવસે સ્થાનિક હોસ્પીટલોમાં દરદીઓને દવા અને ફળ વગેરેનું વિતરણ કરવાનો; નેત્રચિકિત્સા શિબિર યોજવાનો; મંદિરો, સ્થાનકો તેમ જ જૈન સંસ્થાઓમાં કામ કરતાં કર્મચારી ભાઈ–બહેનોને વિશેષ પારિતોષિક આપવાનો પણ અનુરોધ કર્યો હતો. સિનેમાઘરોમાં સ્લાઈડ દ્વારા, પોષ્ટકાર્ડ, લેટરહેડ, ઈન્લેન્ડ વગેરે ટપાલ સામગ્રી દ્વારા ભગવાનની વાણીનો પ્રચાર કરવાનો અને ઘરે ઘરે તેમજ દુકાને દુકાને જૈનધ્વજ ફરકાવવાનો પણ ભારપૂર્વક અનુરોધ કર્યો હતો. મહાસમિતિના મુખપત્ર 'વીરપરિનિર્વાણ'નો નિર્વાણવર્ષની ઉજવણીના સમાચારનો અંક પ્રકટ થવાની યોજના છે. આ માટે ઉજવણીના આરંભથી સમાપન સુધીના સંપૂર્ણ સમાચારો તેનાં કાર્યાલય પર મોકલી આપવાની પણ જાહેરાત કરાઈ છે.

# નિર્વાણ-વર્ષ

# સમાપન

# "ભગવાન મહાવીરનો ઉપદેશ આપણા જીવનનું ધ્યેય બને...."

— ફકરૂદીન અલી અહમદ
(રાષ્ટ્રપતિ)

નવી દિલ્હી: "આજે જે પ્રગતિશીલ નીતિઓની જરૂર આપણે અનુભવીએ છીએ તેનો શુભારંભ ભગવાન મહાવીરે આજથી ૨૫૦૦ વર્ષ પહેલાં જ કરી દીધો હતો. તેમનો ઉપદેશ આપણા જીવનનું ધ્યેય બને...."

રાષ્ટ્રપતિશ્રી ફકરૂદીન અલી અહમદે ઉપરોક્ત ઉદ્‌ગાર વ્યકત કરીને ભગવાન શ્રી મહાવીર પરમાત્માને ભાવભરી શ્રદ્ધાંજલિ અર્પી હતી. ૪થી નવેમ્બર ૧૯૭૫ ના અત્રેના ઐતિહાસિક લાલકિલા મેદાનમાં, સમાપન સમારોહ પ્રસંગે યોજાયેલ વિરાટસભામાં પ્રવચન કરતાં વધુમાં કહ્યું હતું કે, આજે ભાષણો સાંભળવાનો અને સંભળાવવાનો સમય નથી; અને ભાષણોથી સાચી શ્રદ્ધાંજલિ આપી પણ શકાતી નથી. ભગવાન મહાવીરને સાચી શ્રધ્ધાંજલિ તેમના ઉપદેશોને પોતાના જીવનમાં ઉતારવાથી જ આપી શકાશે.

દિલ્હી પ્રદેશ ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે, નિર્વાણ વર્ષનો આ સમાપન સમારોહ યોજાયો હતો. દિલ્હીના મુખ્ય કાર્યકારી પાર્ષદ શ્રી રાધારમણજીની અધ્યક્ષતામાં મળેલી આ વિરાટસભામાં મુનિશ્રી રાકેશકુમારજી, મુનિ શ્રી સમન્તભદ્રજી, બ્રહ્મચારી બહેન કૌશલજી આદિએ પ્રાસંગિક પ્રવચનો કર્યાં. શ્રી તારાચન્દ પ્રેમી અને શ્રીમતિ શિવરાની જૈને જિનભકિત સંગીત કાર્યક્રમ આપ્યો.

સભાનું સંચાલન સમિતિના મંત્રી મહતાબચંદજી જૈને કર્યું. મહાસમિતિના કાર્યાધ્યક્ષ સાહુ શ્રી શાંતિપ્રસાદજીએ રાષ્ટ્રપતિ શ્રી અહમદનું ફુલહારથી સ્વાગત કર્યું.

આ પ્રસંગે રાષ્ટ્રપતિએ જૈન કલા–સ્થાપત્યની તસ્વીરોના ત્રીજા ભાગનું ઉદ્‌ઘાટન કર્યું અને તેનાં ત્રણે ભાગ તેમને ભેટ અપાયા.

સમાપન સમારોહની બીજી એક વિરાટ સભા ઉપરાષ્ટ્રપતિ શ્રી બી. ડી. જત્તીની અતિથિ વિશેષતામાં મળી. દિલ્હી પ્રશાસને શ્રી મહતાબચન્દજી જૈનની અધ્યક્ષતામાં 'કવિ સંમેલન' યોજ્યું. શ્રી દિગમ્બર જૈન મંદિરમાં 'મહાવીર અને મહિલા' વિષય પર સેમિનાર યોજાયો. આ ઉપરાંત શ્રી પ્યારેલાલ ભવનમાં 'અહિંસા અને વિશ્વશાંતિ' વિષય પર જ્ઞાનગોષ્ઠી થઈ.

'મહાવીર અને મહિલા' વિષય પર શ્રી સુમતીબાઇ શાહ, શ્રીમતિ કમલા લોઢા વગેરેએ અને 'અહિંસા અને વિશ્વશાંતિ' વિષય પર શ્રી ડી. પી. યાદવ, શ્રી શાંતિલાલ વનમાળી, શ્રી યશપાલ જૈન વગેરેએ પ્રવચનો કર્યાં.

આ પ્રસંગે સાહુ જૈન ટ્રસ્ટના સૌજન્યથી 'ભગવાન મહાવીર અને તેમની પરંપરા' નામની દસ્તાવેજી ફિલ્મ બતાવાઈ.

ભારતીય જૈન મિલન દ્વારા તા. ૭ થી ૯ નવેમ્બર ૭૫ સુધી મહાવીર વાટિયા, દરિયાગંજમાં– પ્રદર્શન, સાહિત્ય વિતરણ તેમજ ધાર્મિક અને સાંસ્કૃતિક કાર્યક્રમ યોજી 'જૈન મેળા'નું આયોજન કરાયું.



# મુંબઈમાં સમાપન પ્રસંગની શાનદાર ઉજવણી

મુંબઈ : ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક વર્ષના સમાપન સમારોહ પ્રસંગે મહારાષ્ટ્રના મુખ્યપ્રધાન શ્રી શંકરરાવ ચવ્હાણે ભગવાન મહાવીરના સાર્વત્રિક ઉપદેશના પ્રચાર અને પ્રસાર માટે શહેરમાં એક સંસ્થાની સ્થાપના કરવાની તેમજ તે માટે જગા આપવાની કરેલ રોમહર્ષક જાહેરાતને જંગી મેદનીએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધી હતી.

મહારાષ્ટ્ર રાજ્ય સરકારના ઉપક્રમે રાજ્યકક્ષાની સમિતિએ, શહેરના મશહુર ઓવેલ મેદાનમાં



□ પુષ્પપૂજન □

મહારાષ્ટ્રના મુખ્ય પ્રધાન શ્રી શંકરરાવ બી. ચવ્હાણ ઓવેલ મેદાન (મુંબઈ)માં યોજાએલ જાહેરસભામાં ભગવાનની તસ્વીરને પુષ્પહાર પહેરાવી રહ્યા છે.



□ સ્વાગત □

રાજ્યપાલ શ્રી અલિયાવર જંગનું સ્વાગત કરી રહેલા, રાજ્ય નિર્વાણ સમિતિના આગેવાન સૂત્રધારો [ડાબી બાજુથી] શ્રી શ્રેયાંસપ્રસાદ જૈન, શ્રી લાલચંદ હીરાચંદ, શ્રી જે. એચ. દોશી, શ્રી નારાણજી શામજી મોમાયા અને શ્રી શાંતિલાલ જૈન.



Fight with your own-salf
what is the good of fighting
the external foes?

By Conquering one's self
through (by means of)
one's own self, one obtains.
TRUE HAPINESS



# Mahendrakumar Mast

"DEVDARSHAN"

SAMANA (Punjab)

બાંધેલ ખાસ શામયાણામાં તા. ૬ નવેમ્બર ૭૫ના યોજાયેલ જંગી અને વિરાટ સભામાં પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં મુખ્યપ્રધાન શ્રી ચવ્હાણે વધુમાં કહ્યું હતું કે, જૈનોની અધિકૃત સંસ્થાઓ સાથે મંત્રણા કરીને આ સૂચિત સંસ્થા અંગે એક વિસ્તૃત યોજના તૈયાર કરીશ.

શ્રી ચવ્હાણે ભગવાનને ભાવભરી શ્રદ્ધાંજલિ આપતાં કહ્યું હતું કે ભગવાન મહાવીરના ઉપદેશ મુજબ લોકો જો બીજાઓના મંતવ્યોના સત્યને સમજે અને તેનો આદર કરે તો ઘર્ષણો અને અથડામણો જરૂરથી નિવારી શકાય.



રથયાત્રામાં પધારેલ પૂજ્ય યુગદીવાકર આચાર્યશ્રી વિજયધર્મસૂરિજી મહારાજ, પૂ. આ શ્રી વિજયમેરૂપ્રભસૂરિજી મ., આ શ્રી વિજયદેવસૂરિજી મ., આ. શ્રી વિજયકીર્તિચંદ્રસૂરિજી મ., ઉપા શ્રી હેમચંદ્રવિજયજી મ., મુનિરાજ શ્રી યશોવિજયજી મ, મુનિરાજ શ્રી સૂર્યોદયવિજયજી આદિ શ્રમણભગવંતો.

સમાપન સમારોહ પ્રસંગે મુંબઈમાં નીકળેલ વિરાટ રથયાત્રાનું દૃશ્ય









❏ જલમંદિર-પાવાપુરી ❏

શેઠ અમીચંદ પનાલાલ જૈન દેરાસર (મુંબઈ-વાલકેશ્વર)ના ચોકમાં, ભગવાન શ્રી મહાવીર નિર્વાણ મહોત્સવ સમિતિ તરફથી પ્લાસ્ટર ઓફ પેરિસથી બનાવેલ પાવાપુરી-જળમંદિરની રચનાની તસ્વીર.

સમારંભના અતિથિવિશેષ અને મહારાષ્ટ્ર રાજ્યના રાજ્યપાલ શ્રી અલિયાવર જંગે કહ્યું હતું કે ભગવાન મહાવીર પરમાત્માનો વારસો ચિરંજીવ છે. માત્ર અંગત જ નહિ પણ જાહેર જીવનમાં પણ એનો વિનિયોગ કરી શકાય તેમ છે. તેમના ઉપદેશો માત્ર જૈનો પૂરતા જ મર્યાદિત નથી, એ આખાય વિશ્વને સ્પર્શે છે. હિંસા અને હત્યાથી છવાયેલા આજના વિશ્વમાં ભગવાન મહાવીરનો અહિંસાનો સંદેશ શાશ્વત છે.

આ સમાપન સમારોહનો શુભારંભ સુપ્રસિધ્ધ સંગીતકાર

卐

## 'ભગવાન મહાવીરનો અહિંસાનો સંદેશ શાશ્વત છે....'

—શ્રી અલિયાવર જંગ

卐 卐 卐

શ્રી પિનાકીન શાહના જિનભક્તિ સંગીત કાર્યક્રમથી થયો હતો. મંગલાચરણ બાદ મુખ્યપ્રધાન શ્રી શંકરરાવ ચવ્હાણે ભગવાન શ્રી મહાવીર પરમાત્માની તસ્વીરને ફુલનો હાર પહેરાવ્યો હતો.

પુષ્પહાર અર્પણ વિધિ બાદ ભગવાન મહાવીરની પ્રતિમા ઉપહારની વિશિષ્ઠ વિધિ થઈ હતી. પૂજ્ય સાહિત્ય કલારત્ન અને રાષ્ટ્રીય સમિતિના અતિથિવિશેષ શ્રમણ સભ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજના માર્ગદર્શન તળે ઘડાયેલ ભગવાન શ્રી મહાવીર પરમાત્માની આરસની ત્રણ પ્રતિમાજી રાજ્યપાલ શ્રી અલી-



યાવર જંગને, મુખ્યપ્રધાન શ્રી શંકરરાવ ચવ્હાણુને અને શિક્ષણુ પ્રધાન શ્રીમતી પ્રભારાવને અર્પણુ કરાઈ હતી. આ ત્રણુ પ્રતિમાજીઓ અનુક્રમે શ્રી દીપચંદ એસ. ગાર્ડી (પ્રમુખ : શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ), શ્રી વાડીલાલ ચત્રભુજ ગાંધી, શ્રી ચંદ્રસેન ઝવેરી અને શ્રી રસિકલાલ કોલસાવાળાએ અર્પણુ કરી હતી.

પૂ. મુનિશ્રી યશોવિજયજી મહારાજનો આ પ્રસંગે આવેલ સંદેશો શ્રી ચીમનલાલ સી. શાહે વાંચી સંભળાવ્યો હતો. શ્રીમતી પ્રભારાવે સ્વાગત પ્રવચન કર્યા બાદ વિધાનપરિષદના અધ્યક્ષ શ્રી વી. એસ. પાગેએ જૈનધર્મ અને ભગવાન મહાવીરના સંદેશાનો પ્રચાર કરવાની જરૂર સાથે તેને જીવનમાં ઉતારવા ઉપર ભાર મૂક્યો હતો.

શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહે જણાવેલ કે–ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણુ કલ્યાણુક વર્ષમાં લોકહિત અને લોકકલ્યાણુના ઘણાં કામો થયા છે. ભગવાનનો ઉપદેશ અને જીવન અંગે ખૂબ સારા પુસ્તકો પ્રગટ થયા છે. માત્ર જૈનોએ જ નહિ પણુ રાજ્યો અને કેન્દ્ર સરકારે ઠેર ઠેર ઉજવણી કરી છે. ભારત રાજ્ય ધર્મનિરપેક્ષ રાજ્ય છે, ધર્મવિમૂખ નથી. ધર્મને તજી દેતાં રાજ્યનું પતન થાય છે. ભગવાન મહાવીરે અહિંસા, અપરિગ્રહ

☐ વીરવંદન ☐ ગુરુવંદન ☐

પ્લાસ્ટર ઑફ પેરીસમાંથી બનાવેલ આબેહૂબ પાવાપુરી–જળમંદિરની વિરાટ રચનાનું ઉદ્‌ઘાટન મુખ્યપ્રધાન શ્રી શંકરરાવ ચવ્હાણે કર્યું. ભગવાનને વંદના કરી તેઓશ્રી પણ ફરી રહ્યા છે. તેમની આગળ પૂ. આચાર્ય ભગવંત શ્રી વિજયધર્મસૂરિજી, મુનિશ્રી યશોવિજયજી મ. તેમજ શ્રી ચંદ્રસેન ઝવેરી તસ્વીરમાં દેખાય છે.



શ્રીમદ્
બુદ્ધિસાગરસૂરીશ્વરજી
મહારાજનો..........

# શ્રી
## મહુડી [ મધુપુરી ]માં
# ઉજવાયેલ ૫૦મો સ્વર્ગારોહણ દિન

શ્રી
મહેસાણા
જિલ્લાના વિજાપુર
તાલુકાના મહુડી [ મધુપુરી ]માં
પરમ પૂજ્ય આધ્યાત્મજ્ઞાન દિવાકર,
શાસ્ત્રવિશારદ, શાસનશિરતાજ, અષ્ટોત્તર શતાધિ
ગ્રંથ પ્રણેતા, યોગનિષ્ઠ, ધુરંધર આચાર્ય ભગવંત શ્રી
૧૦૦૮ શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબનો ૫૦ મો
સ્વર્ગારોહણ દિન [ સુવર્ણ જયંતિ મહોત્સવ ] સંવત ૨૦૩૧ના જેઠ સુદી
૧૧ થી જેઠ વદી ૩ સુધી, દિન ૮નો મહોત્સવ શ્રી મહુડી [ મધુપુરી ] જૈન
શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ તરફથી આચાર્ય ભગવંત શ્રી કૈલાસસાગરસૂરીશ્વરજી મહારાજ
સાહેબ તથા આચાર્ય ભગવંત શ્રી સુબોધસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબના શિષ્યો તેમજ
સમુદાયના સાધ્વીજી મહારાજોની પાવનકારી નિશ્રામાં તેમજ ચતુર્વિધ સંઘની નિશ્રામાં ઉજવાયો હતો. આ
પ્રસંગે શ્રી સિદ્ધચક્ર પૂજન, અષ્ટોત્તરી શાંતિસ્નાત્ર, શ્રી પાર્શ્વનાથ અઢાર અભિષેક પૂજા, શ્રી ગુરુ મહારાજશ્રીની પુજા,
તેમજ દેરાસરમાં બીજી ચાર પૂજા ભણાવવામાં આવી હતી. આઠ દિવસ સવારના નવ વાગ્યાથી બપોરે બાર વાગ્યા
સુધી મહારાજશ્રીનો ગુણાનુવાદ રાખેલ હતો. આ માટે ૫ હજાર માણસ બેસી શકે તેવો ભવ્ય મંડપ બાંધવામાં
આવ્યો હતો. મહારાજશ્રીનો જન્મ સં. ૧૯૩૦ના મહા વદી ૧૪ શિવરાત્રીના દિવસે વિજાપુરમાં કણબી
પાટીદાર કુટુંબમાં થયો હતો. અને સં. ૧૯૮૧ના જેઠ વદી ૩ના રોજ વિજાપુરમાં જ નિર્વાણ પામ્યા
હતા. મહારાજશ્રીના આ ૫૦મા સ્વર્ગારોહણ દિન પ્રસંગે જેઠ સુદ ૧૧થી જેઠ વદ ૩ સુધી વિવિધ પુજાઓ
ભાવિક સદ્ગૃહસ્થો તરફથી ભણાવવામાં આવી હતી. પૂજ્યપાદ યોગનિષ્ઠ ગુરુ ભગવંતશ્રીના ૧૦૮
આધ્યાત્મ ગ્રંથો સંબંધી પુજ્યપાદ આચાર્ય ભગવંતો તેમજ વિદ્વાનોના પ્રવચનો પણ યોજવામાં
આવ્યા હતા. આ પ્રસંગે શ્રી સિદ્ધચક્ર પૂજન ભણાવવા માટે શ્રેષ્ઠિવર્ય ક્રિયાકારક બાબુભાઈ
કડીવાળા તેમજ વિધિવિધાનકાર શ્રી કાન્તિલાલ રાયચંદ સાણંદવાળા પધાર્યા હતા. પુજા તથા
ભાવનામાં સંગીતરત્ન શ્રી ગોપાળદાસભાઈએ તેમની મંડળી સહિત પધારી ભક્તિરસની
અનેરી જમાવટ કરી હતી. આ પ્રસંગને અનુરૂપ શ્રી મહુડી ( મધુપુરી ) જૈન તીર્થ પેઢી
તરફથી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી 'પુણ્ય સ્મૃતિ અંક' પ્રસિદ્ધ કરવામાં આવ્યો
છે, જેની કિંમત રૂા. બે છે. જેમાં મહારાજશ્રીનું જીવન ચરિત્ર, મહોત્સવનો
કાર્યક્રમ, તેમના હાથે થયેલ પ્રભાવક કાર્યો, સાહિત્ય સર્જન, શ્રી ઘંટાકર્ણ
વીર સમકિતી દેવ વિષેનું લખાણ, શ્રી મહુડી-મધુપુરી તીર્થના પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસની ભવ્ય ઝલક, કેટલાક
ફોટા વિગેરે સાહિત્ય આપવામા આવ્યું છે. આ સ્મૃતિ અંક મહારાજશ્રીની સ્મૃતિ માટે દરેકે વસાવા યોગ્ય છે. તે મેળવવા
માટે શ્રી મહુડી [મધુપુરી] જૈન તીર્થ પેઢી, મુ. પોસ્ટ મહુડી, તા. વિજાપુર, જિ. મહેસાણા (ઉ. ગુ.); મે. દિલીપકુમાર
એન્ડ કાં. રાણીનો હજીરો, માણેક ચોક, અમદાવાદ, અથવા શ્રી મહુડી તીર્થના ટ્રસ્ટી, ચીનુભાઈ વાડીલાલ વોરા, મે.
વોરા ટ્રાન્સપોર્ટ કાં., ૧૩૫/૧૩૭, 'યોગેશ્વર' ૧લા માળે, કાઝી સૈયદ સ્ટ્રીટ, મુંબઈ-૩. ફોન : ૩૨૭૫૭૪-૩૩૮૩૨૧.

અને અનેકાંત પ્રવર્તાવેલ, તે આજે પણ ચાલી રહેલ છે.

આ વિરાટસભાની અગાઉ કચ્છી વિસા ઓસવાળ દેરાવાસી જૈન મહાજન અને તેની અન્ય સંસ્થાઓ તેમજ શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ અને બીજી ચારેય ફીરકાની સંસ્થાઓના ઉપક્રમે શ્રી નારાણજી શામજી મોમાયા, શ્રી દીપચંદભાઈ ગાડીં વગેરેના પ્રયત્નોથી બપોરે ૧II કલાકે ભાતબજારથી ભવ્ય વરઘોડો ચડયો હતો. જેમાં યુગદીવાકર આચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ, આચાર્યશ્રી વિજયમેરૂપ્રભસૂરીશ્વરજી મ૦, આ૦ શ્રી વિજયદેવસૂરીશ્વરજી મ૦, શતાવધાની આ૦શ્રી વિજયકીર્તિચંદ્ર સૂરિજી મ૦, ઉપા૦શ્રી હેમચંદ્રવિજયજી મ૦, મુનિશ્રી યશોવિજયજી મ૦ વગેરે વિશાળ શ્રમણ સમુદાય સામેલ થયો હતો. શણગારેલા ત્રણ રથ, ઈન્દ્રધ્વજ, ઘોડાઓ, ટ્રકો, મહિલામંડળો, બેન્ડો, જુદા જુદા બેનેરો, જૈનધ્વજ અને સાજન-માજન સાથે શોભાયાત્રા ભવ્ય બની હતી. આ વરઘોડો મસ્જીદબંદર, વિજયવલ્લભચોક, ઝવેરીબજાર, પ્રિન્સેસ સ્ટ્રીટ અને ધોબીતળાવ થઇ રાજ્યકક્ષાએ યોજાએલ સમારંભસ્થળ ચર્ચગેટ પાસેના ઓવેલ મેદાનમાં ૪-૩૦ કલાકે ઉતરી ત્યાં જ સભાના રૂપમાં ફેરવાઇ ગયો હતો.

## ભાતબજારથી ઓવેલ મેદાન સુધી

## ભગવાન મહાવીરનો જય જય નાદ

રસ્તામાં ઠેર-ઠેર માનવ મહેરામણ આ વરઘોડાને નિહાળવા ઉમટયો હતો. ઠંડા-મીઠા પાણીની સગવડ પણ રસ્તાઓમાં ભાવિકોએ પોતાના તરફથી રાખી હતી. આ વરઘોડાને વધુ દેદીપ્યમાન કરવા માટે શ્રી નારાણજી શામજી મોમાયા અને તેમના સહકાર્યકરોએ સારી મહેનત લીધી હતી.

આ સમારોહના દૃશ્યો ટેલીવીઝન પર પણ પ્રદર્શિત કરાયા હતા.

વાલકેશ્વર : પૂજ્ય આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ, પૂ. મુનિશ્રી યશોવિજયજી મ૦, મુનિશ્રી વાચસ્પતિવિજયજી મ૦. મુનિશ્રી સૂર્યોદયવિજયજી મ૦ આદિની સાંનિધ્યમાં નિર્વાણોત્સવની ઉજવણીના પૂર્ણાહુતિ પ્રસંગે તા. ૩૦ ઓકટોબરથી ૧૦ દિવસનો મહોત્સવ ઠાઠથી ઉજવાયો. આ પ્રસંગે પાવાપુરી-જલમંદિરની અત્યંત આકર્ષક, આબેહુબ અને વિશાળ એવી ભવ્ય રચના કરવામાં આવી હતી, જેનું ઉદ્ઘાટન મુખ્યમંત્રીશ્રી શંકરરાવ ચૌહાણે કર્યું હતું. મહોત્સવ દરમ્યાન પ્રતિદિન પૂજા, આંગી, ભવનાદ થયેલ વ્રત-તપ-જપ તેમ જ અભયદાન અને અનુકંપાદાન વગેરે સારા થયેલ.

☐ ☐

પાવાપુરી : બિહાર રાજ્ય સમિતિના ઉપક્રમે, મહાસતી શ્રી ચંદનાશ્રીજી મહારાજની નિશ્રામાં અને રાજ્ય ધારાસભાના અધ્યક્ષ શ્રી હરીનારાયણજી મિશ્રની અધ્યક્ષતામાં, અત્રે ખાસ ઊભા કરાયેલ વીર શમીયાણા (પેન્ડોલ)માં ૩જી નવેમ્બર બપોરના યોજાયેલ સમાપન સમારોહનું, લોકાયુકત એસ.બી. સાહનીએ ઉદ્ઘાટન કર્યું.

આ સમારોહમાં નાલંદાથી આવેલા ચીન, જાપાન, વિયેટનામ થાઇલેન્ડ, શ્રીલંકા આદિ રાષ્ટ્રોના બૌદ્ધ ભિક્ષુઓએ તેમ જ અન્ય વિદ્વાનોએ પોતપોતાની ભાષામાં ભગવાન મહાવીરને શ્રધ્ધાંજલિ અર્પણ કરી.

પાવાપુરી : ભગવાન મહાવીરના આ નિર્વાણ ભૂમિ પર તા. ૩૧ ઓકટોબરથી ૪ નવેમ્બર સુધી વિવિધ કાર્યક્રમોથી સમાપન સમારોહ ઉજવાયો. નિર્વાણ લાડુની ઉછામણીથી રૂા. ૬૧૦૧ અને અન્ય બોલીઓથી આ તીર્થક્ષેત્રને વધુ રૂા. ૫૦૦૦ જેટલી આવક થઈ.

ત્રણ દિવસ સુધી વિવિધ વિદ્વાનોના પ્રવચનો થયાં પંડિત સુલાભચંદજી 'પંકજ' (મથુરા) અને શ્રી ધનકુમારજી જૈન [હિસાર] વગેરેએ જિન-ભકિત-સંગીત કાર્યક્રમ આપ્યો.



# પરમ પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ અને પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજના

## ● ● પ્રેરણા અને માર્ગદર્શનથી સ્થાપિત ● ●

### ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ કલ્યાણક મહામહોત્સવ સમિતિ—મુંબઇ

| | |
|---|---|
| શ્રી પ્રતાપકુમાર ભોગીલાલ | પ્રમુખ |
| શ્રી શ્રેયાંસપ્રસાદજી જૈન | ઉપ-પ્રમુખ |
| શ્રી નારાણજી શામજી મોમાયા | ,, |
| શ્રી ચીમનલાલ ચકુભાઈ શાહ | ,, |
| શ્રી દીપચંદભાઈ એસ. ગાડી | ,, |
| શ્રી જયંતીલાલ રતનચંદ શાહ | ,, |
| શ્રી ધીરજલાલ મોહનલાલ | મંત્રી |
| શ્રી દીપચંદ મગનલાલ શાહ | ,, |
| શ્રી ધીરજલાલ ટોકરશી શાહ | ,, |
| શ્રી ચિત્તરંજન દામોદરદાસ શાહ | કોષાધ્યક્ષ |
| શ્રી ચંદ્રસેન જીવણલાલ ઝવેરી | ,, |

### ● સર્વશ્રી સભ્યો : વિભાગવાર ●

☐ ગોડીજી, પાયધુની.

શ્રી કેશરલાલ બુલાખીદાસ
,, રમણલાલ નગીનદાસ પરિખ
,, ગોકુળદાસ લલ્લુભાઈ સંઘવી

☐ વાલકેશ્વર

શ્રી સિતાપચંદજી અમીચંદજી
,, પોપટલાલ ભીખાચંદ
,, શાંતિલાલ કેશવલાલ ઝવેરી
,, સુમતીલાલ જમનાદાસ
,, મુક્તિલાલ વી. વીરવાડીઆ
,, કેશરલાલ મોહનલાલ શાહ
,, ધરમદાસ ત્રિકમદાસ કપુરવાળા
,, સુમતીલાલ ભોગીલાલ દવાવાળા
,, જયેન્દ્રભાઈ હીરાલાલ લલ્લુભાઈ
,, ડો. વી. એમ. શાહ
,, મહેન્દ્રભાઈ હરીલાલ ભીમાણી
,, ધીરજલાલ શાંતિલાલ કપાસી
,, નાનુભાઈ કે. ઝવેરી
,, કાંતિલાલ ડે. શાહ
,, વાડીલાલ મગનલાલ વોરા
,, ચંદ્રકુમાર દોલતસિંહજી
,, સેવંતીલાલ કેશવલાલ
,, જયંતીલાલ મણીલાલ ઘડીયાળી



□ ગોવાલિયા ટેન્ક

શ્રી સારાલાલ લક્ષ્મીચંદ ઝવેરી
,, પ્રાણલાલ કાનજીભાઈ દોશી
,, કાંતિલાલ ડી. કોરા
,, દામજીભાઈ કુંવરજી છેડા

□ મરીનડ્રાઇવ

શ્રી ઝવેરચંદ નેમચંદ મહેતા
,, વ્રજલાલ કપુરચંદ મહેતા
,, માનસિંહજી વૈદ
,, ચીનુભાઈ ચીમનલાલ
,, બાલુભાઈ નાનાલાલ

□ ચોપાટી

શ્રી ચંપકલાલ જમનાદાસ શાહ
,, સુધાકરભાઈ મણીલાલ શાહ
,, પ્રા. રમણલાલ ચીમનલાલ શાહ
,, એમ. એમ. ધ્રુવ
,, મનસુખલાલ ધનજી વોરા

□ પ્રાર્થનાસમાજ

શ્રી હિંમતલાલ ડાહ્યાભાઈ કોઠારી
,, ખુમચંદ રતનચંદ જોરાજી
,, જયંતીલાલ મંગળદાસ શાહ
,, દિનેશભાઈ પનાલાલ
,, જયંતભાઈ માવજીભાઈ શાહ
,, ડૉ. મુકુન્દભાઈ કે. પરીખ
,, ડૉ. શાંતિલાલ શાહ
,, ડૉ. રમણલાલ સોમાભાઈ દોશી
,, મોતીલાલ વીરચંદ શાહ
,, શાંતિલાલ મગનલાલ શાહ

□ ફોર્ટ

શ્રી નવીનચંદ્ર છગનલાલ કંપાણી
,, મગનલાલ જેઠાલાલ શાહ
,, મનસુખલાલ તારાચંદ મહેતા
,, ઋષભદાસ પી. રાંકા
,, ચંદનમલ ચાંદ

□ શ્રી નમિનાથજી

શ્રી રસીકલાલ ચીમનલાલ શાહ

□ પ્રિન્સેસસ્ટ્રીટ, ઝવેરીબજાર

શ્રી પન્નાલાલ બી. શાહ
,, નટવરલાલ મુળચંદ શાહ
,, નરોત્તમભાઈ
,, સુંદરલાલ એસ. ઝવેરી
,, રમણીકલાલ મોતીચંદ ઝવેરી

□ આદીશ્વરજી, પાયધુની

શ્રી ઉમેદમલજી હજારીમલજી

□ શ્રીપાળનગર

શ્રી દલીચંદ પરશોત્તમદાસ શાહ
,, શાંતિલાલ સુંદરવાળા
,, ચીમનલાલ મોહનલાલ ઝવેરી
,, બાબુભાઈ સી. જરીવાળા

□ વડગાદી

શ્રી શાંતિલાલ નાગરદાસ શાહ

□ ગુલાલવાડી

શ્રી કુમારપાળ વી. શાહ

□ ધોબીતળાવ

શ્રી ટોકરશી લુલાભાઈ વીરા

□ અંધેરી

શ્રી અમૃતલાલ કાળીદાસ દોશી
,, લાલચંદ વનેચંદ કોઠારી
,, દેવરાજ ગણપતભાઈ

□ વિલેપાર્લા

શ્રી રમણલાલ ડાહ્યાભાઈ
,, રાજેન્દ્રકુમાર મગલદાસ
,, જયુભાઈ શાહ

□ જુહૂ

શ્રી રવજીભાઈ ખીમજી છેડા
,, નંદલાલ રૂપચંદ શાહ



☐ ઘાટકોપર

શ્રી વાડીલાલ ચત્રભૂજ ગાંધી
,, ચંદુલાલ મનસુખલાલ શાહ
,, વીસનજી ખીમજી છેડા
,, કરમશીભાઈ ( શાહ ટ્રાન્સપોર્ટવાળા )
,, જયંતીલાલ હઠીસિંગ શાહ
,, જયંતીલાલ ચીમનલાલ શાહ
,, દુર્લભજી કેશવજી ખેતાણી
,, દામજી હીરજી ભારમલ
,, મેઘજી વેલજી
,, ચંદુલાલ કાનજી

☐ મુલુન્ડ

શ્રી કાંતિલાલ હરગોવીંદદાસ શાહ
,, ગોપીનભાઈ મણીલાલ ગાંધી
,, પ્રતાપભાઈ ગોવિંદજી શાહ

☐ સાયન

શ્રી ખંડીમચંદ કેશવજી
,, સનતભાઈ શાહ
,, વાડીલાલ રાજપાળ શાહ
,, શાંતિલાલ બેચરદાસ શાહ

☐ માટુંગા

શ્રી મણીલાલ લક્ષ્મીચંદ વોરા
,, વસનજી રવજી જીવરાજ
,, કાંતિલાલ શામજી
,, હરીચંદ માણેકચંદ
,, પોપટલાલ હીરજી સાવલા
,, નેણશીભાઈ
,, લક્ષ્મીચંદ લીલાધર ભાઈચંદ
,, પ્રફુલચંદ્ર ભવાનજી
,, ભવાનજી નરશી

☐ સાંતાક્રુઝ

શ્રી ટોકરશી ભાણજી સાવલા
,, ચંદ્રકાન્ત સુરાભાઈ
,, હીરાલાલ નાથાલાલ

☐ દોલતનગર-બોરીવલી

શ્રી કાંતિલાલ શીવલાલ શાહ
,, ફુલચંદ સી. બરોડીયા

☐ જાંબલીગલી, બોરીવલી

શ્રી રતિલાલ ભીખાભાઈ
,, ભોગીલાલ મહાસુખલાલ

☐ કાંદીવલી

શ્રી વ્રજલાલ રતિલાલ શાહ
,, જયંતીલાલ મહાસુખલાલ

☐ ગોરેગાંવ

શ્રી જેસીંગભાઈ ચુનીલાલ
,, ભગુભાઈ મણીલાલ
,, રમણલાલ મંગળદાસ શાહ

☐ ખાર

શ્રી ચીમનલાલ ચુનીલાલ
,, બી. એમ. ભોજાણી
,, શાદીલાલજી જૈન

☐ વાંદરા

શ્રી દેવીચંદજી જૈન
,, વાલચંદજી જૈન

☐ માહિમ

શ્રી હિંમતમલજી જૈન

☐ દાદર

શ્રી તેજરાજજી ભણુતમલજી

☐ ભાંડુપ

શ્રી રસીકભાઈ
,, નરશી હંસરાજ

☐ ચેમ્બુર

શ્રી ભીખમચંદજી કાળુરામજી
,, ટોકરશી માણેક

☐ વરલી

શ્રી સરદારમલજી જૈન

☐ વડાલા

શ્રી કરમશી હીરજી



☐ શિવરી

શ્રી જીવરાજ ભાણજી

☐ દેવચંદનગર, મલાડ

શ્રી દેવચંદ જેઠાલાલ શાહ
,, ચીમનલાલ ત્રિભોવનદાસ
,, ત્રિકમલાલભાઈ
,, પ્રેમચંદભાઈ

☐ ભાયખાલા

શ્રી રૂપચંદજી જસરાજજી
,, પુખરાજજી રાગજી

☐ દહીસર

શ્રી પુખરાજજી ચુનીલાલજી
,, નેમચંદભાઈ શાહ

☐ કાંદાવાડી

શ્રી મણીલાલ વીરચંદ મેઘજી
,, ખીમચંદ મગનલાલ વોરા
,, મુળચંદ મણીલાલ શાહ
,, બાબુભાઈ મણીલાલ પરીખ
,, મહાસુખભાઈ પાટણવાળા
,, સુરેન્દ્ર એ. છેડા

☐ ભાતબજાર

શ્રી વેરશી માંડણ
,, કુંવરજી જેઠાભાઈ
,, પુનશી દામજી
,, દેવજી દામજી
,, સુમતિચંદ્ર શીવજી
,, મણીકાંત ચત્રભૂજ
,, ચંદુલાલ ગાંગજી ફેમવાળા
" ખીમજી એમ. ભુજપુરીઆ
,, વેરશી ખેમજી હરીઆ
,, કુંવરજી માલશી હરીઆ
,, વીરજી નરશી સાવલીઆ
,, કરમશી લખમશી શાહ
,, વીસનજી ખીમજી છેડા
,, ચાંપશી હરસી શાહ
,, નાનજી હીરજી શાહ
,, તલકશી વીસનજી શાહ
,, પ્રેમજી વેલજી લખમશી
,, રવજી પ્રેમજી વેરશી
,, હરશી વેલજી દેઢીઆ
,, કેશવજી હીરજી ગોગરી
,, ડુંગરશી સોજુભાઈ મોતા
,, ઉમરશી કે. પોલડીઆ
,, વાલજી આણંદ છેડા

✱ સમાચારોનું સંકલન અને સંપાદન
★ કાર્ય પૂરુ થયા બાદ પ્રાપ્ત સમાચારો

# પૂરવણી

ભગવાન મહાવીરના ૨૫૦૦ મા નિર્વાણ મહોત્સવને કાર્યરત બનાવવા ભારતભરના દિગમ્બર સમાજે સંગઠિત થઇ 'ઓલ ઇન્ડિયા દિગમ્બર ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સોસાયટી'ની દિલ્હીમાં સ્થાપના કરી. રચનાત્મક અને પ્રચારાત્મક કાર્યોને વિશાળરૂપ આપવા દેશના દરેક રાજ્યો અને જિલ્લાને આવરી લઈ ૪૫ પ્રાદેશિક સમિતિઓ અને તેના અન્તર્ગત ૨૬૦ સમિતિઓની રચના કરી.

આ સંસ્થા દ્વારા :—

- ☐ 'બુલેટિન' નામે હિન્દી માસિક શરૂ કરવામાં આવ્યું.
- ☐ ધર્મચક્રનું પ્રવર્તન દિલ્હી અને ઇન્દૌરથી આરંભી અનેક રાજ્યોમાં કરવામાં આવ્યું.
- ☐ જૈન સ્તવનો-ભજનોની ૨૬ ઉપરાંત રેકર્ડો તૈયાર કરવામાં આવી.
- ☐ વિદેશમાં ધર્મપ્રચાર માટે એક શ્રાવકને મોકલવામાં આવ્યા.
- ☐ દેશના જુદા જુદા સ્થળોએ લગભગ ૧૦૦ કીર્તિસ્તંભ નિર્માણ કરવામાં આવ્યા.
- 卐 જૈનધ્વજ, જૈન પ્રતીકના બિલ્લા, કેલેન્ડર, સિનેમા સ્લાઇડ, વિવિધ બોર્ડો, શુભકામના કાર્ડ ઈત્યાદિ રૂા. એક લાખના ખર્ચે તૈયાર કરાવી, ભારતભરમાં વહેંચવામાં આવ્યા.
- 卐 રાજગૃહીમાં ૧૪ થી ૧૫ લાખના ખર્ચે ભગવાનના સ્મારકનું ભવ્ય નિર્માણ કાર્ય ચાલી રહ્યું છે.
- 卐 સમ્મેતશિખરમાં સમોવસરણ મંદિર અને હસ્તિનાપુર ક્ષેત્રમાં મહાવીર વનસ્થળીનું નિર્માણ કરવાનો નિર્ણય લીધો.
- 卐 મહાવીર ક્ષેત્રમાં આંખની હોસ્પિટલનું નિર્માણ થશે.

આ રીતે સંસ્થાએ નિર્વાણોત્સવની ઉજવણી યાદગાર અને શાનદાર રીતે ઉજવી.

---

'ઓલ ઇન્ડિયા દિગમ્બર ભગવાન મહાવીર ૨૫૦૦મી નિર્વાણ મહોત્સવ સોસાયટી

●

## ● એક ઝલક ●

●

'વૈશાલી કા અભિષેક' નામે કઠપુતલીનો એક અનોખો, આકર્ષક કાર્યક્રમ

---

અખિલ ભારતીયસ્તરની જાણીતી સંસ્થા 'ભારતીય લોકકલા મંડલ-દિલ્હી' કે જેને 'મુગલ દરબાર' નામે કઠપુતલી નાટિકા પ્રદર્શિત કરવામાં વિશ્વનો પ્રથમ પુરસ્કાર મળ્યો છે તેમજ જેની રામાયણ, પંચતંત્ર આદિ કૃતિઓ દુનિયાભરમાં જબ્બર આકર્ષણ બની છે એ સંસ્થા તરફથી નિર્વાણોત્સવ વર્ષમાં "વૈશાલી કા અભિષેક' નામે કઠપુતલી પ્રદર્શનનો કાર્યક્રમ દેશના અનેક નગરો-ગામોમાં રજુ થયો હતો. આ કાર્યક્રમમાં માતા ત્રિશલાને આવતા ચૌદ સ્વપ્ન, ઈન્દ્રનું સિંહાસન ડોલવું, ભગવાન મહાવીરની સાધનાનું પ્રથમ વર્ષ વગેરે દૃશ્યો રજુ કરવામાં આવ્યા હતા.

આ આયોજનમાં ભગવાન મહાવીરનું રંગમંચ પર વ્યક્તિત્વ નહીં દર્શાવતા, જ્યાં જરૂર લાગી ત્યાં તેમની ઉપસ્થિતિને બદલે પ્રકાશપુંજનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.





નન્નત્થ
નિજ્જરટ્ઠયાએ
તવમહિટ્ઠેજ્જા



માત્ર
કર્મ નિર્જરા
માટે જ
તપસ્યા કરવી
જોઈએ
આ લોક,
પરલોક
કે
યશ કીર્તિ
માટે નહિ.



માલેરકોટલા : શ્રીસંઘે રૂા. સવા-લાખના ખર્ચે 'મહાવીર કોમ્યુનિટી હોલ' બાંધવાનું નક્કી કર્યું છે. સરકાર તરફથી દશ હજાર વાર જમીન ભેટ આપવાનું આશ્વાસન મળ્યું છે.

પાર્લા (ઇસ્ટ)–મુંબઈ : પૂજ્ય આ૦શ્રી વિજયભુવનચંદ્રસૂરિજી મ૦ આદિની સાંનિધ્યમાં સમાપન પ્રસંગે, દિવાળીના દિવસે, શ્રીસંઘમાં ૧૦૦ છઠ્ઠ–અઠ્ઠમ તપની ઉમંગભેર આરાધના થઈ. ઉપરાંત પાવાપુરી–જળમંદિરની ભવ્ય રચના કરવામાં આવી; જેનું ઉદ્ઘાટન શેઠશ્રી કાંતિલાલ ન્યાલચંદ (પાટણવાળા)ના હાથે થયેલ. સ્વસ્તિક સહ સિદ્ધશીલાની પણ રચના દિપકથી કરવામાં આવેલ. આઠ દિવસનો મહોત્સવ ઉજવાયો.

મદ્રાસ : સમાપન પ્રસંગે જૈન સ્થાનક, તેરાપંથી ભવન તેમજ દિગમ્બર અને શ્વેતામ્બર મંદિર–એમ ચાર સ્થળે ફરેલી પ્રભાતફેરીમાં તમામ ફિરકાના સંઘોની વિશાળ ઉપસ્થિતિ રહી. મદ્રાસની સ્કૂલો અને મંડળોના વિદ્યાર્થીઓની મોટા પાયે વક્તૃત્વસ્પર્ધા યોજાઈ. ચારે ફિરકાની વિશાળ સભા મળી. આ પ્રસંગે નિર્વાણ મહોત્સવ સમિતિના કાર્યાધ્યક્ષ શ્રી મિલાપચંદજી ઢઢ્ઢાએ ૧૫ લાખ રૂા.ના ખર્ચે થનાર 'મહાવીર જૈન ધર્મશાળા' અને તેની જોડે શરૂ કરવામાં આવનાર ભોજનશાળાની વિગતો સમજાવી.

બેંગલોર : અત્રે સાધ્વીશ્રી રૂપાજીના સાંનિધ્યમાં તા. ૩–૧૧–૭૫થી ૯–૧૧–૭૫ સુધીનો સમાપન સમારોહ યોજાતા, તેમાં 'દિવ્યધ્વનિ' સ્મારિકાનું ઉદ્ઘાટન, ભગવાન મહાવીર સંબંધી જુદા જુદા વિદ્વાનોના પ્રવચનો, સાંસ્કૃતિક કાર્યક્રમો વગેરેનું આયોજન થયું હતું. આ પ્રસંગે રાજ્યના રાજ્યપાલશ્રી, પ્રધાનો, શહેરનો અધિકારીવર્ગ, જૈન તેમ જ જૈનેતર આગેવાનો વગેરેની સારી એવી ઉપસ્થિતિ રહી હતી.

---

## ભગવાન મહાવીર

- કોમ્યુનિટી હોલ : માલેરકોટલા
- જૈન ધર્મશાળા : મદ્રાસ
- વિદ્યાલય : ગન્ટુર
- કીર્તિસ્તંભ : પાટણ
- હોસ્પિટલ : નવસારી

---

ગન્ટુર : બે કિ. મી. લાંબો વરઘોડો નીકળ્યો. ગરીબોને ચાદરો અને પુસ્તકાલયોને જૈનધર્મના ગ્રન્થો અપાયા. અહીંના જૈન સમાજે પાંચ એકર જમીન ખરીદી વિદ્યાલય બાંધવાનો નિર્ણય કર્યો છે.

પાટણ : તા. ૨૭–૧૦–૭૫-ના શ્રી રાજકુમારજી વર્માના વરદ હસ્તે કીર્તિસ્તંભનું ભૂમિ-પૂજન થયું. કીર્તિસ્તંભનું નિર્માણ શ્રી રતનચંદ મોતીચંદ તરફથી થનાર છે.

નવસારી : નવસારી, સુરત અને મુંબઈમાં વસતા અને હીરાનો ધંધો કરતા બનાસકાંઠા જિલ્લાના વતનીઓની એક સભા નવસારીમાં મળતા, તેમાં 'પાલનપુર ઝવેરી ટ્રસ્ટ'ની સ્થાપના કરવામાં આવી. આ ટ્રસ્ટ દ્વારા નિર્વાણ વર્ષની યાદમાં એક હોસ્પીટલ ઊભી કરવામાં આવનાર છે.

બાલાઘાટ : સાધ્વીશ્રી ચરણપ્રભાશ્રી આદિની નિશ્રામાં નિર્વાણ વર્ષમાં વિવિધ તપ–જપની આરાધના સારી એવી થઈ. નિર્વાણકલ્યાણક પ્રસંગે પાવાપુરી, સમેતશિખરજી આદિની રચના, જિનાલયમાં રોશની, લાડુના ચઢાવા, સામુહિક આરતી વગેરે થયા. તા. ૧૦ ડીસેમ્બરના 'મહાવીર કીર્તિસ્થંભ'નું ઉદ્ઘાટન શ્રી પ્રકાશચંદજી શેઠી (મુખ્ય-મંત્રી, મધ્યપ્રદેશ)ના હાથે થયું હતું. પૂજ્ય સાધ્વીજીના ઉપદેશ-થી અઢી મહિના સુધી નિઃશુલ્ક રોટલી–શાક અપાયા. પ્રતિદિન ૩૦૦ વ્યકિત લાભ લેતી હતી. શ્રીસંઘના આગેવાનો શ્રી કાલુ રામજી બાફના વગેરેએ આ દરેક કાર્યોનું સુંદર સંચાલન કરેલ.

ભુજ : મુનિશ્રી પુનમચંદજી મ.ની સાંનિધ્યમાં પૂર્ણાહુતિના ઉપલક્ષમાં પ્રભાતફેરી, પ્રવચનો વગેરે યોજાએલ. ૭૦૦ થી ૮૦૦ બાળકોએ ફટાકડા ન ફોડવાના નિયમ લીધા.



# વીરપરંપરા મહાપ્રાસાદ-પાલિતાણા

નિર્વાણ કલ્યાણક એટલે શું ? નિર્વાણ એટલે સર્વથા કર્મ રહિત થવું તે. ૨૫૦૦વર્ષ પહેલાં થયેલ આ પંચમ આ-રામાં ચરમ શાસનપતિ તીર્થં-કર ભગવાન મહાવીરસ્વામીજી કરુણાના પ્રતીક તરીકે જગત્ પ્રસિદ્ધ છે. તેમણે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. ત્રીશવર્ષ પર્યંત આ ભરતક્ષેત્રની ભૂમિમાં વિચર્યા. અનેક ભવ્યજીવોને તાર્યા. છેવટ બહોંતેર વર્ષની વયે અપાપાનગરીમાં હસ્તિપાળ રાજાની રજ્જુક સભામાં આસો વદ અમાવાસ્યાની પાછલી રાત્રે નિર્વાણ પામ્યા. તેમના સમગ્ર વ્યક્તિત્વને તપાસતાં માલુમ પડે છે કે પ્રભુ વીરના જીવનમાં કરુ-ણા રસ ઘટઘટમાં, રગરગમાં અને લોહીના કણેકણમાં વ્યાપ્ત બની ચુકયો હતો. ભગવાન મહાવીરે જે સંદેશો આપ્યો તે સંદેશાને અનુસારે મોક્ષમાર્ગ આજે પણ એ જ રીતે એ જ અવિરત ગતિએ, ચાલી રહેલ છે. એમનાં સંદેશા તરફ જરા દષ્ટિપાત કરીએ. અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ આદિ મૂળભૂત તત્ત્વો દરેક ધર્મના મહત્ત્વના સિદ્ધાંત સમા બની રહ્યાં છે.

ભગવાન મહાવીર નિર્વાણ કલ્યાણકને ૨૫૦૦ વર્ષ પૂરા થવાનો સમય આવી રહ્યો હતો.



આ કલ્યાણકને લક્ષ્યમાં રાખી, મધ્યબિન્દુ તરીકે રાખી, અનેક મહાન સંતોએ, અગ્રગણ્ય વ્ય-ક્તિઓએ આ નિર્વાણના માહા-ત્મ્યને વધુ Important આપવા માટે પ.પૂજ્ય, ગુણસમુદ્ર આ. શ્રી વિજયામૃતસૂરિજી મ.ની અને આ. પ્રવરશ્રી ધર્મધુરંધર-સૂરિજી મહારાજની પુણ્ય પ્રેરણા અનુસાર કેશરિયાજી નગરની સ્થાપના થઈ. ભગ્નહૃદય પામર એવા આપણાં કલ્યાણનો પુણ્ય-પ્રકાશ પ્રગટા-વનાર એ વીરના અગણિત ઉપકારો અને એમની અસીમ કરૂણાનું ઋણ ચુકવવા માટે આપણે શકિતશાળી નથી. પ....ણ તે ઉપકાર ન ભૂલાય તે માટે પ્રભુ મહાવીરના ૨૫૦૦ વર્ષની ચરમસીમાએ પહોંચતાં તૈયાર થયેલ કેશરિયાનગર સાચે જ દીર્ઘદૃષ્ટિએ ભવિષ્યમાં પણ પ્રેરણારૂપ બની રહેશે.

૨૫૦૦મા નિર્વાણ કલ્યા-ણકમાં દરેક વ્યકિત પોતાનો યથાશકિત ફાળો આપી શકે તે માટે અનેક માર્ગો મહાન સાધુભગવંતોએ બતાવ્યા છે. નાના ભૂલકાઓની સાધનાથી માંડી મહાન પુરુષોની આરા-ધના સુધી તેમજ જ્ઞાન, ધ્યાન, તપ, સંયમની સાધના, વિરતિના અનેક પ્રકારો, મોક્ષની કેડીએ કુમકુમ પગલાં માંડનાર આત્મા-ની કસોટી આદિ કાર્યક્રમો ને ક્રિયાઓથી ભરપૂર ઘડી કાઢવા. તેનો અમલ પણ પ્રત્યેક માનવે ભગવાન મહાવીરનો કરુણાસ્રોત સૂકાઈ ન જાય તે માટે જીવ-નમાં થોડે અંશે અપનાવી જીવન સાર્થક બનાવવા લાગ્યા. ફરજ એ ધર્મ રૂપ જ છે.

જૈન શાસનમાં તીર્થોમાં સીમાચિહ્ન સ્વરૂપ, પરમ તારણતારણ જહાજ જિનેશ્વર ભગવાનના ચરણ સ્પર્શથી પવિત્ર થવાનું પરમસ્થાન એટલે પાલિતાણા. પાલિતાણાનું મહ-ત્ત્વ ત્યાં આવેલાં જિનાલયોને આધીન છે, એમ નહિ પ....ણ દરેક જિનચૈત્યો પાછળનો રહસ્ય ભરેલો ઇતિહાસ છે. પ્રત્યેક દહેરાસરમાં રહેલી બેન મૂન પ્રતિમા અને એ પ્રતિમા-

# પ. પૂજ્ય આચાર્યશ્રી વિજયઅમૃતસૂરિજી મહારાજ અને–
# પ. પૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મધુરંધરસૂરિજી મહારાજની
# પ્રેરણા અનુસાર શ્રી કેશરિયાજીનગરની થયેલ સ્થાપના

**અદ્ભુત રહસ્ય,
આશ્ચર્ય અને સૌન્દર્યનો
જ્યાં ત્રિવેણી સંગમ
સધાયો છે.**

જીઓમાં રહેલું અદ્ભૂત તેજ અને ઓજસને આભારી છે. આવું જ એક ઐતિહાસિક રસથી પૂર્ણ શ્રી કેસરિયાજી-નગર છે. અહો! શું અદ્ભૂત રહસ્ય, આશ્ચર્ય અને સૌંદર્યનો જ્યાં ત્રિવેણી સંગમ સધાયો છે એવું કેસરિયાનગર આ ભવ્ય જિનાલય નિર્માણ યોજના કરવાની ઇચ્છા કોઇ મહાપુરુષના દિલ અને દિમાગમાં ઊભી થયેલી અને સંપૂર્ણ સાકારપણાને પણ પામી શકી. કેશરિયાજી-વીરપરંપરા જિનાલય ભવ્ય અને આકર્ષક છે એટલું જ નહિ પણ દેવાધિદેવ પરમ તારક, પ્રથમ તીર્થપતિ, યુગાદિદેવ આ જિનાલયના મૂળનાયક છે. એમની કરુણા નિતરતી દૃષ્ટિ બળતા હૈયાને ઠારે છે. મુખડાનો શ્યામ રંગ નિહાળતાં નયનની કીકી ધરાતી નથી. ભકત-હૃદયને તેનું પ્રતિબિંબ સતત ઝીલ્યા જ કરવાનું મન થાય છે.

કેસરિયાજી વીરપરંપરા મહાપ્રાસાદ નીચેથી ૧૦૮ ફૂટ ઊંચો ૧૦૦ ફૂ[illegible] ૬૫ ફૂટ પહોળો, પાંચ શિખરોને બે સામરણોથી શોભતો મહાપ્રાસાદ ભવ્ય છે. નીચે ભૂમિગૃહમાં શિરપુર [આકોલા]માં મહારાષ્ટ્ર અંતરિક્ષ પાર્શ્વનાથજી છે તેવા એક જ આરસમાં કોતરાયેલા, ભૂમિથી અદ્ધર એક જ ઠેસી ઉપર સ્થાપન થયેલાં બિંબની મહત્તા કંઈ જેવી તેવી નથી. ઉપર મેઘનાદ મંડપ છે. તેમાં પ્રગટ પ્રભાવી ચૈતન્યની જીવતમૂર્તિ શા શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુ બિરાજમાન છે. સૌથી ઉપર પ્રભુ વીરની પરંપરામાં આવેલા ગણધરો, ૧૪ પૂર્વીઓ, ૧૦ પૂર્વધરોના બિંબની સ્થાપના, તેમજ આ હુંડા અવસર્પિણીકાળમાં પ્રથમ તીર્થપતિએ બ્રાહ્મી તેમજ સુંદરીને આપેલ લિપિ અને ૬૪ કળાઓ, ભરત-બાહુબલીની મૂર્તિઓ આ બધું જોતાં શાસનનો સુવર્ણયુગ આપણી નજર સમક્ષ ખડો થઈ જાય છે. જિનાલયની આજુબાજુ ધર્મક્રિયા કરવાનું મંગલ સ્થાન, ધર્મશાળા, બે[illegible] આયંબિલભવન, પાઠશાળા, પુસ્તકાલય દરેક શાસન ઉન્નતિના પ્રકારો ગોઠવાયેલા છે. થોડા સમયમાં જ તૈયાર થયાં છે અને થઈ રહ્યાં છે.

આ કેસરિયાજીનગર ભવિષ્યમાં જૈનધર્મમાં ઉપસ્થિત થતાં અનેક શંકા–આશંકાની સામે પડકારરૂપ બની રહેશે આ નગર ભવિષ્યમાં પથદર્શક બની રહેશે. આ નગરની મહત્તા તેના બાહ્ય દેખાવને લીધે નથી. જો કે રંગમંડપ વિશાળ છે. શોભામાં અભિવૃદ્ધિ કરે છે. તદુપરાંત વર્તમાન જૈન શાસનની જરૂરિયાતને લક્ષમાં લઈને ભાવિનો વિચાર પણ તેમાં આવિષ્કૃત કરવામાં આવેલ છે. આથી જ દરેક તીર્થમાં જેમ પાલિતાણા શ્રેષ્ઠ છે તેમ પાલિતાણાના ભવ્ય ઐતિહાસિક જિનાલયોમાં સીમાચિન્હરૂપ આ શ્રી કેશરિયાજી વીરપરંપરામહાપ્રાસાદ છે.

ભગવાન મહાવીર પરમાત્માના ૨૫૦૦મા વર્ષના નિર્વાણ કલ્યાણકના અનુસંધાન નિમિત્ત આ અજોડ અને બેનમૂન, જિનાલય પથ ઉપરથી પસાર થતાં અનેક ભવ્યાત્માના જીવન કલ્યાણની પરંપરા વહેવડાવતું અચેતન છતાં ચેતનરૂપ બની માર્ગદર્શક તરીકે ખડું થએલું છે.

□□□



હે ધીર!
તું આશા અને સ્વચ્છંદને છોડી દે.
તે બેનું
શલ્ય સ્વીકારીને જ તું રખડયા કરે છે.
સુખનું સાધન
માનેલી વસ્તુઓ જ
તારા દુઃખનું કારણ થઈ પડે છે.

卐



વંદે
શ્રી
મહાવીરમ્

○ ○ ○ ○ ○ ○ ○ ○ ○ ○ ○ ○ ○

卐 પાપથી આત્માને પાછો વાળો 卐



● ચતુર તે છે કે
જે કદી પ્રમાદ નથી કરતો ●



□

દ્વેષને
દૂર કરો

રાગને
મારી હટાવો

□

# આચાર્યશ્રી ગુણસાગરસૂરિજી મહારાજની પ્રેરણાથી કચ્છમાં ઉપાસનામય ઉજવણી

પરમાત્મા શ્રી મહાવીરદેવની ૨૫મી નિર્વાણ શતાબ્દી નિમિત્તે અચલગચ્છાધિપતિ પૂજ્ય આચાર્યશ્રી ગુણસાગરસૂરીશ્વરજી મહારાજની પ્રેરણાથી થયેલ શાસનપ્રભાવક કાર્યોની નોંધ તથા પૂજ્યશ્રીએ રચેલ કૃતિઓની નોંધ:

: જિનમંદિરાદિ નિર્માણ :

૧. કચ્છ – દેઢીઆમાં શ્રી આદીશ્વરપ્રભુના જિનાલય સાથે વિશાળ રંગમંડપ, શ્રી શત્રુંજય, સમેતશિખરજી આદિ તીર્થોના આરસના પટ્ટો, સંઘભક્તિ માટે વિશાળ મંડપ અને ઉપાશ્રયનું નિર્માણ થયું છે.

૨. ચુનડી ગામમાં ભવ્ય પ્રતિષ્ઠા મહોત્સવપૂર્વક નૂતન જિનાલયનું નિર્માણ, અને ઉપાશ્રયનું નિર્માણ.

૩. કાંડાકરામાં પ્રતિષ્ઠા મહા-મહોત્સવપૂર્વક નૂતન જિનાલય નિર્માણ તથા ઉપાશ્રય જીર્ણોદ્ધાર સહ બૃહતીકરણ.

૪. વાંકુ જિનાલયનો જીર્ણોદ્ધાર કરાવી મહોત્સવપૂર્વક પુનઃ પ્રતિષ્ઠા કરાવી.

૫. ભુજપુરમાં વિશાળ જિનાલય.

૬. દેવપુરમાં નૂતન ઉપાશ્રય.

: વિવિધ શાસનપ્રભાવના :

૧. કચ્છ–દેઢીઆથી શ્રી ભદ્રેશ્વરજી તીર્થનો છ'રી પાળતો સંઘ, પૂજ્યશ્રીની નિશ્રામાં સંઘવી રાયશી ભાણજી તરફથી નીકળ્યો.

૨. મોપારાથી સંઘવી હેમરાજ દેશજભાઇએ પંચતીર્થીનો છ'રી પાળતો સંઘ કાઢયો. તેમાં ભદ્રેશ્વર, જખૌ વગેરે તીર્થોમાં ૨૫મી શતાબ્દી નિમિત્તે વરઘોડા, સભા, પચીસસો સાથિયા, ખમાસમણા આદિ કાર્યક્રમોનું આયોજન થયેલ.

૩. કોટડા ગામમાં પૂજ્ય આચાર્યશ્રીએ ઉપદેશ આપેલ કે ૨૫મી શતાબ્દી નિમિત્તે ૨૫ વરસીતપ થવા જોઈએ. આ ઉપદેશની અસરથી ૨૫ વરસીતપના તપસ્વી થયા.

પૂજ્યશ્રીના શિષ્ય તપસ્વી મુનિશ્રી ગુણોદયસાગરજીએ સળંગ સાતમા વરસીતપનું પારણું એમની જન્મભૂમિ ગામ કોટડામાં કર્યું. ઉદ્યાપન સહ મહોત્સવ ઉજવાયો.

૪. બીદડા નારાણપુર અને ગોધરામાં ઉજમણા, મહાપૂજનો સહ આઠ દિવસના મહોત્સવો પૂજ્ય આચાર્યશ્રીની નિશ્રામાં ઉજવાયા.

૫. રાયણમાં પૂજ્યશ્રીના શિષ્યો મુનિશ્રી કીર્તિસાગરજી આદિની નિશ્રામાં મહાપૂજનો સહ અઠાઈ મહોત્સવ ઉજવાયો. મુનિશ્રી કલાપ્રભાસાગરજી દ્વારા સંપાદિત 'પરમાત્મા શ્રી મહાવીરદેવ નિર્વાણ સ્મૃતિ ગ્રન્થ'નું ઉદ્ઘાટન થયું.

૬. સુથરી અને તેરામાં પૂજ્યશ્રીના આજ્ઞાવર્તિની સાધ્વીશ્રી આદિની નિશ્રામાં અઠ્ઠાઇ મહોત્સવ ઉજવાયો.

૭. ભૂજપુર, બીદડા, મોટા આસંબીઆ, નાના આસંબીઆ, ફરાદી, પુનડી, રામાણીઆ, કાંડાકરા, મેરાઉ, નાંગલપુર, જખૌ, નલિયા કોરા, મોટા લાયજા, બાડા, દેઢીઆ, સાભરાઈ, ડુમરા, મોથારા, નારાણપુરા, દેવપુર, ગઢશીશા, શેરડી, ડોણ, નાના રતડીયા, સણોસરા, નરેડી વગેરે કચ્છભરના ગામોમાં તથા ભૂજ, માંડવી આદિ શહેરોમાં પૂજ્યશ્રીએ પોતાના આજ્ઞાવર્તી સાધુ–સાધ્વી સમુદાયો મોકલી જન્મકલ્યાણક, કેવળજ્ઞાન કલ્યાણક નિર્વાણ કલ્યાણક આદિની ઉજવણી કરાવી.

મુંબઇમાં વિચરતા આજ્ઞાવર્તિની સાધ્વીજીઓની પ્રેરણાથી પાલાગલી, લાલવાડી, માટુંગા, મુલુંડ, ઘાટકોપર, ગોરેગાંવ, મુલુંડ, વાંદરા વગેરે સ્થળોએ મહાપૂજનો સહિત અઠ્ઠાઈ મહોત્સવ થયા.

રાજસ્થાનમાં બાડમેર, ભીનમાલ તથા મોરસીમ ગામે આજ્ઞાવર્તિની સાધ્વીશ્રી પ્રિયવંદાશ્રીજીની પ્રેરણાથી વિવિધ મહોત્સવો થયા.



## એકવીસ દીક્ષા :

## આરાધના સત્ર :

૮. શ્રી અખિલ ભારત (વિધિપક્ષ) અચલગચ્છ શ્વેતાંબર જૈન સંઘ દ્વારા દુષ્કાળરાહત અર્થે સાધર્મિક બન્ધુઓમાં પાંચેક લાખ રૂ. વિતરીત થયા. કચ્છના અનેક ગામોમાં ત્યાંના આગેવાનોએ પણ એકેક કે બબ્બે લાખ રૂ. એકત્રીત કરી દુષ્કાળરાહતના કાર્યો કર્યાં. માનવો અને પશુઓ માટે રાહતના સારા એવા કાર્યો થયા.

૯. કચ્છના જુદા જુદા ગામોમાં આ નિર્વાણ વર્ષના અવસરે ૨૧ મુમુક્ષુ ભાઈ–બ્હેનોએ ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરી.

૧૦. પૂજ્ય આચાર્યશ્રીએ શિષ્યપરિવાર સહ આ વર્ષ દરમ્યાન અનેક જ્ઞાનભંડારોને વ્યવસ્થિત કરવાના કરેલ નિર્ણય મુજબ ભુજપુર, માંડવી, સુથરી, સાંયરા, વિંમણ, કુમરી, હાલાપુર, સાંધવ, રાયધણજા, અંજાર, રાયણ આદિ સ્થળોનાં જ્ઞાનભંડારોને વ્યવસ્થિત કરેલ.

પૂજ્ય આચાર્યશ્રીનું સાહિત્ય સર્જન

૧ કલ્પસૂત્રનું નૂતન ભાષાંતર.
૨ પર્યુષણાષ્ટાહ્નિક વ્યાખ્યાનોનું ભાષાંતર.
૩ વીસ સ્થાનક ચોઢાળીયો, દુહાઓ, ચૈત્યવંદન તથા સ્તુતિઓ.
૩ જ્ઞાનપંચમીતપનું ચોઢાળીયું.
૫ વર્ધમાનતપનાં ચાર સ્તવનો, દુહા, ચૈત્યવંદન તથા સ્તુતિ.
૬ વીરજિન સ્તવન યાને લઘુ પુણ્યપ્રકાશ સ્તવન ૩૧ કંડિકા.
૭ જિન નવાંગ પૂજાનાં દુહા.
૮ જિન અષ્ટપ્રકારી પૂજાનાં દુહા.
૯ જિન અભિષેક ગીત.
૧૦ જિન આરતી-જિનમંગલદીવો.
૧૧ સંસ્કૃતમાં મહાવીરાષ્ટક.
૧૨ સાથીયો કરતી વખતના બોલવાના દુહા.

ભદ્રેશ્વરજી તીર્થ : પૂજ્ય આચાર્યશ્રીના આજ્ઞાવર્તિની સાધ્વીશ્રી નરેન્દ્રશ્રીજી તથા સાધ્વીશ્રી વિદ્યુત્પ્રભાશ્રીજીની સાનિધ્યમાં દશ દિવસના 'આરાધના સત્ર' યોજાયો.

વિજાપુર [ રાતા મહાવીરજી ] ભગવાન મહાવીર જન્મકલ્યાણકની ઉજવણી અને આરાધના આચાર્યશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ.ના સમુદાયના વિદ્દદ્વર્ય પંન્યાસશ્રી ભદ્રંકરવિજયજી ગણીવર્યાદિ તથા કચ્છ–વાગડવાળા સમુદાયના આચાર્યશ્રી વિજયકલાપૂર્ણસૂરિજી મ૦ આદિની નિશ્રામાં સાનંદ થઈ. આ પ્રસંગે વિજાપુર ગામથી રથયાત્રાનો વિશાળ વરઘોડો ચઢી હથુંડી રાતા મહાવીરજી તીર્થે ઉતરેલ. તીર્થ–પેઢી તરફથી સંઘભક્તિ થયેલ. વ્યાખ્યાન, પૂજા, ભાવનામાં ભાવિકોએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો.

## : લાખો રૂ.ના ખર્ચે

## : માનવકલ્યાણ કેન્દ્ર

ભાભરા [ જિ. ઝાંબુઆ ] : પર્વતમાળાઓની વચ્ચે આવેલા અને આદિવાસીઓથી વસેલા આ નાના એવા ગામમાં લાખો રૂપિયાના ખર્ચે 'મહાવીર માનવકલ્યાણ કેન્દ્ર' અસ્તિત્વમાં આવ્યું છે. આ કેન્દ્રનો મુખ્ય ઉદ્દેશ આદિવાસીઓને સુસંસ્કારી બનાવવા અને દારૂ, માંસ વગેરેથી મુક્ત બનાવવાનો છે. આ ઉપરાંત સંસ્થા દ્વારા દવાખાનું, વૃદ્ધાશ્રમ, ઉદ્યોગગૃહ, ગૌશાળા, પ્રાર્થના હોલ, પુસ્તકાલય વગેરે બની રહ્યા છે.

શ્રી ભવાનીલાલજી જૈને 'મોહનબેન ભવાનીલાલજી જૈન ચેરિટેબલ ટ્રસ્ટ' સ્થાપી શરૂ કરેલ આ તમામ પ્રવૃત્તિઓ, તેમના તન-મન-ધનના યોગે સારો એવો વિકાસ સાધી રહી છે.

મન્દસૌર : વિશાળ રથયાત્રા નીકળી, જેમાં દરેક જિનાલયોના રથો પ્રથમવાર સાથે નીકળ્યા. અહીં સવા માસના સુધી ચાલેલા સમાપન નિમિત્તેના વિવિધ કાર્યક્રમો અન્તર્ગત 'મહાવીર જ્યોત' નું નિરંતર ભ્રમણ જૈનમંદિરોમાં કરવામાં આવ્યું. નગરના જુદા જુદા ૧૩ સ્થળોએ શિલાલેખો લગાડવામાં આવ્યા.





# પૂ. શ્રી ઉદયસાગરજી મ.ની પ્રેરણાથી

## માનવસેવાના થયેલા અનેક કાર્યો

જગદલપુર : જિલ્લા બસ્તર નિર્વાણ સમિતિની રચના કરી તેના ઉપક્રમે અનેકવિધ કાર્યો યોજવામાં આવેલ. પૂ. પં.પ્ર. આર્યપુત્ર શ્રી ઉદયસાગરજી મહારાજની નિશ્રામાં સમિતિ તરફથી તા. ૧૧-૧૭૫ના સ્થાનીય રાજમહેલના પ્રાંગણમાં, મધ્યપ્રદેશ વિધાનસભાના મંત્રી શ્રી સુરતી કીસ્ટૈયાના અતિથિવિશેષપદે, જાહેરસભા મળી હતી. બીજી એક જાહેરસભા પૂજ્યશ્રીની નિશ્રામાં તથા શ્રી પૂજ્ય જિનચંદ્રસૂરિ, યતિશ્રી ચતનલાલજીના અતિથિવિશેષપદે મળી હતી. કાંકેર–કેશકાલ આદિ નગરોમાં ધર્મપ્રચારાર્થે નીકળેલા ઉપરોક્ત યતિવર્ગ સાથે શ્રી કાલુરામજી બાફના, શ્રી મેઘરાજજી બેંગાની, મિશ્રીલાલજી લોઢા આદિ આગેવાનો પણ આ સભામાં ઉપસ્થિત રહ્યા હતા. પૂજ્યોના પ્રભાવોત્પાદક પ્રવચનો થયા હતા. આ બંને જાહેરસભામાં દશ–દશ હજારની માનવમેદની ઉપસ્થિત થઈ હતી. પ્રભાતફેરી, સરઘસ વગેરે કાર્યક્રમો પણ યોજવામાં આવ્યા હતા.

જન્મકલ્યાણક દિવસે સારા શહેરને જૈન ધ્વજા, તોરણો અને મહાવીર વાણીના દ્વારોથી શણગારવામાં આવેલ. સવારે પ્રભાતફેરી, બપોરના ભવ્ય જલયાત્રાનો વરઘોડો અને રાત્રે દિગમ્બર મંદિરની સામે કોલેજના પ્રાંગણમાં જાહેરસભા પૂજ્યશ્રીની નિશ્રામાં યોજાઇ હતી. અતિથિવિશેષ તરીકે કલેકટર શ્રી ફેઝલ પધારેલા. સભામાં ૧૫ હજાર લોકોની હાજરી થઈ હતી. સભા બાદ સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયેલ.

આ નિર્વાણ વર્ષ દરમ્યાન શહેરમાં આરસના શિખરવાળા બે મજલાના જિનાલયની પ્રતિષ્ઠા, પ્રતિષ્ઠા દરમ્યાન સ્થાનિક મંડળો તેમ જ બહારગામથી આવેલા ૧૦ સંગીત મંડળો દ્વારા પ્રતિદિન સાંસ્કૃતિક કાર્યક્રમોનું આયોજન, પંચપ્રતિક્રમણ તથા જૈન તત્વજ્ઞાનનો અભ્યાસ કરતા લગભગ ૬૦ વિદ્યાર્થી ભાઈ–બહેનોને પારિતોષિક વિતરણ આદિ શાસન પ્રભાવક કાર્યો થયા હતા.

શ્રીસંઘમાં ૨૫૦ ઉપવાસ, ૨૫૦૦ સામાયિક અને ૨૫૦૦ વ્યક્તિઓએ જાપ કર્યા હતાં. ૨૫૦ પ્રભાતફેરી નીકળી હતી. પાંચ હજાર ગરીબોને ભોજન, ૨૫૦ ગરીબોને વસ્ત્ર અને ૨૫૦ ગરીબોને ધાબળા આપવામાં આવ્યા હતા. ૨૫ વ્યક્તિઓએ સાત વ્યસનોનો ત્યાગ કર્યો હતો. એક સ્મારિકાનું પ્રકાશન પણ કરવામાં આવ્યું હતું.

આમ, પૂજ્યશ્રીના ચોમાસા દરમ્યાન જગદલપુરમાં નિર્વાણોત્સવની અનુમોદનીય ઉજવણી થઇ હતી. આ અગાઉ કુસુમકસા અને દલ્લીરાજહરા નગરે પણ પૂજ્યશ્રીની નિશ્રામાં શિખરબંધી જિનાલયની ખનન વિધિ તથા આધારશિલા જુદા જુદા જિનાલયોની થઇ હતી. કુસુમકસા નિવાસી શેઠ મનોરમલજી સીંઘી તરફથી પ્રતિદિન સાતસો ગરીબોને લગાતાર ચાર મહિના ભોજન અપાયું હતું. શ્રી સીંઘીજી તરફથી સ્કૂલના વિદ્યાર્થીઓને વસ્ત્રદાન પણ અપાયું હતું.

ચાતુર્માસ બાદ પૂજ્ય શ્રી જયપુર (ઓરિસા) પધારતાં, ત્યાં સૂર્ય મહેલના પ્રાંગણમાં જાહેરસભા મળી હતી. સભામાં કલેકટર સાહેબ, મંત્રીગણ આદિ ૨૦ હજાર વ્યક્તિઓની ઉપસ્થિતિ થઈ હતી. પૂજ્યશ્રીનું પ્રવચન આકાશવાણી જયપુર સ્ટેશનેથી રીલે કરવામાં આવેલ.

માણસા : ઉદાસી મુનિશ્રી ચંપકસાગરજી મ.ની નિશ્રામાં નિર્વાણ કલ્યાણક નિમિત્તે તપ–જપ આદિની આરાધના સારી એવી થયેલ.

નામલી : ૨૫૦૦ નિર્વાણ વર્ષના ઉપલક્ષમાં એક જૈન ધર્મશાળા રૂા. ૨૨ હજારના ખર્ચે બાંધવામાં આવી છે.



## બિહાર સમિતિ દ્વારા
## થયેલા અનેક કાર્યો

બિહાર રાજ્યમાં સરકારી સ્તરે, દરેક રાજ્યો કરતાં સર્વપ્રથમ, ભગવાન મહાવીર ૨૫૦૦ મી નિર્વાણ મહોત્સવ સમિતિની રચના થઈ. તેની પહેલી અને બીજી બેઠક પાવાપુરીમાં મળી. બીજી બેઠકમાં ગામમંદિરમાં વિશાળ સભામંડપ અને જલમંદિર ફરતી ફૂલવાડી બનાવવાના નિર્ણયો લેવાયા. ત્યારપછી ત્રણ બેઠકો રાજભવન–પટનામાં અને એક બેઠક પાવાપુરીમાં પુનઃ મળી. ત્યારબાદ અન્ય અનેક બેઠકો પણ યોજાઈ. આ દરમ્યાન નિર્વાણ મહોત્સવના જે જે કાર્યો થયા તેનું સંક્ષિપ્ત વિવરણ નીચે મુજબ છેઃ

∴ પાવાપુરી સ્ટેશનનો વિકાસ થયો. પ્લેટફૉર્મ ઊંચું બનાવવામાં આવ્યું. સ્પેશ્યલ ટ્રેનોને ઊભી રાખવાની તથા બુકીંગ ઓફિસ માટેની વ્યવસ્થા કરવામાં આવી. કલકત્તાથી પાવાપુરી સુધીના એકસ્ટ્રા કોચ ઘણા દિવસો સુધી જોડવામાં આવ્યા.

∴ બિહાર સરકારના ટુરિસ્ટ વિભાગે પાવાપુરી, રાજગૃહી, વૈશાલી વગેરેના અનેક આકર્ષિત ચિત્રો છપાવી પ્રચાર કર્યો. મુનિશ્રી રૂપચંદજી મહારાજ લિખિત 'મહાવીર જીવના'ની પુસ્તિકાઓ છાપી અનેક સ્થળે વિતરત કરી.

∴ વૈશાલી મંદિરના નિર્માણ માટે રાજ્ય સરકારે રૂા. સવાલાખની રકમ આપી.

∴ નિર્વાણોત્સવના ઉપલક્ષમાં માંસના વેચાણ અને શીકાર પર પ્રતીબંધ મુકાયો. જન્મકલ્યાણક દિવસે જાહેર રજા પળાઇ અને કતલખાના બંધ રહ્યા.

∴ મધુબનમાં એક સાર્વજનિક દવાખાનું ખુલ્યું.

## ત્રણ વર્ષ સુધી શિકારબંધી

∴ ગિરીડીહમાં એક હોમિયોપેથિક દવાખાનું શ્રી નવરતનમલજી સુરાનાએ ખોલ્યું.

∴ 'શ્રી જૈન શ્વે. ભંડાર-તીર્થ પાવાપુરી'ને આયકર મુક્તિ આપવામાં આવી.

∴ દિગમ્બર જૈન સમાજ દ્વારા અનેક દેરાસરોના જીર્ણોદ્ધાર, માનસ્તંભોના નિર્માણ, સેમિનારના કાર્યક્રમોનું આયોજન, પુસ્તિકાઓનું પ્રકાશન અને વિતરણ આદિ કર્યો થયાં.

∴ ક્ષત્રિયકુંડ ગ્રામ (વૈશાલી)માં પાંચ લાખ રૂા.ના ખર્ચે વિદ્યાર્થીઓ અને અધ્યાપકો માટે એક હોસ્ટેલ નિર્માણ કરવાનું વિચારાયું....અને

∴ બિહાર રાજ્ય સરકારે ત્રણું વર્ષ માટે [તા. ૧૫ નવેમ્બર ૧૯૭૮ સુધી] શિકારબંધી જાહેર કરી.

અમદાવાદ [ગુજરાત] અત્રેની સમસ્ત સ્થાનકવાસી જૈન સમિતિએ સમાપન સમારોહ ગરીબોને તેમ જ અનાથોને મીઠાઈ આપીને, તપસ્વીઓને પ્રભાવના કરીને, તેમજ દરેક સ્થાનકોમાં જીવ છોડામણ માટે અને માનવરાહત માટે સારી એવી રકમ વાપરીને ઉજવ્યો.

તા. ૯–૯–૭૫ના રોજ સૌરાષ્ટ્ર સ્થાનકવાસી જૈન સંઘની વાડીમાં, શહેરમાં બિરાજમાન પૂજ્ય સાધુ-સાધ્વીજીઓ અને મહાસતીજીઓને આમંત્રીને તે સૌના જાહેર પ્રવચનોનું આયોજન થયું.

૫મી નવેમ્બર ૧૯૭૫ના શ્રી ચંદ્રપ્રભુ દિગંબર જૈનમંદિરમાં વિશાળ સભા અને ભવ્ય કવિ સંમેલનનું આયોજન થયું. સાંજે શ્રી એમ. એમ. પટેલ પ્રશિક્ષણ મહાવિદ્યાલય (અમદાવાદ)ના પ્રાચાર્ય શ્રી સી. કે. આકુવાલાની અધ્યક્ષતામાં જાહેરસભા થઈ.

## સ્થાનકવાસી સંઘની
## અનુમોદનીય પ્રવૃત્તિ





卐
卐
卐
卐

# श्री महावीर विनती

卐
卐
卐
卐

नगरु तां वढवाण विशेपियइ, चलीय ए वीरु जिणेश्वर देखियइ;
अमीय ए फिर हेम कचोलडइ, मिलिउ माणिक कांचन सुंद्रडइ. १
नगरनउ गुरु ए पुरु तइ करी, मन रहिउ विरु पापिति तुं फरी;
निरषतां तुझ रूप नितू नवू, किरुउ मूरष माणुसु हउं कवउं? २
फडस जे पुण लेउ कपूरनी किरणि चंद्र तणे किरी नीपनी;
ईसीय मूरति देखिय निर्म्मली मन तणी हिव पूरिसु हउ रली. ३
पग न पूजइ पूष्प तणी कली, जिन जिनेश नहालइं तइं वली;
अमर पामर लोक जई मिलिया, सवि सही भवसागर ते स्वलिय. ४
झगमगइ मुख पुनिमचंद्रमों, कमलकोमल तू नयनोपमाः
विपुल बेउ कपोल निकासला हृदय देखीयु थाउ नवोसला. ५
भुज विन्हइं पुर मेगल सिउ भिडी नखशिखा किर बेउल पांखडी;
चरणचंगिम तू नितु जोई सिउ, अवर आसणु नत्थिअ जोडि सिउ. ६
सकल विभ्रम टालीय वेगला, दइं तिस्त कई तत्त्व तणी कला;
जिम कपाय न आवइ आसना, मनि वसइं तुज्झ शासनवासना. ७

॥ इति श्री जयशेखरसूरिकृता श्रीमहावीर वीनती ॥

[ रचनाः वि. सं. १४१८ ]



## ● મુલુન્ડમાં ચિરઃસ્મરણિય રથયાત્રા ●

મુલુન્ડ [મુંબઇ] : પૂ. મુનિ પ્રવરશ્રી કનકવિજયજી મ., મુનિ શ્રી પૂર્ણાનન્દવિજયજી મ૦ આદિ તથા સાધ્વીશ્રી પ્રિયંવદાશ્રી આદિ ઠા ૬ અને અચલગચ્છના સાધ્વી શ્રી અરૂણોદયાશ્રી ઠા. ૪ની નિશ્રામાં નિર્વાણ કલ્યાણકની ઉજવણી રથયાત્રા, રંગોળી પ્રદર્શન, નૃત્યનાટકો અને વિવિધ તપ–જપની આરાધના, અનુષ્ઠાન તેમ જ અઠ્ઠાઈ મહોત્સવપૂર્વક શાનદાર રીતે ઉજવાઈ હતી.

તા. ૧–૧૨–૭૪ના સવારે ૯ વાગે ઝવેરરોડ દેરાસરથી ભવ્ય રથયાત્રા ચઢી હતી. તેમાં શ્રી મુલુન્ડ શ્વે. મૂર્તિપૂજક સંઘ, મુલુન્ડ વર્ધમાન સ્થાનકવાસી સંઘ, શ્રી પાર્શ્વચંદ્રગચ્છ જૈન સમાજ-મુલુન્ડ, શ્રી મુલુન્ડ જૈન મિત્ર-મંડળ, કચ્છી વીશા ઓસવાલ જૈન સમાજ–મુલુન્ડ, કચ્છી દશા ઓસવાલ જૈન સર્વોદય મંડળ, શ્રી મુલુન્ડ વર્ધમાન સ્થાનકવાસી જૈન યુવક મંડળ, હાલારી વીસા ઓસવાલ જૈન સમાજ–મુલુન્ડ, શ્રી મહાવીર સ્નાત્રમંડળ વગેરે જોડાયા હતા. અને મુલુન્ડની બહેનોના મંડળોમાં વાસુપૂજ્ય મંડળ, પ્રેરણા મંડળ, ભક્તિ મંડળ, મહિલા મંડળ, જિનેન્દ્ર ભક્તિ મંડળ તથા પાર્શ્વનાથ રાજસ્થાન મહિલા મંડળના બહેનોએ જુદી જુદી સાડીઓ પરિધાન કરી તેમ જ માથા ઉપર હેલ, કુંભ, શ્રીફળ–લોટો મૂકી, વિશાળ સંખ્યામાં જોડાયા હતા.

સૌથી આગળ જૈનધ્વજ, નોબત અને ધ્વજધારી ઘોડેસ્વારો હતાં. બગીમાં ભગવાન મહાવીરની ભવ્ય છબી પધરાવવામાં આવી હતી. એક જ યુનિફોર્મમાં પાઠશાળાની બાલિકાઓ, બાલમંદિરના ભૂલકાઓ તેમ જ આત્મવલ્લભ જૈન બેન્ડ [સાદડી]ના યુવાનો જોડાયા હતા. મુલુન્ડના મુખ્ય મુખ્ય માર્ગે પસાર થઈ રથયાત્રા ૧૨॥ વાગે દેરાસર આવી પહોંચી હતી. વિશાળ મેદની, દાંડીયારાસ અને જયનાદો ગજવતી બહેનો તથા વિવિધ શાસન શોભા યુકત સામગ્રી જોવા આખા રસ્તે માનવ મહેરામણ ઉભરાયો હતો. આખી રથયાત્રા અનેરી ભાવોત્પાદક અને જીવંત બની હતી.

૨૫૦૦મા નિર્વાણ કલ્યાણક પ્રસંગની આ ભવ્ય ઉજવણી મુલુન્ડને આંગણે સારી રીતે ઉજવાય તે માટે સંઘના પ્રમુખ શ્રી મોરારજીભાઇ રેતીવાલા, શ્રી કાંતિલાલ હરગોવિંદદાસ, શ્રી લોપીનભાઇ ગાંધી, શ્રી પ્રતાપભાઇ હરજીવનદાસ, શ્રી પ્રતાપભાઇ ગોવિંદજી, શ્રી વાઘજીભાઇ તથા અન્ય અનેક કાર્યકરોએ સતત જહેમત ઉઠાવી હતી.

### □ કર્ણાટક □

બીજાપુર : ભગવાન મહાવીર જન્મકલ્યાણક મહોત્સવ ચારે ફિરકાએ મળી સુંદર રીતે ઉજવ્યો. સવારે ભવ્ય વરઘોડો ચઢયો; અને રથમાં ભગવાન મહાવીરનો ફોટો તથા પંચરંગી ધ્વજો પાંચ ઘોડા ઉપર ફરફરતા હતા. જૈન–જૈનેતર સૌ તેમાં સામેલ થયાં હતાં. ઘર–ઘર ઉપર પંચરંગી ધ્વજ ફરકતા હતા. રાત્રિના જાહેરસભા મળેલ. તેમાં સોલાપુરથી પધારેલા પદ્મશ્રી સુમતિબહેનનું મુખ્ય પ્રવચન યોજાયું.

તા. ૨૯–૪–૭૫ના ધર્મચક્રનો પ્રવેશ થતાં ભવ્ય સ્વાગત થયું. જૈનના બધા ફિરકાઓ ઉપરાંત લિંગાયત, કર્ણાટકી. દરેક લોકો સામેલ હતા. કલેકટર સાહેબે ધર્મચક્રને પુષ્પથી વધાવેલ. શહેરને દરવાજા, કમાનો, ધ્વજાપતાકા વગેરેથી સુંદર રીતે શણગારવામાં આવેલ. રાત્રે જાહેરસભા મળી. ભગવાન મહાવીરના જીવન–કવન ઉપર કન્નડ ભાષામાં પ્રવચનો થયાં હતાં. તળાજા તીર્થ કમિટી–પેઢીના મેનેજર, કવિશ્રી અમરચંદભાઈ માવજીભાઈ શાહે આ પ્રસંગે પોતાનું વકતવ્ય રજૂ કરેલ. આમ, આ વિવિધ કાર્યક્રમોથી સમગ્ર જનતામાં ભગવાન મહાવીરનું નામ ગાજતું થયું હતું.

## ગાજતું બનેલ ભગવાન મહાવીરનું નામ



# 'સામાયિક મંડળ' દ્વારા ભવ્ય સમારંભ

પાલિતાણા : 'શ્રી સિદ્ધક્ષેત્ર સામાયિક મંડળ'ના ઉપક્રમે ૨૫૦૦મા નિર્વાણ વર્ષને અનુલક્ષી સમૂહ સ્નાત્ર, સમૂહ યાત્રા, સમૂહ સામાયિક, વક્તૃત્વસ્પર્ધા, નિબંધસ્પર્ધા વગેરે કાર્યક્રમો ઘણા ઉલ્લાસપૂર્વક યોજાયાં. ઉપરાંત મંડળ દ્વારા નિર્વાણ વર્ષનો સમાપન સમારંભ 'સ્ટેટ બેન્ક ઓફ સૌરાષ્ટ્ર'ના ડેપ્યુટી જનરલ મેનેજર શ્રી વિનયકાંત કે. મહેતાના પ્રમુખપદે અને પાલિતાણાના નગરશેઠ શ્રી ચુનીભાઇ તથા કલકત્તાનિવાસી આગેવાન કાર્યકર્તા અને પાવાપુરીના ટ્રસ્ટી શ્રી વૃજલાલ ડાહ્યાભાઈ દોશીના અતિથિવિશેષ પદે નૂતન ઉપાશ્રયમાં યોજવામાં આવેલ.

આ પ્રસંગે મંડળના પ્રમુખશ્રી ડૉ. ભાઈલાલભાઈ બાવીશી, મંત્રીઓ સર્વશ્રી સોમચંદભાઇ ડી. શાહ, પંડિત કપુરચંદભાઇ, બાલાશ્રમના સુપ્રી૰ વીરચંદભાઈ, ગુરૂકુળના સુપ્રી૰ નગીનભાઈ, નાગરિક બેન્કના મેનેજર વિનુભાઈ, સ્ટેટ બેન્કના મેનેજર મદુભાઇ પંડ્યા, સંઘના આગેવાનશ્રી બેચરભાઇ, સમારંભના પ્રમુખશ્રી તથા અતિથિવિશેષો, અધ્યાપક જયંતિલાલ એમ. શાહ, માણેકલાલ બગડિયા વગેરેના પ્રવચનો થયા હતા. તેમ જ ઉપરોક્ત સ્પર્ધામાં વિજેતા થયેલાઓને આ પ્રસંગે ઇનામો આપવામાં આવ્યાં હતા. મંડળને તેમ જ સ્પર્ધાના વિજેતાઓને માટે અનેક ભાઇઓએ આ પ્રસંગે સારી એવી રકમ આપી હતી.

અમદાવાદ—નવરંગપુરા : અહીં ૨૫૦૦મા નિર્વાણોત્સવ વર્ષ દરમ્યાન અનેકવિધ અનુષ્ઠાનો અને નિર્માણકાર્યો ઉમંગભેર થયા છે. તેમાં શ્રી સુમતિનાથનું જિનાલય, સાધ્વીજીઓ માટેનો ઉપાશ્રય, આયંબિલશાળા વગેરે મુખ્ય છે.



**બોટાદ :** શ્રી શ્વેતામ્બર જૈન સંઘ, શ્રી આદિનાથ જૈન મિત્રમંડળ અને શ્રી સોસાયટી મિત્રમંડળ દ્વારા નિર્વાણ કલ્યાણકને અનુલક્ષી યોજવામાં આવેલ ભવ્ય પ્રદર્શન.

દોલતનગર [બોરીવલી-મુંબઈ] : પૂજ્ય આચાર્યશ્રી વિજયમેરૂપ્રભસૂરિજી મ. આદિની નિશ્રામાં ભગવાન મહાવીર નિર્વાણ કલ્યાણકની ઉજવણી વિવિધ રંગોળી, અંગરચના, પ્રભાવના તેમ જ છઠ્ઠના તપ-જપપૂર્વકની આરાધના સહિત ઉમંગથી થઈ હતી. વીર પ્રભુના દીક્ષા કલ્યાણકનો ભવ્ય વરઘોડો પણ ચઢેલ.

સલુમ્બર : શેઠ બદામીલાલ ગાંધીએ એક જિનાલય બંધાવી તેમાં પા ફૂટના મહાવીર પ્રભુજીના ખડ્ગાસન પ્રતિમાજી બિરાજમાન કરાવ્યા છે.

પારોલા : નિર્વાણોત્સવ નિમિત્તે ભગવાન મહાવીરસ્વામીના જીવનચરિત્રના ચિત્રોનું પ્રદર્શન અને તેઓના જીવન અને ઉપદેશ સંબંધી વ્યાખ્યાનો યોજાએલ.

સમાચાર સૌરભ



વાલકેશ્વરમાં બિરાજમાન સાહિત્ય-કલારત્ન મુનિશ્રી યશોવિજયજી મહારાજના વંદનાર્થે પધારતા 'ચિત્રસંપુટનું' એકાગ્રતાપૂર્વક નિરીક્ષણ કરી રહેલા વિદ્વદ્વર્ય શ્રી કાકા-કાલેલકર. (મુંબઈ)

પટોદા : પૂ. પંન્યાસશ્રી ન્યાયવિજયજી ગણીવર્યશ્રીએ અહીંના પલ્લીવાલ ક્ષેત્રોમાં વસતા જૈનોમાં સારો એવો ધર્મભાવ જગાડયો. શિબિરનું આયોજન થયું. અને પલ્લીવાલ શ્વેતામ્બરોનું સમ્મેલન મળ્યું. પૂજ્યશ્રીના ઉપદેશથી ભગવાન મહાવીરનું નૂતન જિનાલય નિર્માણ થયું. આ ક્ષેત્રમાં મૂર્તિપૂજક સાધુનું આ પ્રથમવાર જ ચાતુર્માસ થયું હતું.

★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★



 ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★ ★

# વિશ્વનું વિસ્મયકારક વસહિ

□ અર્બુદગિરિ આબુના શિલ્પનું સૌન્દર્ય □
□ જગપ્રસિદ્ધ જૈન વિમલ – વસહિ □
□ દેલવાડા મંદિર લુણ – વસહિ □

આજથી લગભગ ૯૪૫ વર્ષ પહેલાં અર્બુદગિરિ પર, આંખો જોતાં થાકે નહિ તેવું વિસ્મયકારી વસહિનું નિર્માણ થયું. વસહિ એટલે મંદિર. આજે નવ શતક બાદ પણ આ "વિમલ વસહી" તેની કલાકારીગરી અને શિલ્પ સૌન્દર્ય માટે બેનમૂન અને બેજોડ છે.

પ્રભાવક ધર્માચાર્ય શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજના સદુપદેશથી, ગુજરાતના રાજા ભીમદેવ (પ્રથમ)ના મંત્રી વિમલશાહે સંવત ૧૦૮૮ [સને ૧૦૩૧]માં ૧૮ કરોડ અને ૫૩ લાખ રૂપિયાના જંગી ખર્ચે સૂત્રધાર કીર્તિધર પાસે સફેદ સંગેમરમરનો ભવ્ય અને અલૌકિક જિનપ્રાસાદ બનાવાયો, તેમાં પ્રથમ તીર્થંકર ભગવાન ઋષભદેવની મૂર્તિની પ્રતિષ્ઠા કરાઇ.

આ 'વિમલ વસહિ'માં છત સ્થંભ, તોરણ, ગોખ વગેરેની કલા–કારીગરી, કમળની વિવિધ વેલ, હાથી, ઘોડા, સિંહ, બતકની હારમાળા, ભક્તિનૃત્યમાં લીન પૂતળીઓ અને છતમાં લટકતાં આરસનાં ઝુમ્મર આદિ કલાકૃતિયો એક એકથી અનોખા અને અજોડ છે. આ ઉપરાંત છતો અને દિવાલ પર જૈન અને હિન્દુ ધર્મશાસ્ત્રોનાં આખ્યાન પણ કંડારેલા છે. અધિષ્ઠાત્રી શ્રી અંબિકાદેવીની પણ એક દહેરી છે. આ પ્રભાવિકા દેવીની કૃપાથી મંત્રીએ વિશ્વના આ અનુપમ શિલ્પ સૌન્દર્યની રચના સફળતાથી પૂરી કરી.

'વિમલ વસહિ'ની જેમ 'લુણ વસહિ' પણ શિલ્પ સૌન્દર્યમાં અપ્રતિમ અને બેનમૂન છે. રાજા વીરધવલના બે મંત્રી ભાઈઓ વસ્તુપાળ અને તેજપાળે વિ. સં. ૧૨૮૮ [સને ૧૨૩૦]માં 'વિમલ વસહિ'ની બાજુમાં, થોડેક ઊંચે રૂા. ૧૨ કરોડ અને ૧૩ લાખના લખલુંટ ખર્ચે જિનપ્રાસાદ બંધાવ્યો. તેમાં પોતાના ગુરુ શ્રી વિજયસેનસૂરિજી મહારાજના વરદ્ હસ્તે બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવંતની પ્રતિમાજીની પ્રતિષ્ઠા કરાવી.

બે ભાઈઓના અને ખાસ કરીને તેજપાળની ધર્મપત્ની અનુપમાદેવીના અથાગ પ્રયત્ન અને પ્રેરણાથી વિશ્વના આ બીજા "સંગેમરમરના સૌન્દર્ય"નું નિર્માણ થયું. આ મંદિરની દીવાલો, છત, ગોખ, સ્થંભ પર એટલું બધું બારીક નકશીકામ કરાયું છે કે જોઈને દંગ થઇ જવાય કે આ શિલ્પકામ છે કે કાગળનું કોતરકામ!!

"વિમલ વસહિ"ની જેમ આ મંદિરમાં બાવન જિનાલય છે. અહીંના નૌચોકી, રંગમંડપ, હસ્તિશાળા, દેરાણી–જેઠાણીના ગોખ અને ભારતીય નૃત્ય–કલાની વિવિધ મુદ્રાઓમાં ખીલેલા કમલની પાંખડીઓ પર પ્રદર્શિત નૃત્યાંગનાઓ વિશેષ રમણીય છે.

આ બે વિસ્મયકારી વસહિ (મંદિર) ઉપરાંત જૈન ગુર્જર ભીમાશાહના પિત્તલના ઋષભદેવસ્વામીનું મંદિર (વિ.સં. ૧૩૭૩ અને વિ.સ. ૧૪૮૯), ત્રણ માળ ઊંચું ભગવાન પાર્શ્વનાથનું ખરતરવસહિ [આય : સં. ૧૫૦૫] પણ શિલ્પ સૌન્દર્યમાં બેનમૂન છે. ભગવાન શ્રી મહાવીર સ્વામીનું મંદિર પણ એવું જ દર્શનીય છે.

ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવના સંદર્ભમાં દેલવાડા જૈન મંદિરોમાં [વિ. સં. ૧૬૩૯ અને વિ.સં. ૧૮૨૧ના મધ્યમાં નિર્મિત] ભગવાન મહાવીરના આ મંદિરનું વિશેષ મહત્ત્વ છે.

ભગવાન મહાવીરની મનોહર, અનોખી અને આકર્ષક પ્રતિમાજીનું દર્શન યાત્રિકો, પર્યટકો અને દર્શકોના હૈયે ભાવની હેલી ચઢાવે છે. આ જ ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવની સાચી શ્રદ્ધાંજલિ છે.

જેમણે અનેકાન્તવાદ કે સ્યાદ્વાદરૂપી સૂર્યનો પ્રકાશ કરીને જીવન તથા જગતના પ્રશ્નો સમજવાની એક નવી જ તત્ત્વદૃષ્ટિ આપી એવા અખિલ વિશ્વના તારણહાર, આર્ય સંસ્કૃતિના મહાન જ્યોતિર્ધર, જ્ઞાનવંશ વિભૂષણ સિદ્ધાર્થસુત, ત્રિશલાનંદન ચરમ તીર્થપતિ વિશ્વવંદ્ય

શ્રી વીર પરમાત્તાને મારી
કોટી કોટી વંદના હો...

—વિ. સા. પ્રિયંવદાશ્રીજી

જેના ચરણ-કમળના કિરણ
કેશરના આલિંગન સુરેન્દ્રના
મુકુટ કરે છે,
અને જે
ત્રણ લોકને માટે
મંગલ સ્વરૂપ છે
એવા મહાવીરસ્વામીને
હું પ્રણામ કરૂ છું.



ભગવાને ત્રણ પ્રકારનો ધર્મ કહ્યો છેઃ
● સમ્યક પ્રકારે સૂત્રાદિનું અધ્યયન
● સમ્યક પ્રકારે ધ્યાન અને સમ્યક તપ

# વર્ધમાન સેવા કેન્દ્ર

## ૬૮, ગુલાલવાડી, મુંબઈ–૪.

આત્મીય, પરમ હિતમિત્ર
વડીલ બંધુ શ્રી કુમારપાળભાઈ,

તમારી શુભ ભાવનાઓ અને સત્ સંકલ્પોને અમારા પ્રણામ.

પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયભુવનભાનુસૂરિજી મહારાજની તપસિંચિત મંગલ વાણીથી અને તમારા ભરપૂર આત્મપ્રેમથી અમે, તમારા દ્વારા સંચાલિત "જૈન ધાર્મિક શિક્ષણ શિબિર"માં રહીને ઘણું ઘણું પામ્યા છીએ. શિબિર દ્વારા અમારા જેવા અલ્લડ યુવાનોનું નૈતિક અને આધ્યાત્મિક ઘડતર કરવાનું કામ છેલ્લા કેટલાય વરસોથી તમે અથાગપણે અને ઉત્સાહથી કરી રહ્યા છો તે જોઈ જાણીને અમારો આત્મા પુલકિત થાય છે.

એક યુવાન પોતાની શુભ ભાવનાઓને સાકાર કરવાનો સત્સંકલ્પ કરી તેમાં લયલીન બને તો તે પોતાનું તેમજ સમાજ અને શ્રી સંઘનું પણ કેટલું બધું કલ્યાણ કરી શકે છે તેનું તમે પ્રેરક જીવંત ઉદાહરણ છો. જૈન ધાર્મિક શિક્ષણ શિબિરની પ્રવૃત્તિમાંથી આજ તમે સમ્યક પ્રવૃત્તિઓનું જે એક પછી એક વૃક્ષ વાવી સેવાની હરિયાળી સર્જી રહ્યા છો તે જોઇ અને જાણીને તમારા આત્માને આપોઆપ વંદન થઇ જાય છે.

તમને તમારી કોઇ પ્રશંસા કરે તે નથી ગમતું છતાંય આટલું લખ્યું છે; પણ તે પ્રશંસા કરવા માટે નથી લખ્યું. "વર્ધમાન સેવા કેન્દ્ર" નામની સંસ્થાને નામે તમે જે સેવાયજ્ઞ પ્રજ્જવલિત કર્યો છે તેથી અમારા આત્માને જે આનંદ થઇ રહ્યો છે તે જ વ્યક્ત કર્યો છે. કેન્દ્રની સમ્યક્ પ્રવૃત્તિની અનુમોદના કરવા અને બીજાઓને તેમાં સહભાગી બનાવવા માટે જ અમે આટલું લખ્યું છે.

અમે તમારા 'વર્ધમાન સેવા કેન્દ્ર'ની પ્રવૃત્તિઓની પ્રશંસા કરીએ છીએ. અમારા જેવા યુવાનો માટે જ નહિ પરંતુ વડીલો માટે પણ આ કેન્દ્ર પ્રેરણારૂપ બની રહેશે. માત્ર પાંચેક વરસના સમય દરમિયાન કેન્દ્રે જે કંઈ સમાજ અને સંઘની સેવા કરી છે તે ખરેખર અનુમોદનીય અને વધુ ને વધુ સૌને સાથ અને સહકાર આપવાનો ભાવ પ્રેરે તેવી છે.

આનંદ તો સૌથી વિશેષ અમને એ વાતનો છે કે તમારા કેન્દ્રે સેવાના એવા ક્ષેત્રો સ્પર્શ્યાં છે કે જ્યાં ખરેખર સેવાની જરૂર છે. યુવાનોને જૈન ધર્મના સંસ્કાર અને જૈનાચાર શીખવતી, કુદરતી આફતો વખતે અર્થાત્ દુકાળપિડિતો, અકળ પીડિતો તેમજ ક્યારેક વિદેશો (બંગલાદેશ)ના નિરાશ્રિતોને ઘટના સ્થળે જઈને તેમના દુઃખમાં સહભાગી બનતી, અને દૂરસુદૂર પલ્લીવાલ ક્ષેત્રમાં વિસરાઈ ગયેલા જૈનત્વના સંસ્કારને પુનઃજીવંત કરતી તમારા કેન્દ્રની પ્રવૃત્તિયો સાચે જ તન–મન અને ધનના સહકારના યોગ્યને સુપાત્ર છે.

કેન્દ્રના મુખપત્ર "વર્ધમાન જૈન" નામના 'મિની પત્ર' (પાક્ષિક) દ્વારા અમે આ બધી સમ્યક્ પ્રવૃત્તિથી માહિતગાર થઈએ છીએ. છેલ્લા બે એક વર્ષથી કેન્દ્ર દ્વારા પલ્લીવાલ ક્ષેત્રના પલ્લીવાલ જૈન ભાઇ–બહેનોને જૈન ધર્મના સંસ્કાર આપવા કેન્દ્ર જે જહેમત લઈ રહ્યું છે તે જાણીને આત્મા આનંદની વિભોર બની જાય છે. આવા અજાણ્યા ક્ષેત્રમાં 'સવિ જીવ કરું શાસન રસી'ની ભાવનાને સાકાર કરવા માટે તમને અને કેન્દ્રના તમારા અન્ય આજીવન સેવાવ્રતીઓને અમારાં અભિનંદન.

અમે અંતરના ય અંતરથી શાસનદેવોને પ્રાર્થના કરીએ છીએ કે વર્ધમાન સેવા કેન્દ્રની સમ્યક્ પ્રવૃત્તિઓ સમાજના ભરપૂર સાથ અને સહયોગથી દિન–બ–દિન વિકસિત અને સંગીન બની રહો.

લિ. તમારા આપ્રી
ભૂતપૂર્વ શિબિરાર્થીઓ.

પરમ પૂજ્ય આતઃસ્મરણિય ચરમ તીર્થંકર
ભગવાન શ્રી મહાવીરસ્વામી

જેઓ વિનયાદિ ગુણોથી વિભૂષિત હતા,
માતા-પિતા તથા ગુરુજનોનો યોગ્ય આદર કરનારા,
સર્વ જીવોની પ્રત્યે સૌમ્ય પ્રકૃતિથી સૌના હૃદયને જીતનારા હતા...તે

## શ્રી વીર પરમાત્માને

અમારી કોટી કોટી વંદના હો.



પૂજ્ય માતુશ્રી જડીબેન તથા
પૂજ્ય વડીલબંધુ શ્રી ખીમચંદભાઈના આત્મશ્રેયાર્થે

ખેરવાજતના નિવાસી
શાહ છગનલાલ ત્રિભોવનદાસના સુપુત્રો
શ્રી ચિનુભાઈ, શ્રી શાન્તિભાઈ, શ્રી ચીમનભાઈ,
શ્રી દિલીપકુમાર વગેરે પરિવાર.

## શ્રી ચીનુભાઈ છગનલાલ શાહ

સવિતા ટેરેશ, ૧૯૬, ગુજરાત સોસાયટી, સાયન (વેસ્ટ)
મુંબઈ-૪૦૦૦૨૨

અખિલ વિશ્વ
અને સમગ્ર જીવસૃષ્ટિના રહસ્યોને
જાણનારા જગદ્ગુરુ,
પ્રાણીમાત્રના આનંદદાતા,
ચરાચર પ્રાણીઓના
સ્વામી અને બંધુ,
જગત પિતામહ,
સમસ્ત લોકના ગુરુ,
જિનેશ્વર ભગવંત
શ્રી મહાવીર પરમાત્માનો
જય હો....
જય હો....

卐

**ઘાટકોપર શ્રી પાર્શ્વનાથ શ્વે. મૂ. જૈન સંઘ**

[ સંઘાણી એસ્ટેટ ]

સાઈનાથ નગર, આગ્રા રોડ, ઘાટકોપર,

મુંબઈ–૪૦૦-૦૮૬

જે માણુસ જ્ઞાની છે
તેને માટે કશો ઉપદેશ નથી.
તેવો કુશળ પુરુષ
કાંઇ કરે અથવા ન કરે
તેથી તે બધ્ધ પણ નથી
અને મુક્ત પણ નથી.
(તો પણ)
લોકસંજ્ઞાને બધી રીત
બરાબર સમજીને અને
સમયને ઓળખીને
તે કુશળ પુરુષ
પૂર્વના મહા પુરુષોએ
ન આચરેલા કર્મો
આચરતો નથી.

●

સંસારમાં પ્રાણીમાત્રને આ ચાર ઉત્તમ
અંગો મળવા ઘણા દુર્લભ છે:

એક □

મનુષ્યપણું–મનુષ્યનો અવતાર.

બે □□

શ્રુતિ—સારા વચનોનું શ્રવણ.

ત્રણ □□□

તે સાંભળેલા સારા સારા વચનોમાં શ્રદ્ધા થવી.

ચાર □□□□

થયેલી શ્રદ્ધા અનુસાર સંયમની પ્રવૃત્તિમાં પુરુષાર્થ કરવો.



હે વીતરાગ!
તમારી પૂજા કરવાની અપેક્ષાએ
તમારી આજ્ઞાનું પાલન કરવું
વધુ મહત્ત્વપૂર્ણ છે.

આજ્ઞાની આરાધના મુક્તિ માટે અને
તેની વિરાધના બંધન માટે થાય છે.

તમારી શાશ્વત આજ્ઞા છે કે,
હેય અને ઉપાદેયનો
વિવેક કરવો.
આશ્રવ
સર્વથા હેય છે
અને
સંવર
[બંધન-નિરોધ]
સર્વથા
ઉપાદેય
[આચરણીય]
છે.

ભક્તિ માતા છે,
જ્ઞાન પિતા છે અને
ચારિત્ર એમનો પુત્ર છે.
ચારિત્રને જન્મ ન આપે
એ ભક્તિ વન્ધ્યા છે.

卐

આ વિશેષાંક આટલો બધો સમૃદ્ધ થયો છે તે માટે પૂજ્ય મુનિરાજશ્રીના વિદ્વાન શિષ્ય પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજનો ઉપકાર પણ ઘણો મોટો છે. તેમણે રાત-દિવસ જોયા વિના આ વિશેષાંકમાં સંપૂર્ણ રસ લીધો છે. પૂજ્ય મુનિરાજશ્રીએ વિશેષાંક માટે પોતાના સંગ્રહમાંથી બહુમૂલ્ય ચિત્રો આપ્યાં છે. તેઓશ્રીએ આ ઉદાર સહકાર ન આપ્યો હોત તો આ વિશેષાંક કદાચ આટલો સમૃદ્ધ ન બનત. પૂજ્ય આચાર્યશ્રી તથા પૂજ્ય મુનિરાજશ્રીની પ્રેરણા અને આશીર્વાદથી વિશેષાંકનુ ભગીરથ કામ આજે સંપૂર્ણપણે સફળ થયું છે.

વિશેષાંકની પૂર્વભૂમિકા આપ્યા બાદ શ્રી ગાડી સાહેબે શેઠશ્રી રતિલાલ મણીલાલ નાણાવટીનો સંક્ષિપ્ત પરિચય આપ્યો હતો. જ્યારે આપણી કોન્ફરન્સના મંત્રી શ્રી જયંતભાઈ એમ. શાહે અતિથિવિશેષ શ્રી જયંતીલાલ આર. શાહ અને શ્રી નારાયણજી શામજી મોમાયાનો પરિચય આપેલ.

પરિચય વિધિ બાદ કોન્ફરન્સનાં અનેક સ્થળોએથી આવેલા શ્રમણભગવંતોના, આગેવાનોના સંદેશાઓનું વાચન કર્યું હતું.

જૈન પત્ર સાથે લગભગ ત્રણ દાયકાથી સક્રિયપણે સંકળાયેલા, સિદ્ધહસ્ત લેખક શ્રી રતિલાલ દીપચંદ દેસાઈએ 'માહિતી વિશેષાંક'નો ઊર્મિલ સ્વરે પરિચય આપતાં જણાવ્યું હતું કે કેવળ જૈન સમાજ માટે જ નહિ પણ દેશ અને દુનિયા માટે ભગવાન મહાવીરના ૨૫૦૦ મા નિર્વાણનો અંક મોટો ઉત્સવ બની ગયો. આ નિમિત્તે તાત્કાલિક પ્રચારના તેમજ કાયમી અને સ્થાયી સેવાના અનેક કામો થયાં કે જેનો અંદાજ નથી. આ વરસે અમારીના, અહિંસાના, જીવો છોડાવવાના વગેરે એટલાં બધાં કામો થયાં કે તેને સંકલિત કરવા માટે જૈનના આવા ૧૭ થી ૨૦ ગ્રન્થો પણ ઓછા પડે.

આ અવસર નાનો સૂનો ન હતો. હિન્દુસ્તાનની બધી રાજ્ય સરકારોએ—પ્રજાઓએ, જૈનોના બધા ફીરકાઓએ એકી સાથે તેની ઉજવણી કરી. એથી ખ્યાલ આવે છે કે ભગવાન મહાવીર વિશ્વમાનવી હતા, વિશ્વ ઉદ્ધારક હતા.

આવી શાનદાર ઉજવણી કયારેય થઈ નથી. આ ઉજવણીનું જો સંસ્મરણ આપણે જાળવી ન શકીએ તો આપણે આપણી જવાબદારી ભૂલીએ છીએ.

એક દિવસ મહેન્દ્રે આવીને મને વાત કરી કે કાકા, આવો એક વિશેષાંક કાઢવાનું વિચારું છું. હું તો સાંભળીને ઠંડોગાર! મેં પૂછયું : સામગ્રી કેટલી, ખર્ચ કેટલો? ત્યારે તેણે મને કહ્યું પૂજ્ય આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજે આ માટે પ્રેરણા અને આશીર્વાદ આપ્યાં છે. આ જાણી મને થયું કે સમર્થ વ્યક્તિ હાથ ઝાલનાર છે, આથી મૂંઝાવા જેવું તો નથી જ.

આ વિશેષાંક તૈયાર કરવામાં અમને અનેક વ્યક્તિઓ, અને શક્તિઓનો સાથ મળ્યો છે, અનેક સંસ્થાઓનો એક યા બીજા પ્રકારે સહકાર મળ્યો છે. આ સૌમાં પૂજ્ય આચાર્ય શ્રી વિજય ધર્મસૂરિજી મહારાજ શક્તિના પ્રતીક બન્યાં છે. તેઓ આ વિશેષાંકના સુકાની સાબિત થયા છે. શ્રી દીપચંદભાઈ ગાડી તો તો વિશેષાંકની મૂડી બન્યા છે. તેઓ અમને ન મળ્યા હોત તો આ અંક કાઢવાની અમે હિંમત પણ ન કરી શક્યા હોત. પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ અને શ્રી ગાડી સાહેબના આત્મીય સાથ સહકારથી અમે આ સાહસ કરી શક્યા છીએ.

અમારા સંપાદન વિભાગની વાત કરું તો આ ગ્રંથને તૈયાર કરવા માટે ઢગલાબંધ અને જાતજાતની સામગ્રી અમને મળી હતી. આમાંથી મહત્વની સામગ્રી તારવવાનું, હિન્દી-અંગ્રેજી સાહિત્યમાંથી ગુજરાતી કરવાનું, એ બધી સામગ્રીનું સંકલન કરવાનું તેમજ તેની પ્રેસ કોપી કરવાનું, ગોઠવણી કરવાનું કામ જિન-સંદેશના તંત્રી ગુણવંતભાઈએ કર્યું છે. રાત-દિવસ જોયા વિના તેમણે એટલું બધું કામ કર્યું છે કે



તે કામ કરતાં કરતાં બેશુદ્ધ થઈ ગયા; છતાં બીમાર તબિયતે પણ તેણે વિશેષાંકનું કામ પૂરું કર્યું.

આ ગ્રંથમાં અનેક રંગીન છબીઓ છે. સ્થાયી સેવાના કામોની યાદી છે. ગામેગામના સમાચાર છે. ભગવાન મહાવીરની કેટલીક અલભ્ય અને ઓછી જાણીતી છબીઓ છે. ટૂંકમાં શક્ય તેટલી વધુ માહિતી આ ગ્રન્થમાં સંકલિત કરવામાં આવી છે. મારે કહેવું જોઈએ કે જૈનના ૭૫ વર્ષના જીવનમાં આ એક સુવર્ણ અંક બની રહેશે.

ગ્રન્થ પરિચય બાદ, આગેવાન ઉદ્યોગપતિ અને સાહિત્ય–કલાપ્રેમી શેઠ શ્રી રતિલાલ મણીલાલ નાણાવટીએ 'માહિતી વિશેષાંક'નું વિધિપૂર્વક પ્રકાશન કર્યું હતું. જાહેર–જનતા માટે ખુલ્લો મુકાયેલ આ ગ્રન્થ સર્વશ્રી ઉમેદમલજી હજારીમલજીએ પૂજ્ય આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજને અને શ્રી ચંદ્રસેન જીવણલાલ ઝવેરીએ પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજને સાદર સમર્પણ કર્યો હતો.

ગ્રન્થનું પ્રકાશન કરતાં શેઠશ્રી રતિલાલ નાણાવટીએ કહ્યું હતું કે મહેન્દ્રભાઈ મારે બંગલે આવ્યા ત્યારે તેમણે ગ્રન્થની કોપી આપી. ગ્રન્થની આછી–રૂપરેખા જોઈ ગયો. હું તેમાં બધું સમજ્યો છું તેમ નહિ કહું, પણ અત્યારે શ્રી રતિભાઈએ જે કહ્યું, એ અગાઉ શ્રી દીપચંદ ગાડીએ આ ગ્રન્થ માટે જે કહ્યું તે બધું જાણીને થાય કે આ અંકમાં કેટલી બધી સામગ્રી ભેગી થઈ છે. સંપાદક મંડળમાં શ્રી કાન્તીલાલ કોરા છે, તેમણે અને બીજા સંપાદકોએ ખરેખર આ વિશેષાંક તૈયાર કરવામાં ખૂબ જ મહેનત લીધી છે.

તેમણે વધુમાં કહ્યું હતું કે આ વિશેષાંકમાં જે ચિત્રો છે તે માત્ર ચિત્રો જ નથી, પરંતુ સાક્ષાત્ ભગવાન મહાવીર પ્રભુની પ્રતિમાઓનાં દર્શન છે. મને શ્રદ્ધા છે કે આ ગ્રન્થ જીવંત રહેશે અને પેઢી દર પેઢી સુધી અમર રહેશે.

પ્રકાશન સમારંભના અતિથિ-વિશેષ શેઠ શ્રી નારાણજીભાઇ મોમાયાએ જૈનના ઇતિહાસનો પરિચય આપતાં જણાવ્યું હતું કે પોણી સદી સુધી જૈન નિયમિત નીકળ્યા કરે છે તે આનંદની વાત છે. આ માટે તેના સંચાલકોને ખરેખર ધન્યવાદ ઘટે છે.

માહિતી વિશેષાંક માટે બોલતાં તેમણે જણાવ્યું કે નિર્વાણ વર્ષની ઉજવણી યાદગાર થઈ તે બધાની માહિતી જો ભેગી કરવામાં ન આવે તો પાંચ વરસમાં બધું ભુલાઈ જાય. પણ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયધર્મસૂરિજી મહારાજ અને પૂજ્ય મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજની પ્રેરણા અને આશીર્વાદથી માહિતી વિશેષાંકનું કાર્ય થઈ શક્યું.

આ માટે સંપાદક મંડળને ધન્યવાદ. આ ભાઇઓએ આ વિશેષાંક તૈયાર નથી કર્યો, પરંતુ એક દસ્તાવેજી ગ્રંથ આપ્યો છે. છેલ્લે મોમાયાએ જૈન પત્ર હજી વધુ ફૂલે–ફાલે, શાસનની સેવા વધુ ને વધુ કરે તેવી શુભેચ્છા વ્યક્ત કરી હતી.

આ માહિતી વિશેષાંકના પ્રાણ સમા પ્રેરક અને માર્ગદર્શક પૂજ્ય સાહિત્યકલારત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજે પોતાના આશીર્વાદ પ્રવચનમાં ભગવાન મહાવીરના ૨૫૦૦મા નિર્વાણ–કલ્યાણની ઉજવણી શાનદાર અને ભવ્યતાથી થઈ તેની ઝાંખી કરાવી હતી.

તેઓશ્રીએ કહ્યું હતું કે આઝાદી બાદ આ અવસરે પહેલીવાર દેશમાં કતલખાના બંધ રહ્યાં, શિકારબંધી જાહેર થઈ, કેદીઓની સજામાં ઘટાડો થયો, ફાંસીની સજાને આજીવન કેદમાં બદલવામાં આવી, દારૂ અને માંસના વેચાણો બંધ રહ્યાં. આ અને આવા બીજા અદ્ભુત કામો આ વર્ષમાં થયાં. મને થતું કે આ બધી માહિતીઓ ગ્રંથસ્થ નહિ થાય તો શું થશે?

ત્યાં ભાઇ મહેન્દ્રે આચાર્ય મહારાજને મારા મનની વાત કરી, તેઓશ્રીએ તેને આશીર્વાદ આપ્યા અને આ વિશેષાંકનુ



કદાચ ધર્મમાર્ગના શ્રવણનો પ્રસંગ સાંપડ્યો અને તેમાં શ્રદ્ધા પણ બેઠી તેમ છતાંય તે પ્રમાણે વર્તવા સારુ યોગ્ય પુરુષાર્થ કરવાનું વળી ભારે દુર્ઘટ બને છે. ઘણા લોકો એવા હોય છે કે જેઓ 'ધર્મમાર્ગમાં પોતે શ્રદ્ધા તો રાખે છે' એમ કહેતા હોય છે, પણ તે પ્રમાણે વર્તી શકતા નથી. અર્થાત શ્રદ્ધા થયા પછી તે પ્રમાણે પુરુષાર્થ કરવો ઘણો દુર્લભ બને છે. ○ મનુષ્યનો અવતાર કદાચ મહામુસીબતે મળી ગયો તો પણ જે વચનોને સાંભળીને તપ, ક્ષમા અને અહિંસાને ચિત્તમાં સ્થિર કરી શકે એવા ધર્મવચનોનું સાંભળવું ભારે દુર્લભ છે.

## શેઠ વાડીલાલ સારાભાઈ
## શ્રી ચંદ્રપ્રભસ્વામી જૈન મંદિર ટ્રસ્ટ

પ્રાર્થના સમાજ,

મુંબઈ–૪૦૦૦૦૪

મુંબઈમાં ઉજવાયેલ ભગવાન મહાવીર પચીસસોમો નિર્વાણમહોત્સવ

# માહિતી વિશેષાંક'નો પ્રકાશન સમારોહ




મુંબઈ : પૂજ્યપાદ ગદિવાકર આચાર્ય શ્રી વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ, સાહિત્યકલા રત્ન મુનિરાજ શ્રી યશોવિજયજી મહારાજ આદિ પૂજ્ય શ્રમણ ભગવંતોની મંગળ નિશ્રામાં અને ચારેય ફિરકાના તેમ જ બૃહદ મુંબઈની લગભગ તમામ જૈન સંસ્થાઓના આગેવાનોની ભરચક હાજરીમાં તા. ૬ જુન ૧૯૭૬ના રવિવારના રોજ ભગવાન મહાવીર ૨૫૦૦મા નિર્વાણમહોત્સવ માહિતી વિશેષાંકનો પ્રકાશન સમારંભ ભારે હર્ષોલ્લાસ સાથે યોજાઈ જતાં વિશેષાંકના પ્રકાશક તરીકે જૈન સાપ્તાહિકે તેની પ્રગતિનું એક નવું સીમાચિહ્ન અંકિત કર્યું છે.

શ્રી અખિલ ભારતીય જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ અને ભગવાન મહાવીર ૨૫મી નિર્વાણ કલ્યાણક શતાબ્દી ઉત્સવ સમિતિ—મુંબઈના. ઉપક્રમે, શ્રી મહાવીર જૈન વિદ્યાલયના સભાગૃહમાં યોજાયેલ આ સમારંભમાં, જાણીતા ઉદ્યોગપતિ અને સાહિત્યપ્રેમી શેઠ શ્રી રતિલાલ મણીલાલ નાણાવટીએ 'જૈન'ના વિશેષાંકનું વિધિપૂર્વક ઉદ્ઘાટન કર્યું હતું. સમારંભનું અતિથિવિશેષપદ જાણીતા સમાજસેવક શ્રી જયંતીલાલ રતનચંદ શાહ અને કચ્છી જૈન સમાજના આગેવાન નેતા શેઠ શ્રી નારણજી શામજી મોમાયાએ સંભાળ્યું હતું. સમારંભના સ્વાગતાધ્યક્ષ અને આપણી કોન્ફરન્સના પ્રમુખ શ્રી દીપચંદ એસ. ગાર્ડીએ નિમંત્રિત મહેમાનો અને શ્રોતાઓનું હાર્દિક સ્વાગત કરતાં કહ્યું હતું કે પૂજ્ય આચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજનો આપણા મુંબઈ ઉપર ઘણો ઉપકાર છે. તેઓશ્રીની પ્રેરણાથી અનેકવિધ સામાજિક અને ધાર્મિક પ્રવૃત્તિઓ થઈ છે. મારું માનવું છે કે ગત વર્ષે મુંબઈમાં જે ભવ્યતાથી ભગવાન મહાવીર પ્રભુની ૨૫સોમી નિર્વાણ શતાબ્દી ઊજવાઈ, તેવી ઉજવણી પૂ૦ આચાર્ય ભગવંતની હાજરી અને તેઓશ્રીની પ્રેરણા ન મળી હોત તો તે ઊજવાઈ શકી હોત કે કેમ તે શંકા છે.

આ મહાપુરુષમાં એવી લબ્ધિ છે કે તેઓશ્રી જે કામ હાથમાં લે છે તે સારી રીતે સફળ થાય છે. નિર્વાણ વર્ષની ઉજવણીની માહિતીનો વિશેષાંક કાઢવા માટે ભાઈ મહેન્દ્રે તેઓશ્રીને વાત કરી અને તેમણે અંતરથી આશીર્વાદ આપ્યાં. તેઓશ્રીની પ્રેરણા અને આશીર્વાદ શ્રી ગુલાબચંદભાઈ અને તેમના સુપુત્રોથી આ માહિતી વિશેષાંકનું કામ શક્ય બન્યું.



કામ થઈ શક્યું. જો કે મારી ભાવના અને હું જે વિચારતો હતો તેવા રૂપે અને સ્વરૂપે બધું નથી થઈ શક્યું. પરંતુ જે કાંઇ અને જેવા સ્વરૂપે પણ થઈ શક્યું છે તે પણ ખૂબ જ સારું અને ઉપયોગી થયું છે. આવો ગ્રંથ સંસ્કૃત ભાષામાં નીકળવો જોઈએ.

જૈન પત્ર માટે બોલતાં પૂજ્યશ્રીએ કહ્યું કે સમાજમાં જીવતું અને જાગતું આ એક જ પત્ર છે. પત્ર એ સમાજનો અવાજ છે, જાહેર જીવનની પારાશીશી છે. તે સમાજના પ્રસંગોનો પડઘો પાડનાર છે. જૈન પત્રે સત્ય અને શાસનને નજર સમક્ષ રાખી ઘણી વખત કડવી વાત પણ લખી છે.

આજે જૈન પત્રની આર્થિક સ્થિતિ નબળી છે. આ હાલતમાં પણ ભાઈ મહેન્દ્રએ ભારે હિંમત કરીને આ અતિ ખર્ચાળ એવો વિશેષાંક અનેકનો સાથ સહકાર મેળવીને કાઢયો છે.

આ પ્રસંગે ગુલાબચંદભાઈ, મહેન્દ્રના ધર્મમાતા સમરથબેન, તેમના સુપુત્રો નવીનભાઈ, વિનોદભાઇ સૌ હાજર થયા છે. તેમના માટે આ સુવર્ણ પ્રસંગ છે.

આ વિશેષાંકની જ વાત કરું તો તેની પાછળ ઘણી મહેનત લેવાઈ છે, અને એમ કરવા જતાં જૈન પત્ર ઘણા મોટા આર્થિક બોજા હેઠળ આવી ગયું છે. આ મોટી જવાબદારી અમારા માથે છે. આ જવાબદારી પાર પાડવામાં સમાજ મન મૂકીને ઉદારતાથી સહકાર આપે એવી હું સૌને અપીલ કરું છું.

માહિતી વિશેષાંકના પ્રણેતા પૂજ્યપાદ યુગદિવાકર આચાર્ય ભગવંત શ્રી વિજયધર્મસૂરિજી મહારાજે પોતાના ભાવસભર પ્રવચનમાં જણાવ્યું હતું કે ભગવાન શ્રી મહાવીર પ્રભુના ૨૫૦૦મા નિર્વાણકલ્યાણક વર્ષના પરિણામે દુનિયાભરના લોકો તેમના અહિંસા, અનેકાંત, અપરિગ્રહના સિદ્ધાંતો વિચારતા થયા છે: અહિંસા માટે. તેના પ્રચાર માટે એક વિદેશીએ રૂા. એક કરોડનું ટ્રસ્ટ પણ બનાવ્યું. આ એક જૈનધર્મના આદર્શો અને સિદ્ધાંતોની સિદ્ધિ છે.

આ વરસમાં અહિંસાના પ્રચારના ઘણાં કામો થયાં. આ બધાની માહિતી આપતો આજે આ વિશેષાંક પ્રકટ થયો છે. આ અંક તૈયાર કરવામાં અમારા યશોવિજયજીએ મહેન્દ્રને ઘણો સાથ આપ્યો. હિંમત હારી જવાના સમયે તેમણે તેની પીઠ થાબડી અને તેનો ઉત્સાહ ટકાવી રાખ્યો. આ કાર્ય માટે અમારા પૂજ્ય ગુરુ મહારાજના આશીર્વાદ હતા જ, પણ યશોવિજયજીએ તો આ કામને સફળ બનાવવામાં ઠેઠ સુધી રસ લીધો. વિશેષાંકની કાગળની મોટી જવાબદારી પણ તેમણે જ ઉપાડી અને વિશેષાંક વધુ સારો બને તે માટે ફોટાઓ વગેરે સામગ્રી પણ આપી.

મહેન્દ્રે પણ વિશેષાંકનું કામ પૂરું કરવા ખૂબ જ દોડધામ કરી. નાની ઉંમરમાં તેણે સાચે જ આ એક મોટું સાહસ કર્યું છે. પૂજ્ય ગુરુ મહારાજની કૃપાથી તેમજ યશોવિજયજીના અને બીજા અનેકના પુરુષાર્થથી આ વિશેષાંકનું કામ સફળ થયું છે. છતાંય તેની આર્થિક જવાબદારી હજી અમારા માથે છે. આ જવાબદારી પૂરી કરવા માટે તમારા સૌના સાથની જરૂર છે.

પૂજ્ય આચાર્યશ્રીના આશીર્વાદ પ્રવચન બાદ જાણીતા વિદ્વાન શ્રી દલસુખભાઈ માલવણિયાએ પ્રાસંગિક પ્રવચન કરતાં કહ્યું હતું કે જૈન પત્રનો હું નિયમિત વાચક છું. અત્યારના કપરા સમયમાં પણ તેણે પોતાની નિયમિતતા જાળવી માટે તેના સંચાલક અને સંપાદકને ધન્યવાદ ઘટે છે.

તેમણે વધુમાં કહ્યું હતું કે આજ વ્યક્તિગત પત્ર ચલાવવું અને તેને નિયમિતપણે વરસો સુધી ટકાવી રાખવું એ ખરેખર દુષ્કર કાર્ય છે. અને મુશ્કેલીઓ વચ્ચે આજે જૈન ટકી રહ્યું છે. અને આજ તેણે દસ્તાવેજી જેવો માહિતી વિશેષાંક પણ પ્રકટ કર્યો છે. મુંબઇના શ્રીમંતો અને જૈનોની ફરજ તેને આર્થિક રીતે પગભર કરવા પૂરેપૂરો સહકાર આપે.

ત્યાર બાદ 'જૈન'ના તંત્રી શ્રી ગુલાબચંદભાઇ દેવચંદ શેઠનું વિવિધ ઉપહારપૂર્વક જાહેર સન્માન કરવામાં આવ્યું હતું.



"જૈન" – 'માહિતી વિશેષાંક'ના પ્રકાશન સમારોહ સમયે યુગદિવાકર પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયધર્મસૂરીશ્વરજી મ૦સા૦ પ્રવચન આપી રહ્યા છે. બાજુમાં સાહિત્ય કલારત્ન મુનિરાજશ્રી યશોવિજયજી મ૦સા૦, મુનિરાજશ્રી સદ્‌ગુણવિજયજી મ૦સા૦ આદિ બિરાજમાન છે.

'માહિતી વિશેષાંક' ગ્રંથનું પ્રકાશન જાણીતા આગેવાન શ્રી ...તિલાલ મણિલાલ નાણાવટી કરી રહ્યા છે.

# સન્માન સમારોહ



ાહિતી વિશેષાંક' પૂ૦ પૂ૦ આ૦શ્રી વિજયધર્મસૂરિજી મ૦ને
પ્રેમી શ્રી ઉમેદમલજી હજારીમલજી અર્પણ કરી રહ્યા છે.



સમારંભના સ્વાગતાધ્યક્ષ, મિલન-સાર સજ્જન શ્રી દીપચંદ સવચંદ ગાડી' તંત્રીશ્રી ગુલાબચંદ દેવચંદ શેઠને સુખડનો હાર પહેરાવી બહુમાન કરી રહ્યા છે.



ગ્રંથ પૂ૦ પૂજ્ય મુનિરાજશ્રી યશોવિજયજી મ૦સા૦ને સખીદિલ
શેઠશ્રી ચંદ્રસેન જીવનલાલ ઝવેરી અર્પણ કરી રહ્યા છે.



સમારોહના અતિથિવિશેષ, જાણીતા આગેવાન કાર્યકર શ્રી જયંતિલાલ રતનચંદ શાહ "જૈન" પત્રના તંત્રીશ્રી ગુલાબચંદ દેવચંદ શેઠની સેવાની સ્મૃતિરૂપે સન્માનપત્ર અર્પી રહ્યા છે.



શ્રીયુત દીપચંદ એસ. ગાડી' "જૈન" પત્રના સંપાદક શ્રી રતિલાલ દીપચંદ દેસાઈને શાલ ઓઢાડી તેમનું જાહેર બહુમાન કરી રહ્યા છે.

# "જૈન" પત્ર માટે બે ગૌરવરૂપ પ્રસંગો

'જૈન' સાપ્તાહિકના ઇતિહાસમાં યાદગાર બની રહે એવા બે સમારોહો તા. ૬–૬–૭૬ રવિવારના રોજ મુંબઈમાં, ઊજવાઈ ગયા. એક સમારોહ હતો 'જૈન' પત્રે તૈયાર કરેલ 'ભગવાન મહાવીર ૨૫૦૦મો નિર્વાણ મહોત્સવ માહિતી વિશેષાંક'ના પ્રકાશનનો અને બીજો સમારોહ હતો "જૈન" સાપ્તાહિકના સૌજન્યશીલ તંત્રી ભાઈશ્રી ગુલાબચંદ દેવચંદ શેઠે, અનેક પ્રકારની મુશ્કેલીઓ વચ્ચે પણ, આ પત્રનું નિયમિત પ્રકાશન ચાલુ રાખીને, પોતાના પત્ર દ્વારા કરેલ જૈનધર્મ, સંઘ અને સમાજની દીર્ઘકાલીન સેવાઓ નિમિત્તે એમને સન્માન–પત્ર અર્પણ કરીને એમનુ બહુમાન કરવાનો. આ બન્ને સમારંભોનો અહેવાલ આજના અંકમાં અન્યત્ર આપવામાં આવ્યો છે, એટલે એની વિગતો અહીં આપવાની જરૂર નથી. "માહિતી વિશેષાંક"ના પ્રકાશનનો ઉત્સવ "જૈન" પત્રના તંત્રીશ્રી માટે તથા આ વિશેષાંકના સંપાદક–મંડળ માટે ભારે રાહત, સંતોષ અને હર્ષનો પ્રસંગ હતો. 'જૈન' પાસેની ટાંચી સાધન–સામગ્રી અને કંઈક નબળી કે સામાન્ય લેખી શકાય એવી આર્થિક જોગવાઈની દૃષ્ટિએ વિચાર કરતાં, આવો મોટો અંક તૈયાર કરવાનું કામ, મને તો નબળા કે પાંગળા પગે પર્વત ચડવા જેવું અતિ અતિ મુશ્કેલ લાગતું હતું. આ માટે દેશના ખૂણા ખૂણામાંથી કેટકેટલી સામગ્રી ભેગી કરવાની હતી! એવી સામગ્રી એકત્ર કર્યા પછી એનું અવલોકન અને વર્ગીકરણ કરીને એની વ્યવસ્થિત નોંધો કરવાનું કામ કેટલું જંગી હતું! અને આ બધું કર્યા પછી એકરંગી તથા બહુરંગી અઢીસો જેટલાં ચિત્રો સાથે, પાંચસોથી પણ વધુ પાનાના આ દળદાર અંકને સુંદર, સુઘડ અને સ્વચ્છ રૂપમાં છપાવવાનું કામ તો એનાથી ય વધુ કપરું હતું. મારું મન તો સતત એ જ ચિંતા અને વિમાસણ કર્યા કરતું હતું કે આવું મોટું કામ અમે હેમખેમ પૂરું કરી શકીશું ખરા? કદાચ આ કામ ધારણા પ્રમાણે અમે પૂરુ ન કરી શકયા તો 'જૈન' પત્રની અને અમારી પણ પ્રતિષ્ઠાને કેટલી બધી હાનિ પહોંચશે! શ્રી ગુલાબચંદભાઈએ તો, છેલ્લા મહિનાઓ દરમ્યાન, આ અંકનું પ્રકાશન ન થાય ત્યાં સુધી ઘી ખાવું બંધ કર્યું હતું! પણ છેવટે અમારી બધાની ચિંતાનો અંત આવ્યો, 'સોકી લકડી એક કા બોજ' એ કહેવત પ્રમાણે અનેક શક્તિઓ અને વ્યક્તિઓના સક્રિય સહકારથી એક ઉત્તમ કોટીનો વિશેષાંક તૈયાર થઈ ગયો તથા એનો પ્રકાશનવિધિ પણ, આનંદ અને ઉલ્લાસ સાથે ઊજવાઈ ગયો; અને સૌએ વિશેષાંકની અને "જૈન" પત્રના સાહસની મુક્ત મને પ્રશંસા કરી. આ બધું જોઈને અમારું ચિત્ત સંતુષ્ટ અને આહ્લાદિત થયું અને અમારા મનનો ભાર દૂર થયો. આ બધું પરમાત્માની કૃપાનું જ ફળ સમજવું ઘટે.

'જૈન' પત્રના જીવનના આવા હર્ષજનક, યાદગાર અને સોનેરી અવસર ઉપર જાણે સુવર્ણકળશ ચડાવવાનો કુદરતનો શુભ સંકેત હોય એમ આ વિશેષાંકના પ્રકાશન–સમારંભની સાથોસાથ જ,



સરળહૃદયથી શ્રી ગુલાબચંદભાઈનું જૈન સંસ્થાઓ દ્વારા જાહેર સન્માન કરવાનો કાર્યક્રમ યોજાયો તે સોનામાં સુગંધ ભળ્યા જેવું બન્યું. શ્રી ગુલાબચંદભાઈને સન્માન–પત્ર અર્પણ કરવાના આવા સમારોહનું આયોજન કરવામાં આવ્યું એ જાણીને હું ખૂબ ખૂબ ખુશી થયો હતો.

"જૈન" પત્ર સાથેના મારા નિકટના સંબંધને કારણે, ત્રણેક દાયકાથી તો હું શ્રી ગુલાબચંદભાઈને સારી રીતે જાણું છું. તેઓ નિરંતર કામ કરવામાં જ માને છે અને નામના કે કીર્તિની લાલસાથી હમેશાં દૂર રહે છે. અત્યારના પત્ર સંચાલકમાં ભાગ્યે જ જોવા મળતા સરળતા, નમ્રતા, વિવેકશીલતા, ઓછાબોલાપણું, અભિમાનનો અભાવ વગેરે ગુણો એમનામાં છે; અને એના લીધે જ મારો એમની સાથેનો સંબંધ આટલા વખત સુધી નભી શક્યો છે, એમ હું માનું છું.

એમને સન્માન–પત્ર અર્પણ કરવામાં આવ્યું, એ મેળાવડાની બાબતો મને વિશેષ નોંધપાત્ર લાગી છે. એક તો, ૩૪ જેટલી સંસ્થાઓ તરફથી આપવામાં આવેલ સન્માન–પત્રમાં જેમ જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘના તપગચ્છ, ખરતરગચ્છ, અચળગચ્છ તથા પાયચંદગચ્છની સંસ્થાઓનો સમાવેશ થાય છે, તેમ દિગંબર, સ્થાનકમાર્ગી અને તેરાપંથી સંસ્થાઓનો તથા શ્રી ભારત જૈન મહામંડળનો પણ સમાવેશ થાય છે. આવી કદરદાની એ "જૈન"ને માટે વિશેષ ધન્યતાની બાબત બની રહે એ સ્વાભાવિક છે.

આ મેળાવડાની બીજી આનંદ ઉપજાવે એવી વાત એ છે કે એમાં પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયધર્મસૂરિજી સહિત અનેક આગેવાનોએ "જૈન"ની સેવાઓને બિરદાવવાની સાથે એની ઉપયોગિતા તરફ અંગુલી નિર્દેશ કર્યો હતો, એટલું જ નહીં, પણ એથી આગળ વધીને, એમણે "જૈન" પત્ર આર્થિક રીતે ભગભર બને એવી કોઈક યોજના સમાજે હાથ ધરવી જોઈએ, એવી સમર્થ રજૂઆત પણ કરી હતી. આ બધા ઉદ્ગારોમાં "જૈન" પત્ર પ્રત્યેની મમતાની અને એ નિશ્ચિંતપણે ચાલુ રહે એવી ચિંતાની લાગણી વ્યક્ત થતી હતી.

આ બધું જોઈને હું બહુ રાજી થયો છું. પોણોસો વર્ષની ઉંમર વટાવી ચૂકેલા શ્રી ગુલાબચંદભાઈને, પોતાની લાંબા સમયની સેવાઓની આવી ઉમળકાભરી કદર થયેલી જોઈને, આત્મસંતોષ અને આનંદ થાય એ સહજ છે. આ સમારોહમાં સૂચવવામાં આવ્યા પ્રમાણે "જૈન" પત્રને આર્થિક રીતે નિશ્ચિંત કરવાની કોઈ યોજના ઘડીને એનો અમલ કરવામાં આવશે તો એથી "જૈન" પત્રને તથા જૈન સમાજને–એમ બન્નેને ઘણો લાભ થશે, એમાં શક નથી.

તા. ૧૩–૯–૭૬
અમદાવાદ–૭



—રતિલાલ દીપચંદભાઈ દેસાઈ






જૈન તીર્થોની રક્ષા કરવા અને તેની, પવિત્ર સ્વતંત્રતા જાળવી રાખવાના ઉદાત્ત ધ્યેયથી, ૧૨મી એપ્રિલ ૧૯૦૩ના રોજ અમદાવાદથી શ્રી ભગુભાઈ કારભારીએ 'જૈન' નામનું શ્વેતામ્બર મૂર્તિપૂજક સમાજનું સૌ પ્રથમ સાપ્તાહિક પ્રકટ કર્યું. તીર્થરક્ષા અને સ્વતંત્રતા માટે શ્રી કારભારીએ તે સમયના રાજાઓ સામે જૈનોનો બુલંદ અને નીડર અવાજ વ્યક્ત કરીને થોડાક જ સમયમાં 'જૈન'ને એક પડકારતી સફળ સત્તા તરીકે સ્થાપિત કર્યું. અમદાવાદમાં આ કારણે સત્યનો અવાજ રુંધાતો લાગવાથી શ્રી કારભારીએ 'જૈન'નું પ્રકાશન થોડા વરસો મુંબઈથી કર્યું.

'જૈને' નવમા વર્ષમાં પ્રવેશ કર્યો ત્યારે શ્રી કારભારીને પોતાના આરોગ્ય માટે વિદેશ જવાનું થયું. પોતાની ગેરહાજરીમાં તેમણે 'જૈન'નું સંપાદન અને સંચાલન શેઠ દેવચંદ દામજી કુંડલાકરને શ્રદ્ધાપૂર્વક સોંપ્યું. શેઠ દેવચંદભાઈએ આદ્યતંત્રીની શ્રદ્ધાને યશસ્વી રીતે સાબિત કરી. શ્રી કારભારીનું વિદેશમાં જ અવસાન થયું, આથી તેમના જીવનમાંથી પ્રેરણા લઈને શ્રી કુંડલાકરે 'જૈન' સાપ્તાહિકની સત્યની યાત્રાને અવિરત ચાલુ રાખી.

સમયનો પ્રવાહ બદલાતાં તીર્થરક્ષા અને સ્વતંત્રતાના ધ્યેયને 'જૈન' સાપ્તાહિકે વધુ વિસ્તૃત બનાવ્યું. જૈન સમાજમાં બનતા ધાર્મિક અને સામાજિક પ્રસંગો અને પ્રશ્નો અંગે અગ્રલેખો અને સામયિક સ્ફુરણ લખી સત્યના અવાજને વધુ વ્યાપક ક્ષેત્રે ગૂંજતો કર્યો.

અગ્રલેખો, સામયિક સ્ફુરણ અને સમાચારો ઉપરાંત 'દર અંકે વિવિધ વિષયો પર વિદ્વાનોના લેખો, વાર્તાઓ વગેરે પણ આજ સુધી પ્રકટ થતા રહ્યા છે અને નિયમિત અંકો ઉપરાંત પર્યુષણ, દિવાળી અને ભગવાન મહાવીરના જન્મ કલ્યાણકના પ્રસંગે સાહિત્યસભર વિશેષાંકો તેમજ કોન્ફરન્સ જેવી સંસ્થાના અધિવેશન અને પ્રતિષ્ઠાઈપ્રસંગે વિશિષ્ટ પૂર્તિઓ પણ અવારનવાર આજ સુધી પ્રકટ થતા રહ્યા છે.

શેઠ દેવચંદભાઈનું વિ. સં. ૧૯૯૯માં અવસાન થતાં 'જૈન'ની સંપૂર્ણ જવાબદારી તેમના પુત્ર શ્રી ગુલાબચંદભાઈએ ઉપાડી અને તેઓશ્રીએ પણ પોતાના પુરોગામી તંત્રીઓની પ્રગતિશીલ નીતિને એકધારી જાળવી રાખી. આજે ૭૩ વર્ષે 'જૈન' નિયમિત દર સપ્તાહે પ્રકટ થાય છે અને દેશભરમાં પ્રસારિત થયેલું છે. શ્રી ગુલાબચંદભાઈની વૃદ્ધાવસ્થા અને નાદુરસ્ત તબિયતને ધ્યાનમાં લઈ અત્યારે તેની બધી જ જવાબદારી તેમના સુપુત્રો શ્રી નવીનભાઈ, શ્રી વિનોદભાઈ અને શ્રી મહેન્દ્રભાઈ સંભાળી રહ્યા છે. આમ ત્રણ પેઢીથી ચાલતું વ્યક્તિગત માલિકીનું પણ સેવાને વરેલું 'જૈન' સાપ્તાહિક જૈન પત્રોમાં એકમેવ છે.

JAIN WEEKLY-BHAVNAGAR. REGD. NO. G. BV. 20.

## ભસ્મ ગ્રહનો ઓછાયો ઉતર્યો.....

દેશ અને દુનિયાએ ભગવાન શ્રી મહાવીરના ૨૫૦૦ મા નિર્વાણ કલ્યાણકની ઉજવણી અને ઉપાસના કરી. હવે ચાલો સૌ શ્રી સંઘના નવનિર્માણનાં કાર્યમાં લાગી જઈએ.....

- 卐 કોન્ફરન્સ એટલે દેશ અને વિદેશમાં શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘનો વિનમ્ર પણ બુલંદ અવાજ!
- કોન્ફરન્સ એટલે શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘની એકતા અને એખલાસનું પ્રેરક પ્રતીક!
- કોન્ફરન્સ એટલે શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘના વિવિધ પ્રશ્નોના સમાધાનની કડી.

ભગવાન મહાવીરના ૨૫૦૦ મા નિર્વાણ કલ્યાણકના સુવર્ણ અવસર પ્રસંગે કોન્ફરન્સ બુલંદ અવાજ બની છે. એકતાનું પ્રતીક તરીકે ઝળકી છે. અને આ જ સુવર્ણ અવસર નિમિત્તે જાગેલા વિવાદના સમાધાનની કડી પણ બની છે.

卐 કોન્ફરન્સનો આઠ દાયકાનો ઈતિહાસ ઉજ્જવળ છે. આ દીર્ઘ પ્રગતિ યાત્રામાં હંમેશા તેણે સફળ માર્ગદર્શકનું કામ કર્યું છે. અને અનેકવાર જાહેર કર્યું છે કે કોન્ફરન્સ જૈન સમાજની એક વિચાર પ્રેરક અને માર્ગદર્શક સંસ્થા છે.

* અમારી ભાવના વિશુદ્ધ અને ઉત્તુંગ છે. કોન્ફરન્સ હજી પણ વધુ ને વધુ સંઘ હિત અને કલ્યાણના સમ્યક્ કાર્યોમાં માર્ગદર્શક અને મદદગાર બની રહી છે અને બની રહે. આ માટે કોન્ફરન્સને જરૂર છે સેવાભાવી સંનિષ્ઠ કાર્યકરોની. કોન્ફરન્સ આ માટે આપની પાસે માગે છે: • સમયનો ભોગ • શક્તિનો યોગ • અને આર્થિક સહયોગ
આ સાથો સાથ આપની પાસે તે કોન્ફરન્સના વિવિધ કાર્યોમાં આપના પ્રેમભર્યા સાથ અને સહકારની તેમજ પ્રેરણા અને માર્ગદર્શનની પણ અપેક્ષા રાખે છે.

તો બંધુઓ! આવો અને હાથ મિલાવો. નિર્વાણ વર્ષ આપણે ઉજવ્યું. હવે આપણે સંઘના નવનિર્માણના સમ્યક્ કાર્યોમાં ખભેખભા મિલાવી કામ કરીએ.

લિ. ભવદીય,

અખિલ ભારતીય શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ
૨૧૯-એ, ગુલાલવાડી, ગોડીજી બિલ્ડીંગ, બીજે માળે, મુંબઈ-૪૦૦ ૦૦૨
ફોન:- ૩૩૩૨૯૩

દીપચંદ એસ. ગાર્ડી (પ્રમુખ)
(ઉપ પ્રમુખ)
દેવચંદ સી. શાહ (પ્રશ્રી)
જયંતિલાલ આર. શાહ
નારાણજી શામજી મોમાયા
મોતીલાલ વીરચંદ શાહ
કેશવલાલ બુલાખીદાસ.

(માનદ મંત્રીઓ)
જયંતભાઈ એમ. શા
રસીકલાલ સી. શા
જગદીશચંદ્ર બી. ગા
વિનોદચંદ્ર દલીચંદ શા

તંત્રી: મુદ્રક: પ્રકાશક: માલીક: શેઠ ગુલાબચંદ દેવચંદ, વડવા, ભાવનગર-૩૬૪૦૦
મુદ્રણસ્થાન: શ્રી જૈન પ્રિન્ટરી, વડવા, ભાવનગર-૩૬૪૦૦૧ (ગુજરાત)